: પ્રકાશક :
ભાવાર્થકાર : સિદ્ધાંત પાક્ષિક પંડિત
શાંતિલાલ કેશવલાલ-૭૦
ઠે. પાલડી, જૈન-મ. સો-સામે વર્ધમાન ફ્લેટ નં. ૪૪
અમદાવાદ-૭.

294.41
YAS-C

: પ્રાપ્તિસ્થાન :
આ ગ્રંથ પ્રકાશન પ્રતિ, જ્ઞાન ભક્તિરૂપે આર્થિક
સહાય કરનારાઓ, જેમના નામ ૧૫-૧૬ પાને આપેલ છે.

પ્રથમ-આવૃત્તિ-પ્રત-૧૦૦૦-પ્રકાશન
વીર સં. ૨૫૧૧, વિક્રમ સં. ૨૦૪૧, સને ૧૯૮૫

હિંદી આવૃત્તિ ટુંક સમયમાં બહાર પડશે.

પ્રિન્ટર્સ :
પૂજા પ્રિન્ટર્સ એન્ડ ટ્રેડર્સ
નારાયણ નિવાસ,
મહેંદીકૂવા, શાહપુર,
અમદાવાદ.

ટાઇટલ-ફોટા :
એમ. વાડીલાલની કંપની

નોટ : ભેટ આપવા યોગ્ય આત્માને આ પુસ્તિકા ભેટ આપવી, તેમજ
વંચાવવા યોગ્ય આત્માને અવશ્ય વાંચવા આપવી.

# આમુખ

પ્રથમ મુખ પૃષ્ટ ઉપર દર્શાવ્યા મુજબ નવપદાત્મક શુદ્ધ ધર્મધર્મીના ગુણ સ્વરૂપનું સાધ્યું સાધનદાવે અઢાર અક્ષરોથી વંદન–નમસ્કાર જાપ તેમજ ધ્યાનાદિ ભાવે શુદ્ધાવલંબન લેતો–એવો આત્માર્થી આત્મા, અનુક્રમે અવશ્ય નવપદને પ્રાપ્ત કરવાવાળો થાય છે. એ નવપદમાં પ્રથમ પદે જે શ્રી અરિહંત પરમાત્મા છે તે શ્રી તીર્થંકર પરમાત્માઓ કે જેઓ સ–શરીરી સ્વરૂપે–પરમાત્મ ભાવમાં–પરિણામી હોય છે, આથી તેઓ પ્રાપ્ત કેવળજ્ઞાન અને કેવળદર્શને કરી, મોક્ષ માર્ગની અવિસંવાદી દેશના આપી ચતુર્વિધ શ્રી સંઘની સ્થાપના કરતાં હોય છે. સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી તીર્થંકર પરમાત્માએ અવિસંવાદી ભાવે જણાવેલ બીજું પદ–જે અશરીરી ભાવે સાદિ અનંતમે ભાંગે પરમશુદ્ધ અનંત–અક્ષય પરમાત્મ ભાવમાં નિરંતર પરિણામી જે સિદ્ધ પદ છે તેને આત્માર્થી (મોક્ષાર્થી) આત્માએ પરમ સાધ્ય ભાવમાં સ્થાપવાનું છે તેમજ (૩) જા (૪) થા અને (૫) માં પદમાં અનુક્રમે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ભગવંતોને ગુરુપદમાં લેવાના છે. કેમકે તેઓ શ્રી તીર્થંકર ભગવંતની આજ્ઞાએ પ્રવર્તન કરવાવાળા હોય છે. તેમજ આત્મધર્મ સ્વરૂપી ૬–૭–૮ અને ૯ માં પદમાં સ્થાપેલ, સમ્યગ્દર્શન–સમ્યગ્જ્ઞાન–સમ્યક્–ચરિત્ર તેમજ સમ્યક્–તપ ગુણની અનુક્રમે આરાધના કરી આત્મશુદ્ધિ પ્રાપ્ત કરવાની છે. ઉપર જણાવેલ અવિસંવાદી ભાવથી ઉત્તમ આત્માર્થી આત્માને નવપદમાં–મુખ્ય શ્રી અરિહંત પદનું સવિશેષે મહત્ત્વ સહેજે સમજાય તેમ છે.

આ નવપદમા પ્રથમના બે દેવપદમા અને તે પછીના ત્રણ ગુરૂપદમાં રહેલા બંને ધર્મીઓના પાંચે પદમાં રહેલા આત્માઓને અનુક્રમે ૧૨ + ૮ + ૩૬ + ૨૫ + ૨૭ = ૧૦૮ ગુણે યુક્ત જાણવાના છે. આ સાથે આત્મ સાધનાર્થે અનિવાર્ય એવા ધર્મની–૬–૭–૮ અને ૯ એ ચાર પદમાં અનુક્રમે ૬૭ + ૫૧ + ૫ × ૧૨ = ૧૩૫ ગુણધર્મની ૫ ચાચાર વડે સૌ પ્રથમ આરાધના કરી પ્રાપ્તિ કરવી જરીરૂ છે.

ઉપર જણાવેલ ધર્મીના ૧૦૮ ગુણ તેમજ ધર્મના ૧૩૫ ભેદને **સાધ્ય, સાધન દાવે અઢાર અક્ષરોથી** વંદન–નમસ્કાર, તેમજ ધ્યાનાદિ ભાવે, અવલંબતો આત્મા **સર્વત્ર નવના અભેદ અંકના સંબંધે–અભેદ ભાવે** અવશ્ય તે તે પદને પ્રાપ્ત કરે છે. આ સંબંધે શાસ્ત્રમાં જણાવેલ નીચેના સૂત્રના અર્થને સંવિગ્ન પાક્ષિક ગીતાર્થ–ગુરુ ભગવંત પાસે સમ્યક્ પ્રકારે અવધારવો અનિવાર્ય આવશ્યક છે.

**"एगंमि पूइयंपि सव्वे ते पूइया हुंति**
**एगंमि हिलियंपि सव्वे ते हिलिया हुंति."**

**ભાવાર્થ :**–અત્રે એ સમજવું અનિવાર્ય આવશ્યક છે કે પંચપરમેષ્ઠિપદમાં રહેલી કોઈ એક વ્યક્તિને (પદની યથાર્થતા સહિત) પૂજવાથી સમસ્ત પંચ પરમેષ્ઠિને પૂજ્યાનું ફળ પ્રાપ્ત થાય છે. જ્યારે કોઈ પણ પદમાં રહેલી કોઈ એક પણ વ્યક્તિની હિલના–નિંદા કરવાથી સમસ્ત પાંચે પદની વિરાધના કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. આ અર્થથી કોઈ પણ એક વ્યક્તિમાં એકાંત દષ્ટિરાગી (નામમાત્ર કરી) બનવાનું આત્માર્થી આત્માને કદાપી ઉચિત લાગતું નથી.

આ સંબંધે વિશેષતઃ એ પણ જાણવું જરૂરી છે કે શ્રી જૈન શાસનને વિષે સુદેવ–સુગુરૂ અને સુધર્મને આદરવા સાથે, કુદેવ–કુગુરુ અને કુધર્મનો પરિહાર કરવા સંબંધે પણ સ્પષ્ટ આદેશ આપવામાં આવેલ છે, જેનો સમસ્ત વિસ્તાર **आज्ञाऽऽराद्धा विराद्धा च शिवाय च भवाय च** એ સૂત્રના અર્થમાં યોજાયેલ છે. તેના કિંચિત્ ભાગરૂપે આ પુસ્તિકાનું સમસ્ત લખાણ સમજવાનું છે.

આ સંબંધે વીર સંવત ૮૮૪ અને વિક્રમ સંવત ૪૧૪ માં થયેલા, તાર્કિક શિરોમણી વાદી પ્રભાવક શ્રી મલ્લવાદીજીએ પૂર્વ શ્રુત સંબંધી "નય પ્રાભૃત"ની એક પ્રાચીન ગાથા ઉપરથી પોતે નયચક્ર સાર (દ્વાદશાર નયચક્ર) નામના મહાન ગ્રંથની રચના કરેલી છે, તે પ્રાચીન ગાથા અત્રે નીચે આપવામાં આવેલી છે, તે ઉપરથી વાંચકોને અમોએ ઉપર જણાવેલ લખાણને મૂલવવું સુગમ થઇ પડશે અને ગ્રંથ વાંચવામાં પ્રેરણા ઉપજશે એમ જાણી અત્રે આ ઉલ્લેખ કરેલો છે.

મૂળ ગાથા :-

"विधि नियम भंग; वृत्ति, व्यति रिक्तत्वा दनर्थक वयोवत्
जैनादन्यच्छा सनमनृतं, भवतीति वैधर्म्यम्."

**ભાવાર્થ** :-આત્માર્થી-આત્માએ-આત્માર્થને લક્ષમાં રાખીને-આત્મહિતમાં-અવિસંવાદી ભાવે પ્રવર્તન કરવું જોઇએ, અન્યથા અધર્મમાં ધર્મબુદ્ધિ સ્થાપીને, કદાપી આત્માર્થ સાધી શકાતો નથી, તેમ છતાં અજ્ઞાની-અંધશ્રદ્ધાળુઓ, ગાડરીયા પ્રવાહની જેમ ગતાનુગતિકતાએ જે કોઇ ધર્મ પ્રવૃત્તિ કરે છે, તેથી તેઓમાં નિશ્ચેથી-રાગદ્વેષ તેમજ ક્લેશ-કંકાશની વૃદ્ધિ થાય છે.

શ્રી જૈન શાસનમાં સૌ પ્રથમ તો મિથ્યાત્વનો ત્યાગ કરીને જે આત્માઓએ સૌ પ્રથમ સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરેલ હોય છે તે આત્મા પોતે પ્રાપ્ત કરેલ સમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા અને આસ્તિક્ય રૂપ ગુણો કરી અનુક્રમે પશ્ચાનુપૂર્વીએ જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર તેમજ વીર્યાચારમાં નિરતિચાર પણે પ્રવર્તન કરી, આત્મશુદ્ધિ કરી-મોક્ષપદને (સિદ્ધપદને) પ્રાપ્ત કરી શકે છે એમ સ્પષ્ટ જણાવેલ છે આ માટે કહ્યું છે કે...

"दंसण भट्ठो भट्ठो, दंसण भट्ठस्स नत्थि निव्वाणं
सिज्झन्ति चरण रहिया, दंसण रहिया न सिज्झन्ति."

**ભાવાર્થ** :-આ સંસારમાં પ્રથમથી જ (ખાણમાં માટી અને સુવર્ણના ન્યાયે) કર્મસંયોગી આત્માએ જ્યાં સુધી આત્મ-પરિણામ અને કર્મ (જડદ્રવ્ય) ના પરિણામને ભિન્ન-ભિન્ન સ્વરૂપે જુદા-જુદા જાણ્યા નથી, અર્થાત્ આત્માર્થ સાધક સમ્યગ્દર્શન ગુણને પ્રાપ્ત કરેલ નથી, ત્યાં સુધી તે આત્મા આત્મ શુદ્ધિ કરી શકતો નથી-જ્યારે સમ્યગ્દૃષ્ટિ આત્મા તો ગમે તે ઉપાયે કરી, આત્માર્થ-સાધવા સમર્થ હોય છે.

શ્રી જૈન શાસનમાં, નિશ્ચય સ્વરૂપી તેમજ વ્યવહાર સ્વરૂપી, આત્માના શુદ્ધાશુદ્ધ પરિણામ-પ્રવૃત્તિને, સાધ્ય-સાધન ભાવે યથાર્થ અવિરૂદ્ધ ભાવે સંક્ષેપથી યા વિસ્તારથી જાણનારો આત્મા જ યથાતથ્ય સ્વરૂપે સાચી આરાધના કરી, આત્મશુદ્ધિ પ્રાપ્ત કરી શકે છે એમ જણાવેલું છે, તે માટે સૌ પ્રથમ નિશ્ચયથી સમ્યગ્દર્શન ગુણને, તેમજ વ્યવહારથી સમ્યક્-ચારિત્ર એ બન્ને ગુણોને નિશ્ચય સ્વરૂપથી તેમજ વ્યવહાર સ્વરૂપથી સમ્યગ્ભાવે અવશ્ય જાણવા જરૂરી છે. અને તે માટે-સૌ પ્રથમ દ્વાદશાંગીરૂપ દ્રવ્ય સમ્યગ્જ્ઞાનની દ્રવ્ય-ભાવથી યથાર્થ અવિરૂદ્ધ ભાવે આરાધના કરવી જરૂરી છે, આ સમજણ આવેથી ઉપરની ગાથાનો મર્મ આપોઆપ સમજાશે. અન્યથા મિથ્યાભાવે કેવળ અસત્ વિકલ્પો કર્યા કરવાથી (ભ્રાંતિમાં ભટકવાથી) તો કેવળ સંસાર વૃદ્ધિ થાય છે એમ જાણવું.

—પ્રકાશક

# પ્રાસ્તાવિક

૫. પૂ. ન્યાય વિશારદ ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીના જીવન વૃત્તાંતની ટૂંક નોંધ.

શ્રી યશોવિજયજી સારસ્વત સત્ર સમિતિ-ડભોઈ તરફથી સંવત ૨૦૦૯ માં પ્રગટ થયેલ પુસ્તિકા નં. ૧ ના આધારે અત્રે કેટલીક બાબતો જણાવીએ છીએ

ઉપરની પુસ્તિકાના પાના-૮ ઉપર તેઓએ જણાવ્યું છે કે આ "સુજસ-વેલી ભાસ"-શ્રી કાંતિ વિજયજી રચિત-જે ચાર ઢાળમાં અત્રે છપાયો છે, તે ૩-૧૪ શ્રી શાંતિસાગરજી ભંડારની પ્રતિ ઉપરથી લીધેલ છે. હાલમા તેનો વહીવટ અમદાવાદમા શ્રી આણંદજી કલ્યાણજી પેઢી પાસે છે.

(૧) પૂર્વે જે મહાન શ્રુતધર આત્માઓ થઈ ગયા તેઓની પ્રતીતિ કરાવે તેવા મહાન શ્રી યશો-વિજયજી ઉપાધ્યાયજી હતા.

(૨) શ્રી યશોવિજયજીની માતાનુ નામ સોભાગદે હતું તેમજ તેમના પિતાનું નામ નારાયણ હતું. તેઓ ગુજરાતમા કલોલ પાસે કન્હોડું ગામમાં રહેતા હતાં. શ્રી યશોવિજયજીનું નામ જશવંત-કુમાર તેમજ તેમના ભાઈનુ નામ પદ્મસિંહ હતું. તે બને ભાઈઓએ અણહિલપુર પાટણ જઈ શ્રી શ્રી નયવિજયજી પાસે સં. ૧૬૮૮ માં દીક્ષા લીધી હતી તે વખતે શ્રી યશોવિજયજીની ઉંમર આશરે દશથી બાર વર્ષની હોવા છતાં તેઓ યોગ-ઉપધાન સહ શાસ્ત્રો ભણવામાં અગ્રેસર થતાં, તેઓને તેજ ૧૬૮૮ની સાલમાં, તે વખતના ગચ્છના નાયક શ્રી વિજય દેવસૂરિના હસ્તે વડી દીક્ષા આપવામાં આવી હતી.

(૩) પોતાના ગુરૂ નયવિજયજી સાથે યશોવિજયજી સંવત ૧૬૯૯ માં રાજનગર (અમદાવાદ)માં પધારેલ તે વખતે તેઓએ શ્રી સંઘ સમક્ષ આઠ-મહા અવધાન કર્યાં હતાં. તેથી શ્રી સંઘે તેઓને વધુ અભ્યાસ માટે તે વખતના વિદ્યાધામ કાશી મોકલવાનો નિર્ણય કર્યો હતો, તે મુજબ તેઓ પોતાના ગુરૂ નયવિજયજીની સાથે કાશી-બનારસ ન્યાય-તર્ક વિગેરે દર્શન શાસ્ત્રોનો અભ્યાસ કરવા ગયેલા, તેઓએ ત્યાં (૩) ત્રણ વર્ષ અભ્યાસ કરી, અન્ય દેશથી આવેલા વાદીને વાદમાં જીતી લીધેલો તેથી ત્યાંના પંડિતોએ તેમને ન્યાય-વિશારદનું બિરૂદ આપેલું. ત્યારબાદ તેઓ આગ્રા શહેરમાં (૪) ચાર વર્ષ પર્યન્ત રહીને, ત્યાંના વિદ્વાન-આચાર્ય પાસેથી-સૂક્ષ્મ અભ્યાસ કરેલો.

(૪) ત્યારબાદ તેઓએ ગુજરાત તરફ આવવા પ્રયાણ (વિહાર) કરેલ. તેઓ શ્રી અમદાવાદ નાગોરી શાળાના ઉપાશ્રયે પધારેલ. તે વખતે ગુજરાતના સુબા મહોબતખાનની સમક્ષ તેઓએ અઢાર મહા-અવધાન પ્રયોગો કરી બતાવેલા, તેથી તેઓની બુદ્ધિના સર્વત્ર ખુબ જ વખાણ થવા લાગેલા. તેથી તે વખતના શ્રી સંઘે સંવત ૧૭૧૮ માં તે વખતના ગચ્છાધિપતિશ્રી વિજયપ્રભસૂરિના હસ્તે "ઉપાધ્યાયની" પદવી આપી હતી.

(૫) શ્રી યશોવિજયજીની સાધુતા સંબંધી, તેમજ તેમની વિદ્વત્તા સંબંધી અનેક વિદ્વાનોએ અનેકવિધ રીતે તેઓની મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે. તેઓને જૈન શાસ્ત્રોના (આગમોનું) રહસ્યોનું નય-પ્રમાણ-નિક્ષેપ-સપ્ત ભંગાદિ સ્વરૂપે, યથાર્થ જ્ઞાન હતું તે તેમના રચેલા ગ્રંથો ઉપરથી વિદ્વાનોએ એકીમતે દર્શાવેલ છે.

---

(૬) શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીનું ડભોઈમાં સંવત ૧૭૪૩ માં સ્વર્ગગમન થયેલું (કાળ ધર્મ પામેલા) તે પછી ૧૭૪૫ મા જે-સ્થળે તેમને અગ્નિદાહ કરેલો તે સ્થળે તેમની સ્મરણ પાદુકાનો સ્તૂપ મૂકવામાં આવેલો જે આજે પણ હયાત છે. હાલમાં ડભોઇમાં (વડોદરા જીલ્લામાં) તે સ્થળે. સવિશેષ ઐતિહાસિક સુંદર રચનાઓ કરવામા આવેલી છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયની પ્રાપ્ત ગુરૂ પરંપરા નીચે મુજબ છે.

(૭) અકબર બાદશાહ પ્રતિબોધક શ્રી હીરસૂરિજીના શિષ્ય ઉપાધ્યાય શ્રી કલ્યાણ વિજયજી ગણિ તેમના મુખ્ય શિષ્ય લાભવિજયજી ગણિ તેમના મુખ્ય શિષ્ય શ્રી જીતવિજયજી ગણિ તેમના ગુરૂ ભ્રાતા શ્રી નયવિજયજી ગણિ, તેમના શિષ્ય શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી.

(૮) અત્રે વાંચક વર્ગને એ જણાવવુ ખાસ જરૂરી છે કે, પ પૂ. શ્રી ય. ઉ. જીની જન્મ સાલ અને તિથિ બંને મળતા નથી, તેમજ દીક્ષા-ઉપાધ્યાય પદ અને સ્વર્ગારોહણની પણ માત્ર સાલ મળે છે. પરંતુ **એકેની તિથિ મળતી નથી. એથી એમની યાદ તાજી કરવાનો કોઈ ચોક્કસ દિવસ શ્રી જૈનસંઘ પાસે આજે તો નથી.** તેમજ વળી તેઓશ્રીને પ પૂ. અધ્યાત્મ યોગીરાજ શ્રી આનંદઘનજી સાથે જે સુયોગ થયેલો, જેનો તેઓએ પોતે જાતે જ અષ્ટપદી રચી (જે-પાના-૧૫૯-૧૬૦ ઉપર અત્રે છાપેલ છે) એકરાર કરેલો છે તે હકીકત સંબંધી પણ કોઈ સાલ-તિથિ કે સ્થળ પ્રાપ્ત થતું નથી.

—પ્રકાશક

# પ્રસ્તાવના

## [૧]

**संप्रति दुसमा काले, दशमाश्चर्य भावतः विरुद्धा चारिणो लोकाः वर्तन्ते च पदे पदे**
**सत् प्ररुपणया मुग्धा, धर्म मर्म विदन्ति नः तेषां ज्ञात्वा शांतिना, जस भावा वि-भाषिता**

આ હુંડા અવસર્પિણીના કાળમાં અનેક (સામાન્ય પણે નહિ બનવા યોગ્ય) આશ્ચર્યકારક બનાવો બનેલા છે, તેમાં દશ (૧૦) મોટા આશ્ચર્યો બનેલા છે, તેમાં છેલ્લા દશમા આશ્ચર્યમાં શ્રી કલ્પસૂત્રના રચયિતા શ્રી ભદ્રબાહુ સ્વામીજીએ જણાવ્યું છે કે, શાસન યાને શ્રી તીર્થના અભાવ કાળમાં, નીચે જણાવ્યા મુજબ કુલ ૨$\frac{3}{4}$ પલ્યોપમકાળ શ્રી તીર્થનો અભાવ હતો. તેમાં નવમા અને દશમા શ્રી સુવિધિનાથ અને શ્રી શીતલનાથના આંતરામાં ૧/૪ પલ્યોપમકાળ તેમજ દશમા અને અગીયારમા ભગવાનના આંતરામાં પણ ૧/૪ પલ્યોપમકાળ તેમજ ૧૧મા અને ૧૨મા ભગવાનના આંતરામાં ૩/૪ પલ્યોપમકાળ, તેમજ ૧૨મા શ્રી વાસુપૂજ્ય સ્વામી અને ૧૩ મા શ્રી વિમળનાથના આંતરામાં ૧/૪ પલ્યોપમકાળ, તેમજ તેરમા અને ચૌદમાં તીર્થંકરના વચ્ચેના આંતરામાં ૩/૪ પલ્યોપમકાળ તેમજ ચૌદમા અને પંદરમા ભગવાનના આંતરામાં ૧/૪ પલ્યોપમકાળ તેમજ પંદરમાં શ્રી ધર્મનાથ અને (૧૬) સોલમા શ્રી શાંતિનાથ તીર્થંકર પરમાત્માના વચ્ચેના આંતરામાં ૧/૪ પલ્યોપમકાળ **તીર્થનો યાને જંગમ ધર્મ તીર્થનો અભાવ હતો,** આ રીતે કુલ ૨$\frac{3}{4}$ પલ્યોપમકાળ જંગમ તીર્થના અભાવ કાળમાં, પાખંડી પંડિત-પુરોહિતોએ ઉત્સૂત્ર પ્રરૂપણાઓ કરીને, ધર્મના નામે હિંસાદિ અધર્મમાં લોકોને પ્રવર્તાવેલ, તે મુજબ આજે પણ ઉત્સૂત્ર-ભાષણો કરીને, પાખંડીઓ અનેક લોકોને ધર્મના નામે, હિંસા, જુઠ, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહાદિ પાપકારી અધર્મના માર્ગમાં પ્રવર્તાવી રહેલા હોવાથી, પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ ૧૨૫-૧૫૦ અને ૩૫૦ ગાથાના રચેલ આ ત્રણેય સ્તવનો, જેમાં મુખ્યપણે, ગુરૂતત્ત્વની તેમજ ધર્મતત્ત્વની પરીક્ષા કરાયેલા છે. તે સાથે, સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી તીર્થંકર પરમાત્માની દેશનાની સાક્ષી માટે, સર્વત્ર શાસ્ત્ર-પરંપરાનો આધાર લીધેલ છે. એજ રીતિએ અમોએ પણ પૂર્વ મહાપુરુષોના વચનોનો તેમજ પ્રવર્તમાન શાસનનો આધાર લઈને આ સંક્ષિપ્ત ભાવાર્થ લખ્યો છે.

સર્વજ્ઞ અને સર્વદર્શી ત્રિલોકનાથ શ્રી તીર્થંકર ભગવંતની દેશના (પ્રરૂપણા) ત્રિકાળાબાધિત-પ્રત્યક્ષ પ્રમાણથી અવિરૂદ્ધ હોવા સાથે યથાતથ્ય (૧૪ ગુણસ્થાનકક્રમારોહણ) સ્વરૂપે હેયોપાદેયતાને જણાવનારી હોવાથી સર્વજીવોને હિતકારિણી હોય છે. કેમકે તેઓએ પૂર્વના ત્રીજાભવમાં (સવિ જીવ કરું શાસન (મોક્ષ માર્ગના) રસીની ભાવનાના યોગે) શ્રી તીર્થંકર નામકર્મ બાંધેલું હોય છે. તેથી શ્રી તીર્થંકર પરમાત્માઓને અવશ્ય (ચ્યવન-જન્મ-દીક્ષા-કેવળજ્ઞાન અને નિર્વાણ) એ પાંચ કલ્યાણક સ્થાનો હોય છે. તેમાં તેઓ ત્રીજા કલ્યાણક સ્થાનકે અવશ્ય દીક્ષા લેય (સંસાર ત્યાગ કરી સાધુપણું અંગીકાર કરી) ૪ થા કલ્યાણક સ્થાનકે ચારે આત્મગુણઘાતિ કર્મોનો સર્વથા ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, સમસ્ત (ત્રિકાલિક અનાદિ-અનંત) જગતના સમસ્ત શુદ્ધાશુદ્ધ ભાવોને, પ્રત્યક્ષ-પ્રમાણથી (હસ્તામલકવત્) જાણતા-દેખતાં થકાં સર્વ જીવોના હિત-કલ્યાણના અર્થે નવતત્ત્વાત્મક ધર્મ દેશના આપતાં હોય છે. કેવળી પ્રત્યક્ષ પ્રમાણજ્ઞાન કોઈ એક કેવળી આશ્રયી સાદિઅનંતમે ભાંગે હોય છે તેમજ સમસ્ત સિદ્ધભગવંત આશ્રયી અનાદિ અનંતમે ભાંગે રહેલું છે. એમ જાણવું.

શ્રી કેવળી ભગવંતોની દેશના સમસ્ત પંચાસ્તિકાયરૂપ જગતના ઉત્પાદ્–વ્યય-ધ્રુવ ભાવમાં પરિણામ પામતાં અનેક દ્રવ્યોના અનેક ભાવોમાંથી "અર્પિતાનર્પિત સિદ્ધેઃ" એ સૂત્રાનુસારે પોતે જાણેલા સમસ્ત ભાવોમાંથી અનભિલાપ્ય ભાવોને છોડીને, અભિલાપ્ય ભાવોમાંથી પણ, અનંતમા ભાગને જ (વચનયોગની પરિમિતતા હોવાથી) તેઓ જણાવતાં હોય છે. તેનો પણ અનંતમો ભાગ શ્રી ગણધર ભગવંતો ઝીલતા હોય છે અને તે સમજેલા (ઝીલેલા) ભાવોમાંથી પણ અનંતમાં ભાગરૂપે, દ્વાદશાંગી રૂપ શ્રુતની (મનોમન) રચના માત્ર કરતા હોય છે, આ દ્વાદશાંગી રૂપ શ્રુત જ્ઞાનને, નીચે મુજબના ચાર નિક્ષેપથી અવિરૂદ્ધ અવધારવું જરૂરી છે. (૧) દ્રવ્યતઃ દ્વાદશાંગી એક વ્યક્તિ આશ્રયી સાદિ–સાત છે. તેમજ અનેક વ્યક્તિ આશ્રયી અનાદિ–અનંત છે. (૨) ક્ષેત્રતઃ ઉત્સર્પિણી–અવસર્પિણી ક્ષેત્ર (ભરત–ઐરવતાદિ) આશ્રયી સાદિ–સાંત છે, તેમજ નોઉત્સર્પિણી અને નો–અવસર્પિણી ક્ષેત્ર (મહાવિદેહાદિ) આશ્રયી અનાદિ–અનંત છે, તેમજ (૩) કાળતઃ ઉત્સર્પિણી–અવસર્પિણીકાળ આશ્રયી સાદિ–સાંત છે, તેમજ નો–ઉત્સર્પિણી નો–અવસર્પિણી, કાળ આશ્રયી અનાદિ–અનત છે, તેમજ (૪) ભાવતઃ દ્વાદશાંગી સૂત્ર સ્વરુપે સાદિ–સાંત હોય છે. તેમજ અર્થ–વિશેષથી તો અનાદિ–અનંત (ધ્રુવ–શાશ્વત) કેવળીભાષિત એક જ અવિસંવાદિ અર્થને જણાવનારી હોય છે.

પંચાસ્તિકાય (જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અને પુદ્‌ગલાસ્તિકાય) મય આ જગત અનાદિ–અનંત સામાન્ય–વિશેષ સ્વરૂપે ઉત્પાદ્–વ્યય–ધ્રુવ ભાવમાં પરિણામી હોવાથી નિત્યાનિત્ય છે. તેને યથાર્થ અવિરૂદ્ધ ભાવે–અન્ય આત્મા સંબંધે જાણવા જણાવવા માટે, પાંચ જ્ઞાનમાંથી માત્ર શ્રુતજ્ઞાન (સ્વ–પર પ્રકાશક હોઈ) વડે ઉપકાર થઈ શકે છે, આ શ્રુતજ્ઞાન વડે પણ જાણેલા સર્વભાવો એકી સાથે કહી શકાતા નથી, તેથી તે સ્વરૂપે વક્તા વડે, તે–કથંચિત્ અવક્તવ્ય ભાંગામાં સમાયેલા હોય છે એમ જાણવું, પ્રત્યેક પદાર્થને સદાકાળ (૧) સ્વદ્રવ્ય (૨) સ્વક્ષેત્ર (૩) સ્વકાળ અને (૪) સ્વભાવ–પરિણામે, અસ્તિપણું જાણવું. તેમજ (૧) પર દ્રવ્ય (૨) પરક્ષેત્ર (૩) પરકાળ (૪) પર–ભાવ પરિણામે નાસ્તિપણું જાણવું, પરસ્પર વિરુદ્ધ એવા ઉપરના સ્વરૂપે વળી પ્રત્યેક પદાર્થ કથંચિત્ અસ્તિ સ્વરૂપે તેમજ કથંચિત્ નાસ્તિ સ્વરૂપવાળો હોઈ, પ્રત્યેક પદાર્થને સ્યાત્ અસ્તિ, તેમજ સ્યાદ્ નાસ્તિ બંને ભાવો સહિત જાણવા માટે ત્રીજા સ્યાત્–અસ્તિ–નાસ્તિ ભંગાનો આશ્રય લેવો જરૂરી છે. આ ત્રણેય ભાવોને કથંચિત્ કહી શકાય છે, તેમજ–કથંચિત્ નથી કહી શકાતા, તે–ભાવે, તેના બીજા ચારે ભાગને, પ્રમાણ સપ્તભંગથી શાસ્ત્રાર્થથી જાણી લેવા જરૂરી છે, જો કે આજે પ્રાપ્ત સમસ્ત સમ્યગ્‌દ્રવ્યશ્રુત મૂળ દ્વાદશાંગી શ્રુતની અપેક્ષાએ, શાસ્ત્રોમાં જણાવ્યા મુજબ ધુળની પ્રથમ મોટી ઢગલી ત્યાથી ઉપાડી એક જગ્યાએથી બીજી જગ્યાએ એમ અનેક વખત ઉપાડીને અન્યત્ર મૂકતા, જેમ મૂળ ધુળની ઢગલી ક્રમશઃ અલ્પ–અલ્પતા પામતી થકી અતિ અલ્પ માત્ર રહી જાય છે, તેમ આજે પ્રાપ્ત અતિ અલ્પ શ્રુત થકી પણ નવે તત્ત્વોનો જો પ્રમાણ નય સાપેક્ષ અભ્યાસ કરવામાં આવે તો, તે મૂળ શ્રુતના મર્મને પામી શકાય તેમ છે. આ સંબંધે તત્ત્વાર્થ સૂત્રમાં "**નામ, સ્થાપના દ્રવ્ય ભાવતઃ તન્ન્યાસ** તેમજ "**પ્રમાણ–નયૈરધિગમઃ**" એમ સ્પષ્ટ જણાવવામા આવ્યું છે. આ સંબંધે સમ્મતિ સૂત્રમા કા–૩–ગા–૪૫ માં જણાવેલ છે કે........,

"जो हेउवाय पक्खम्मि हेउओ, आगमे य आगमिओ
सो स समय पण्णवओ, सिद्धांत विराहगो अन्नो"

**અર્થ :—** સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી તીર્થંકર પરમાત્માના પ્રમાણ (સપ્ત ભંગાત્મક) વચનોની પ્રમાણભાવથી (સ્યાત્‌થી) તેમજ નય વચનોની સપ્તનય સાપેક્ષ અવિરૂદ્ધ પ્રરૂપણા કરનાર આત્માને તો, શ્રી જીનેશ્વરના માર્ગનો શોભાવનારો જાણવો, અન્યથા યદ્વા-તદ્વા પ્રવચન કરનારને શ્રી જીનેશ્વરના માર્ગનો ઉદ્દાહ (ઘાત) કરનારો જાણવો.

આ સંબંધે કુગુરૂઓના અજ્ઞાન અને સંમોહમૂલક ઉત્સૂત્ર પ્રવચનોમાં દૃષ્ટિ રાગી બની (અંધો અંધ પુલાયના ન્યાયે) અધર્મની પ્રવૃત્તિમાં ધર્મબુદ્ધિ ધારણ કરનારા તત્ત્વમૂઢ આત્માઓને, સુદેવ-સુગુરૂ અને સુધર્મનું અવિસંવાદિ સ્વરૂપ ઓળખાવવા માટે, પ. પૂ. શ્રી ય. ઉ. જી એ આ ૧૨૫-૧૫૦ અને ૩૫૦ ગાથાના સ્તવનોની રચના કરીને, સુદેવ તત્ત્વનું સ્વરૂપ તેમજ સુધર્મ તત્ત્વનું સ્વરૂપ, જેમનાથી પામી શકાય છે. તેવા સુગુરૂના લક્ષણોને સૌ પ્રથમ જણાવીને આત્માર્થી આત્માઓ પ્રતિ મહાન ઉપકાર કરેલો છે. જેનો આ સંક્ષિપ્ત ભાવાર્થ, સંવત ૧૯૪૬ માં કાળધર્મ પામેલ શુદ્ધ પ્રરૂપક શ્રી શાંતિસાગરજીની દેશનાનુરાગી, અમારા પૂજ્ય પિતાશ્રી કેશવલાલ મોહનલાલે આપેલ, સિદ્ધાંત પાક્ષિક દૃષ્ટિની સહાયતાએ તેમજ અમોને પુત્રવત્ પ્રેમથી શાસ્ત્રાર્થનો વિશુદ્ધ બોધ આપનાર પંડિત ભગવાનદાસ હરખચંદભાઈના યોગ થકી, તેમજ સ્થાવર તીર્થની યાત્રાઓએ કરીને, અને જંગમ તીર્થ તે, સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાઓની પરમ સ્નેહ પૂર્વકની ધર્મ સહાયકતાના યોગે, જે ક્ષયોપશમ પ્રાપ્ત કર્યો છે, તે અનુસારે નિર્દંભભાવે અત્રે અમોએ રજૂ કરેલ છે.

આ સંબંધે સૌ પ્રથમ અમો સૂત્ર-સિદ્ધાંતાનુસારે, મુમુક્ષુ ભવ્ય આત્માઓએ, અવશ્ય જાણવા યોગ્ય આત્માર્થ-સાધક-સિદ્ધાંતનું સ્વરૂપ, સાતે નય દૃષ્ટિએ જણાવીએ છીએ. જેનો તત્ત્વજ્ઞો અવશ્ય આદર કરશે એવી અભિલાષા છે.

(૧) **નૈગમનય દૃષ્ટિએ :** જે કોઈ અર્થ, સિદ્ધિના અંત પ્રતિ લઈ જાય તેને સિદ્ધાંત જાણવો.

(૨) **સંગ્રહનય દૃષ્ટિએ :** જે અર્થમાં, સિદ્ધિ આપવાની શક્તિ છે તેને સિદ્ધાંત જાણવો.

(૩) **વ્યવહારનય દૃષ્ટિએ :** જે અર્થને અનુસરીને ભૂતકાળમા અનેક આત્માઓએ સિદ્ધિ પ્રાપ્ત કરી છે, વર્તમાનમાં પ્રાપ્ત કરે છે, અને ભવિષ્યમાં પણ પ્રાપ્ત કરશે, તેને સિદ્ધાંત જાણવો.

**ઋજૂ સૂત્ર નય દૃષ્ટિએ :** વાદી-પ્રતિવાદી વચ્ચે નિર્ણિત થયેલો (પરસ્પર વિરૂદ્ધ ભાવોમાં અવિરૂદ્ધતાયોજક) જે અવિસવાદી અર્થ (સાધ્ય-સાધન ભાવની અવિસંવાદિતા) તેને સિદ્ધાંત જાણવો.

(૫) **શબ્દનય દૃષ્ટિએ :** જે અર્થને અનુસરીને, ઉત્તમ આત્માઓ યથાશક્તિ ગુણસ્થાનક ક્રમારોહણ ભાવે, ઈષ્ટાર્થ સિદ્ધિની સાધના કરી રહ્યા છે. તેને સિદ્ધાત જાણવો. (આ સંબંધે ટાઈટલ પેઈજ નં. ૨ ઉપર છેડે, અમોએ સ્ત્રોની ગાથાઓની સાક્ષીએ-સપ્તનય સાપેક્ષ આરાધકતા જણાવી છે.)

(૬) **સંભિરૂઢ નયની દૃષ્ટિએ :** જે સાધનામાં શુદ્ધ સાધ્ય સાધનની અવિકળતા યાને પરિણામિ ભાવે યથાર્થ-અવિરૂદ્ધતા રહેલી હોય તેને (ક્ષપક શ્રેણી માંડવી) સિદ્ધાંત જાણવો.

**(૭) એવંભૂત નયની દૃષ્ટિએ :** જે થકી આત્માને પૂર્ણપદ શ્રી સિદ્ધપદની પ્રાપ્તિ થાય તેવી અક્ષય-સાધના (શુદ્ધ ક્ષાયિક ભાવનું પરિણમન) તેને સિદ્ધાંત જાણવો.

આ ઉપરથી બુદ્ધિશાળી-આત્માર્થી-વાંચકો, સમજી શકશે કે કોઈપણ સૂત્રાર્થનો બોધ, ઉપર જણાવેલ સિધ્ધાંતથી, અર્થાત્ નય પ્રમાણથી અવિરૂધ્ધ હોવો જરૂરી છે, આથી જ તો અમોએ પણ આ ભાવાર્થ લખવામાં મુખ્યપણે પ. પૂ. શ્રી હેમચંદ્રાચાર્યજીએ, શ્રી વીતરાગ-સ્તોત્રમાં જણાવેલ

"आज्ञाऽऽराध्धा-विराद्धा च, शिवाय च भवाय च"

એ અવિસંવાદી પ્રમાણ સૂત્ર વચનને, મુખ્યપણે દૃષ્ટિમાં રાખીને સર્વત્ર તત્ત્વ-ત્રયી સાપેક્ષ નવ તત્ત્વાત્મક નવેપદ સંબંધી, શુધ્ધ સાધ્ય-સાધન દાવના સાધક-બાધક બને ભાવોનું પ્રતિપાદન કરવા રૂપે, આ સંક્ષિપ્ત ભાવાર્થ લખ્યો છે. જેમ પ્રમાણજ્ઞાન સંબંધે-પ્રત્યક્ષ પ્રમાણ તેમજ પરોક્ષ પ્રમાણજ્ઞાનના સ્વરૂપને યથાર્થ અવિરૂધ્ધ ભાવે સમજવા જરૂરી છે, તેમ સપ્તનય વચન સંબંધે પણ એ સમજવું જરૂરી છે કે નૈગમનયના સ્વરૂપથી માંડી એવંભૂતનય સુધી ઉત્તરોત્તર સૂક્ષ્મ-સૂક્ષ્મતર ભાવગ્રાહી પ્રત્યેક નય, અન્ય નય દૃષ્ટિના સ્વરૂપને, ગૌણ ભાવે સાપેક્ષ પણે સ્વીકાર કરતો થકો પોત-પોતાના સ્વરૂપને મુખ્યપણે કહે તો-તે સમ્યગ્ભાવે પ્રત્યેક નય દૃષ્ટિના વિચારને સુનયપણું છે. આ માટે નૈગમનયના વિચારો પણ એવંભૂતથી અવિરૂધ્ધ હોવા જરૂરી છે, તેમજ એવંભૂત નય દૃષ્ટિનાં સ્વરૂપમાં પણ પ્રથમના નૈગમાદિ નયોના સ્વરૂપની હેતુતાનો પણ ગૌણ ભાવે સ્વીકાર કરાયેલો હોવો જોઈએ. અન્યથા એકાંતપ્રથક ભાવી સમસ્ત નય વચનો, તે માત્ર મિથ્યા પ્રલાપો સમજવાના છે. આજ અર્થથી સમ્મતિ સૂત્રમા કહ્યું છે કે—

"जावंता वयणपहा तावंता चेव नया वि स्सद्दाओ
ते चेव पर सामया सम्मनं समुद्दया सव्वे"

**આ સંબધે વિશેપથી જણાવવાનું કે પરમ ધર્મની સંસ્કૃતિના-સ્પર્ધાત્મક-ધર્મપ્રધાન આ ભારત દેશમાં, પૂર્વકાળમાં અનેક ઉત્તમ મહાપુરૂષોએ, દેવતત્ત્વ-ગુરુતત્ત્વ ને ધર્મતત્ત્વની વિશદ્ ચર્ચા-વિચારણા અને આચરણાને, માનવજીવનનું ધ્યેય સ્વીકારેલ હતું.**

જ્યારે આજે તો કેવળ દાંભિક સ્વરૂપે, બિન-સાંપ્રદાયિકતા, લોકશાહી સમાજવાદ, સામ્યવાદ, તેમજ એકાત્મવાદના નાદે, અવિવિક્ત સમાનતા આણવાના અનેકવિધ ભ્રાંતિ મૂલક મિથ્યા આદર્શોની ઘેલછામાં, અજ્ઞાન અને સંમોહના નશામાં ચકચુર બની, નગ્ન પણે નાચી-રહેલા કેટલાક અનાર્ય સંસ્કૃતિના આશકો, (નાસ્તિકો) દ્વારા દેવતત્ત્વ ગુરુતત્ત્વ તેમજ માનવ જીવનને યોગ્ય ધર્મતત્ત્વનો-ધ્વંસ કરવા માટે, કાયદાનુશાસન ના ઓઠા નીચે, રાજકીય સત્તા હાંસલ કરીને, વિજ્ઞાનના સહારે, જાગૃતિ અને પ્રગતિના નામે, માનવ જીવનને નષ્ટ ભ્રષ્ટ કરવાના કુટિલ આશયથી ભ્રષ્ટાચારી જીવનને યુક્તિ-પ્રયુક્તિ સહ પ્રથમ પ્રશંસીને-પોષીને, તે દ્વારા પાપાચારોનું પ્રગટ સ્વરૂપે પ્રકાશન કરવા અર્થાત્ ભ્રષ્ટાચારોને શિષ્ટાચાર રૂપે પ્રસારણ કરવાના જે નિત્ય લોભામણા પ્રયત્નો થઈ રહ્યા છે, આમ જ્યાં તે નાસ્તિક નેતાઓને (ભ્રષ્ટાચારી રાજકીય સત્તાધારી વ્યક્તિઓને) કેટલાક પાખંડી પંડિત, પુરોહિત, સાધુ-સંતો પણ, પોત પોતાના મલિન સ્વાર્થ (વિષયો પોષવા) ખાતર સીધી તેમજ-આડકતરી રીતે સાથ-સહકાર આપી રહ્યા છે.

આત્મ ધર્મ-પ્રધાન સંસ્કૃતિ વાળા ભારત દેશમાં આજે આવી વિષમ પરિસ્થિતિ હોવા છતાં પણ, તે સમસ્ત પ્રપંચીઓના સમસ્ત પ્રપંચોથી ત્રિવિધે ત્રિવિધે અળગા રહી જે કોઈ આત્માર્થી

આત્માઓ, શ્રી તીર્થંકર પરમાત્માની વાણીને સાંભળવા જાણવારૂપ પ્રથમ શુશ્રુષા ગુણે કરી. (જોકે આજે તો આ શુશ્રુષા લિંગનો કુગુરૂઓ તો કેવળ સૂત્ર-સંભળાવવાના વેપાર તરીકે ઉપયોગ કરતાં હોય છે) જેનો સત્ય અર્થ તો એ છે કે—

"सुश्रुषा[1] श्रवणं[2] चैव ग्रहणं[3] धारणं[4] तथा
इहापोहा[5]ऽर्थ[6]विज्ञानं[7] तत्त्वज्ञानं[8] च धीः गुणाः]

ઉપર જણાવેલ બુદ્ધિના આઠે ગુણોને અનુક્રમે શાસ્ત્રાનુસારીતાએ અનુસરશે તે આત્માઓ છેલ્લે અવશ્ય, તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરીને તે થકી પોતાના આત્માના હિતાહિતને યથાર્થ અવિરુદ્ધ ભાવે જાણવા વાળા થશે તે સાથે બીજો ધર્મરાગ અને ત્રીજો વૈયાવચ્ચ ગુણ, એમ એ ત્રણ સમ્યક્ત્વ પ્રાપક લિંગોને (ગુણોને) અનુસરતો એવો આત્મા સમ્યક્ત્વાભિમુખ થયેલો હોઈ, સમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા અને આસ્તિક્ય એ પાંચ લક્ષણ યુક્ત સમ્યક્ત્વ (આત્મ-ધર્મ) ને પ્રાપ્ત કરીને, તે પંચવિધ સમ્યગ્ લક્ષણે અનુક્રમે કરીને, શાસ્ત્રાનુસારી પંચવિધ આચારમાં, આત્મ શુધ્યર્થે ધર્મ પુરુષાર્થ તેમજ મોક્ષ પુરુષાર્થ પ્રતિ સાચો ઉદ્યમ કરશે, તે આત્માઓ અવશ્ય કર્મના બંધનથી મુક્ત બની શાશ્વત સુખને પ્રાપ્ત કરવાવાળા બનશે. **વાચકે આ વાત ખાસ ધ્યાનમાં લેવાની છે કે શ્રી જૈન દર્શન સિવાય કોઇ પણ દર્શનમાં કર્મના બંધનને તોડીને મુક્તિના શાશ્વત સુખને પામવાનો ઉપાય બતાવેલ નથી.**

છેવટે જણાવવાનું કે આ પુસ્તિકાનું અનેક-વખત સુધારા-વધારા સાથેનું લખાણ તૈયાર કરી પ્રેસકોપી તૈયાર કરી આપવા માટે મીતાનો (અમારી પુત્રીનો) અમોને ખૂબજ સહકાર પ્રાપ્ત થએલ છે, તેમજ છાપકામ માટેનું તેમજ પ્રુફરીડીંગ કરી સમગ્ર પુસ્તક જલદી તૈયાર કરાવી આપવામાં પંડિત હરજીવનદાસ ભાઈચંદભાઈનો ખાસ સહકાર પ્રાપ્ત થએલ છે, તેમજ આ પુસ્તિકાના પ્રકાશન માટે, હર્ષ-ઉત્સાહ સહ આર્થિક સહાયતા કરવા પૂર્વક, આ પુસ્તિકાનું વિતરણ કાર્ય સ્વીકારી પોતાને ત્યાં જ્ઞાનની પરબ મંડાવેલી છે તે ભાગ્યશાળીઓના નામ આ સાથે આપવા થકી અમોને તે સૌની સાથે જ્ઞાન-ભક્તિ કર્યાનો ખૂબ જ હર્ષ આનંદ પ્રાપ્ત થયો છે.

**લિ. સિદ્ધાંત પાક્ષિક પંડિત શાંતિલાલ કેશવલાલના જયજીનેન્દ્ર વાંચશો.**

## (૧૨૫) ગાથાના સ્તવનની

# અનુક્રમણિકા

## ૧૨૫ ગાથાના સ્તવનનું શુદ્ધિ-પત્રક

| પાનું | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨ | ૭ | ચનનો | વચનનો |
| ૨ | ૭ | કરવામાંવ | કરવામાં |
| ૧૭ | ૧૩ | त्येवं | इत्येवं |
| ૧૭ | ૨ | द्रष्वा | दष्वा |
| ૧૯ | ૫ | મરણુ થાય છે | મરણુ પ્રાપ્ત થાય છે |
| ૧૯ | ૫ | તેણુ પોત | તેણુ પોતે પૂર્વે બાંધેલા |
| ૨૨ | ૧૭ | તો-તે | તો પરમાર્થે |
| ૨૩ | ૨૨ | पुरीत्थओ वा | पुरोत्थओ य |
| ૨૩ | ૨૩ | तुहि | दुरि |
| ૨૮ | ૧૯ | તેમ છતાં પણ | પરંતુ |
| ૨૯ | ૧૬ | વાટે | માટે |
| ૩૨ | ૧૦ | नुवृत्तितम् | नुवृत्तिमत् |
| ૫૦ | ૨૨ | રહેશે ? | હશે ? |
| ૬૪ | ૨૯ | मूर्त्ता-मूर्त्ता | मूर्ता-मूर्तं |
| ૬૪ | ૩૨ | औपिंगमिक | औपशमिक |

## ૧૫૦ ગાથાના સ્તવનનું શુદ્ધિ-પત્રક

| પાનું | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૬૯ | ૨ | અનંતને | અનંત મે |
| ૬૯ | ૧૪ | નિર્મિંતિમ્ | નિર્મિંતમ્ |
| ૭૧ | ૬ | નીપરમાત્માના | પરમાત્મ ભાવને |
| ૭૮ | ૧૫ | પરમાત્મભાવ | પરમાત્મ ભાવને |
| ૮૩ | ૭ | કરી જતાં જ નથી | કરીને શા માટે જાય ? |
| ૮૪ | ૧ | ચત્ય | ચૈત્ય |
| ૮૪ | ૨ | ને | તે |
| ૧૦૭ | ૧૪ | સંકલિત | સંકલિષ્ઠ |
| ૧૧૫ | ૬ | ઉપયોગો | ઉપયોગે |
| ૧૧૬ | ૨૨ | મિથ્યાત્વેવમતો | મિથ્યાત્વે-વર્તતો |
| ૧૧૮ | ૬ | મુનિભગવંતોની | મુનિભગવંતોએ શ્રી જીનેશ્વર-ભગવંતોની |
| ૧૨૨ | ૨૧ | જતના-સ્થાનેથી | ઉત્સર્ગ માર્ગે |
| ૧૪૬ | ૯ | વિશુધ્ધિમાં શેષ | વિશુધ્ધિમાં વિશેષ |
| ૧૪૬ | ૧૧ | પલિય | વલિય |
| ૧૪૭ | ૬ | વચના | વાચના |
| ૧૪૯ | ૬ | નિશ્ચિય | નિશ્ચય |
| ૧૫૨ | ૧૯ | કેમ કરી | જેમે કરી |

## ૩૫૦ ગાથાના સ્તવનનું શુદ્ધિ-પત્રક

| પાનું | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૬૧ | ૩ ૭ લીટી પછી, યાને આત્મ પ્રબોધ ગ્રંથ ભાગ-૩ જો ઉમેરવું. | | |
| ૧૬૪ | ૧૭ | રૂળ | ફળ |
| ૧૯૬ | ૨૬ | સૂત્ર | સૂત્ર |
| ૧૯૭ | ૧૦ | ટહો | કહે |
| ૨૦૫ | ૧૫ | અપાવવા | અપાવવાની |
| ૨૧૭ | ૭ | કાય | કાયા |
| ૨૨૫ | ૩ | પ્રતિજ્ઞાાન | પ્રતિજ્ઞાના |
| ૨૫૧ | ૧૪ | સ્થાનકવાળાનો | સ્થાનકવાળાને |
| ૨૬૪ | ૪ | ય. પૂ. શ્રી પ | પ. પૂ. શ્રી. ય |
| ૨૬૯ | ૫ | રહેવા | રહેલા |
| ૨૮૧ | ૨૩ | એટલો | એટલે |
| ૨૮૨ | ૨૦ | કંઈક જે | કંઈક |
| ૨૮૫ | ૪ | પાપ | પાપ-તાપ |
| ૨૮૮ | ૫ | કરે કરે | કરે |
| ૨૮૮ | ૧૦ | બને છે | બનીને |
| ૩૦૩ | ૨૫ | (૬) વચનથી અને કાયાથી પાપ કરવું નહિ, ઉમેરવું. | |
| ૩૦૩ | ૨૬ | (૬) | (૭) |
| ૩૧૩ | ૧૧ | આગળ | આગમ |
| ૩૧૩ | ૧૫ | ગુણને | ગુણે કરી |
| ૩૧૭ | ૨૪ | કરવો | કરતા |
| ૩૨૬ | ૧૪ | મુહ્વિઆય | મુહિદોય |
| ૩૨૬ | ૧૭ | રવામાં | કરવામાં |
| ૩૩૦ | ૯ | તેતી | તેથી |
| ૩૩૨ | ૧૨ | શ્રમણને | શ્રમણ-તે |
| ૩૩૪ | ૫ | છન | છતાં |
| ૩૩૬ | ૪ | શ્રાવણ | શ્રવણ |
| ૩૩૭ | ૨ | ચાખે | રાખે |
| ૩૪૩ | ૧૩ | આથી જ તે તો | આથી જ તો-તે |
| ૩૫૨ | ૨૩ | વ્યવાર ના | વ્યવહારના |

આ પુસ્તિકાના પ્રકાશન પ્રતિ–અતિ ઉલ્લાસ સહ આર્થિક સહાય કરવા રૂપ ભક્તિ કરી, જેઓએ આ પુસ્તિકાનું વિતરણ કાર્ય સ્વીકારી, પોતાને ત્યાં જ્ઞાનની–પરબ માંડી છે, તે ભાગ્યશાળીઓની શુભ નામાવલી.

| રકમ | દાતાનું નામ | સરનામું | ગામ |
|---|---|---|---|
| ૫૦૦૧ | ચીમનલાલ વાડીલાલ | ઠે. રતનપોળ–ફ્રેન્ડ એન્ડ કું. | અમદાવાદ |
| ૨૫૦૧ | ,, થરાદ નિવાસી શ્રીયુત્ શેઠ શ્રી ગગલદાસ હાલચંદ | ઠે નગરશેઠ મારકીટ રતનપોળ | અમદાવાદ |
| ૨૫૦૧ | ,, થરાદ નિવાસી શ્રીયુત્ મોરખીયા કીર્તિલાલ ચીમનલાલ, | ૧૩, કળાવિહાર સોસાયટી ખાનપુર | અમદાવાદ |
| ૨૦૦૧ | થરાદ નિવાસી શ્રીયુત્ વોહરા રસીકલાલ કાળીદાસ, | D/૪૦૩ બોરસલ્લી એપાર્ટમેન્ટ ખાનપુર | અમદાવાદ |
| ૧૦૦૧ | થરાદ નિવાસી શ્રીયુત્ શેઠ શેઠ રમણલાલ મોહનલાલ | કીકાભટ્ટની પોળ. અમદાવાદ | અમદાવાદ |
| ૧૦૦૧ | થરાદ નિવાસી શ્રીયુત્ શેઠ બાબુલાલ મોહનલાલ | દહેરાસરવાળો ખાંચો, કીકાભટ્ટની પોળ | અમદાવાદ |
| ૧૦૦૧ | થરાદ નિવાસી શ્રીયુત્ સંઘવી પ્રવિણચંદ્ર વાઘજીભાઇ | ૮ માળ, ધવલ એપાર્ટમેન્ટ | અમદાવાદ–૧ |
| ૧૦૦૧ | શેઠ વાળા ટેક્ષટાઇલ, | ૮૫, આનંદ શોપીંગ સેન્ટર રતનપોળ | અમદાવાદ |
| ૧૦૦૧=૦૦ | થરાદ નિવાસી શ્રીયુત્ વારિયા વાઘજીભાઇ અનોપચંદ. | રાજેન્દ્રપોળ, થરાદ (જી. બનાસકાંઠા) | |
| ૧૦૦૧ | થરાદ નિવાસી શ્રીયુત્ દોસી રમેશકુમાર મફતલાલ, | B. ૭૫, ગગનવિહાર સાબરહોટલ પાસે, ખાનપુર | અમદાવાદ |
| ૧૦૦૧ | શ્રીયુત્ પારી કાંતિલાલ મફતલાલ, | ૧૩, A. વીતરાગ સોસાયટી, પાલડી | અમદાવાદ |
| ૧૦૦૧ | શ્રીયુત્ મહેશકુમાર શાંતિલાલ | ૪૪, વર્ધમાન ફ્લેટ પાલડી, | અમદાવાદ |
| ૧૦૦૧ | શાહ બાબુલાલ મોતીલાલ, | ૬૫, વર્ધમાન ફ્લેટ પાલડી | અમદાવાદ–૧ |
| ૧૦૦૧ | શ્રીયુત્ શાહ રાજેન્દ્રકુમાર રતિલાલ | સરસપુર વાસણશેરી | અમદાવાદ |
| ૧૦૦૧ | અમદાવાદ નિવાસી શ્રીયુત્ ખડખડ પ્રમોદકુમાર જયંતીલાલ | ઝવેરીવાડ વાઘણપોળ, | અમદાવાદ |

૧૦૦૧ પ. પૂ. પ્રવર્તિની સાધ્વીજીશ્રી
લાવણ્યશ્રીજીના ઉપદેશથી

૧૦૦૧ પ. પૂ. વિમળગચ્છીય સાધ્વીજીશ્રી
તરૂણશ્રીજીના ઉપદેશથી

૨૫૦૧=૦૦ શ્રીયુત્ કાંતિલાલ ચિમનલાલ શાહ
C/o. સુવાસ પ્રીન્ટરી બસ સ્ટેન્ડ પાસે નવા ડીસા. તે શ્રી જૈન પાઠશાળા જુના ડીસાના ધાર્મિક શિક્ષક સ્વર્ગસ્થ શ્રી નરપતલાલ ટીલચંદ વડેચાના શિષ્ય તરફથી.

૧૦૦૧=૦૦ શ્રીયુત્ દીનેશભાઈ તથા ગૌતમભાઈ
૧૪૪, ઓપટનકારી સ્ટ્રીટ, કોઈમ્બતુર

૧૦૦૧=૦૦ શ્રીયુત મંગળદાસ બી. કપાસી
૩૦, મોલમીલ રોડ......કોઇમ્બતુર

૧૦૦૧=૦૦ શ્રીયુત્ કાનજીભાઈ વી. શાહ.
૫૧, પેરીય સ્વામી રોડ. આર. એસ. પુરમ્ કોઇમ્બતુર

૧૦૦૧=૦૦ શ્રીયુત્ વંસતલાલ ડી. શાહ.
૮૪, સીરીયન ચર્ચ રોડ. નં. ૧ કોઇમ્બતુર–૧

यादेवे देवता बुध्धि गुँरौ च गुरुता मति
धर्मे च धर्म धी. शुध्धा सम्यक्त्व मिदमुच्यते




ॐ ह्रीं क्लीं श्रीं असिआउसा दज्ञानचा तपेभ्यो नमः

**अज्ञानं हि खलु कष्टं, क्रोधादिभ्योपि सर्व पापेभ्यः**
**अर्थं हितमहितंवा, ने वेत्ति येनावृत्तो जीव**

અર્થ : પ્રત્યેક આત્માને, જ્ઞાનાવરણીય કર્મના ઉદયે, પોતાના આત્માના હિતાહિતના સ્વરૂપનું જે અજ્ઞાન છે, તે ક્રોધાદિ સર્વ પાપ કર્મો કરતા પણ વિશેષ કષ્ટકારી છે એમ જાણવું. આ માટે શાસ્ત્રોમાં સંજ્ઞી-પંચેન્દ્રિય-પર્યાપ્તો આત્માજ, શ્રુતજ્ઞાનના આધારે, પોતાનું હિતાહિત જોવા-જાણવા સમર્થ બની શકે છે, એમ સ્પષ્ટ-અસંદિગ્ધપણે જણાવાયેલ છે. આ સંબંધે પ-પૂ-શ્રી-ય-ઉ-જી એ પોતેજ જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષઃ એ સૂત્રાનું સારે સાચા-જૈનનું સ્વરૂપ નીચે મુજબ જણાવ્યું છે.

"પદ"

પરમ ગુરૂ જૈન કહો કયું હોવે,
ગુરૂ ઉપદેશ બિના જન મુઢા-દર્શન જૈન બિગોવે.... પરમ

કહત કૃપાનિધિ સમજળ ઝીલે, કર્મ મેલ જો ધોવે
બહુલ પાપમલ અંગ ન ધારે, શુદ્ધ રૂપ નિજ જોવે......પરમ

સ્યાદ્વાદ પૂરણ જો જાણે. નય ગર્ભિત જશ વાચા
ગુણ-પર્યાય-દ્રવ્ય જો બુઝે, સોઈ જૈન હે સાચા..... પરમ

ક્રિયા મૂઢ મતિ જો અજ્ઞાની, ચાલત ચાલ અપૂઠી
જૈન દશા ઊનમેંહિ નાહિ, કહેસો સબહી જૂઠી..... પરમ

પરપરિણુતી અપની કરી માને, કિરિયા ગર્વે ઘેલો
ઉનકુ જૈન કહો કયુ કહિયે, સો મૂરખમેં પહેલો......પરમ

જ્ઞાન ભાવ જ્ઞાની સબ માહિ, શીવ સાધન સદ્દહિએ
નામ ભેખસે કામ ન સીઝે, ભાવ ઉદાસે રહિએ......પરમ

જ્ઞાન સકળ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી
ક્રિયા કરત ધરતુહે મમતા, યાહિ ગલેમેં ફાંસી.....પરમ

ક્રિયા બિના જ્ઞાન નહિ કબ હુ. ક્રિયા જ્ઞાન બિનુ નાહિ
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહત હે, જ્યો જલરસ જલમાંહિ......પરમ

ક્રિયા મગનતા બાહિર દિસત, જ્ઞાન શક્તિ જસ ભાંજે
સદગુરૂ શીખ સુને નહિ કબ હુ, સો જન જનતેં લાજે......પરમ

તત્વ બુદ્ધિ જિનકી પરિણુતી હે, સકળ સૂત્રકી કૂંચી
જગ જશ વાદ વધે ઉનહી કો જૈન દશા જસ ઉંચી......પરમ

આ ઉપરથી જૈનો (શ્રાવકો) ને, સૂત્ર-અર્થ-ભણવા-ભણાવવાની મનાઈ કરતી પરંપરા, કેટલી વ્યાજબી છે, તે-સુજ્ઞોએ વિચારવું



શ્રી આદિનાથ ભગવાનના પુત્ર શ્રી બાહુબલીજીનુ પોતાના મોટાભાઇ ભરત ચક્રવર્તી સાથેનુ પંચવિધ (વાગ્ દૃષ્ટિ-બાહુ-દંડ અને મુષ્ટિ) યુધ્ધ, સ્વહસ્તે-લોચકરી, બાહુબલીજીનુ દીક્ષા લેઇ કાઉસ્સગ્ગમા રહેવું, બ્રાહ્મી-સુંદરીજી બે બેનોનો ઉપદેશ, કેવળજ્ઞાન પામી-મોક્ષે ગયા.



બ્રહ્મચર્ય વ્રતનું ઉત્કૃષ્ટ પણે પાલન કરનાર શ્રી સ્થુલભદ્રજીનો પોતાની-સાત (૭) સાધ્વીજી બેનો સાથેનો દર્શન-વંદન યોગ



અદ્ભૂત કલાકાર રથકાર પ્રતિબોધક શ્રી કોષ્યા (વેશ્યા) શ્રાવિકાનું અદ્ભૂત નૃત્ય

अहंममेतिमन्त्रोऽयं मोहस्यजगदान्ध्यकृत्, अयमेवहिनञ्-पूर्वः प्रतिमन्त्रोऽपिमोहजित् ॥

* * * * *

शुद्धात्म द्रव्य मेवाहं शुद्ध ज्ञानं गुणो मम, नान्योऽहं न ममान्ये चेत्यदो मोहास्त्रमुल्बणम् ॥

# પરમ પૂજ્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ શ્રી સીમંધર પરમાત્માને વિનંતિ કરવા રૂપે, રચેલ, (૧૨૫) ગાથાના સ્તવનનો સંક્ષિપ્ત ભાવાર્થ

યાને

## આત્મ-પ્રબોધ-ગ્રંથ ભાગ-૧

નામી-અનામી, પ્રતિ-શિર નામી, જયતુ સદાસ્તે પર બ્રહ્મવાદી;
શાસન પ્રભાવે નિઃશેષ જાણી, વાણી પ્રકાશું હું જાણી-અજાણી.

: ભાવાર્થકાર :

## સિદ્ધાંત પાક્ષિક પંડિત શાંતિલાલ કેશવલાલ

ઢાળ (૧) પહેલી

સ્વામિ સીમંધરા વિનતિ, સાંભળો માહરી દેવ રે;
તાહરી આણ હું શિર ધરું, આદરું તાહરી સેવ રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૧॥

**ભાવાર્થ**:-વર્તમાનકાળે મહાવિદેહ ક્ષેત્રને વિષે, ચોત્રીશ-અતિશય અને પાંત્રીશ પ્રકારના ગુણવાળી વાણી વડે, ભવ્ય જીવોને-મોક્ષ માર્ગનો ઉપદેશ કરી રહેલા એવા ત્રિલોકનાથ-તીર્થંકર શ્રી સીમંધર સ્વામીને, વિનંતિ કરતા થકા. પ. પૂ. શ્રી ય-ઉ-જી કહે છે કે હે શ્રી વીતરાગ પરમાત્મા ! હું તમારી આજ્ઞા મુજબ પ્રવર્તન કરતો થકા-તમારી સેવા કરી રહ્યો છુ, તો મહારી આ વિનંતિ આપશ્રી સીમંધર-પરમાત્મા સાંભળો-આમ કહીને પોતે શ્રી સર્વજ્ઞ અને સર્વદર્શી પરમાત્મા પ્રત્યે પોતે તેમના પ્રરૂપેલા સત્ય અર્થને જ પ્રકાશી રહેલા છે એમ કહેના માંગે છે.

કુગુરુની વાસના પાસમાં, હરિણપરે જે પડયા લોક રે;
તેહને શરણ તું જ વિણ નહિ, ટળવળે બાપડા ફોક રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૨॥

ભાવાર્થ :–સર્વકાળે અને સર્વક્ષેત્રે, જે–જે આત્માને–જેવા જેવા સુગુરૂઓ યા કુગુરૂનો યોગ પ્રાપ્ત થાય છે. તે આત્મા તે ગુરૂએ બતાવેલા દેવતત્ત્વમાં તેમજ ધર્મતત્ત્વમાં શ્રદ્ધા કરી તેને અનુસરતો રહે છે. આથી કુગુરૂની સોબતે ચઢેલા આત્માઓ, અનાદિથી ચતુર્ગતિ રૂપ સંસારમાં ભટકે છે અને હજુ પણ જો તેઓ સુગુરૂની સંગત નહિ–કરે તો, તેઓને અનંતો. કાળ સંસારમાં ભટકવું પડશે, તે માટે સૌ પ્રથમ આત્માર્થી આત્માઓએ કુગુરૂની સોબત છોડવી જોઈશે અને સુગુરૂના ચનનો આદર કરવામાંવ ઉત્સાહિત બનવું પડશે. તે માટે આ પ્રથમ ઢાળમાં સૌ પ્રથમ કુગુરૂનાં લક્ષણો બતાવવામાં આવ્યા છે. જેને વિચારીને જેઓ કુગુરૂની સોબતથી અળગા થયા હશે તેઓને નિશ્ચેથી સુગુરૂનો યોગ ઉપકારક થશે.

જ્ઞાન–દર્શન–ચરણ ગુણ વિના, જે કરાવે કુળાચાર રે;
લૂંટે તેણે જગ દેખતાં, કિહાં કરે લોક પોકાર રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૩॥

ભાવાર્થ :–સૌ પ્રથમ તો આત્માર્થી આત્માએ–આત્માર્થ સાધક સમ્યગ્–જ્ઞાન–દર્શન–ચારિત્રગુણની આરાધના કરવી જોઇએ. કેમકે તે વિના કેવળ કુળાચારે–યા લોકાચારે ધર્મ–ક્રિયાઓ કરવા થકી, કોઇ આત્મશુદ્ધિ થતી નથી. તેમ છતાં જેઓ પોતાની સાંસારિક મતલબો સાધવા ધર્મ–ક્રિયાઓ કરે છે, અને કરાવે છે, તેઓ બંને આત્માર્થથી નષ્ટ–ભ્રષ્ટ થાય છે. પરંતુ કુગુરૂની સોબત થકી, તેઓને ઉપરનું સત્ય સમજાતું નથી.

જેહ નવિ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરે તેહ રે;
એમ અજાણ્યા પડે ફંદમાં, પાપ બંધે રહ્યા જેહ રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૪॥

ભાવાર્થ :–જેઓમાં વિષય–વૈરાગ્ય કે, સંયમ ભાવપ્રતિ કોઈ આદર–બહુમાન પ્રગટેલા નથી, તેવા સંવેગ–નિર્વેદ ભાવ શૂન્ય દાંભિકો કેવળ બાહ્ય ધર્માનુષ્ઠાનો પ્રતિ પાપાચારની પ્રવૃત્તિએ–પ્રવર્તન કરતા–કરાવતાં હોય છે. આ રીતે દષ્ટિ–રાગમાં અંધ બનેલા તેઓ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રાદિના આલંબન રહિત એવી પોતાની સ્વચ્છંદાચારી વિષય કષાય પોષક પાપાચારની પ્રવૃત્તિમાં પોતાને ધર્મ–રાગના પરિણામવાળા જોતાં હોય છે. આથી શું તેઓ પાપબંધથી બચી શકશે?

કામકુંભાદિક અધિકનું, ધર્મનું કો નહિ મૂલ રે;
દોકડે કુગુરૂ તે દાખવે, શું થયું એ જગ શૂલ રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૫॥

ભાવાર્થ :–જેમ કામકુંભ સર્વપ્રકારના, મનોવાંછિત પૂરે છે, તેમ શુદ્ધ–ધર્મ પણ આત્માને–સર્વ પ્રકારના કર્મોના આવરણોથી અળગો કરી સમસ્ત પ્રકારની રિદ્ધિ–સિદ્ધિ આપે છે. તેને કેવા–પ્રકારે મૂલ્ય આપીને ખરીદી શકાય? અર્થાત્ તેનું કોઇ મૂલ્ય હોઈ શકે નહિ તેમ છતાં જેઓ ધનાદિથી ધર્મ ખરીદ કરવા ઇચ્છે છે, તેમંજ જેઓ ધનાદિ–મૂલ્યથી વિવિધ પ્રકારે ધર્મ–વેચવાનો ધંધો કરે છે, તેઓ બંને હકીકતમાં તો પોતે–પોતાના આત્માને જ ઠગતા યાને છેતરતાં હોય છે. શું આ આશ્ચર્ય–આત્માર્થી આત્માએ વિચારવા જેવું નથી?

અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે;
પરમપદનો પ્રગટ ચોર તે, તેહથી કેમ વહે પંથ રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૬॥

ભાવાર્થ :–જેઓ સાંસારિક ભોગ–સુખો વડે, તેમ જ યશ–કીર્તિની પ્રલોભનથી પ્રસિદ્ધિ મેળવવાના ફાંફાં મારી રહ્યા છે. તેઓ મુખ્યત્વે–ધનના લાલચુ હોય છે. તેથી ધન–પ્રાપ્તિ માટે–ધર્માનુષ્ઠાનો પ્રતિ, આદર–પ્રીતિ ભાવનું પ્રકાશન કરતાં હોય છે, પરંતુ શાસ્ત્રાજ્ઞાએ સંયમ ધર્મ સાધવામાં પ્રમાદી હોય છે. આવા ઢોંગી–ધર્માચરણ કરનારાઓને, પરમાત્માએ પ્રકાશેલ પરમાત્મપદ પામવાના પંથના (માર્ગના) ઉચ્છેદકો જાણવા.

વિષય રસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરૂ મદપૂર રે;
ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાન–મારગ રહ્યો દૂર રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૭॥

ભાવાર્થ :–જેઓને કુગુરૂએ પાંચે ઇન્દ્રિયોના ત્રેવીશે વિષયોના ભોગમાં આસક્ત બનાવેલા છે, તેઓ તો, નિરંતર વધુને વધુ ભોગ સુખની પ્રાપ્તિના ધર્માનુષ્ઠાનો પ્રતિ અતિ ઉત્સાહથી પ્રવર્તન કરતા રહે છે. તેથી તેઓને શાસ્ત્રાજ્ઞાનુસારે અનુક્રમે જ્ઞાનાચારાદિ પંચાચારના પ્રવર્તન કરવા સંબધમાં કોઇ રસ હોતો નથી. પરંતુ કેવળ બાહ્ય સ્વમતિ–કલ્પિત ધર્માનુષ્ઠાનો કરતા-કરાવતા થકાં તેઓ સૌ પોતપોતાની મતલબે ભમતા રહે છે.

કલહ કરી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે;
જિન વચન અન્યથા દાખવે, આજતો વાજતે ઢોલ રે,
સ્વામી સીમંધરા વિનતિ ॥૮॥

ભાવાર્થ :–આજે તો પૂર્વે જણાવેલા વિષયાભિલાષી ઢોંગી ધર્માત્માઓ સૌ પોત-પોતાના કુગુરૂઓને, મોટા આડંબર સહિત (સામૈયા પૂર્વક) ધર્મ પ્રવચનો આપવા બોલાવતા પ્રત્યક્ષ જોવાય છે. અને તેઓ પણ પ્રવચન કરવામાં કુશળતા પૂર્વક પોત–પોતાના કદાગ્રહને આગળ કરી સર્વત્ર કલહકારી વાતાવરણનું સર્જન કરતાં હોય છે. પરંતુ શ્રી જીનેશ્વર ભગવંતોએ બતાવેલ સામાયિક (સમભાવની પ્રાપ્તિરૂપ) ધર્મનો તો, આ રીતે તેઓ ખરેખર ઉચ્છેદ કરતાં હોય છે.

કેઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઈ મત કંદ રે;
ધર્મની દેશના પાલટે, સત્ય ભાખે નહિ મંદ રે.
સ્વામી સીમધર વિનતિ ॥૯॥

ભાવાર્થ :–જે–જે મિથ્યાભિમાની કુગુરૂઓ હોય છે, તેઓ–પોતાના અજ્ઞાન તેમ જ સંમોહ મૂલક–કુગુરૂપણાના દોષે કરી દુષિત હોવાથી, તેઓને પોતાના તે–તે દોષો છુપાવવા માટે ધર્મ તત્ત્વની દેશનામાં, સમય ધર્મના નામે અનેક જુઠાણાઓ પ્રકાશવા પડે છે. તેમજ વળી કેટલાક તો પોતાની વિશેષતા દર્શાવવા–પોતાનો નવો માર્ગ–(પંથ) થાપવા માટે મોક્ષમાર્ગના હેતુ ભૂત–સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્ર માર્ગનો ઉચ્છેદ કરી લોક–ભોગ્ય–લોકરંજનનો–લોક ભક્તિકારી માર્ગ–થાપતાં હોય છે અને તેમાં તેઓને અનેક(ઘણા) લાલચુ તેમજ પર-ભોગી, ધર્મ ઢોંગી આત્માઓનો સાથ સહકાર પણ મળતો હોય છે.

બહુમુખે બોલ એમ સાંભળી, નવિ ધરે લોક વિશ્વાસ રે;
ઢૂંઢતા ધર્મને તે થયા, ભ્રમર જેમ કમલની વાસ રે.
સ્વામી સીમંધરા વિનતિ ॥૧૦॥

ભાવાર્થ :–સર્વકાળે–સર્વે જીવો, સુખ પ્રાપ્ત કરવાની, અને દુઃખથી મુક્ત થવાની ઇચ્છાવાળા હોય છે, અને તે માટે ધર્મનું અવલંબન લેવાની ઇચ્છાવાળા પણ હોય છે. પરંતુ કુગુરૂઓ તેમની લાગણીનો દુરુપયોગ કરતા હોય છે, એટલે કે કુગુરૂઓ અને તેમના ઉપાસકો, અન્ય–અજ્ઞાની–ભોળા જીવોને ધર્મતત્ત્વને નામે અધર્મના પંથે ચઢાવી પોતપોતાનો મતલબ સાધતા હોય છે. આવુ માયાવી સ્વરૂપ–પ્રગટપણે પ્રત્યક્ષ જોઇને આત્માર્થી આત્માઓ તો તેમનાથી અળગા રહી ભ્રમરની જેમ શુદ્ધ ધર્મતત્ત્વ પામવા માટે કમળની જેવા ઉત્તમ સુગુરૂનો યોગ–શોધતા હોય છે.

પહેલી ઢાળ સમાપ્ત

ઢાળ-(૨) જી

(૧)

એમ ઢુંઢતાં રે ધર્મ સોહામણો, મિલિઓ સદ્ગુરૂ એક;
સાચો મારગ, તેહણે દાખવ્યો, આણી હૃદય વિવેક.
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૧૧॥

ભાવાર્થ :-પ્રથમ તો જેને હિંસા-જુઠ-ચોરી આદિ પાપ પ્રવૃત્તિઓ પ્રતિ જુગુપ્સા વર્તે છે, અને મધ્યસ્થ ભાવે, આત્માર્થ-સાધક સુગુરૂનો યોગ ઈચ્છતો થકો, નિર્દંભ ભાવે પ્રવચન સાંભળવા પ્રતિ નિરંતર ઉદ્યમી હોય છે, તેને શ્રી જીનશાસન જયવંતુ હોવાથી, સુગુરૂના યોગે નિશ્ચય વ્યવહારે સાધ્ય-સાધન દાવે, અવિતત્થ-ધર્મ-તત્ત્વનું જાણપણું પ્રાપ્ત થાય છે.

(૨)

પર ઘર જોતાં રે ધર્મ તુમે ફિરો, નિજ ઘર ન લહો રે ધર્મ;
જિમ નવિ જાણે રે મૃગ કસ્તૂરીઓ, મૃગમદ પરિમલ મર્મ.
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૧૨॥

ભાવાર્થ :-સંવિજ્ઞ પાક્ષિક (મોક્ષાભિલાષી) ગીતાર્થ (સૂત્ર અર્થના જાણ) ગુરૂ ભગવંત આત્માર્થી-આત્માઓને, આત્મ-શુધ્યર્થે શુદ્ધ-ધર્મતત્ત્વનું સ્વરૂપ જણાવતાં થકાં કહે છે કે, પ્રથમ તો પોતાના આત્માની શુદ્ધિ કરવાની ઈચ્છાવાળા આત્માએ, અંતર્મુખ વૃત્તિએ (બહિર્દષ્ટિપણાનો ત્યાગ કરીને) પોતાના આત્માના સ્થાન-સ્વરૂપનો વિચાર કરી પ્રાપ્ત ક્ષયોપશમિક આત્મિક ગુણોમાં જે ભાવે શુદ્ધિ-વૃદ્ધિ થાય, તેને ધર્મ જાણવો જોઈએ. અર્થાત્ બાહ્ય રિદ્ધિ-સિદ્ધિના વ્યામોહમાં પડી, પુણ્યોદયે પ્રાપ્ત અનુકુળતાઓમાં ધર્મ બુદ્ધિ (સુખબુદ્ધિ) ધારણ કરવી જોઈએ નહિ કેમકે આત્મ-તત્ત્વથી અળગા થવાવાળા ક્ષણિક જડ તત્ત્વના, સંયોગ-સંબંધોમાં, સુખકારિત્વ બુદ્ધિએ મમત્વ ધારણ કરવા રૂપ મિથ્યામતિ તો આત્માને-અંતર્મુખ દૃષ્ટિવાળો થવા દેતી નથી, તેથી તે આત્માને સાચા-સહજ આત્મિક સુખનો (ધર્મનો) અનુભવ પ્રાપ્ત થતો નથી. જયારે જે કોઈ આત્માએ અંતર્મુખવૃત્તિએ, પોતાના આત્માને, સમસ્ત-પરભાવથી અળગો જાણ્યો છે, તેવા આત્માઓ આત્મશુદ્ધિ કરી શકે છે, એમ જાણવું.

(૩)

જેમ તે ભૂલો રે મૃગ દિશિ દિશિ ફીરે, લેવા મૃગમદ ગંધ;
તેમ જગ ઢૂંઢેરે બાહિર ધર્મને, મિથ્યા દૃષ્ટિ રે અંધ.
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૧૩॥

ભાવાર્થ :—જેમ પ્રત્યેક દ્રવ્ય પોત–પોતાના ગુણોના સમુદાયથી યુક્ત હોય છે, તેમ પ્રત્યેક આત્મ (દ્રવ્ય) તત્ત્વ પણ પોત–પોતાના અનંતાગુણોથી યુક્ત (શાશ્વત) છે. તેથી આત્માને સાચું સુખ તો, પોતાના જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્ય-ઉપયોગાદિ ગુણોમાં વિશેષતઃ પરિણમતાં થકાં પ્રાપ્ત થાય છે, તેમ છતાં જડ-પુદ્ગલ દ્રવ્યના વર્ણ-ગંધ-રસ-સ્પર્શ શબ્દાદિ ચિત્ર-વિચિત્ર પરિણમનોમાં મુગ્ધ બનીને જે કોઇ આત્મા તે થકી સુખ મેળવવાના ફાંફાં મારતો રહે છે, તેને તો ઉત્તમ જ્ઞાની ભગવંતોએ મિથ્યા દૃષ્ટિવંત યાને તત્ત્વતઃ અંધ કહ્યો છે.

(૪)

જાતિ અંધનો રે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ;
મિથ્યા દૃષ્ટિ રે તેહથી આકરો, માને–અર્થ–અનર્થ.
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૧૪॥

ભાવાર્થ :—જન્મથી અંધ એવો જન્માંધ આત્મા તો જગતમાંનાં કોઈપણ પદાર્થને દેખી શકતો નથી, પરંતુ મિથ્યાદૃષ્ટિ આત્મા તો જે જે પદાર્થ–જેના સ્વરૂપમાં છે, તેને તે થકી ઉલ્ટા (વિપરીત) સ્વરૂપે જ જોતો હોવાથી અર્થાત્ નિત્ય–શુદ્ધ–આત્મ–તત્ત્વને–અનિત્ય અશુદ્ધ જાણે છે, તેમ જ અનિત્ય–અશુદ્ધ–પુદ્ગલ–જડ–દ્રવ્ય–સંજોગને નિત્ય–શુદ્ધ સુખકારી જાણે છે, તેથી તે વધુ દોષવાન હોવાથી વિશેષ દુઃખોને પ્રાપ્ત કરવાવાળો થાય છે. આ સંબંધે શાસ્ત્રમાં મિથ્યાદૃષ્ટિ આત્માઓના જે (૨૧) એકવીશ લક્ષણો બતાવ્યા છે, તેનો ગુરૂગમથી સૌ પ્રથમ અભ્યાસ કરી–જાણી–તે થકી પોતાના આત્માને અળગો કરી શુદ્ધ કરવો જરૂરી છે. કેમકે જન્માંધ આત્મા તો માત્ર પોતાને જ તે ભવ પુરતું જ દુઃખનું ભાજન બનાવતો હોય છે. જ્યારે મિથ્યાદૃષ્ટિ આત્માઓ તો પોતાને તેમજ બીજા અનેક અજ્ઞાની આત્માઓને, ઉન્માર્ગે પ્રવર્તાવીને, અનંત દુઃખોનું ભાજન બનાવતા હોય છે.

(૫)

આપ પ્રશંસે રે પર ગુણ ઓળવે, ન ધરે ગુણનો રે લેશ;
તે જિનવાણી રે નવિ શ્રવણે સુણે, દિયે મિથ્યા ઉપદેશ...
શ્રી સીમંધર સાહિબ સાંભળો. ॥૧૫॥

ભાવાર્થ :–આ ગાથામાં ઉપર જણાવેલ એકવીશ દોષવાળો આત્મા મુખ્યપણે કેવો હોય તે જણાવતાં થકાં પ. પૂ. શ્રી ય. ઉ. જી. જણાવે છે કે મિથ્યાત્વી આત્મા પ્રથમ તો હંમેશા સર્વત્ર પોતાની જ બડાઇ દેખાડતો ફરે છે. અને અન્ય કોઈપણ ગુણી આત્માના ગુણોને–દોષ રૂપે પ્રકાશતો હોય છે. અથવા તો તેને અવગણતો હોય છે. આથી તેને ધર્મ–શ્રવણ કરી જ્ઞાન–પ્રાપ્ત કરવાની લેશમાત્ર ઈચ્છા હોતી નથી. પરંતુ પોતાની વિદ્વત્તાનુ પ્રદર્શન કરતો થકો, લોકોને ઉન્માર્ગ પ્રતિ આકર્ષણ ઉપજાવતો રહે છે.

(૬)

જ્ઞાન પ્રકાશે રે મોહ તિમિર હરે, જેહને સદ્ગુરૂ સૂર;
તે નિજ દેખે રે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર....
શ્રી સીમધર સાહિબ સાંભળો ॥૧૬॥

ભાવાર્થ :–સૂર્ય સમાન સંવિજ્ઞપાક્ષિક ગીતાર્થ ગુરૂ ભગવંત, ભવ્ય જીવોને સંસાર કૂપમાંથી–બહાર કાઢીને–મોક્ષ માર્ગ પ્રતિ પ્રવર્તાવનાર હોય છે. આથી તેઓ શુદ્ધ સાધ્ય–સાધન દાવમાં બંનેની, અર્થાત્ નિશ્ચય શુદ્ધિ તેમજ વ્યવહાર શુદ્ધિની યથા-તથ્ય સ્વરૂપે આવશ્યકતા સ્વીકારનારા હોય છે. આ માટે વ્યવહાર શુદ્ધિમાં સૂત્રાનુસારી (વિધિ સાપેક્ષ) ક્રિયાની આવશ્યકતા સ્વીકારી, સાધ્ય શુધ્યર્થે–નિશ્ચયથી પરિણામ શુદ્ધિ રૂપ અર્થ શુદ્ધિની આવશ્યકતા, સ્વીકારતા હોવાથી ધર્મતત્ત્વના સ્વરૂપમાં શ્રદ્ધા ઉપજાવવા માટે નિરંતર આત્માના ષટ્–સ્થાન સ્વરૂપને સમજાવવારૂપ દેશના આપતા હોય છે, જેણે ષટ્–સ્થાનનું સ્વરૂપ જાણીને તેમાં શ્રદ્ધા ઉપજાવી છે, તેવો સમ્યગ્ દૃષ્ટિ આત્મા, નિરંતર પોતાના આત્માની શુદ્ધિના પ્રયોજનવાળો હોય છે. કારણ કે તેનામાં પોતાના આત્મિક સુખરૂપ મોક્ષ–તત્ત્વને પ્રાપ્ત કરવાની તીવ્ર ઈચ્છા–રૂચી પ્રગટેલી હોય છે.

ઉપર જણાવ્યા મુજબ શુદ્ધ–દેશના અને આજ્ઞાનુસારી ક્રિયામાં યથા-શક્તિએ પ્રવર્તન પામતું શ્રી જૈનશાસન આજે પણ જયવંતુ વર્તે છે,

તેમ છતાં પોતાની—મોટાઈની મહત્ત્વતાના વ્યામોહમાં ફસાયેલા કેટલાક કુગુરુઓ, કેવળ પોતામાં શ્રદ્ધા રાખવાનું જણાવીને ભોળાજીવોને—અજ્ઞાની રાખીને—દૃષ્ટિ રાગી બનાવી—મૂળમાર્ગનો ઉચ્છેદ કરતા હોય છે. એમ આજે પણ પ્રત્યક્ષ—જોવાય છે. આ માટે અમોએ છપાવેલ "શ્રી જૈન ધર્મ અને સ્યાદ્‌વાદ યાને ત્રિકાળા—બાધિત સાપેક્ષ સત્ય" નામની પુસ્તિકામાં (૧૦૮) પ્રશ્નોત્તરમાં (૬૨)માં પ્રશ્નના જવાબમાં શ્રી તીર્થંકર પરમાત્માની દેશનાની સાથે અવિરૂદ્ધતા જાણવા—સમજવા માટે સાત પ્રકારના કર્મોની જાણકારી કરવી જરૂરી છે. એમ જણાવ્યુ છે તે—ત્યાંથી જાણી લેવું.

(૭)

જેમ નિર્મળતારે રતન સ્ફટિક તણી, તેમ જે જીવ સ્વભાવ;
તે જીનવીરે રે ધર્મ પ્રકાશીઓ, પ્રબળ કષાય અભાવ,
શ્રી સીમધર સાહિબ સાંભળો. ॥૧૭॥

**ભાવાર્થ**:—સર્વજ્ઞ અને સર્વદર્શી, ત્રિલોકનાથ તીર્થંકર, શ્રી મહાવીર પરમાત્માએ જણાવ્યું છે કે, વસ્તુ સ્વરૂપે તો આત્મ—તત્ત્વ સ્ફટિકની જેમ નિર્મળ અક્ષય—અરૂપી—અનંત-જ્ઞાનાદિગુણમય છે, પરંતુ ત્રિવિધ કર્મના, સંયોગ—સંબંધે, સંસારમાં વિવિધ સ્વરૂપે—જન્મ—મરણ કરતો થકો ભટકયા કરે છે, તે માટે સાચા—શાશ્વત સુખના અભિલાષી આત્માઓ, અનુક્રમે પ્રથમ નોકર્મથી એટલે સંયોગ પ્રાપ્ત સંબધોથી (મમત્વ ભાવથી) તે પછી ભાવકર્મ તે રાગ—દ્વેષ રૂપ પરિણામથી, પોતાના આત્માને સર્વથા અળગો કરી અનંત—અક્ષય ગુણોને ક્ષાયક ભાવે—પ્રાપ્ત કરી અંતે સર્વ દ્રવ્ય કર્મોથી મુક્ત થઇ જે જન્મ—મરણ રહિત એવું મોક્ષપદ તેને પ્રાપ્ત કરે છે તેને ધર્મ જાણવો. અન્યથા બાહ્યભાવની સમસ્ત રિદ્ધિ—સિદ્ધિ—યા—પ્રસિદ્ધિની પ્રાપ્તિ તે કેવળ કર્મજન્ય હોઇ અનિત્ય—તેમજ ઉપાધિ રૂપ જાણવી.

(૮)

જેમ તે રાતે રે ફુલે રાતડું, શ્યામ ફુલથી રે શ્યામ;
પાપ પુણ્યથી રે તેમ જગ જીવને, રાગ દ્વેષ પરિણામ.
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૧૮॥

**ભાવાર્થ** :—નિર્મળ સ્ફટિક રત્નની સાથે, લાલ પુષ્પનો યોગ થવાથી તે રત્ન લાલ દેખાય છે, અને જો કાળા પુષ્પનો યોગ થાય તો તે જ સ્ફટિક જેમ કાળું દેખાય છે, તેમ સંસારી આત્માની સાથે શુભ—અશુભ કર્મોનો સયોગ—અજ્ઞાની—મૂઢ આત્માને રાગ—દ્વેષ રૂપ પરિણામ વાળો કરે છે. જ્યારે જ્ઞાની મહાત્માઓ—સર્વ સયોગોને કર્મ-જન્ય ક્ષણિક જાણે છે. જ્યારે તીવ્ર મિથ્યાત્વી આત્માઓ સંસારના રાગી હોઈ, શુદ્ધ આત્મ ધર્મના દ્વેષી હોય છે.

(૯)

ધર્મ ન કહિએ રે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડ વ્યાધિ;
પહેલે અંગે રે એણી પરે ભાખીયું, કર્મે હોય ઉપાધિ...
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૧૯॥

શ્રી આચારાંગ સૂત્રમાં ભગવંતે જણાવ્યું છે કે :—

"व्यवहारो कम्मुणा उवाइ–अकम्मस्स ववहारो ण विज्जइ"

અર્થ : આત્માને–સમસ્ત વ્યવહાર, કર્મના સંબંધે હોય છે. કર્મ રહિત આત્માને જન્મ–મરણાદિ કોઇ વ્યવહાર હોતો નથી.

ભાવાર્થ:–કર્મજન્ય ગતિ–જાત્યાદિ ચૌદે–માર્ગણા સ્થાનનું સ્વરૂપ તે આત્માનું મૂળ શુદ્ધ સ્વરૂપ નથી, તેથી કર્મના સંબંધયુક્ત સમસ્ત સોપાધિક સ્વરૂપને, આત્માનું શુદ્ધ સ્વરૂપ માનીને તેમાં લુબ્ધ કે ક્ષુબ્ધ બનવું નહિ.

(૧૦)

જે–જે અંશે રે નિરૂપાધિકપણું, તે તે જાણો રે ધર્મ;
સમ્યગ્‌દૃષ્ટિ રે ગુણઠાણા થકી, જાવ લહે શિવ શર્મ,
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૨૦॥

ભાવાર્થ:–ઉપર જણાવ્યા મુજબ પરમ શુદ્ધ ક્ષાયિક ભાવ તેમજ પારિણામિક એ–બે ભાવનું જ જ્યાં આત્મ–પરિણમન છે, તેવા સિદ્ધ–પરમાત્માઓનું જે પરમ શુદ્ધ–આત્મ સ્વરૂપ છે. તેને જ મુખ્ય પણે આત્મ–ધર્મ જાણવો જોઇએ, તેમ છતાં તે સ્વરૂપ પ્રાપ્ત કરવા ભણી, આત્માની (૪) થા સમ્યગ્‌દૃષ્ટિ ગુણસ્થાનકની વિશુદ્ધિથી માંડી (૧૪) ચૌદમા અયોગી ગુણસ્થાનકની સ્થિતિને નય વિશેષથી ઉત્તરોત્તર વિશુદ્ધ ધર્મની પ્રાપ્તિ સ્વરૂપે સ્વીકાર કરવો જોઇએ.

(૧૧)

એમ જાણીને રે જ્ઞાન દશા ભજી, રહીએ આપ સ્વરૂપ;
પર–પરિણતીથી રે ધર્મ ન છાંડિએ, નવિ પડિએ ભવકૂપ.
શ્રી સીમંધર સાહિબ સાંભળો ॥૨૧॥

ભાવાર્થ:–ઉપર જણાવ્યા મુજબ કર્મ–જન્ય–પરભાવ પરિણમન ભાવથી સમસ્ત પ્રકારે અળગા થવાના દૃઢ સંકલ્પ રૂપ, શુદ્ધ સમ્યક્ત્વ–ગુણપરિણામના, પાંચ લક્ષણોમાં. ઉત્તરોત્તર વિશુદ્ધિએ વધવારૂપ, જ્ઞાન દશા વડે, આત્મા–આત્મ શુદ્ધિને પ્રાપ્ત કરતો થકો મુક્તિના શાશ્વત સુખને પ્રાપ્ત કરનારાવાળો થાય છે. અન્યથા–આત્માને, કર્મ–સંયોગે જન્મ–મરણ કરવા જ પડે છે.

બીજી ઢાળ સમાપ્ત

ઢાળ-(૩) જી

(૧)

જિહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું;
તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે રે તાણ્યું.
આતમ તત્ત્વ વિચારીએ. ॥૨૨॥

**ભાવાર્થ** :-જ્યાં સુધી આત્મશુદ્ધિમાં-આત્માની ઉપાદાન શક્તિની કારણતામાં અનિવાર્ય આવશ્યક, સમ્યક્ત્વ ગુણના (૧) ષટ્ સ્થાનની શ્રદ્ધા વડે, (૨) ભાવ-અનુકંપા થકી (૩) નિર્વેદ (વિષય-વૈરાગ્ય) પૂર્વક (૪) સંવેગ (મોક્ષાભિલાષ) પ્રગટાવીને, (૫) તે માટે સમ (સામાયિક) ભાવમાં રહેવાનો-ભાવ આત્માએ સ્વીકારેલો હોતો નથી, ત્યાં સુધી તે આત્મા આત્મ, શુદ્ધિની-કારકતાના અભાવે-કોઇ-વિશુદ્ધ ગુણસ્થાનક પ્રાપ્ત કરી શકતો નથી. આ માટે કહ્યું છે કે—

"नादंसणिस्स नाणं, नाणेण विणा ण हुंति चरण गुणाः;
अगुणीस्स नत्थि मोक्खो, नत्थि अमुक्खस्स निव्वाणं"

**અર્થ**:-સમ્યગ્ દર્શનગુણ પ્રાપ્ત કર્યા વગર, સમ્યગ્જ્ઞાન હોતું નથી, સમ્યગ્ જ્ઞાન વગર સમ્યક્ ચારિત્ર તેમજ સમ્યક્તપ ગુણ પ્રાપ્ત કરી શકાતો નથી, સમ્યક્-તપ ગુણને પ્રાપ્ત કર્યા વગર-પૂર્વ સંચિત કર્મોની નિર્જરા (ક્ષય) કરી શકાય નહિ, અને સર્વ કર્મોનો ક્ષય કર્યા સિવાય મુક્તિના શાશ્વત સુખને આપનાર નિર્વાણપદ પ્રાપ્ત કરી શકાતું નથી.

(૨)

આતમ અજ્ઞાને કરી, જે ભવ દુઃખ લહીએ;
આતમ જ્ઞાને તે ટળે, એમ મન સદ્દહીએ.
આતમ તત્ત્વ વિચારીએ ॥૨૩॥

**ભાવાર્થ**:- અનાદિકાળથી જે આત્માઓ આ સંસારમાં ચારે ગતિમાં ભટકી રહ્યા છે તેનું મૂળ કારણ તેઓએ પોતાના આત્માને ઓળખ્યા સિવાય, લોકસંજ્ઞાએ તેમજ ઓઘ સંજ્ઞાએ ધર્મ-કરણીઓ કરી છે, તે છે. તે માટે હવે જો પોતાના આત્માને પરાધીનપણે પ્રાપ્ત જન્મ-મરણના દુઃખોમાંથી છોડાવવો હોય તો પૂર્વે જણાવ્યા મુજબ સમ્યક્ત્વગુણને, પાંચ લક્ષણ સહિત શાસ્ત્રમાં જણાવેલા (૬૭) બોલ યુક્ત સૌ પ્રથમ જાણવો જોઇશે. કેમકે સમ્યક્ત્વગુણને આત્મસાત્ કર્યા વિના આત્મા

સંસારના બંધનમાંથી છુટવાની ક્રિયા કરી શકતો નથી. આ સત્યમાં નિઃશંકતા પ્રાપ્ત કરવી જરૂરી છે.

(૩)

જ્ઞાન દશા જે આકરી, તેહ ચરણ વિચારો;
નિર્વિકલ્પ ઉપયોગમાં, નહી કર્મનો ચારો.
આતમ તત્ત્વ વિચારીએ ॥૨૪॥

ભાવાર્થ:- નિશ્ચયની દૃષ્ટિએ આત્મા-પોતાના સમસ્ત જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ અનેક ભિન્ન-ભિન્ન ગુણોના ભિન્ન-ભિન્ન પરિણામો સહિત એકત્વિક ભાવનયની દૃષ્ટિએ એક જ પરિણામવાળો હોય છે. આથી સમ્યગ્ જ્ઞાન ગુણની, ઉપયોગ વિશુદ્ધિરૂપ જે ક્રિયા તેને ભાવ ચારિત્ર કહ્યું છે. તેથી જ તો નિર્વિકલ્પક જ્ઞાનોપયોગીને, કર્મબંધનો અભાવ કહ્યો છે.

(૪)

ભગવઇ અંગે ભાખીયો, સામાયિક અર્થ;
સામાયિક પણ આતમા, ધારો સૂધો અર્થ.
આતમ તત્ત્વ વિચારીએ. ॥૨૫॥

ભાવાર્થ:- ઉપર જણાવ્યા મુજબ-પાંચમું અંગસૂત્ર તે શ્રી ભગવતી સૂત્રમાં ગુણીને-ગુણથકી અભિન્નતાએ વિચારીને, શુદ્ધાત્મ સ્વરૂપી આત્માને સામાયિક ગુણથી અભિન્ન જણાવેલ છે. અર્થાત્ જ્યાં સામાયિક છે, ત્યાં આત્મશુદ્ધિ છે એમ જણાવેલ છે. આ સાથે ભેદ ગ્રાહક વ્યવહારનયની દૃષ્ટિએ શાસ્ત્રમાં ચાર પ્રકારના સામાયિક જણાવેલ છે. તો તેમાં તથાપ્રકારે-યથાર્થ-અવિરૂદ્ધ-શ્રદ્ધા કરવી. (૧) સમ્યક્ત્વ સામાયિક (૨) શ્રૂત સામાયિક (૩) દેશવિરતિ સામાયિક (૪) સર્વવિરતિ સામાયિક.

(૫)

લોકસાર અધ્યયનમાં, સમકિત મુનિ ભાવે;
મુનિ ભાવ જ સમકિત કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે.
આતમ-તત્ત્વ-વિચારીયે. ॥૨૬॥

ભાવાર્થ :-શ્રી આચારાંગ સૂત્રના ત્રીજા લોકસાર નામના અધ્યયનમાં જણાવ્યું છે કે—

"जं सम्मंति पासह तं मोणं ति पासह;
जं मोणंति पासह तं सम्मंति पासह"

અર્થ :- પૂર્વે નિશ્ચયનયની દૃષ્ટિએ શુદ્ધ જ્ઞાનોપયોગમાં દર્શન અને ચારિત્ર જણાવ્યું, તેમ અત્રે જ્યાં સમ્યગ્ દર્શન છે ત્યાં મુક્તિનો અભિલાષ હોય છે એમ જાણવું તેમજ જ્યાં મુક્તિનો અભિલાષ છે, ત્યાં સમ્યક્ત્વ જાણવું એમ જણાવ્યું. તેનો પરમાર્થ એ છે કે સમ્યગ્ દૃષ્ટિ આત્મા-સાંસારિક ઈન્દ્રિયજન્ય પુદ્ગલિક સુખનો અભિલાષી હોતો નથી, તેમ છતાં કર્મોદયે-એટલે અવિરતિના ઉદયે, સાંસારીક કાર્યો વ્યવહારથી કરતો હોય છે, એમ જાણવું. આમ કહીને શાસ્ત્રકારે સ્પષ્ટપણે જણાવ્યું છે કે જે આત્માઓએ અનાદિ મિથ્યાત્વ પરિણામને (ત્રણ કરણ કરવા પૂર્વક) તોડીને, સમ્યક્ત્વગુણને પ્રાપ્ત કરેલ છે તે આત્મા-આત્મ શુદ્ધિનો અર્થી હોય છે. અન્યથા મિથ્યાત્વી-આત્મા-પર-પૌદ્ગલિક, ક્ષણિક ઉપચરિત સુખ-દુઃખના હેતુભૂત સંયોગ-વિયોગમાં મુગ્ધ હોય છે.

(૬)

કષ્ટ કરો સંજમ ધરો, ગાળો નિજ દેહ;
જ્ઞાન દશા વિણુ જીવને, નહીં દુઃખનો છેહ.
આતમ તત્ત્વ વિચારીએ ॥૨૭॥

ભાવાર્થ:-સમ્યગ્ દર્શનગુણ પ્રાપ્ત કર્યા સિવાય આત્માને સમ્યગ્જ્ઞાન એટલે આત્માર્થ સાધવાની બુદ્ધિ હોતી નથી. તેમ છતાં જે-જે જીવો સુખ મેળવવાની ઈચ્છાએ જે-જે પ્રકારની કષ્ટકારી-તપ સંયમની ક્રિયાઓ કરે છે, તે થકી તેઓને સંસાર-પરિભ્રમણના કારણભૂત પુણ્યકર્મનો કથંચિત્ કર્મબંધ થાય છે. પરંતુ જન્મ-મરણના દુઃખોમાંથી છોડાવનાર-આત્મ-શુદ્ધતા પ્રાપ્ત થતી નથી.

(૭)

બાહિર યતના બાપડા, કરતાં દૂહવાયે;
અંતર જતના જ્ઞાનની, નવિ તેણે થાયે.
આતમ તત્ત્વ વિચારીયે ॥૨૮॥

ભાવાર્થ:- જેઓને આત્મ તત્ત્વનું સાચું જ્ઞાન નથી એટલે કે કર્મોદયે-જીવ ચોર્યાશી લાખ જીવાયોનીઓમાં ઉપજે છે અને મરે છે, તે કર્મબંધ પણ પ્રત્યેક જીવ, પોતે, અજ્ઞાન અને સંમોહે કરી, પ્રત્યેક સમયે સમયે વિવિધ-પ્રકારની બાહ્ય-યોગ કરણીમાં રાગ-દ્વેષ ભાવે વર્તતો થકો બાંધે છે. આથી સૌ પ્રથમ આત્માર્થી આત્માએ કર્મબંધના હેતુ ભૂત મિથ્યાત્વ-અવિરતિ-પ્રમાદ-કષાય અને યોગ પરિણામથી આત્માને

અળગો રાખવા પ્રયત્ન કરવો જરૂરી છે. આ પ્રયત્ન પણ અનુક્રમે પ્રથમ મિથ્યાત્વ ભાવથી અળગા થઈ-પછી અવિરતિ ભાવથી અળગા થઈ, પ્રમાદ છોડી, કષાય ભાવથી અળગા થઇ-સૂક્ષ્મ-બાદર યોગ થકી આત્માએ-અળગા થવાનું છે. શાસ્ત્રાનુસારી ઉપર મુજબનો ક્રમ છોડીને જે-જીવો કેવળ બાહ્ય-યોગ ક્રિયામાં જયણા રાખે છે. અર્થાત્-અહિંસકતાનો આગ્રહ રાખે છે તેઓ વાસ્તવિક રીતે પોતાના આત્માને સામાયિક ભાવમાં રાખીને ભાવ દયા વડે-જે વિશુદ્ધ કરવાનો હતો-તે નહિ કરતાં, ઉલ્ટાના બાહ્ય ક્રિયાના વિધિ-નિષેધના આગ્રહમાં પડી-રાગ-દ્વેષ વડે વધુ ને વધુ સંક્લેશકારી બનતા હોય છે.

(૮)

રાગ-દ્વેષ મલ ગાળવા, ઉપશમ જળ ઝીલો;
આતમ-પરિણતિ આદરી, પર પરિણતિ પીલો.
આતમ તત્ત્વ વિચારીએ ॥૨૯॥

ભાવાર્થ:- જેઓ પરભાવ-પરિણમનરૂપ યોગ-ક્રિયાના શુભાશુભ પ્રવર્તનમાં બાહ્ય-પ્રસિદ્ધિએ રાચતા રહીને, હિંસાદિ અશુભ-ક્રિયાઓ પ્રતિ દ્વેષભાવ ધરે છે તેમજ દયા-દાન-તેમજ ઇંદ્રિય-દમન પ્રતિ રાગભાવ ધરે છે તેઓ આત્મશુદ્ધિ-કારક-ઉપશમ ભાવથી અળગા હોઈ, તે થકી તેમને કોઈ-આત્મિક-ગુણની પ્રાપ્તિ થતી નથી, કિન્તુ-બાહ્ય સિદ્ધિ-પ્રસિદ્ધિ મળવાથી તેઓ ઉલ્ટાના અભિમાનથી અક્કડ બનતા હોય છે. આ માટે પ્રત્યેક આત્માએ કેવળ પોતાના આત્મહિતને અનુલક્ષીને સમસ્ત પરભાવ-પરિણમન સ્વરૂપમાં-રાગ-દ્વેષના પરિણામથી અળગા થવાનો પ્રયત્ન કરવો જોઈએ.

(૯)

હું એહનો એ માહરો, એ હું એણિ બુદ્ધિ;
ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધિ.
આતમ તત્ત્વ વિચારીએ ॥૩૦॥

ભાવાર્થ:-મિથ્યાત્વ મોહના ઉદયમાં વર્તતા આત્માઓ, કર્મ સંયોગે પ્રાપ્ત શરીર તેમજ પિતા-પુત્ર તેમજ પતિ-પત્ની આદિ સંબંધોને પોતાના જ કરી લેખવે છે તેમજ તેઓ સૌ પોતાના શરીરને જ આત્મા સમજી તેની જ આળ-પંપાળ કરતા હોય છે. આ રીતે કર્મોદયે પ્રાપ્ત સમસ્ત જડ તત્ત્વના સંયોગ-વિયોગમાં હર્ષ-શોક-કરતો

થકો—આત્મા, પોતાનું આત્મ—જ્ઞાન ગુમાવી દેતો હોઈ, તેને આત્મશુદ્ધિનો વિચાર માત્ર, કરવાની ફુરસદ હોતી નથી.

(૧૦)

બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે;
અંતર દૃષ્ટિ દેખતાં, અક્ષય પદ પાવે.
આતમ તત્ત્વ વિચારીએ ॥૩૧॥

ભાવાર્થ:— જે આત્માઓ—ચક્ષુ આદિ ઇન્દ્રિયો વડે જડ—પુદ્ગલ દ્રવ્યના વિવિધ—વર્ણ—ગંધ—રસ—સ્પર્શ—અને શબ્દાદિ ભાવોને જાણીને—તેમાં ક્ષુબ્ધ થઇ લુબ્ધ બની વારંવાર તેનાજ યોગ—ભોગને ઇચ્છે છે. તેઓનું મન પણ તે થકી નિરંતર તેનાજ સંકલ્પ—વિકલ્પો કરતું રહે છે. પરંતુ જે આત્માઓને સુગુરૂનો યોગ પ્રાપ્ત થયો હોય છે અને તે થકી,પોતાને અનંતી પુણ્યાઈએ પ્રાપ્ત, મનુષ્યભવ તેમજ મનો—લબ્ધિનું સ્વરૂપ જાણ્યું હોય છે તે આત્માઓ તો, સ્વભાવ—વિભાવે કરી સકળ કર્મોના—કર્તા—ભોક્તા એવા પોતાના આત્માને દીર્ઘકાલિકી તેમજ દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાએ શુદ્ધ શાશ્વત નિત્ય સ્વરૂપે સમ્યક્ત્વ ગુણે કરી ઓળખીને પોતાના આત્માના શુદ્ધ અનંત—અક્ષય—જ્ઞાનાદિ ગુણોને, કર્મના બંધનથી છોડાવી તેને સ્વાધીન કરવાનો પ્રયત્ન કરતા હોય છે. અને તે થકી તેઓ પરમશુદ્ધ અનંત—અક્ષય—સુખને અવ્યાબાધ સ્વરૂપે પ્રાપ્ત કરે છે.

(૧૧)

ચરણ હોવે લજ્જાદિકે, નવિ મનને ભંગે;
ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે.
આતમ તત્ત્વ વિચારીયે ॥૩૨॥

ભાવાર્થ:—ઉપર જણાવેલ અર્થથી સ્પષ્ટ સમજાય તેમ છે કે આત્મશુદ્ધિને પ્રાપ્ત કરનાર, પરમ શુદ્ધ ચારિત્ર ગુણ તે, અજ્ઞાને કરી, શૂન્ય મનસ્ક ભાવે, કે ઓઘ સંજ્ઞાએ યા લોક સંજ્ઞાએ, પ્રવર્તન કરનારમાં હોતો નથી—હોઇ શકે પણ નહિ—આ સંબંધે શ્રી આચારાંગ સૂત્રના ત્રીજા અધ્યયનમાં સ્પષ્ટ જણાવેલું છે કે "वितिगिच्छासमावन्नेणं अप्पाणं न लभते समाहिं"

(૧૨)

અધ્યાત્મ વિણું જે ક્રિયા, તે તો તનુમલ તોલે;
મમકારાદિ યોગથી, એમ જ્ઞાની બોલે.
આતમ તત્ત્વ વિચારીએ ॥૩૩॥

ભાવાર્થ:-જે આત્માઓએ આત્મશુદ્ધિનું ધ્યેય-લક્ષ, પ્રાપ્ત કરેલું હોતું નથી, તે આત્માઓ જે-જે ધર્મ ક્રિયાઓ કરે છે, તે થકી સાધ્યાભાવે તેઓને કોઈ ગુણ વૃદ્ધિ કે આત્મ શુદ્ધિ પ્રાપ્ત થતી નથી, કિન્તુ કેવળ બાહ્ય વ્રત-તપ-જપાદિ યોગ ક્રિયાઓમાં મમત્વ ભાવે કરી અહંકારી બની વિશેષતઃ કર્મબંધ કરતા રહે છે. આ સંબંધે પ. પૂ. શ્રી. ય. ઉ. જી આગળ જણાવે છે કે

(૧૩)

હું કરતા પરભાવનો, એમ જેમ-જેમ-જાણે;
તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મ ને ઘાણે.
આતમ તત્ત્વ વિચારીયે ॥૩૪॥

ભાવાર્થ:-મિથ્યાદષ્ટિ આત્માઓ-આત્મશુદ્ધિના લક્ષ વગર જે-જે ધર્મ ક્રિયાઓ (મન-વચન-કાય યોગની શુભ પ્રવૃત્તિઓ) કરે છે તેને તેઓ આત્મશુદ્ધિના સાધન રૂપે ન જાણતાં હોઈ તે-તે વિવિધ ક્રિયાઓ કેવળ પુણ્યાર્થે કરવા માત્રનું સાધ્ય રાખીને (શાસ્ત્રાનુસારી વિધિ-નિષેધને અવગણીને) અજ્ઞાન અને અહંકાર પૂર્વક કરતા હોઇ, તેઓને તે થકી, કેવળ વિશેષતઃ શુભાશુભ કર્મબંધ થતો હોય છે.

(૧૪)

પુદ્ગલ કર્માદિક તણો, કરતા વ્યવહારે;
કરતા ચેતન કરમનો, નિશ્ચય સુવિચારે.
આતમ તત્ત્વ વિચારીયે ॥૩૫॥

(૧૫)

કર્તા શુદ્ધ સ્વભાવનો, નય શુદ્ધે કહીએ;
કર્તા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ.
આતમ તત્ત્વ વિચારીયે ॥૩૬॥

ભાવાર્થ:-શુદ્ધ નિશ્ચયનય દષ્ટિએ, પ્રત્યેક આત્મા માત્ર પોતાના અનંત ગુણોના ભિન્ન-ભિન્ન સ્વરૂપમાં, કર્તૃત્વભાવે પરિણમે છે. તેમજ પોતાના સમસ્ત પરિણમનનો ભોક્તા પણ છે. પ્રત્યેક આત્મા આવિર્ભાવે પ્રાપ્ત ગુણોમાં, ભિન્ન-ભિન્ન સમયે ભિન્ન-ભિન્ન ભાવમાં પરિણામ પામતા હોઇ ગુણોનો-ઉપભોક્તા છે, અને-તે પ્રત્યેક સમયે, પરિણામ સ્વરૂપી પર્યાયનો ભોક્તા છે તેમજ વળી પ્રત્યેક સંસારી આત્મા અનાદિથી કર્મ સંયોગી છે. તેમજ અસંખ્યાત પ્રદેશે કથચિત્ જ્ઞાનાદિ ગુણોના ક્ષયોપશમ યુક્ત પણ છે. આથી સંસારી આત્માઓ કથચિત્ શુદ્ધ છે તેમજ કથંચિત્ અશુદ્ધ પણ છે. આ શુદ્ધાશુદ્ધપણાની ગુરૂ-લઘુતા, શાસ્ત્રાનુસારે ૧ થી ૧૪ ગુણસ્થાનકના સ્વરૂપથી જાણ લેવી.

સંસારી આત્માઓ કર્મ (કાર્મણ શરીરનામ કર્મ) ના યોગે મન-વચન કાયયોગના ઉપદાન કારણરૂપ શરીરાદિ પ્રાપ્ત કરે છે. અને મન-વચન-કાય યોગમાં પ્રવર્તન કરતો થકો નવીન કર્મબંધ કરે છે. આ રીતે કર્મથી શરીર અને શરીરથી કર્મબંધ કરતો થકો અનાદિ કાળથી આ સંસારમાં ચારે ગતિમાં જન્મ-મરણ કરતો થકો ભટકયા કરે છે. આથી સ્પષ્ટ સમજાયું હશે કે, દ્રવ્ય કર્મના ઉદયાનુસારે આત્મા-શરીરાદિ ધારણ કરે છે. અને શરીર સંબંધે મન-વચન-કાય યોગથી સાંસારિક જે-જે કાર્યો કરે છે, તે પૌદ્ગલિક કાર્યો છે-આત્માનું આ સ્વરૂપ વ્યવહારનય દષ્ટિએ પ્રગટ સત્ય સ્વરૂપ છે. અર્થાત્ અવિરૂદ્ધ છે. આથી જતો કર્મના ઉદયાનુસારે પ્રાપ્ત શુભાશુભ સંયોગમાં અજ્ઞાની આત્મા-રાગ-દ્વેષ-રૂપ પરિણામવાળો થાય છે, અને તે થકી યોગ વડે ગ્રહણ કરેલ કર્મોમાં અલ્પાધિક રસ તેમજ સ્થિતિ સ્વરૂપી પરિણામ સર્જી તેનો પૂર્વે. બાંધેલા કર્મોની સાથે (બંધ) તેનો સંબંધ કરે છે. આ રાગ-દ્વેષ રૂપ પરિણામ, જડને હોતોનથી પરંતુ જડના યોગે તેને આત્માનો પરિણામ જાણવો જોઈએ. કેમ કે આત્મા પોતે જ અશુદ્ધ નિશ્ચયનયની દષ્ટિએ આ રાગ-દ્વેષ રૂપ ભાવ કર્મનો કર્તા છે. અને તેથી જ પોતે કરેલા કર્મનો પોતે ભોક્તા પણ છે. આથી સમજવું કે પ્રત્યેક સંસારી આત્મા પ્રત્યેક સમયે-સમયે યોગ તેમજ ઉપયોગ સ્વભાવે કરી શુદ્ધા શુદ્ધ સ્વરૂપે બન્ને પરિણામે પરિણામ પામતો હોય છે. તેને વિશેષતઃ પૂર્વે જણાવ્યા મુજબ ૫ થી ૧૪ ગુણસ્થાનકના સ્વરૂપથી શાસ્ત્રાનુસારે સમ્યક્ પ્રકારે જાણવો જરૂરી છે.

ઉપર જણાવેલ સ્વરૂપને, કેટલાક એકાંત શુદ્ધ નિશ્ચયનું સ્વરૂપ સાંભળીને આત્માના અનાદિ કર્મ જન્ય વ્યવહાનય સ્વરૂપને કેવળ કલ્પના માત્ર સમજે છે. તેઓને પોતાના અશુદ્ધ સ્વરૂપને દૂર કરવાના પરિણામ-પ્રયત્નો હોતા નથી. તેથી તેઓ શ્રી જીનેશ્વરોએ પ્રવર્તાવેલ પંચાચારમય વ્યવહાર ધર્મનો યેન-કેન પ્રકારે તિરસ્કાર કરવામાં જ પોતાની શક્તિનો દુર્વ્યય કરતા રહે છે. પરંતુ જે-આત્માને કર્મના બંધનથી મુક્ત થવાની સમ્યગ્-બુદ્ધિ (ઇચ્છારુચિ) પ્રગટી છે. તેને માટે શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે સૌ પ્રથમ તો, પૂર્વે કર્મના ઉદય પ્રાપ્ત, શરીર સ્ત્રી-પુત્ર-ધનાદિના યોગ સંબંધોને -વિયોગી, જાણીને તથા રૂપ સમસ્ત નો-કર્મમાંથી મમત્વ (મારા પણાના) ભાવને દૂર કરવાથી આત્મામાંથી રાગ-દ્વેષ રૂપ ભાવકર્મનું કર્તાપણું ટળી જાય છે. આ રીતે રાગ-દ્વેષના પરિણામથી મુક્ત થયેલો આત્મા પોતાના આત્માની સાથે દ્રવ્ય કર્મ સ્વરૂપે રહેલા સમસ્ત કર્મોને અનુક્રમે અળગા કરી સિદ્ધગતિને પ્રાપ્ત કરવાવાળો થાય છે. આ માટે કહ્યું છે કે—

"पुव्विं रागाइया विभावा सव्वओ विभज्जिजा,
पच्छा द्व्वा कम्मा, सव्व विभिन्नो नियो अप्पा"

પ્રથમ જણાવેલ સત્ય-અર્થને અવગણીને-કેટલાક અકર્તૃત્વ વાદીઓ તેમજ ઇશ્વર (કર્તૃત્વ) વાદીઓ, તેમજ વળી કેટલાક અનિશ્વર વાદી (ઓટોમેટીક-યાને નિર્હેતુકતાએ તેમજ કેવળ ક્ષણિક સ્વરૂપે જ સર્વ પ્રકારના ઉત્પત્તિ લયને વિચારનારા) ઓ-તેમજ આજના વિજ્ઞાનવાદીઓ એટલે જડ-પુદ્ગલ દ્રવ્યોની સહાયતાએ, (હકીકતમાં પરાધીનતાએ) જીવન જીવવામાં ઉત્સુક બનેલાઓ-આત્માર્થથી નષ્ટ-ભ્રષ્ટ બનીને, દુર્ગતિમાં જવા યોગ્ય પાપ કર્મો પ્રગટપણે કરી રહેલા દેખાય છે. આવા દુષ્ટ આત્માઓના સંસર્ગથી ઉત્તમ આત્માએ સમસ્ત પ્રકારે અળગા રહેવું જરૂરી છે.

ત્રીજી ઢાળ સમાપ્ત

भिन्नाः प्रत्येकमात्मानो, विभिन्नाः पुद्गलाअपिः
शून्यसंसर्ग त्येवं, यः पश्यति स पश्यति.

**અર્થ**:-પ્રત્યેક આત્માઓ, પોતપોતાના ગુણો સહિત નિત્ય છે, જ્યારે કર્માનુસારે આત્માની સાથે દેહાદિભાવે, સંશ્લિષ્ટ યોગથી જોડાયેલ-મન-વચન, કાય યોગની પ્રવૃત્તિરૂપ યોગ સંબંધ તેમજ અસંશ્લિષ્ટ યોગથી જોડાયેલ, સમસ્ત, સ્ત્રી, પુત્ર, ધન-ઘર-રાજ્ય-વિગેરે પુદ્ગલનાં સંબંધથી આત્મા તો ભિન્ન જ છે આવો નિઃશંક બોધ જે-જે આત્માઓમાં નિરંતર વર્તે છે તેઓ સાચા જ્ઞાનીઓ છે એમ સમજવું.

ઢાળ (૪) થી

(૧)

શિષ્ય કહે જો પરભાવનો, અકર્તા કહ્યો પ્રાણી;
દાન હરણાદિ કિમ ઘટે, કહે સદ્ગુરૂ વાણી.
શુદ્ધનય અર્થ મન ધારીએ ॥૩૭॥

ભાવાર્થ : પૂર્વે જણાવેલ નિશ્ચય શુદ્ધ સ્વરૂપી આત્મ સ્વરૂપમાં શંકા લાવીને અત્રે શિષ્ય–ગુરૂને પૂછે છે કે હે પ્રભો–જો આત્મા કેવળ પોતાના શુદ્ધ ગુણોમાં જ રમણતા પામવાવાળા (પરિણામ પામવાના) સ્વભાવવાળો છે, તો આ જગતમાં પ્રત્યક્ષ ભાવે-દાનાદિ ધર્મ ક્રિયાઓ તેમજ હિંસા, ચોરી આદિ ક્રિયાઓ કોણ કરે છે? હવે શ્રી સદ્ગુરૂ ઉપર જણાવેલ શિષ્યના પ્રશ્નનો પ્રથમ શુદ્ધનય દષ્ટિએ, તેમજ પછી વ્યવહારનય દષ્ટિએ, આત્મ–તત્ત્વનું જે–જે–શુદ્ધાશુદ્ધ સ્વરૂપ છે તે જણાવે છે.

(૨)

ધર્મ નવિ દિએ નવા સુખ દિએ, પર જંતુ ને દેતો;
આપ સત્તા રહે આપમાં, એમ હ્રદયમાં ચેતો.
શુદ્ધનય અર્થ મન ધારીએ ॥૩૮॥

ભાવાર્થ :–કોઈપણ આત્મા-પોતાના જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણો કોઈપણ અન્ય આત્માને આપી શકતો નથી તેમજ કોઈપણ અન્ય આત્માના ગુણો પોતે લઈ પણ શકતો નથી, તેમજ વળી કોઈપણ આત્મા–પોતાનું જે સહજ સુખ છે–તે અન્ય કોઈ પણ આત્માને આપી શકતો નથી એટલું જ નહિ કોઇપણ આત્મા કોઇપણ આત્માનું સુખ–દુ:ખ લઈ શકતા નથી તેમજ કોઈને આપી પણ શકતા નથી. કારણ કે પ્રત્યેક આત્માનું પોત–પોતાનું જે આગવું સ્વ–સ્વરૂપ છે) તે પોતાનામાં રહેવાવાળું હોય છે. જેની કોઇપણ અન્ય આત્મા સાથે કોઈ લેવડ–દેવડ થઇ શકતી નથી એમ જાણવું તે અનુભવ પ્રત્યક્ષથી–અવિરૂદ્ધ છે.

(૩)

જોગ વશે જે પુદ્ગલ ગ્રહ્યા, નવિ જીવના તેહ;
તેહથી જીવ છે જૂ-જૂ-ઓ, વળી જૂ-જૂ-ઓ દેહ.
શુદ્ધનય અર્થ મન ધારીએ ॥૩૯॥

ભાવાર્થ:-મન-વચન અને કાય યોગે કરી આત્મા, પ્રત્યક્ષથી જે-જે સ્ત્રી પુત્ર-ધનાદિનું ગ્રહણ કરે છે, તે વાસ્તવિક સ્વરૂપે તો તેના પોતાના હતા નહિ અને છે પણ નહિ એટલું જ નહિ પરંતુ ખરેખર તો પોતાનું શરીર (દેહ) પણ પોતાનું નથી કેમકે આત્માને તેનાથી અળગો થતો પ્રત્યક્ષ જોવાય છે. તેમ છતાં પ્રત્યેક સંસારી આત્માને દેહાદિ સંબંધે જે-જે જન્મ-જીવન તેમજ મરણ થાય છે તે-તે તેણે પોતે કર્મોના ઉદયાનુસારે તેને પ્રાપ્ત થાય છે એમ જાણવું.

(૪)

ભક્ત પાનાદિ પુદ્‌ગલ પ્રતે, નવિદિએ છતિ વિના પોતે;
દાન હરણાદિ પર જંતુને, એમ નવિ ઘટે જોતે.
શુદ્ધનય અર્થ મન ધારીએ ॥૪૦॥

ભાવાર્થ :-જગત વ્યવહારમાં, એક આત્મા બીજા આત્માને ભોજનાદિ જે-જે પુદ્‌ગલિક વસ્તુઓ આપતો-લેતો પ્રત્યક્ષ જોવાય છે તે તમામ વસ્તુ વાસ્તવિક સ્વરૂપે તો, આપનાર આત્માની હતી જ નહિ તેમજ લેનાર આત્મા પણ તે જડ પુદ્‌ગલિક વસ્તુઓને તત્ત્વતઃ ગ્રહણ કરતો નથી-માત્ર દેહાદિક ભાવે એક બીજા પ્રતિ તે-તે વસ્તુઓનું આદાન-ગ્રહણ કરાય છે.

(૫)

દાન હરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે;
દિએ હરે તું નિજ રૂપને, મુખે અન્યથા જલ્પે.
શુદ્ધનય અર્થ મન ધારિયે ॥૪૧॥

ભાવાર્થ :-જ્યારે જ્યારે પણ જે-જે કોઈ આત્મા-પોતા સંબંધે કે અન્ય આત્મા સંબંધે જે-જે કોઈ જડ-પુદ્‌ગલિક વસ્તુઓની લેવડદેવડ કરે છે, ત્યારે ત્યારે-તે-તે ક્રિયા સંબંધી પૂર્વ-પશ્ચાત્ જેવા જેવા શુભાશુભ સંકલ્પ-વિકલ્પો કરે છે. તે-તે ભાવો (યાને પોતાના આત્મ પરિણામ) થકી તે આત્મા શુભાશુભ કર્મોનો બંધ કરે છે તેમજ યથાઅવસ્થિત નિર્વિકલ્પક ભાવે નિર્જરા પણ કરે છે. આ પરમ સત્ય સ્વરૂપની અવગણના કરીને, અજ્ઞાની મોહાંધ આત્માઓ પુદ્‌ગલિક ભાવના આદાન-ગ્રહણને જ પોતાનું સાચું સ્વરૂપ સમજતા હોય છે અને તેમાં આસક્તિ ધરીને, આત્માર્થથી ભ્રષ્ટ થતા હોય છે.

(૬)

અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે;
જ્ઞાયક ભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે.
શુદ્ધનય અર્થ મન ધારિયે ॥૪૨॥

ભાવાર્થ :–શુભાશુભ યોગ પ્રવૃત્તિમાં (જે મુખ્ય પણે કર્મોદય જન્ય છે) જે અજ્ઞાની આત્માઓ કેવળ પોતાનું કર્તૃત્વ થાપીને વળી તે થકી વિશેષતઃ રાગ–દ્વેષ વાળા પરિણામ કરતા રહે છે. તેઓ તથાપ્રકારના પોતાના–અજ્ઞાન અને સંમોહે કરી, કેવળ વધુ ને વધુ કર્મબંધન ઉપાર્જન કરતા હોય છે. જ્યારે સમ્યગ્જ્ઞાની આત્માઓ જેમ બને તેમ યોગક્રિયા કરવા થકી પણ અળગા રહેવાનો પ્રયત્ન કરતા હોય છે. કેમકે તેમને તો પાંચ આશ્રવરૂપ–હિંસા–જુઠ–ચોરી–મૈથુન અને પરિગ્રહના પાપથી અળગા રહેવું ઇષ્ટ હોય છે. તેથી જે-જે કોઈ યોગક્રિયા કરે છે, તે થકી કોઈ બાહ્યભાવની આકાંક્ષા નહિ રાખતા, કેવળ પોતાના જ્ઞાનાદિ ગુણોની શુદ્ધિ–વૃદ્ધિ અર્થે કરતા હોઈ શાસ્ત્રાનુસારી વિધિ–નિષેધ પૂર્વક પંચાચારની ક્રિયા કરતા હોય છે. તેથી પરભાવ પરિણામથી અળગા રહેવા રૂપ નિર્વિકલ્પ ભાવે કરી પોતાની આત્મશુદ્ધિ કરતા રહે છે.

(૭)

શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટ માયા;
તે ટળે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમરાયા.
શુદ્ધનય અર્થ મન ધારિયે ॥૪૩॥

ભાવાર્થ :–સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, તેમજ શ્રોત્રેન્દ્રિય વડે ગ્રહણ કરતાં (જણાતા) જડ–પુદ્ગલ દ્રવ્યોના સ્પર્શ–રસ–ગંધ–રૂપ તેમજ શબ્દાદિ વિષયોમાં જે–જે અજ્ઞાની મૂઢ આત્માઓ–શુભાશુભ પણું વિચારી તે પ્રતિ રાગ–દ્વેષ રૂપ પરિણામે કરી પોતાના આત્માને વિકારી (ભોગાકાંક્ષી) બનાવે છે. તે થકી તે આત્મા ભવાભિનંદી પણે સંસાર પરિભ્રમણ કરતો રહે છે. કેમ કે તે થકી તે આત્મા નવા નવા કર્મના બંધનો પ્રાપ્ત કરતો રહે છે. પરંતુ આત્મજ્ઞાની આત્માઓ તે સંબંધે વિકારી (ભોગ–વિલાસી) બનતા નથી. તેઓ તો વૈરાગ્ય ભાવે કરી પોતાની આત્મ નિર્મળતાનો અનુભવ કરતા હોય છે.

(૮)

પરતણી આશ વિષ વેલડી, ફલે કર્મ બહુ ભાંતિ;
જ્ઞાન દહને કરી તે દહે, હોએ એક જે જાતિ.
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૪૪॥

ભાવાર્થ:–જે મૂઢ આત્માઓ, પર પુદ્ગલ દ્રવ્યોના સંયોગમાં સુખ પામવાની કલ્પનાઓ કરી, તેને પ્રાપ્ત કરવાના પ્રયત્નોમાં રાચ્યા–માચ્યા રહે છે, તે આત્માઓ સંસાર પરિભ્રમણ કરાવનારા ઘોર કર્મોના બંધનને પામે છે. જ્યારે ઉત્તમ–સમ્યગ્-જ્ઞાની આત્માઓ તો પોતાના આત્મ દ્રવ્યને કેવળ પોતાના અનંત જ્ઞાનાદિ ગુણવાળો–અક્ષય સ્વરૂપે જોતો-જાણતો હોઈ, કર્મોદય પ્રાપ્ત સકળ ઇષ્ટા–નિષ્ટ ભાવો પ્રતિ ઉદાસીન વૃત્તિવાળા હોઇ નિરંતર પૂર્વ સંચિત કર્મોનો ઉલ્ટાનો ક્ષય કરતા હોય છે.

(૯)

રાગ-દ્વેષ રહિત એક જે, દયા શુદ્ધ તે પાળે;
પ્રથમ અંગ એમ ભાખિયું, નિજ શક્તિ અજુઆળે.
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૪૫॥

ભાવાર્થ:–જે આત્મા કર્મોદય જન્ય સંયોગ-વિયોગમાં પોતાના આત્માને તે થકી અળગો જાણે છે, તેથી તે સંબંધે તેને કોઈ રાગ યા દ્વેષના પરિણામ થતા નથી. આવા આત્માઓ, પોતાની તેમજ અન્ય આત્માની ભાવ દયાના પરિણામે કરી, કોઈ અકાર્ય કરતા નથી એટલું જ નહિ પરંતુ કેવળ અનાશંષભાવે શુદ્ધ ધર્મોપદેશ આપતા રહે છે.

(૧૦)

એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરૂ તેહને ભાખે;
જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે.
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૪૬॥

ભાવાર્થ:–જે આત્માએ પોતાના આત્માને એકાકી અનંત જ્ઞાનાદિ ગુણમય–અક્ષય શુદ્ધ સ્વરૂપે ઓળખ્યો છે, તે આત્મા સમસ્ત પર સંબંધથી (બાહ્ય તેમજ અભ્યંતર–કર્મથી) પોતાને અળગો જાણે છે. તે થકી તેને પર સંબધે કોઇ વિકલ્પ કરવાનો ન હોઈ–પોતે કેવળ પોતાના આત્મ ભાવમાં જ રમણતા કરતો રહે છે. આવા આત્મ રમણી આત્માઓને શાસ્ત્રકારોએ શુદ્ધ નિશ્ચયનય દષ્ટિએ દયાવાન કહ્યા છે.

(૧૧)

જેહ રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારે;
નિજ દયા વિણ કહો પર દયા, હોએ કવણ પ્રકારે ?
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૪૭॥

ભાવાર્થઃ—જે કોઇ આત્મા, ક્વચિત્ અન્ય મનુષ્ય–પશુ–પંખી વિગેરે પ્રાણીઓની સ્થુલ થકી પ્રાણરક્ષા કરે છે, તેને શાસ્ત્રકારોએ વ્યવહાર દયા કહી છે, કેમકે જે આત્માને પોતાનો આત્મા જ જ્યાં કર્મના બંધનોથી બંધાઇ, અનેક જન્મ મરણના પાશમાં પડી રહ્યો છે, તેને જ જો કર્મના બંધન થકી છોડાવવાના પરિણામ-પ્રયત્નવાળો નથી એટલે કે જે આત્માને જ્યાં પોતાની જ ભાવ દયા નથી, ત્યાં તે અન્ય આત્માઓ પ્રતિ દયાના (ભાવ) પરિણામ વાળો કેવી રીતે હોઈ શકે? અર્થાત્ તેની બાહ્ય સ્વરૂપે કરાતી ક્વચિત્ દયાની પ્રવૃત્તિને માત્ર સ્થુલ થકી વ્યવહાર દયા જાણવી, કેમકે તે થકી તે આત્મા કેટલુંક પુન્ય તો ઉપાર્જન કરે છે. પરંતુ તેને આત્મશુદ્ધિનો પરિણામ જાણવો—તે મિથ્યા છે.

(૧૨)

લોક વિણ જેમ નગરની મેદિની, જેમ જીવ વિણ કાયા;
ફોક તેમ જ્ઞાન વિણ પર દયા, જિસી નટી તણી માયા.
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૪૮॥

ભાવાર્થઃ—જે કોઇ આત્મા સમ્યગ્દર્શન–જ્ઞાન-ચારિત્રાદિ ગુણોએ કરી રહિત છે એટલે જેનામાં–શમ–સંવેગ-નિર્વેદ-અનુકંપા તેમજ આસ્તિકયાદિ ભાવોનું પ્રાગટ્ય નથી તે આત્માની બાહ્યથી કરાતી દયા–દાનાદિની તમામ ધર્મ કરણી તે નાટકી સ્ત્રીની માયા જેવી તુચ્છ–ક્ષુલ્લક તેમ જ દાંભિક જાણવી. અર્થાત્ તેની બાહ્ય-સ્વરૂપે–જે કાંઈ પ્રસિદ્ધિ દેખાય તે પણ જેમ કોઇ નગર ઘણું શોભાયમાન હોય પરંતુ તે નગરમાં એક પણ માણસનો વાસ ન હોય તે જેવું શોભે, તેવી આત્મશુદ્ધિ વિનાની કેવળ પ્રસિદ્ધિની શોભા જાણવી, જે વાસ્તવિક સ્વરૂપે તો તે દુઃખકારક હોય છે.

(૧૩)

સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ;
તેહથી મુનિ વમે મોહને, વળી અરતિ–રતિ શોગ.
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૪૯॥

ભાવાર્થ :—શ્રી જીનેશ્વર ભગવંતોએ સર્વ પ્રકારના આચાર શુદ્ધિનું ફળ-શુદ્ધ આત્માનુભવ, જણાવ્યો છે, કે જે પ્રાપ્ત થવા થકી ઉત્તમ–આત્માને શાતા–અશાતાના ઉદયે રતિ–અરતિ જન્ય હર્ષ–શોકાદિ ભાવોનું પ્રાગટ્ય હોતું નથી, અર્થાત્ તેઓ પર-ભાવ સંબંધે લુબ્ધ કે ક્ષુબ્ધ બનતા નથી.

(૧૪)

સૂત્ર (અર્થ) અક્ષર પરાવર્તના, સરસ શેલડી દાખી;
તાસ રસ અનુભવ ચાખીયે, જીહાં એક છે શાખી.
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૫૦॥

ભાવાર્થ:–ઉપર જણાવ્યા મુજબ શુદ્ધ આત્માનુભવ, તે આત્માને પ્રાપ્ત થાય છે, કે જે–આત્મા, ઉત્તમ આત્માઓએ શુદ્ધ આત્માનુભવ પ્રાપ્ત કરીને આત્માના હિતાહિત પ્રતિ પ્રેરણાદાયી જે જે શાસ્ત્ર (વચનો) ની રચનાઓ કરેલી છે તે–તે સૂત્રો (શાસ્ત્રો)નું વારંવાર પાંચ પ્રકારના સ્વાધ્યાય યોગે કરી, અભિનવ અર્થોથી અવધારણ કરે છે. આવું શુદ્ધ અનુભવ જ્ઞાન જે–ઉત્તમ શેલડીના રસના આસ્વાદ સરખું–આનંદકારી હોય છે. આવો અનુભવ તે આત્મા પોતે અરૂપી હોવાથી તે જ્ઞાન પણ અરૂપી તેમજ અલક્ષ અને અગોચર હોય છે. અન્યથા પર જડ દ્રવ્યના ભોગ સંબંધે જે મિથ્યા સુખાભાસરૂપ અનુભવ જ્ઞાન છે તે–તો કેવળ સંકલેશની યાને (ભોગતૃષ્ણાની) વૃદ્ધિ કરનારું હોય છે. એમ જાણવું.

(૧૫)

આતમરામ અનુભવ ભજો, તજો પરતણી માયા;
એહ છે સાર જીન વચનનો, વળી એ શીવ છાયા.
શુદ્ધનય અર્થ મન ધારીયે ॥૫૧॥

ભાવાર્થ:–શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિએ ગુણ–ગુણીના અભેદ ભાવ સ્વરૂપી શુદ્ધ આત્માના શુદ્ધાનુભવનું સ્વરૂપ જણાવીને છેવટે પ. પૂ. શ્રી. ય. ઉ. જી જણાવે છે કે જે કોઇ આત્મા જેમ–જેમ પર સંયોગિક ભાવના મમત્વ ભાવથી અળગો થઈ શુદ્ધાનુભવનું આસ્વાદન કરતો રહેશે, તેમ–તેમ તે આત્મા મુક્તિના અનંત–અક્ષય–શાશ્વત સુખના અનુભવને પ્રાપ્ત કરવાવાળો થશે.

ચોથી ઢાળ સમાપ્ત

मोससस पच्छा य पुरोत्थओ वा
पओगकाले ही, दुरी दुरंतो

ઢાળ (૫) મી

(૧)

એમ નિશ્ચય નય સાંભળીજી, બોલે એક અજાણ;
આદરશું અમે જ્ઞાનનેજી, શું કીજે પચ્ચખાણ.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૨॥

ભાવાર્થ :–પૂર્વે ચોથી ઢાળમાં આત્માનું શુદ્ધ નિશ્ચય નયની દૃષ્ટિએ પ્રાપ્ત કરવા યોગ્ય જે પરમ શુદ્ધ અનંત–અક્ષય–અરૂપી–અવ્યાબાધ સ્વરૂપ છે, તે સાંભળીને-જાણીને, પોતાના તે જાણ પણાને જ જે-વાગોળ્યા કરે છે, તેવા તત્ત્વમૂઢ આત્માઓ જે નિશ્ચય સ્વરૂપને સાધ્યમાં લાવીને–તે, પ્રાપ્ત કરવાના સાધનરૂપે, શાસ્ત્રમાં જે-પંચાચારનું સ્વરૂપ બતાવ્યું છે, તેનો અનાદર કરે છે. તેઓ પણ પોતાના આત્માને શુદ્ધ કરી શકતા નથી. કેમકે સાધકને ઈષ્ટાર્થ સિદ્ધિ તો, શુદ્ધ–સાધ્ય–સાધન હોવે જ પ્રાપ્ત થાય છે. અન્યથા કોઇપણ બાહ્ય કે અભ્યંતર શુભાશુભ ક્રિયા (શાસ્ત્રમાં જણાવ્યા મુજબ) તેનું-ઇચ્છિત ફળ આપવા અસમર્થ છે એમ જાણવું.

(૨)

કિરિયા ઉત્થાપી કરીજી, છાંડી તેણે લાજ;
નવિ જાણે તે ઉપજેજી, કારણ વિણ નવિ કાજ.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૩॥

ભાવાર્થ :–જે તત્ત્વમૂઢ આત્માઓ પૂર્વે જણાવ્યા મુજબનું પ્રત્યેક આત્માનું સંગ્રહનય દૃષ્ટિએ, સત્તામાં જે–પરમ શુદ્ધ સ્વરૂપ છે. તેને પ્રાપ્ત કરવા માટેના ઉપાયોને યથાર્થ–અવિરુદ્ધ ભાવે અનુસરવા માટે, પ્રથમ સાધ્ય–શુધ્યર્થે પંચ–પરમેષ્ઠિ સ્વરૂપી આત્મ તત્ત્વની જે શુદ્ધતા છે; તેને નિશ્ચયશુદ્ધિએ જે–જે સ્વરૂપે (સમ્યગ્–જ્ઞાન–દર્શન-ચારિત્ર–તપાદિ યોગે) પ્રાપ્ત કરાય છે. તેને સાધનરૂપ જાણીને, પણ તેની અવગણના કરે છે. તેઓ સાધ્ય–સાધન ઉભય શુદ્ધિથી ભ્રષ્ટ થાય છે.

(૩)

નિશ્ચયનય અવલંબતાજી, નવિ જાણે તસ મર્મ;
છોડે જે વ્યવહારનેજી, લોપે તે જીન ધર્મ.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૪॥

ભાવાર્થ :–જે જે આત્માએ જે-જે સ્વરૂપે પોતાના શુદ્ધાત્મ સ્વરૂપની સાધના કરી પોતાના આત્માને નિર્મળ બનાવ્યો છે, અને પોતે–પોતાના આત્માના સુવિશુદ્ધ જ્ઞાન–

દર્શન–ચારિત્રાદિ ગુણોમાં રમણતા કરી રહ્યા છે તે ભાવે તે આત્માનું નિશ્ચય શુદ્ધ પણું છે. આવા શુદ્ધાત્મ સ્વરૂપી, પંચપરમેષ્ઠિને ચારે–નિક્ષેપથી અવલંબીને જે આત્માઓ જે–જે ભાવે પોતાનું શુદ્ધાત્મ સ્વરૂપ પ્રગટ કરવાનો ઉદ્યમ કરી રહ્યા છે. તેને શુદ્ધ વ્યવહાર જાણવો–આવા આત્મ સ્વરૂપની સાધના કરતા (આશ્રવ તત્ત્વના ત્યાગ વડે તેમજ સંવર તત્ત્વના આદર વડે) વ્યવહાર ધર્મને (મન–વચન–કાય યોગની બાહ્ય શુભ પ્રવૃત્તિને એકાંતે–આત્મ પરિણામ નથી એમ કહીને જેઓ તેનો અપલાપ (તિરસ્કાર) કરે છે તેઓને ખરેખર તો, શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રવર્તાવેલ તીર્થ (શાસન)નો, ઉચ્છેદ કરવાવાળા જાણવા.

(૪)

નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૫॥

ભાવાર્થ :–પોતાના શુદ્ધાત્મ સ્વરૂપને પ્રાપ્ત કરવાના લક્ષ સાથે–ધ્યેયથી અવિચલિત ભાવે જે–જે આત્માઓ, પોતાના શુદ્ધ સાધ્યને, ધ્યાન–ક્રિયા આદિ જે–જે શાસ્રાનુસારી સાધનાએ કરી સાધે છે, તેઓ અવશ્ય પોતાના તે પવિત્ર શુદ્ધ સાધ્ય–સાધન દ્વાવે કરી પોતાના આત્મામાં સત્તાગતે રહેલી-શુદ્ધતાને અનુક્રમે આવિર્ભાવે–(નિશ્ચય શુદ્ધતાએ) પ્રાપ્ત કરી પરમ–સિદ્ધિપદને પામવાવાળા થાય છે–થયા છે અને થશે એમ નિશ્ચેથી (અનુભવથી–અવિરૂદ્ધ ભાવે) જાણવું.

(૫)

તુરંગ ચડી જેમ પામીએજી, વેગે પુરનો પંથ;
મારગ તેમ શિવનો લહેજી, વ્યવહારે નિર્ગ્રન્થ.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૬॥

ભાવાર્થ :–ઉપર જણાવેલ નિશ્ચય–વ્યવહારની સાધનાને દૃષ્ટાંત સહ જણાવતાં થકાં–પ. પૂ. શ્રી.ય. ઉ. જી જણાવે છે કે જેમ કોઇ માણસને દૂરના ગામે જવું હોય છે, તેને ઘોડો (વાહન) જેમ તે દૂરના ગામે જલ્દી જવામાં સહાયક (ઉપકારક) થાય છે. તેમ મોક્ષ માર્ગની સાધના, સાધુતા (નિર્ગ્રંથતા) વડે સાધનારો આત્મા, શીઘ્ર મોક્ષને પ્રાપ્ત કરવાવાળો થાય છે.

(૬)

મહેલ ચઢંતા જેમ નહિંજી, તેહ તુરંગનું કાજ;
સફળ નહિ નિશ્ચય લહેજી, તેમ તનુ કિરિયા સાજ.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૭॥

ભાવાર્થ :- વ્યવહારનયના ૧-૪-૫-૬-૧૩ એ પાંચ ગુણસ્થાનકોમાં, સાધકતાના વ્યવહારના ૧-૪-૫-૬ એ ચાર પ્રાથમિક ગુણસ્થાનકોનું બાહ્ય સ્વરૂપ ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી જાણી લેવું. આથી સમજાશે કે અપ્રમત્ત દશા, પ્રાપ્ત કરેલ સાધકને ૭-૮-૯-૧૦-૧૧-૧૨ ગુણસ્થાનકે કોઈ બાહ્ય નિમિત્તાવલંબી ક્રિયાનો વ્યવહાર હોતો નથી-જેમ ઇષ્ટ સ્થાનને પ્રાપ્ત કરવા સમર્થ બનેલો મુસાફર ઘોડાને (વાહનને) બહાર છોડી દે છે.

(૭)

**નિશ્ચય નવિ પામી શકેજી, પાલે નવી વ્યવહાર;**
**પુણ્ય રહિત જે એહવાજી, તેહનો કુણ આધાર.**
**સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૮॥**

ભાવાર્થ:- શાસ્ત્ર-વચનથી આ વાત સ્પષ્ટપણે-અવિરૂદ્ધપણે સમજાય છે કે, સૌ પ્રથમ તો આત્માએ સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત કરવા માટે "તન્નિસર્ગાદધિગમાદ્વા" એ સૂત્રાનુસારે ગીતાર્થ-ગુરૂભગવંત પાસેથી શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રકાશેલ નવે તત્ત્વનો-પ્રમાણ તેમજ નય સાપેક્ષ બોધ કરી, તેમાં જણાવેલ હેય-જ્ઞેય અને ઉપાદેય સ્વરૂપમાં, પોતાની શ્રદ્ધા-રૂચી પ્રગટાવવારૂપ સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરવો જોઇએ.

ઉપર જણાવેલ સ્વરૂપથી એ પણ સ્પષ્ટ સમજાય છે કે સમ્યક્ત્વ પામેલો આત્મા, પોતામાંથી કષાયાદિ દોષોને દૂર કરવા માટે, યથાશક્તિ દેશવિરતિ યા સર્વવિરતિ ભાવનો આશ્રય લેવાનું ઉચિત કાર્ય કરવામાં ઉત્સુક બનેલો હોય છે અન્યથા જે આત્માઓ શાસ્ત્રવિહિત ધર્મ-પ્રવૃત્તિ કરવામાં મૂઢ બની કેવળ વિષય-કષાયમાં આસક્ત રહી આરંભ-પરિગ્રહાદિના પાપ-કાર્યોમાં રચ્યા-પચ્યા રહે છે. તેવા આત્માઓ અપાર દુઃખમય ચતુર્ગતિ રૂપ સંસારમાં નિરાધાર પણે ભટકયા કરે છે.

(૮)

**હેમ પરીક્ષા જેમ હુએજી, સહત હુતાશન તાપ;**
**જ્ઞાનદશા તેમ પરખીયેજી, જિહાં, બહુ કિરિયા (તપ-સંયમ) વ્યાપ.**
**સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૫૯॥**

ભાવાર્થ:- જેમ હેમ (સુવર્ણ) ની પરીક્ષા કષ-તાપ અને છેદે કરીને કરાય છે. અને તે પછી જ તેનું સાચું મૂલ્ય થાય છે તેમ સમ્યગ્દર્શન-યુક્ત સમ્યગ્જ્ઞાનની પણ પરીક્ષા ચારિત્રમાં-પરિસહ-ઉપસર્ગ સહન કરવા થકી થાય છે, અન્યથા કેવળ બાહ્ય-સ્વરૂપી-તપ-સંયમાચાર, તે આત્માનું શુદ્ધ સ્વરૂપ નથી.

(૯)

આલંબન વિણ જીમ પડેજી, પામી વિષમી વાટ;
મુગ્ધ પડે ભવકૂપમાંજી, તેમ વિણ કિરિયા ઘાટ.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૬૦॥

ભાવાર્થ :–જેમ કોઇ વિષમ માર્ગને ઓળંગવા માટે, જરૂરી સહાયક આલંબન વગર તે દુર્ગમ માર્ગે જવું યોગ્ય નથી, તેમ ક્ષયોપશમિક, સમ્યગ્દર્શન-જ્ઞાન-તેમજ સમ્યક્ ચરિત્ર, તે દેશવિરતિપણું તેમજ સર્વવિરતિપણું એ ત્રણેના જીનાજ્ઞાનુસારી આલંબન સિવાય જે કોઈ સંસારાભિલાષી યાને ભવાભિનંદી જીવો–અજ્ઞાન પૂર્વક-આત્માર્થ સાધવા જે–જે ધર્મ ક્રિયાઓ કરે છે, તેઓને તે થકી, કેવળ પોતાનો સંસાર વધારવારૂપ ફળ પ્રાપ્ત થાય છે, એમ જાણવું કેમ કે તેમની સાધના (ક્રિયા) પ્રથમથી જ અસમ્યક્, યાને માયાયુક્ત હોય છે.

(૧૦)

ચરિત ભણી બહુ લોકમાંજી, ભરતાદિકનાં જેહ;
લોપે શુભ વ્યવહારને જી, બોધિ હણે નિજ તેહ.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૬૧॥

ભાવાર્થ:–પૂર્વે જણાવ્યા મુજબ શ્રી જૈન શાસનમાં પ્રવેશેલાં પાંખડીયોમાં, કેટલાક તો, જેમણે બાહ્યથી–દેશવિરતિ તેમજ સર્વત્રિરતિ પણાની ક્રિયાઓ કર્યા સિવાય પોતાનું આત્મ કલ્યાણ સાધ્યું છે. તેવા ભરત ચક્રવર્તી–વિગેરેના દૃષ્ટાંતો આપી–દેશવિરતિ પણાના તેમજ સર્વત્રિરતિ પણાના વ્યવહાર કરવાવાળા શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રવર્તાવેલ સાધુ–સાધ્વી–શ્રાવક-શ્રાવિકારૂપ શ્રી ચતુર્વિધ સંઘનો, અનાદર યાને તિરસ્કાર કરે છે, તેમજ વળી કેટલાકો, માષતુષ મુનિ વિગેરેના દૃષ્ટાંતો આપી અજ્ઞાની આત્માઓ પણ આત્મ કલ્યાણ સાધી શકે છે, એમ જણાવી–જ્ઞાન માર્ગનો ઉચ્છેદ કરી રહ્યા છે. આવા આત્માઓ પોતે તો કુલાચારે પામેલા દ્રવ્ય–સમ્યક્ભાવથી પણ નષ્ટ–ભ્રષ્ટ થાય છે. એટલું જ નહિ પરંતુ અભિગ્રહીક મિથ્યાત્વના જોરે અન્ય આત્માઓને પણ ઉન્માર્ગે પ્રર્વતાવવાનુ , ઘોર પાપ કરતાં તેઓ અચકાતાં નથી. ખરેખર તો આ પણ એક આશ્ચર્ય જ છે કે આજે પણ શ્રી વીર શાસન જયવંતુ હોવા છતાં, આવા પાંખડીઓના પાશમાં કેટલાક જૈનો પણ ફસાયેલા છે.

(૧૧)

બહુ દલ દીસે જીવનાંજી, વ્યવહારે શિવ યોગ;
છીંડી તાકે પાધરોજી, છોડી પંથ અયોગ.
સોભાગી જીન સીમધર સુણો વાત ॥૬૨॥

ભાવાર્થ:– સમસ્ત શ્રી જૈન શાસનમાં "તત્ત્વાર્થાધિગમ સૂત્રનું" પ્રથમ સૂત્ર "સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ" નિર્વિવાદ સ્વરૂપે સર્વમાન્ય છે. એટલે કે સમ્યગ્ દર્શન--સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રનો, સંયુક્ત (અભેદ) આત્મ પરિણામ તે મોક્ષમાર્ગ છે એટલે આત્મશુદ્ધિનું કારણ છે તેમ છતાં અજ્ઞાન તેમજ સંમોહમાં મુગ્ધ બનેલાઓ, કેવળ–એક માત્ર જ્ઞાન–યા શ્રદ્ધા અથવા તો બાહ્ય વ્રત–તપ–જપાદિ ક્રિયાને આત્મશુદ્ધિનો હેતુ સમજીને–અહંકાર અને મમત્વ ભાવનું પોષણ કરતાં હોય છે. જો કે શ્રી જીનેશ્વર ભગવંતોએ પંદર ભેદે સિદ્ધપદ પ્રાપ્તિનું સ્વરૂપ જણાવ્યું છે. તેમાં પ્રત્યેક બુદ્ધસિદ્ધ, ગૃહસ્થલિંગે સિદ્ધ, અન્ય લિંગે સિદ્ધ તેમજ વળી અતીર્થ સિદ્ધમાં મરૂદેવા માતા આદિના દૃષ્ટાંતો પણ આપેલા છે. તે અનુસારે કેટલાક તત્ત્વમૂઢ જીવો તે–તે એકદેશીય દૃષ્ટાંતોને–વિકૃત સ્વરૂપે મુખ્યપણે સ્વીકારીને, ઉપર જણાવેલ મૂળ (મુખ્ય) માર્ગનો ઉચ્છેદ કરી રહ્યા છે તેઓને શાસ્ત્રાનુસારે પ. પૂ. શ્રી. ય. ઉ. જી જણાવે છે કે સિદ્ધગતિને પ્રાપ્ત કરેલા જીવોમાં મોટે ભાગે તો પ્રથમ જણાવેલ સમ્યગ્ દર્શન–જ્ઞાન--ચારિત્રાદિને અનુક્રમે પ્રાપ્ત કરીને ગયેલાઓ વધુ છે એમ અલ્પબહુત્વ દ્વારમાં જણાવેલું છે. તે માટે ક્વચિત્ કોઈ જીવે પોતાની ભવ સ્થિતિના પરિપાકે કરી, કોઈક એકાકી–વિશિષ્ટભાવે સિદ્ધપદ પ્રાપ્ત કર્યું હોય, તેનો અચ્છેરારૂપે સ્વીકાર કરવો જોઇએ. તેમ છતાં, પણ તેને મુખ્યપણે મોક્ષ માર્ગ જાણવો જોઇએ નહિ.

(૧૨)

આવશ્યકમાં ભાખિયોજી, એહી જ અર્થ વિચાર;
ફળ સંશય પણ જાણતાજી, જાણીજે સંસાર.
સોભાગી જીન સીમંધર સુણો વાત ॥૬૩॥

ભાવાર્થ:– શ્રી આવશ્યકાદિ સૂત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે કે કેવળ, અજ્ઞાને કરી યા અંધશ્રદ્ધાએ કરી યા, પોતાની મતિ કલ્પનાએ કરી જે–જે ધર્મક્રિયાઓ કરાય છે તે શુદ્ધ–સાધ્ય–સાધનદાવ નિર્પેક્ષ હોવાથી સંશયાત્મક હોય છે. આવી સંશયાત્મક ક્રિયાઓનું ફળ, કેવળ સંસાર વૃદ્ધિના હેતુ ભૂત અનેક પ્રકારનો કર્મબંધ જાણવો. કેમકે આચારાંગ સૂત્રમાં સ્પષ્ટ જણાવેલ છે કે–

"वितिगिच्छा समावन्नणं अप्पाणं न लभते समाहिं"

અર્થ:-શંકા-કાંક્ષા-વિતિગિચ્છાદિ દોષ યુક્ત આત્મા-સમાધિ (સામાયિક) ભાવને પ્રાપ્ત કરી શકતો નથી.

અત્રે કેટલાકો ઉપરની ગાથાનો અર્થ શ્રી આચારાંગ સૂત્રના લોકસાર નામના પાંચમાં અધ્યયનના નીચેના સૂત્રથી "संशयं परिआणओ, संसारे परिण्णाए भवइ संशयं अपरिआणओ, संसारे अपरिण्णए भवइ" એવો અર્થ કરે છે કે, "પોતાને ઇચ્છિત અનુકૂલ વસ્તુની પ્રાપ્તિ માટે સંશય હોવા છતાં પણ પ્રવૃત્તિ તો કરવી જોઇએ, કેમકે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિનો સંશય, તે-તો પ્રવૃત્તિનુ અંગ છે. આ માટે તેઓએ ન્યાય-મતાવલંબીઓના નીચેના સૂત્રાર્થને દૃષ્ટાંતરૂપે સ્વીકાર કરેલો છે." कृष्यादौ फलसंशयेऽपि यथोपायत्व निश्चयात् प्रवृत्ति स्तथा धर्मेऽपि" જેમ ખેડુતને ખેતીના ફળમાં સંશય હોવા છતાં, ખેતી કરવી જરૂરી છે," આવો-અર્થ ત્રિલોકનાથ તીર્થંકર પરમાત્માએ પ્રકાશેલ પ્રમાણસૂત્રને-યથાર્થતયા નહિ સમજનારા, સર્વત્ર કેવળ પોતાની મતિને અનુકૂળ અર્થો કરી-મિથ્યા (વિપર્યાસ) ભાવને પ્રાપ્ત કરતાં હોય છે. ઉપર જણાવેલ શ્રી આચારાંગસૂત્રનો અવિસંવાદી અર્થ તો એ-છે-કે, સુખમાં (ભ્રાંત) સંશયી આત્મા સંસારમાં સુખ શોધતો ફરે છે, જ્યારે આત્મિક સુખમાં અશંસયી-સમ્યગ્દૃષ્ટિ આત્મા, સંસારમાં સુખ જોતો નથી, આવો આત્મા, શુદ્ધ સાધ્ય-સાધન દાવે, આત્માર્થ સાધવામાં નિરંતર ઉદ્યમી હોય છે.

શ્રી જૈન-દર્શનના મૌલિક વિષયોને અવિસંવાદિ દૃષ્ટિએ, નિશંકપણે સમજવા માટે અમોએ પ્રકાશિત કરેલ "દૃષ્ટિ-વાદ" નામની પુસ્તિકા જોવી.

પાંચમી ઢાળ સમાપ્ત

**શ્રી આચારાંગસૂત્ર (૫)**

**से-आयावादी, लोयावादी, कम्मवादी, किरियावादी**

અર્થ:-પૂર્વે જણાવ્યા મુજબ જે આત્મા, પોતાના આત્માને, દ્રવ્યાર્થપણે-નિત્ય તેમજ પર્યાય અર્થપણે અનિત્ય-જાણે છે, તે આત્મા સાચો, આત્મવાદી, લોકવાદી, કર્મવાદી, તેમજ ક્રિયાવાદી છે, અન્યથા-ભ્રાંત-મૃષાવાદી છે.

ઢાળ-(૬) છઠ્ઠી

(૧)

અવર ઇસ્યો નય સાંભળી, એક ગ્રહે વ્યવહારો રે;
મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારો રે.
તુંજ-વિણ ॥૬૪॥

(૨)

તુંજ વિણ ગતિ નહિં જંતુને, તું જગ જંતુ નો દીવો રે;
જીવીએ તુજ અવલંબને, તું સાહેબ ચિરંજીવો રે.
તુંજ-વિણ ॥૬૫॥

ભાવાર્થ:- પૂર્વે ૪ થી ઢાળમાં સાધ્ય શુધ્યર્થે આત્માનું નિશ્ચય શુદ્ધ સ્વરૂપ બતાવીને, તે પછી પાંચમા ઢાળમાં સાધન શુધ્યર્થે વ્યવહાર શુદ્ધિનું સ્વરૂપ બતાવ્યું, પરંતુ અહંકાર અને મમત્વે મુંઝાણા મિથ્યાત્વીજીવો બંને પક્ષે એકાંત દૃષ્ટિએ વસ્તુ સ્વરૂપને ગ્રહણ કરી-દૃષ્ટિ રાગી બની પોત-પોતાના સ્વચ્છંદાચારે પ્રવર્તન કરતાં થકાં કદાપિ-આત્મકલ્યાણ સાધી શકતા નથી. એ વાત સ્પષ્ટ કરવાને અત્રે પ. પૂ. શ્રી. ય. ઉ. જી. જણાવે છે કે જે-જે દૃષ્ટિરાગી જીવો શાસ્ત્રાર્થને ઉવેખીને, કેવળ પોત-પોતાના ઉન્માદે કરી ઉન્માર્ગે પ્રવર્તન કરી રહ્યા છે અને પોતાને ધર્માત્મા માની-મનાવી અન્ય અજ્ઞાની-ભવાભિનંદી જીવોને-યેન-કેન પ્રકારે પોતાના દૃષ્ટિ રાગી બનાવી-ઉન્માર્ગે (આશ્રવતત્ત્વમાં) પ્રવર્તન કરાવી-તેમાં ધર્મબુદ્ધિ (સંવરભાવ)ની સ્થાપના કરી શ્રી જીનેશ્વર ભાષિત શુદ્ધ ધર્મ (આત્મ શુદ્ધિકારક) નું અવમૂલ્યન કરી રહ્યા છે, તેઓનું સ્વરૂપ બતાવી છેવટે ઉત્તમ આત્માઓને, તેઓથી અળગા રહેવાનું આ છઠ્ઠી ઢાળથી સમજાવે છે.

પ્રથમ તો જે-જે જીવો-શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ સૂત્ર-અર્થ પ્રતિ ભ્રાંત છે, એટલે તેનો અનાદર કરી-મતિ-કલ્પિત શાસ્ત્ર રચી તે-સંબંધી-આચારમાં હઠાગ્રહ ધરતાં રહી શ્રી સંઘ પ્રત્યે અંતરથી દ્વેષ બુદ્ધિ રાખી કેવળ પોતે-પોતાનો મહિમા વધારવા, મોટાઈનું પ્રદર્શન કરવારૂપ સ્વમતિ કલ્પિત ધર્માચરણ કરતા હોય છે તેઓને સમજાવવા, પ્રથમ તો સાધ્ય-શુધ્યર્થે શ્રી જીનેશ્વર-પરમાત્માનું વિધિ પૂર્વક ચારે નિક્ષેપે-આલંબન લેવાની અનિવાર્ય-આવશ્યકતા જણાવતાં થકાં કહે છે હે પ્રભુ-તમારૂં આલંબન અમોને, સમસ્ત પ્રકારની માયા જાળમાંથી મુક્ત કરવાને સમર્થ છે. કેમકે

સાધ્ય શુદ્ધિના લક્ષવાળો આત્મા, અશુદ્ધ સાધનમાં આગ્રહ રાખી શકતો નથી. જેમ નિરોગી થવાની ઈચ્છાવાળો આત્મા, રોગ વધારનાર યા રોગ નહિ મટાડનાર દવા તેમજ ડોકટરનો ત્યાગ કરે છે.

(૩)

**જેહ ન આગમ વારીઓ, દીસે અસઠ આચારો રે;**
**તેહ જ બુધ બહુ માનીયો, શુદ્ધ કહ્યો વ્યવહારો રે.**
**તુંજ-વિણ ॥૬૬॥**

**ભાવાર્થ:**- શ્રી જીનેશ્વર ભગવંતે પાંચે પ્રકારના આચારને પરસ્પરની સાપેક્ષતાએ ઉપકારક જણાવેલ છે. અન્યથા એકાંતે કોઇપણ આચારને મિથ્યા કહેલ છે.

(૧) **આગમ-વ્યવહાર :**-તે શ્રી જીનેશ્વર ભગવંતના સ્વમુખે સાંભળીને, યાતો-અતીન્દ્રિય સમ્યગ્જ્ઞાની આત્મા પાસેથી-પોતાના હિતાહિત સંબંધી માર્ગ જાણીને જે-જે જીવો, તેને અનુસરીને પોતાનું આત્મ કલ્યાણ સાધે છે તેને આપ્ત-વચનાનુસારે આગમ-વ્યવહાર જાણવો.

(૨) **શ્રુત વ્યવહાર:**-જેમણે આપ્ત-પુરુષોની વાણી સાંભળીને તેમાં શ્રદ્ધા-રૂચી અને પ્રતીતિ કરીને-પોતાના ક્ષયોપશમાનુસારે જે-જે શ્રુત-શાસ્ત્રોની રચના કરી છે. તેને યથાર્થ સ્વરૂપે અવધારીને તે અનુસારે જે-આત્મા પોતાનું આત્મ કલ્યાણ સાધવાનો પ્રયત્ન કરે છે, તેને શ્રુત-વ્યવહાર જાણવો.

(૩) **આજ્ઞા વ્યવહાર:**-જેમણે-આગમ વ્યવહારાનુસારી-શ્રુતવ્યવહારનું શરણું સ્વીકારેલું છે તેવા-સંવિજ્ઞ-પાક્ષિક ગીતાર્થ ગુરૂની આજ્ઞાએ આત્મકલ્યાણ સાધવાનો પ્રયત્ન કરવો તેને આજ્ઞા-વ્યવહાર જાણવો.

(૪) **ધારણા વ્યવહાર:**-પ્રથમ સુગુરૂની આજ્ઞામાં વર્તીને (ગુરૂકુળવાસમાં રહીને) જેમણે-આત્માની-સાધક-બાધક દશાનું યથાર્થ જ્ઞાન-ભાન પ્રાપ્ત કર્યું છે તે આત્મા પોતે-પોતાના જાણપણા સાપેક્ષ, પોતા સબંધે તેમજ પર સંબંધે-જે વ્યવહારે પ્રવર્તે, તેને ધારણા-વ્યવહાર જાણવો.

(૫) **જીત વ્યવહાર:**-જે થકી પોતાનો આત્મા રાગ-દ્વેષ રૂપ કષાય ભાવ ઉપર વિજય (જીત) મેળવી શકે તેને જીત વ્યવહાર જાણવો-આ અર્થથી સ્પષ્ટ સમજાયું હશે કે શ્રી જીન શાસનમાં ઉપરના પાંચે પ્રકારના વ્યવહારો કથંચિત્ ભિન્નાભિન્ન હોય છે. આથી જ શ્રી જીન શાસનમાં ઉપરનાં પાંચે પ્રકારના વ્યવહારને સમ્યગ્-વ્યવહાર કહેલો છે, અન્યથા જીનાજ્ઞા-નિર્પેક્ષ વ્યવહારને મિથ્યા-જુઠો વ્યવહાર જાણવો.

(૪)

જેહમાં નિજમતિ કલ્પના, જેહથી નવિ ભવપારો રે;
અંધ પરંપરા બાંધિઓ, તેહ અશુદ્ધ આચારો રે.
તુંજ-વિણ ॥૬૭॥

ભાવાર્થ:-જે વ્યવહારમાં યાને બાહ્ય ધર્મ ક્રિયામાં આવશ્યક સૂત્ર-અર્થના બોધની પ્રાપ્તિ કરેલી હોતી નથી અર્થાત્ જે કેવળ પરા-પૂર્વથી ચાલ્યો આવેલો વહેવાર કે-જે કેવળ અજ્ઞાનીઓ-અને અહંકારીઓ વડે અનુસરાતો ચાલ્યો આવેલો હોય છે અને જે થકી સામાયિક ભાવની પ્રાપ્તિને બદલે ઉલ્ટાની સંકલેશ ભાવની જ વૃદ્ધિ થતી હોય છે તેને કેવી રીતે ધર્મ વ્યવહાર કહી શકાય? અર્થાત્ તેને ધર્મ વ્યવહાર કહેવો-તે-કેવળ મૂર્ખામી જ છે. આ માટે કહ્યું છે કેઃ-

"सामायिकं यथासर्वं चारित्रेष्वनुवृत्तितम्,
अध्यात्मं सर्व योगेषु, तथाऽनुगत मिष्यते"

અર્થ:-જેમ આત્મ શુદ્ધિ કારક ચારિત્ર ગુણમાં ચાર પ્રકારના સામાયિક ગુણની અનિવાર્ય આવશ્યકતા રહેલી છે તેમજ "मोक्षेण योजनात् योगः એ વચનની સાર્થકતામાં પણ તમામ ધર્મ ક્રિયામાં, અધ્યાત્મ, અર્થાત્ આત્મ શુદ્ધિના લક્ષની અનિવાર્ય-આવશ્યકતા રહેલી છે, આ માટે શ્રી જીનશાસનમાં પ્રાથમિક સામાયિકની ધર્મક્રિયામાં જ અધ્યાત્મ ભાવની પ્રાપ્તિ અર્થે, મુહપત્તિ પડિલેહણમાં પચ્ચાસ (૫૦) બોલનો વિધિ સ્પષ્ટપણે બતાવેલો છે, જે નીચે મુજબ જાણી લેવો જરૂરી છે. (૧) સૂત્ર-અર્થ તત્ત્વ કરી સદ્દહું.

(૨) (૩) (૪)
સમકિત મોહની, મિશ્રમોહની, મિથ્યાત્વ મોહની પરિહરું.

(૫) (૬) (૭)
કામરાગ, સ્નેહરાગ દષ્ટિરાગ પરિહરું.

(૮) (૯) (૧૦)
સુદેવ - સુગુરૂ - સુધર્મ આદરું.

(૧૧) (૧૨) (૧૩)
કુદેવ - કુગુરૂ - કુધર્મ પરિહરું.

(૧૪) (૧૫) (૧૬)
જ્ઞાન - દર્શન - ચારિત્ર આદરું.

(૧૭) (૧૮) (૧૯)
જ્ઞાન વિરાધના, દર્શન વિરાધના, ચારિત્ર વિરાધના પરિહરૂં.
(૨૦) (૨૧) (૨૨)
મનગુપ્તિ – વચનગુપ્તિ – કાયગુપ્તિ આદરૂં.
(૨૩) (૨૪) (૨૫)
મનદંડ – વચનદંડ – કાયદંડ પરિહરૂં.
(૨૬) (૨૭) (૨૮)
હાસ્ય – રતિ – અરતિ પરિહરૂં.
(૨૯) (૩૦) (૩૧)
ભય – શોક – દુર્ગંચ્છા પરિહરૂં.
(૩૨) (૩૩) (૩૪)
કૃષ્ણ લેશ્યા–નીલ લેશ્યા–કાપોત લેશ્યા પરિહરૂં.
(૩૫) (૩૬) (૩૭)
રસગારવ–રિદ્ધિગારવ–શાતાગારવ પરિહરૂં.
(૩૮) (૩૯) (૪૦)
માયા શલ્ય – નિયાણ શલ્ય – મિથ્યાત્વ શલ્ય પરિહરૂં.
(૪૧) (૪૨) (૪૩) (૪૪)
ક્રોધ – માન પરિહરૂં. માયા – લોભ પરિહરૂં.
(૪૫) (૪૬) (૪૭)
પૃથ્વીકાય – અપ્કાય – તેઉકાયની જયણા કરૂં.
(૪૮) (૪૯) (૫૦)
વાઉકાય – વનસ્પતિકાય અને ત્રસકાયની રક્ષા કરૂં. આ સમગ્ર પચ્ચાસ (૫૦) બોલનો વિધિ તેમજ વિસ્તરાર્થ ગુરુભગવંત પાસેથી અવશ્ય જાણી લેવો. અન્યથા અપ્રધાન–દ્રવ્ય સામાયિક વડે, સામાયિક ભાવની પ્રાપ્તિ અસંભવિત છે.

આ બોલમાં પ્રથમ જે સૂત્ર-અર્થ તત્ત્વ કરી સદ્દહું એમ જે કહ્યું તેનો પરમાર્થ એ છે કે, સૂત્ર, તે આગમ–શાસ્ત્ર–શબ્દ, અર્થાત્ આગમ્યતે ઇતિ આગમ, તે સ્વરૂપે જે 'અગમ' તેમજ અર્થ, એટલે, તત્ત્વબોધ-તે નિગમ, આ અગમ–નિગમના અર્થને (૨૭) (૨૭) પર્યાય નામ વિશેષથી "અગમ-નિગમ નામની પુસ્તિકામાંથી" જોઇ લેવો.

(૫)

શિથલ વિહારીએ આચર્યા, આલંબન જે કૂડારે;
નિયત વાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડાં રે.
તું જ-વિણ ॥૬૮॥

ભાવાર્થ :–ઉપર જણાવેલ અર્થથી બુદ્ધિમાન–આત્માર્થી આત્માઓ સહેજે સમજી શકે તેમ છે કે સામાયિક ભાવની પ્રાપ્તિ અર્થે શાસ્ત્રકારોએ, શું કરવું જોઈએ અને શું ન કરવું જોઇએ (વિધિ–નિષેધ) તે સ્પષ્ટ જણાવેલું જ છે. આથી જ્યાં જ્યાં ઉપર જણાવેલ વિધિ–નિષેધનું જાણપણું તેમજ યથાતથ્ય સ્વરૂપે તેનું વિધિ–નિષેધ સ્વરૂપે અનુસરણ કરાતું નથી, તે તમામ ક્રિયાઓને કુગુરૂઓ દ્વારા કરાવાતો મિથ્યા (જુઠો) ધર્મ વ્યવહાર જાણવો. આવી જુટઠી ધર્મ ક્રિયાઓમાં પ્રથમથી જ કોઈ આત્મશુદ્ધિનો પરિણામ ન હોવાના કારણે, કોઈ આત્મશુદ્ધિ થતી નથી. કિન્તુ આડંબર પ્રધાન હોવાથી, તે ક્રિયાઓ ખોટી–પ્રસિદ્ધિ અપાવી, આત્માને અહંકારી બનાવે છે. આ સંબંધે–સાધુઓની શિથિલતા, યાને ધર્મ–વિરૂદ્ધ–વર્તનને, જણાવનારા, કૂડા આલંબનોનું યાને જુઠા વ્યવહારનું સ્વરૂપ વિસ્તારથી (૩૫૦) ગાથાના સ્તવનમાં જણાવાયેલ છે તે ત્યાંથી જાણી લેવું.

(૬)

આજ નવિ ચરણ છે આકરું, સંહનનાદિક દોષે રે;
એમ નિજ અવગુણ ઓલવી, કુમતિ કદાગ્રહ પોષે રે.
તુંજ–વિણ ॥૬॥

ભાવાર્થ:–કેટલાક પાખંડી કુશીલીયા સાધુઓ, પોતાના સૂત્ર–સિદ્ધાંત વિરૂદ્ધ અનાચારીપણાના દોષોને ઢાંકવા માટે તેમજ તે તે દોષોને ગુણરૂપે જણાવતાં થકાં અજ્ઞાની ભોળા પોતાના દૃષ્ટિ–રાગી જીવોને કહેતા હોય છે કે આજના પંચમકાળમાં તો શાસ્ત્રમાં જણાવ્યા મુજબ પૂર્વકાળના મુનિઓમાં જેવું સંઘયણ બળ હતું તેવું રહ્યું નથી. તેથી જેટલું પળાય તેટલું પાળીએ છીએ એમ કહીને તેઓ પોત–પોતાના અહંકાર અને મમત્વને પોષવા માટે અનેક પ્રકારના સાવદ્ય–વ્યાપાર યુક્ત ધર્માનુષ્ઠાનો કરતાં–કરાવતાં રહી, પોતાને ધર્મના રક્ષક જણાવતાં હોય છે. આ સંબંધે જણાવવાનું કે, જો સંઘયણ–બળને સાધુ–આચાર સંબંધે વિચારીએ તો શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલ છે કે દશે પ્રકારના કલ્પને–શ્રી મહાવીર પ્રભુના શાસનના સાધુએ તો નિયત–સ્વરૂપે આચરવાનો છે. પરંતુ તેમને માટે સંઘયણ બળસંબંધે તેમાં કોઈ છૂટછાટ મૂકવામાં આવી નથી. વળી શાસ્ત્રમાં સર્વસામાયિક ભાવમાં રહેવાના પચ્ચક્ખાણ રૂપ, કરેમિભંતે સૂત્ર સર્વે તીર્થંકર પરમાત્માના સાધુઓએ એક સરખું ઉચ્ચરવાનું અને પાળવાનું હોય છે એટલે પળાય તેટલું પાળવું એમ કહેવું તે પચ્ચક્ખાણ ભંગ સમાન છે. સત્ય

હકીકત તો એ છે કે પચ્ચક્ખાણને અનુસરવામાં એટલે સાવદ્ય–વ્યાપારથી અળગા રહેવામાં કોઈ સંઘયણ બળની આવશ્યકતા હોતી નથી, તેમ છતાં સહસાત્કારે યા અનુપયોગે–યા ક્વચિત્ કોઇક પ્રમાદ દોષે કરી ને કોઈ સાવદ્ય પ્રવૃત્તિ કરવામાં આવી હોય તો તેનું પ્રાયશ્ચિત્ત લેઇ શુદ્ધ થવું જોઈએ એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે પરંતુ સાવદ્ય–વ્યાપાર રૂપ ઉન્માર્ગને માર્ગ તરી કે સ્વીકારવાનું કોઇ પણ શાસ્ત્રમાં જણાવેલ નથી.

(૭)

ઉત્તર ગુણમાંહે હીણડા, ગુરૂ કાલાદિક પાખે રે;
મૂળ ગુણે નહિ હીણડા, એમ પંચાશક ભાખે રે.

તુંજ–વિણ ॥૭૦॥

ભાવાર્થ:–શ્રી જીનશાસનમાં આજે સ્વમતિ કલ્પિત સૂત્રો તેમજ સૂત્રોના સ્વમતિ કલ્પિત અર્થોમાં અનેક પ્રકારના વિવાદો પ્રવર્તે છે, પરંતુ આજના કાળે–સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્રાદિ ગુણોમાં ન્યુનાધિક પણું–પૂર્વકાળનાં સાધુઓની અપેક્ષાએ–અતિ–અલ્પ માત્રામાં ભલે હોય પરંતુ તેથી સદોષ (સાવદ્ય–વ્યાપારને) પ્રવૃત્તિને ગુણરૂપે તો સ્વીકારી શકાય જ નહિ. જે કાળે કેવળ દોષ યુક્ત જ વ્યવહાર પ્રવર્તશે, તે વારે શ્રી જીનશાસનનું અસ્તિત્વ જ નહિ હોય. આથી સમજવું કે ગુણની તરતમતા આજે ભલે અલ્પ માત્રામાં હોય, તેથી કાંઇ દોષને ગુણરૂપ માની લેવાની મૂર્ખાઇ તો ન જ કરાય.

(૮)

પરિગ્રહ–ગ્રહવશ લિંગીયા, લેઇ કુમતિ રજ માથે રે;
નિજ ગુણ પર અવગુણ લહે, ઇંદ્રિય વૃષભ નવિ નાથે રે.

તુંજ–વિણ ॥૭૧॥

ભાવાર્થ :–જે–જે બાહ્ય સાધુ વેશ માત્ર–ગ્રહણ કરવા પડે પોતાની જાતને સાધુ તરીકે માની–મનાવી રહ્યા છે. તેઓ–અનેક–વિધ–પરિગ્રહમાં આસક્ત બની, પોતાની પાસે તેમજ અન્યત્ર બીજા પાસે–વિવિધ સ્વરૂપે અનેક વસ્તુઓનો સંગ્રહ કરી તેમાં પોતાની માલિકી રાખી રહ્યા છે તેમ છતાં તે–તો સર્વ–ધર્માર્થે છે એમ કહીને તે થકી પોતે તેમજ પોતાના અનુયાયીઓના પાંચે ઈન્દ્રિયોના વિષયોના ભોગ–ઉપભોગમાં આવે તે રીતે તેનો ઉપયોગ કરી રહ્યા છે. તેવા સાધુઓ માત્ર સાધુત્વના ગુણોથી ભ્રષ્ટ છે. એટલું જ નહિ પરંતુ તેમનું તથા પ્રકારની મન–વચન અને કાયાની

સમસ્ત પ્રવૃત્તિ, પોતાને તેમજ પોતાના આશ્રિતોને પણ સમ્યક્ત્વાદિ ગુણોથી નષ્ટ-ભ્રષ્ટ કરનારાવાળી થાય છે એમ જાણવું.

(૯)

નાણ રહિત હિત પરિહરી, નિજ દંસણ ગુણ લૂંસે રે;
મુનિ જનના ગુણ સાંભળી, તેહ અનારજ રૂસે રે.
તુંજ-વિણ ॥૭૨॥

ભાવાર્થ :-ઉપર જણાવ્યા મુજબ જેઓ કેવળ લિંગધારી-પાખંડી સાધુઓ હોય છે, તેઓ પ્રથમથી જે સમ્યક્ત્વ ગુણને-વધુ ને વધુ નિર્મળ કરવાના હેતુભૂત ગુરૂગમથી જ્ઞાન-ગુણ મેળવવા માટે શાસ્ત્રમાં જણાવેલ પાંચ પ્રકારના સ્વાધ્યાયથી તો અળગા જ રહેવાનું પસંદ કરતા હોય છે અને પોતાના તુચ્છ પરિગ્રહના સહકારે-અહંકારે કરી, અન્ય ઉત્તમ આત્માઓની લઘુતા કરવા તેમજ પોતાની વિશેષતઃ પ્રસિદ્ધિ માટે શાસ્ત્ર વિરૂદ્ધ આડંબરીય ધર્માનુષ્ઠાનોના અનેકવિધ આયોજનો કરતાં રહેતા હોય છે.

(૧૦)

અણુસમ દોષ જે પરતણો, મેરૂ સમાન તે બોલે રે;
જેહ શું પાપની ગોઠડી, તેહ શું હિયડું ખોલે રે.
તુંજ-વિણ ॥૭૩॥

ભાવાર્થ:-જે આત્મામાં પોતાની પ્રસિદ્ધિ કરવાનો મિથ્યા-અહંકાર પ્રગટેલો હોય છે, તે આત્મા હંમેશા અન્ય ઉત્તમ આત્માના ક્વચિત્-કિંચિત્ દોષને-મહાન દોષરૂપે પ્રકાશતો ફરે છે, જ્યારે પોતે-પોતાના-અજ્ઞાન અને સંમોહમૂલક પાપ-વ્યાપારમાં, પોતાના સરખે સરખાનો સહારો લઈને બન્ને જણા પોત-પોતાની આગવી મતલબો સાધવા માટે, અનેક પ્રકારે માયા-કપટ યુક્ત કેવળ ધનાર્થે જ ધર્મ-કાર્યો કરતા-કરાવતા હોય છે.

(૧૧)

સૂત્ર વિરૂદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાળા રે;
તે અતિ નિબિડ મિથ્યામતિ, બોલે ઉપદેશ માળા રે.
તુંજ-વિણ ॥૭૪॥

ભાવાર્થ:-પૂર્વે જે પાંચ પ્રકારના વ્યવહાર જણાવ્યા છે, તેને પ્રગટપણે અવગણીને માત્ર સ્વેચ્છાચારીપણે-વિષય-કષાય પોષક વિચાર-વાણી અને વર્તનમાં માયાએ કરી ધર્મ-બુદ્ધિ સ્થાપીને, પોતે શાસ્ત્રાનુસારિતાએ-ગુરૂઆજ્ઞાએ, તેમજ પરંપરાએ, સર્વ કાર્યો કરી રહેલ છે એમ કહીને અજ્ઞાની-લોભી જીવોમાં-મોટા આડંબરીય-અનુષ્ઠાનો કરાવતો થકો સર્વત્ર કલેશ કંકાસ-કરાવતો ફરે છે, એવા માયાવી, કપટી આત્માને શાસ્ત્રમાં અતિ નિબિડ (તીવ્ર) મિથ્યાત્વ મોહનીય કર્મના બંધ તેમજ ઉદયવાળો જણાવ્યો છે.

(૧૨)

પામર જન પણ નવિ કહે, સહસા જૂઠ સશૂકો રે;
જૂઠ કહે મુનિ વેષે જે, તે પરમારથ ચૂકો રે.

તુંજ-વિણ ॥૭૫॥

ભાવાર્થ:-જગત વ્યવહારમાં પણ સામાન્યથી, એ સ્પષ્ટ જણાય છે કે અજ્ઞાની યા દરિદ્રી આત્માઓ પણ સહસા-નિરાધાર જુઠ વચનો બોલતા નથી, તો પછી મુનિવેષ પહેરીને-સાધુ થઇને, જે કેવળ માયા-કપટથી જુઠ વચનો બોલતો ફરે છે, તેને તો શાસ્ત્રકારોએ સમસ્ત પ્રકારે પુણ્યાર્થ-શૂન્ય કહ્યો છે.

(૧૩)

નિર્દય હૃદય છ કાયમાં, જે મુનિ વેષે પ્રવર્તે રે;
ગૃહ-યતિ ધર્મથી બાહિરા, તે નિર્ધન ગતિ વર્તે રે.

તુંજ-વિણ ॥૭૬॥

ભાવાર્થ:-જે સાધુએ કરેમિભંતે સૂત્ર ઉચ્ચરીને, (છએ કાયના જીવોની રક્ષા કરવાનું પચ્ચક્ખાણ કહેલું છે) તે-જો-જેમાં છએ કાયના જીવોની વિરાધના પ્રગટ-પણે થતી હોય, તેવા કાર્યો ઉત્સાહ પૂર્વક કરે, યા કરાવે તો, તેને શાસ્ત્રકારોએ ભિખારી કહીને, ગૃહસ્થ ધર્મથી તેમજ સાધુ ધર્મ બંનેથી પણ ભ્રષ્ટ થયેલો જણાવ્યો છે. કેમકે, ઉત્તમ-શ્રાવક ગૃહસ્થો પણ પોતાથી છ કાયની વિરાધના કરવામાં આવતા પાપોની નિંદા-ગર્હા કરવા પૂર્વક પ્રતિક્રમણ કરતાં હોય છે. આ માટે વંદિત્તા સૂત્રમાં સ્પષ્ટ જણાવ્યું છે કે "છ કાય સમારંભે-પયણે ય પયાવણે ય જે દોસા; અત્તટ્ઠા ય પરટ્ઠા, ઉભયટ્ઠા ચેવ તં નિંદે."

(૧૪)

સાધુ ભગતિ જિન પૂજના, દાનાદિક શુભ કર્મ રે;
શ્રાવક જન કહ્યો અતિ ભલો, નહિ મુનિ વેષે અધર્મે રે.
તુંજ-વિણુ ॥૭૮॥

ભાવાર્થ:-જે મુનિ વેષ યાને સાધુવેષ-પહેરીને-અસાધુના કાર્યો કરે છે, અર્થાત્ અન્ય પાસેથી દ્રવ્યાદિ ઉધરાવીને પોતાની મોટાઇ-બડાઇ-દેખાડવા, અનેક-પ્રકારના આરંભ-સમારંભના સાવદ્ય કાર્યો કરે છે, યા કરાવે છે. તેના કરતાં, પોતે પુન્યથી ઉપાર્જન કરેલ દ્રવ્યથી, જે ગૃહસ્થો-દાન-જિનપૂજા-તેમજ સાધુ મહાત્માઓની-આહાર-પાણી-વહોરાવવારૂપ નિરંતર ભક્તિ કરે છે, તેને શાસ્ત્રકારોએ ઉત્તમ કહ્યા છે.

(૧૫)

કેવળ લિંગધારી તણો, જે વહેવાર અશુદ્ધો રે;
આદરીએ નવિ સર્વથા, જાણી ધર્મ વિરુદ્ધો રે.
તુંજ-વિણુ ॥૭૮॥

ભાવાર્થ:-છેવટમાં શ્રી. પ. પૂ. ય. ઉ. જી અતિ મહત્ત્વની બાબત જણાવે છે કે જે કેવળ લિંગધારી સાધુ છે. એટલે કેવળ સાધુનો વેષ માત્ર પહેરેલો છે અને જેનામાં સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ કોઈ ગુણો નથી-કેવળ કપટ યુક્ત ચારિત્ર પાળે છે. તો તેનો સંગ છોડી દેવો, એટલું જ નહિ પણ તેમની નિશ્રાએ કોઈ ધર્મક્રિયા પણ કરવી નહિ.

છઠ્ઠી ઢાળ સમાપ્ત

पूयणट्ठी जसो कामी, माणसम्माण कामए;
बहुं पसवइ पावं, माया सल्लं च कुव्वई.
ઉ-૫-૨-૩૫

અર્થ :- જે મનુષ્ય પૂજાનો અર્થી, યશનો ઇચ્છુક, તેમજ માન, સન્માનની ઇચ્છાવાળો છે, તે ઘણાં પાપો કરતો હોય છે, કેમકે તે માયા (કપટ) શલ્યને સેવતો હોય છે.

ઢાળ-(૭) મી

(૧)

જે મુનિવેષ શકે નવિ છંડી, ચરણ કરણ ગુણ હીણાજી,
તે પણ મારગમાંહે દાખ્યા, મુનિ ગુણ પક્ષે લીણાજી;
મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપેજી,
વંદે નવિ વંદાવે મુનિને, આપ થઈ નિજરૂપેજી. ॥૭૯॥

ભાવાર્થ:- જે કોઈ મુનિ શાસ્ત્રાજ્ઞા મુજબ, સંયમ પાળવાને અસમર્થ હોય તો-તેણે પોતાની જન્મભૂમિ-દીક્ષાભૂમિ, તેમજ વિહાર ભૂમિનો ત્યાગ કરી, સુશ્રાવકપણું અંગીકાર કરવું તે શ્રેષ્ઠ છે. તેમ છતાં જો પોતાના મુનિવેષનો-ત્યાગ કરવા ઇચ્છતો નથી-તો-તેવો શિથિલાચારી સાધુ પણ, જો ઉત્સૂત્ર-પ્રરૂપણાને-અનંત-ભવ-ભ્રમણનું કારણ જાણીને પોતે શુદ્ધ પ્રરૂપણા આપતો રહે, અને પોતાના શિથિલાચારને નિંદતો રહે, તેમજ ઉત્તમ મુનિઓને વાંદતો રહે, પરંતુ તેમની પાસે પોતાને વંદન કરાવે નહિ, તેમજ કોઇ શિષ્ય પરિવાર પણ કરે નહિ, **અર્થાત્ પોતાનો નવો-માર્ગ સ્થાપે નહિ તો તેવા મુનિને શાસ્ત્રકારોએ સંવિજ્ઞ પાક્ષિક પણે-આરાધક જણાવેલ છે.** આ સંબંધે શાસ્ત્રમાં-હિંસા-જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ આદિના કિંચિત્ દોષયુક્ત આચારી સાધુને માત્ર ચારિત્ર ગુણથી ભ્રષ્ટ થયેલ જણાવેલ છે. જ્યારે ઉત્સૂત્ર-પ્રરૂપણા કરનારને તો જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ત્રણે ગુણથી નષ્ટ-ભ્રષ્ટ જણાવેલ છે.

આ સંબંધે ખાસ જણાવવાનું કે આજથી લગભગ (૯૫) પંચાણું વર્ષ પૂર્વે અમદાવાદમાં કાળધર્મ પામેલ શ્રી શાંતિસાગરજીએ સાધુ-વેષ-છોડી શુદ્ધ પ્રરૂપણા કરી હતી, એમ જાણવા મળેલ છે.

(૨)

મુનિ ગુણ રાગે પૂરા શૂરા, જે-જે જયણા પાલેજી,
તે તેહથી શુભ ભાવ લહીને, કર્મ આપણાં ટાળેજી;
આપ હીનતા જે મુનિ ભાખે, માન સાંકડે લોકેજી,
એ દુર્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફુલે ફોકેજી. ॥૮૦॥

ભાવાર્થ:- જે કોઈ શાસ્ત્રાજ્ઞા મુજબ સયમ પાળવાને અસમર્થ મુનિ હોય, તે પણ અન્ય શુદ્ધ સંયમી મુનિઓના ગુણ પ્રત્યે-વિનય-બહુમાન ધરતો થકો, પોતાની શક્તિ અનુસારે છ એ કાયની જયણા-પાળતો થકો પ્રવર્તે-તો, તેને પણ તે થકી કર્મક્ષય કરવા પણું હોઇ આરાધક કહ્યો છે, કેમકે પ્રસિદ્ધપણે પોતાનું સંયમ પાળવા

સંબંધે નિર્બળ પણું જણાવીને, માન-મૂકીને યથાર્થ સ્વરૂપે લોકોની પાસે પ્રકાશવું, એને પણ જ્ઞાની-પુરૂષોએ દુર્ધર વ્રત જણાવેલ છે.

(૩)

પ્રથમ સાધુ બીજો વર શ્રાવક, ત્રીજો સંવેગ પાખીજી,
એ ત્રણે શિવ મારગ કહીએ, જીહાં છે પ્રવચન સાખીજી;
શેષ ત્રણે ભવ મારગ કહીએ, કુમતિ કદાગ્રહ ભરિયાજી,
ગૃહયતિ લિંગ કુલિંગે લખીએ, સકળ દોષના દરિયાજી. ॥૮૧॥

ભાવાર્થઃ-શ્રીજીન શાસનને વિષે શાસ્ત્રાનુસારે પ્રવર્તન કરતાં હોય એવા સાધુને અને શ્રાવકને તેમજ ત્રીજા સંવેગ પાક્ષિક શુદ્ધ પ્રરૂપકને એ ત્રણેને અનુક્રમે આરાધક કહ્યા છે, પરંતુ જેઓ શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ-સ્વમતિ કલ્પનાએ-અહંકારી પણે-મમત્વભાવે જે કોઇ શુદ્ધાશુદ્ધ ક્રિયાઓ કરે છે, અને-પોત-પોતાને ઈષ્ટ-અનુકૂળ વેષ ધારણ કરી, લિંગના કદાગ્રહે કરી કલહ-કંકાસ કરતા ફરે છે, તેઓને તો વિષય-કષાયને આધીન થયેલા અનેક દોષના ભંડારરૂપ જાણીને, સંસાર સમુદ્રમાં રહેવાવાળા માંછલા સમજવાના છે.

(૪)

જે વ્યવહાર મુગતિ મારગમાં, ગુણઠાણાને લેખેજી,
અનુક્રમે ગુણશ્રેણિનું ચઢવું, તેહજ જિનવર દેખેજી;
જે પણ દ્રવ્ય ક્રિયા પ્રતિપાલે, તે પણ સન્મુખ ભાવેજી,
શુકલ બીજની ચંદ્રકલા જેમ, પુરણ ભાવમાં આવેજી. ॥૮૨॥

ભાવાર્થઃ- સર્વજ્ઞ અને સર્વદર્શી ત્રિલોકનાથ-તીર્થંકર ભગવંતોએ જીવની ઉત્થાનની ભૂમિકાના અસંખ્યાતા ભેદોને, કેટલીક સમાનતા વડે, (૧૪) ચૌદ પ્રકારના ગુણસ્થાનક વડે પ્રકાશેલ છે, જે મુખ્યપણે તો આંતર શુદ્ધિની અપેક્ષાએ જાણવાના છે. તેમ છતાં બાહ્ય-વ્યવહાર-સ્વરૂપમાં પણ ૧-૪-૫-૬-૧૩ મે ગુણસ્થાનકે વર્તતા જીવોનું-જે-જે સ્વરૂપ જણાવેલ છે, તેને શાસ્ત્રથી અવિરૂદ્ધ સમજવું જરૂરી છે. પ્રથમ મિથ્યાત્વ ગુણસ્થાનકે, વર્તતો જીવ પોતાના અજ્ઞાન અને સંમોહને લીધે, હિતકારક ભાવોને અહિતકારી જાણે છે, તેમજ અહિતકારી ભાવને-હિતકારી જાણી તેમાં આસક્ત રહેતો હોય છે. આમ છતાં જ્યારે-જ્યારે મિથ્યાત્વી આત્મા પણ સદ્બોધને પ્રાપ્ત કરી, મિથ્યાત્વનું વમન કરતો હોય છે, ત્યારે તે સમ્યક્ત્વ પ્રાપ્તિને અભિમુખ થયેલો હોઈને જીવ, સમ્યક્ત્વ-ગુણને પ્રાપ્ત કરે છે.

સમ્યગ્-દર્શન-પામેલો-આત્મા, શમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા અને ષટ્ સ્થાનમાં આસ્તિકયતા ધારણ કરીને, પશ્ચાનુપૂર્વીએ-અનુક્રમે, સમ્યક્ સ્વરૂપે-જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ તેમજ વીર્યાચારમાં પ્રવર્તન કરતો થકો-પોતાની આત્મ-શુદ્ધિ કરતો હોય છે. પરંતુ-જૂઠ-માયા-કપટ-ભાવે કોઈ ધર્મકરણી કરતો નથી.

પાંચમા ગુણસ્થાનકે વર્તતો આત્મા-દેશવિરતિધર હોય છે. તેથી સંસારી આગારી (સ્ત્રી-ધન-ગેહાદિના પરિગ્રહવાળો) હોય છે. જ્યારે છટ્ઠે ગુણ સ્થાનકે વર્તતો આત્મા પાંચ મહાવ્રતધારી સર્વવિરતિધર હોય છે. તેથી અણગારી-સાધુ પણે વિચરતો હોય છે. છેલ્લે તેરમે ગુણસ્થાનકે-કેવળજ્ઞાન અને કેવળદર્શનને પામેલા આત્માઓ-કેવળ ભાવે-પ્રવર્તન કરતા હોય છે. કેમકે તેમને હવે કાંઈજ સાધવાનું અર્થાત્ પ્રાપ્ત કરવાનું હોતું નથી પરંતુ ભવોપગ્રહી ચાર અઘાતી કર્મનો જ યથાવસ્થિત સ્વરૂપે ક્ષય કરવાનો હોય છે.

ઉપર જણાવ્યા મુજબ પાંચે ગુણસ્થાનકના બાહ્ય શુદ્ધ વ્યવહારને વિસ્તારથી-શાસ્ત્રાર્થથી અવિરૂદ્ધ જાણીને, જે આત્માઓએ પોતાની શક્તિ અનુસારે ગુણસ્થાન ઉપર ચઢવાનો પ્રયત્ન કરેલ છે, તેવા આત્માઓ મોક્ષપદને પામ્યા છે, પામે છે અને પામશે એમ જાણવું. તેમજ વળી જે આત્માઓને પોતાની આંતર-શુદ્ધિનું યથાર્થ જ્ઞાન-ભાન થયેલું હોતું નથી, તેવા આત્માઓ પણ, જો આંતર-શુદ્ધિનો લક્ષ રાખીને, નિઃશલ્ય ભાવે, યથાશક્તિ જે-જે બાહ્ય દાનાદિ શુભ ક્રિયાઓ કરે છે તેઓને પણ અનુક્રમે ગુણ પ્રાપ્તિ થાય છે એમ જાણવું.

(૪)

તે કારણ લજ્જાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણીજી,
ધન્ય તેહ કૃત પુણ્ય કૃતારથ, મહાનિશીથે વાણીજી:
એ વ્યવહારનયે મન ધારો, નિશ્ચય નય મત દાખ્યુંજી,
પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવ ચરણ નવિ ભાખ્યુંજી ॥૮૩॥

ભાવાર્થ:-વળી શ્રી મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે કે જે લોકો કેવળ લોક-લજ્જાદિકથી પણ શીલવ્રતાદિનું પાલન કરે છે અર્થાત્ હિંસા-જૂઠ-ચોરી-મૈથુન તેમજ પરિગ્રહાદિના પાપ કર્મોથી જેમ બને તેમ આઘા રહે છે, તેથી ભોગોપભોગમાં પણ અહંકાર અને આસક્તિ પૂર્વકનો વ્યવહાર કરતા નથી.

તેઓને પણ તથાવિધ દાન-શીયળ-તપ તેમજ શુભ ભાવના આદિના પ્રમાણિક વ્યવહાર વડે, અકામ નિર્જરા કરવા સાથે વિશિષ્ટ પુણ્ય બંધ પણ થાય છે. આ સંબંધે કહ્યું છે કે- "પપ્પા-પાપ ન કીજીએ તો પુણ્ય કિયા-સો વાર"

આથી તે આત્મા સંસારમાં ઉત્તરોત્તર મનુષ્યગતિ તેમજ દેવગતિમાં પણ ઉચ્ચ સ્થાન-સ્થિતિ-પ્રાપ્ત કરે છે. આ વાત વ્યવહારનયે પ્રમાણ જાણવી. પરંતુ નિશ્ચયનય દૃષ્ટિએ તો, આત્મ શુદ્ધિ વગર, અર્થાત્ સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત કર્યા વગર, શુદ્ધ-સાધ્ય-સાધનદાવશૂન્ય ક્રિયાઓ કરનાર આત્માને ભાવ-ચારિત્રનો (જે વડે વિશેષતઃ સકામ નિર્જરા કરાય છે) પરિણામ હોતો નથી. એમ પણ પ્રથમ અંગસૂત્ર, તે શ્રી આચારાંગ સૂત્રમાં સ્પષ્ટ જણાવેલું છે.

**સાતમી ઢાળ સમાપ્ત**

---

जइ जिणमयं पवज्जइ, ता मा व्यवहार निच्छए मुयह;
इक्केण विणा तित्थं, छिज्जइ अन्नेण उ तच्चं. ॥१॥

**અર્થ**:-હે-મુમુક્ષુ ! જો-તું શ્રી જીનેશ્વર ભગવંતના માર્ગને અનુસરવા ઈચ્છતો હોય તો, વ્યવહાર કે નિશ્ચય કોઇનો પણ-અનાદર (અપલાપ) કરીશ નહિ, કેમકે વ્યવહારનો અપલાપ કરવાથી તીર્થથી ભ્રષ્ટ થઈશ, અને નિશ્ચયનો અપલાપ કરવાથી-આત્માર્થથી ભ્રષ્ટ થઇશ.

## ઢાળ (૮) મી

(૧)

**અવર એક ભાખે આચાર, દયા માત્ર શુદ્ધ જ વ્યવહાર;**
**જે બોલે તેહિ જ ઉત્થાપે, શુદ્ધ કરૂં હું મુખ ઈમ જંપે. ॥૮૪॥**

**ભાવાર્થ**:- કેટલાક આત્માઓને (૮૪) ચોર્યાશીલાખ જીવ નિકાયના (૫૬૩) ભેદવાળા જીવોના સ્વરૂપનું જ્ઞાન પણ હોતું નથી તેમજ તેમની મન-વચન-કાયની યોગ ચર્યાએ કરી, દ્રવ્યથી પણ જે દશ પ્રકારે (ઇર્યાવહી સૂત્રાનુસારી) હિંસા થાય છે તેનું સ્વરૂપ પણ જાણતા નથી, તેમજ વળી ભાવથી તો તેઓ પોતાના આત્માને તેમજ અન્ય આત્માને ઉન્માર્ગમાં પ્રવર્તાવનાર ઉત્સૂત્ર-પ્રરૂપણા વડે, જે-તીવ્ર મિથ્યાત્વ મોહનીયાદિ કર્મનો બંધ થાય તેને પણ જાણતા નથી-તેમ છતાં બાહ્યસ્વરૂપે લોક દૃષ્ટિએ (શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ) પોતે છએ કાયની રક્ષા કરી રહ્યા છે. એમ કહીને વળી પુન્યાર્થે-મહારંભના કાર્યો કરાવે છે, તેઓ તો પ્રગટ-મૃષાવાદી છે, કેમકે વિષય-કષાય ભાવની નિવૃત્તિના પ્રયોજનવાળા શુભ વ્યવહારનો ઉચ્છેદ કરીને, તેઓ કેવળ પોતાની સ્વાર્થી-મનોવૃત્તિને પોષનારા વ્યવહારને જ ધર્મ વ્યવહાર-જણાવતા હોય છે.

(૨)

**"જિનપૂજાદિક શુભ વ્યાપાર, તે માને આરંભ અપાર;**
**નવિ જાણે તે ઉતરતાં નઇ, મુનિને જીવદયા કયાં ગઇ. ॥૮૫॥**

**ભાવાર્થ**:-યદ્યપિ-સાધુઓને, દ્રવ્ય થકી જીન પૂજા કરવાનો શાસ્ત્રમાં સ્પષ્ટ નિષેધ છે, પરંતુ તે વચનને આરંભ-પરિગ્રહમાં આસક્ત એવા શ્રાવક વર્ગના સંબંધમાં જોડીને, જેઓ શ્રાવકોને જીનપૂજાદિક કાર્યો કરવાનો નિષેધ કરે છે, તેઓ-કુપુત્ર જેમ પોતાના બાપને ઓળવવાનો પ્રયત્ન કરતો હોય છે તેમ જેઓ-શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાએ પોતે-તો જીવન-જીવવાની ચાહના રાખે છે. તેમ છતાં તેમની જ પૂજા-ભક્તિ કરવાનો શ્રાવક વર્ગને નિષેધ કરે છે-તે ઉપર જણાવેલ કુપુત્ર સમાન છે એમ જાણવું. તેનું કારણ એ છે કે જેઓ સ્વચ્છંદાચારી છે, તેઓ સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ-પાસેથી શ્રી જીનેશ્વર ભગવંતની ઉત્સર્ગ-અપવાદ માર્ગે-પ્રવર્તન કરવાની આજ્ઞાનું સ્વરૂપ જાણવાની દરકાર કરતા હોતા નથી, તેથી શાસ્ત્રોને ઓળવે છે, અને શાસ્ત્ર વચનોના પોતાને મન ફાવતા અર્થો કરી--પોતાની માયા વિસ્તારે છે. શાસ્ત્રમાં તો સાધુને પણ ક્વચિત્-કારણવશે નદી ઉતરવાનો પ્રસંગ આવે તો તેનો પણ વિધિ બતાવેલ છે.

(૩)

**જો ઉતરતાં મુનિને નદી, વિધિ જોગે નવિ હિંસા વદી;**
**તો વિધિ જોગે જિનપૂજના, શિવકારણ મત ભૂલો જના. ॥૮૬॥**

**ભાવાર્થ** :-જેમ વિધિ પૂર્વક નદી ઉતરતા મુનિ અવિરાધક છે, તેમ નીચે જણાવેલ વિધિ પૂર્વક શ્રી જીનેશ્વર ભગવંતની મૂર્તિની પૂજા કરતા એવા શ્રાવકને પણ આરાધક જાણવો જોઇએ—

૧ ૨ ૩ ૪ ૫
અંગ-વસન-મન-ભૂમિકા-પૂજોપગરણ સાર;
૬ ૭
ન્યાય-દ્રવ્ય વિધિ-શુદ્ધતા શુદ્ધિ સાત પ્રકાર.

એ સાત પ્રકારની શુદ્ધિએ કરી શ્રી જીનેશ્વરની પૂજા કરનાર શ્રાવકને-વિરાધક નહિ પરંતુ શાસ્ત્રાજ્ઞાને અનુસરવાવડે આરાધક કહ્યો છે, અત્રે એ ખાસ સમજવું જરૂરી છે કે ઉત્સર્ગ માર્ગ તેમજ અપવાદ માર્ગ કથંચિત્ ભિન્ના ભિન્ન હોઈ પરસ્પર સાપેક્ષ ભાવે શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞારૂપ છે. એથી જ તો અપવાદ માર્ગ માટે પણ વિધિ બતાવેલ હોય છે, આથી જેઓ શાસ્ત્રોમાં અપવાદ માર્ગનો વિધિ બતાવેલ હોવાથી, અપવાદને ઉત્સર્ગનિર્પેક્ષ સ્વતંત્ર-માર્ગરૂપ જાણે છે, અને તે સ્વરૂપે એકાંત પ્રરૂપણા કરે છે, તેઓને પણ ઉત્સૂત્રભાષી જાણવા જરૂરી છે.

(૪)

**વિષયારંભ તણો જ્યાં ત્યાગ, તેહથી લહીએ ભવજલ તાગ;**
**જિન પૂજામાં શુભ ભાવથી, વિષયારંભ તણો ભય નથી. ॥૮૭॥**

**ભાવાર્થ** :-જેમ જગતમાં-મોટા-ઉત્તમ આત્માની હાજરીમાં વ્યસની આત્મા પણ વ્યસન સેવતો નથી અને તે મોટા પુરુષની અદબ સાચવે છે, તેમ જેમણે ભાવથી પણ શ્રી જીનેશ્વર પરમાત્માની આજ્ઞાને સ્વીકારેલ છે. તેવા ઉત્તમ આત્માઓ શ્રીજીનેશ્વર પરમાત્માની મૂર્તિ-સમક્ષ, વિષય કષાયનો-ત્યાગ કરીને, તેમની સેવા-ભક્તિ કરતા હોઈ, તે-થકી તેમને અવશ્ય અપૂર્વ-લાભો પ્રાપ્ત થતા હોય છે અર્થાત્ વિષય-કષાય ભાવ પ્રતિ, કંટ્રોલ કરવાની પોતાની શક્તિના માપનું, ભાન તો તેઓને અવશ્ય થાય જ છે.

(૫)

સામાયિક પ્રમુખ શુભભાવ, યદ્યપિ લહીએ ભવજલ નાવ;
તો પણ જિનપૂજાએ સાર, જીનનો વિનય કહ્યો-ઉપચાર ॥૮૮॥

ભાવાર્થ:-યદ્યપિ-દેશવિરતિ તેમજ સર્વવિરતિ પણાનો સામાયિક-ધર્મ, તે શ્રેષ્ઠ ધર્મ છે, તેમ છતાં તેના કારણરૂપ શ્રુત સામાયિક અને તેમાં પ્રધાન કારણરૂપ સમ્યક્ત્વ ગુણની પ્રાપ્તિનું પ્રધાન કારણ તે શ્રી જીનેશ્વર-ભગવંતની સાચી-ઓળખાણ છે. તે પ્રાપ્ત કરવા માટે તેમની દ્રવ્ય-ભાવથી પૂજા-ભક્તિ કરવી તે, વાસ્તવમાં તો-પોતાના ચારે પ્રકારના સામાયિક ભાવની શુદ્ધિ-વૃદ્ધિનું અવિસંવાદી નિમિત્ત કારણ છે. આ રીતે નિમિત્ત કારણમાં કર્તાના યથાતથ્ય પ્રયત્ન વિશેષથી, કારકતા પ્રગટે છે જે થકી ઉપદાનકારણમાં કાર્ય-પરિણામ નીપજતો હોય છે એમ જાણવું, અન્યથા નિમિત્ત, માત્ર નિમિત્ત છે.

(૬)

આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરિહરી;
દાન-માન-વંદન-આદેશ, તો તુજ સબળો પડ્યો કલેશ. ॥૮૯॥

ભાવાર્થ:-જે કોઇ ગૃહસ્થ-શ્રી જીનપૂજાને સાવદ્ય, આરંભ રૂપ ગણી, ત્યાગ કરે છે, તે શું સમસ્ત શુભ ક્રિયાઓ-જેવી કે દાન આપવું, ગુર્વાદિકોને માન આપવું, વંદનાદિ કરવા, તેમની સન્મુખ જવું-તેમજ ન્યાયનીતિ-પૂર્વક વ્યાપાર કરવો-આદિ વ્યવહારની સર્વ ક્રિયાઓનો પણ ત્યાગી છે? જો વ્યવહારની ક્રિયાઓનો આજે-તે ત્યાગી નથી જ તો પછી જે કેવળ-આત્મોપકારી છે એવી જિન પૂજા નહિ કરવાથી તેને શું લાભ થશે?

(૭)

સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિરવદ્ય;
જે કારણ જિનગુણ બહુમાન, તે અવસર વરતે શુભ ધ્યાન ॥૯૦॥

ભાવાર્થ:- શ્રી જીનેશ્વર ભગવંતની દ્રવ્ય પૂજા-આરંભ-પરિગ્રહધારી શ્રાવકોને પોત-પોતાની શક્તિ અનુસારે-વિવિધ ઉત્તમ દ્રવ્યોથી-કરવાની કહી છે. તે પણ જેમ બને તેમ પોતામાં-રાગ-દ્વેષાદિ દોષોની હાની થાય, તેવા ભાવથી કરવાની છે. કેમકે શ્રી જીનેશ્વર પરમાત્માનું ચારે નિક્ષેપે લેવાતું આલંબન-આત્માને જિન બનાવવા સમર્થ છે. એટલે કે ઉત્તરોત્તર-નામથી-સ્થાપના, સ્થાપનાથી દ્રવ્ય, તેમજ દ્રવ્ય નિક્ષેપથી પણ ભાવ નિક્ષેપનું આલંબન વિશેષ ઉપકારી થાય છે. આથી જ્યારે-જ્યારે જે-જે આત્મા-આત્મ શુધ્યર્થે-જે-જે નિક્ષેપે શ્રી જીનેશ્વર પરમાત્માનું આલંબન લે છે તે વખતે તે શુભ ધ્યાનવાળો હોવાથી-તેને વિશેષતઃ કર્મ-નિર્જરારૂપ ફળની પ્રાપ્તિ થાય છે, તેથી તેની સમસ્ત દ્રવ્ય ક્રિયા (મન-વચન-કાયયોગની પ્રવૃત્તિ) તે અનુબંધે (પરિણામે-ફળસંબંધે) નિરવદ્ય કહી છે.

(૮)

જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી;
છ કાયના રક્ષક હોય વલી, એહ ભાવ જાણે કેવળી. ॥૯૧॥

ભાવાર્થ:-શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાને હૃદયમાં રાખી જે-જે આત્માઓ આત્મ શુધ્યર્થે જે-જે અનુષ્ઠાનો (મન-વચન-કાયયોગની)-પ્રવૃત્તિ કરે છે, તે થકી તે આત્મામાં છએ કાયના જીવોની રક્ષા કરવાનો પરિણામ વધે છે એટલું જ નહિ-આજ્ઞા-પૂર્વક અનુષ્ઠાન કરનારની ક્રિયા જોઈને, અન્ય આત્મામાં પણ પોતાના આત્મ-શુધ્યર્થે એહી જ કરવા યોગ્ય છે, એવો ભાવ પ્રગટે છે. એવું શ્રી કેવળી ભગવંતોએ કેવળજ્ઞાનથી જાણીને-આત્માર્થી આત્માઓ માટે-આત્મ શુધ્યર્થે-પોત-પોતાને યોગ્ય અનેકવિધ-માર્ગ (આરાધકતાનું સ્વરૂપ) બતાવેલ છે. આ માટે પ્રત્યેક આત્માએ-પોતાના સ્થાન-સ્વરૂપનો વિચાર કરીને, પોતાના આત્માની શુદ્ધિ થાય તે માર્ગને અનુસરવું જોઇએ. પરંતુ ગાડરીયા પ્રવાહની માફક લોક દેખાદેખી યા તો પાખંડી કુગુરૂએ પ્રવર્તાવેલ પાપાચારમાં પ્રવૃત્તિ કરવી જોઈએ નહિ.

(૯)

જલ તરતાં જલ ઉપર યથા, મુનિ ને દયા ન હોએ વૃથા;
પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ॥૯૨॥

ભાવાર્થ:-શ્રી જીનેશ્વર ભગવંતોની દ્રવ્યથી (સચિત્ત-પુષ્પો વગેરેથી) પૂજા કરનાર ગૃહસ્થોને સચિત્ત વસ્તુ વાપરવા સંબંધે-ઉપયોગ પૂર્વક (જયણાએ) પ્રવર્તવાનુ કહ્યું છે. જેમ મુનિ ભગવંતોને પણ આજ્ઞાએ (ઉપયોગ શુદ્ધિએ) અર્થાત્-પાંચ સમિતિ-તેમજ ત્રણ ગુપ્તિ ધર્મમાં પ્રવર્તન કરતાં આરાધક પણું કહ્યું છે અન્યથા-અવિધિએ-મતિ કલ્પનાએ પ્રવર્તન કરનાર કદાચ પ્રગટ સ્વરૂપે અહિંસક હોય તો પણ તેને વિરાધક કહ્યો છે.

(૧૦)

તો મુનિને કિમ નહિ પૂજના, એમ તું શું ચિંતે શુભમના;
રોગીને ઔષધ સમ એહ, નીરોગી છે મુનિવર દેહ. ॥૯૩॥

ભાવાર્થ:-શ્રી જીનેશ્વરની વિવિધ-દ્રવ્યાદિકથી પૂજા કરનાર આત્માને, જો ઉપયોગ શુદ્ધિએ લાભ જ થાય છે તો મુનિ ભગવંતોએ પણ તે કરવી જોઇએ એવું

કહેનારને પ. પૂ. શ્રી. ય. ઉ. જી જણાવે છે કે શાસ્ત્રમાં **પ્રભુ આજ્ઞાએ પ્રવર્તન કરનારને ઉપયોગ શુદ્ધિ કહી છે.** તે માટે મુનિ ભગવંતો-તો નવવિધ પરિગ્રહના ત્યાગી હોઈ તેમને-દ્રવ્યાદિક-ગ્રહણ કરીને પ્રભુ પૂજા કરવી યુક્ત નથી, કેમકે પ્રભુ પૂજા તે રોગીને (ગૃહસ્થને) ઔષધ લેવા રૂપે ઉપકારક છે. જ્યારે મુનિ ભગવંતોએ તો પ્રથમથી જ પરિગ્રહનો તેમજ સમસ્ત સચિત્ત દ્રવ્યોનો સ્પર્શ કરવા માત્રનો પણ ત્યાગ કરેલો છે. તે માટે "પ્રથમ ખરડીને પછી ધોવા બેસવું." તે મૂર્ખાઇની ચેષ્ટા મુનિ-ભગવંતો કરતા નથી-તેમને કરવી યોગ્ય પણ નથી એટલું જ નહિ જો તેઓ યેન-કેન પ્રકારે કરે તો વિરાધક થાય છે. તેમ પણ શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલ છે, આથી સ્પષ્ટ સમજાય છે કે જેઓ ગૃહસ્થપણાનું જીવન જીવી રહ્યા છે. તેમને શ્રી જીન પૂજા (ત્રિવિધ-દ્રવ્યાદિથી શાસ્ત્રાજ્ઞા મુજબ) કરવી આત્માર્થે-ઉપકારી છે. તેમ છતાં શ્રાવકને શ્રીજીનપૂજાનો નિષેધ કરનાર, ઉત્સૂત્ર-પ્રરૂપણા કરનાર પાખંડી સાધુ, અવશ્ય અનેકવિધ પાપાચારોને-પ્રગટ-અપ્રગટ ભાવે આચરવાવાળો હોય છે.

**આઠમી ઢાળ સમાપ્ત**

मग्गण गुणठाणेहिं, च उ दस य हवंति तहय असुद्धणया;
विण्णेया संसारी, सव्वे सुद्धा उ सुद्धणया ॥१॥

**અર્થ**:- સંસારી જીવને પ્રાપ્ત ચૌદ માર્ગણા, તેમજ ચૌદ-ગુણસ્થાનકનું સ્વરૂપ નિશ્ચય-શુદ્ધનયની દષ્ટિએ તો-અશુદ્ધ છે. જ્યારે વ્યવહારનયની દષ્ટિએ-તે-સર્વેને પૂર્વાપરની અપેક્ષાએ શુદ્ધાશુદ્ધપણું જાણવું જરૂરી છે. અન્યથા એકાત પક્ષે મિથ્યા-વિપર્યયપણું પ્રાપ્ત થશે.

## ઢાળ નવમી

(૧)

ભાવસ્તવ મુનિને ભલોજી, બેઉ ભેદે ગૃહી ધાર;
ત્રીજે અધ્યયને કહ્યોજી, મહાનિશીથ માઝાર.
સુણો જીન તુજ વિણ કવણ આધાર. ॥૯૪॥

**ભાવાર્થ**:–સર્વ વિરતિધર સાધુ ભગવંતોના–વિધિ-નિષેધને જણાવનાર આગમ-સૂત્રોમાંના મહાનિશીથ સૂત્રમાં જણાવ્યુ છે કે, સાધુઓએ–દ્રવ્ય પૂજા કરવી, કરાવવી કે અનુમોદવા યોગ્ય નથી. પરંતુ કેવળ ભાવ પૂજા જ તેઓએ કરવી યુક્ત છે. જ્યારે ગૃહસ્થ–ઉત્તમ શ્રાવકોએ તો, પોતાને ભાવ પૂજાનું કારણ બને તેવી દ્રવ્ય પૂજા પણ યથાશક્તિ કરવી જોઇએ. ઉપર જણાવ્યા મુજબ શ્રી જીનાજ્ઞાને યથાતથ્ય સ્વરૂપે નહિ સમજનાર ગૃહસ્થ–તેમજ સાધુ બંને વિરાધક ભાવને પામે છે.

(૨)

વલી તિહાં ફળ દાખીયું જી, દ્રવ્ય સ્તવનું રે સાર;
સ્વર્ગ બારમું ગેહિને જી, એમ દાનાદિ ચાર...
સુણો જીન૦ ॥૯૫॥

**ભાવાર્થ**:–શ્રી મહાનિશીથ સૂત્રમાં ગૃહસ્થને શ્રી જીનેશ્વર ભગવંતની દ્રવ્ય-પૂજાના પૂન્ય થકી બારમા દેવલોક સુધી જવાની મર્યાદા છે, તેમજ દ્રવ્ય થકી દાનાદિ ચાર એટલે દાન–શીયળ–તપ તેમજ ભાવના ધર્મ એ ચારે થકી પણ ગૃહસ્થ તો બારમા દેવલોક સુધી જ જઇ શકે છે. એમ શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલું છે. જ્યારે ભાવ વિશુદ્ધિએ તે, ગૃહસ્થ લિંગે કેવળજ્ઞાન પણ પ્રાપ્ત થઈ શકે છે. તેમજ–કેવળ દ્રવ્યથી–ઉત્કૃષ્ટ ભાવે, સર્વવિરતિપણાનું જીવન–જીવનાર સાધુ–નવ ગ્રૈવેયક સુધી જઇ શકે છે, આથી સ્પષ્ટપણે સમજવાનું એ છે કે વિશેષતઃ પુણ્ય બંધના કારણમાં પણ વિષય–કષાયની મંદતા રૂપ વિરતિ પણાની મુખ્યતા છે. જ્યારે ભાવ વિશુદ્ધિએ તો, કોઇપણ આત્મા કેવળજ્ઞાન પણ પ્રાપ્ત કરી–મોક્ષે જઈ શકે છે.

(૩)

છટ્ઠે અંગે દ્રૌપદીજી, જીન પ્રતિમા પૂજેય;
સૂરિયાભ પરે ભાવથીજી, એમ જીનવર કહેય.
સુણો–જિન૦ ॥૯૬॥

(૪)

નારદ આવ્યે નવિ થઈજી, ઉઠી તેહ સુજાણ;
તે કારણ તે શ્રાવિકાજી, ભાખે આળ અજાણ.
સુણો-જિન૦ ॥૯૭॥

(૫)

જિન પ્રતિમા આગળ કહ્યોજી, શક્રસ્તવ તેણે નાર;
જાણે કુણ વિણ શ્રાવિકાજી, એહ વિધ હૃદય વિચાર.
સુણો-જિન૦ ॥૯૮॥

(૬)

પૂજે જિન પ્રતિમા પ્રતેજી, સૂરિયાભ સુરરાય;
વાંચી પુસ્તક રત્નનાંજી, લેઈ ધરમ વ્યવસાય.
સુણો-જિન૦ ॥૯૯॥

(૭)

રાયપસેણી સૂત્રમાંજી, મોહોટો એહ પ્રબંધ;
એહ વચન અણ માનતાજી, કરે કરમનો બંધ.
સુણો-જિન૦ ॥૧૦૦॥

ભાવાર્થ:- હવે પ. પૂ. શ્રી ય. ઉ. જી. ઐતિહાસિક દૃષ્ટિએ, સૂત્રાનુસારે ધર્મ-કથાનુયોગનો આશ્રય લઈને જણાવે છે કે છઠ્ઠા-અંગ સૂત્ર તે-જ્ઞાતાધર્મકથા સૂત્રમાં, પાંચ પાંડવની પત્ની-સતી દ્રૌપદીએ, શ્રી જીનેશ્વર ભગવતની પૂજા સૂર્યાભ-દેવના ભાવ તુલ્ય કરી છે, એમ કહ્યું છે. વળી-તેણે શક્રસ્તવનો પાઠ તે નમુથ્થુણં સૂત્રથી ભાવપૂજા પણ કરી છે એમ જણાવ્યું છે તેથી તે શ્રાવિકાઓનો આચાર છે એમ સ્પષ્ટ સમજાય છે. વળી સૂરિયાભ દેવે પણ દેવલોકમાં પણ જીનમંદિરે-જીનપૂજા કરી છે. એ હકીકત શ્રી રાયપસેણી સૂત્રમાં જણાવેલી છે.

(૮)

વિજયદેવ વક્તવ્યતાજી, જીવાભિગમેરે એમ;
જો થિતિ છે એ સુર તણીજી, તો જિન ગુણ થુતિ કેમ.
સુણો-જિન૦ ॥૧૦૧॥

(૯)

ભાવાર્થ:- વળી શ્રી જીવાભિગમ સૂત્રમાં પણ વિજયદેવે-શ્રી જિનપૂજા કરી છે તે અધિકાર છે, અત્રે એ સમજવું ખાસ જરૂરી છે કે, દેવો પણ જો શ્રી જિનેશ્વર ભગવંતની યથાશક્તિ પૂજા કરે છે તો તેઓ શા માટે તેમ કરતા હશે ?

સિદ્ધારથ રાયે કર્યાજી, યાગ અનેક પ્રકાર;
કલ્પસૂત્રે એમ ભાખિયુંજી, તે જિનપૂજા સાર.
સુણો-જિન ॥૧૦૨॥

(૧૦)

શ્રમણોપાસક તે કહ્યાજી, પહેલા અંગ મઝાર;
યાગ અનેરા નવિ કરેજી, તે જાણો નિરધાર.
સુણો-જિન૦ ॥૧૦૩॥

(૧૧)

એમ અનેક સૂત્રે ભણ્યું જી, જિન પૂજા ગૃહિ કૃત્ય;
જે નવિ માને તે સહીજી, કરશે બહુભવ નૃત્ય.
સુણો-જિન૦ ॥૧૦૪॥

ભાવાર્થ:-વળી શ્રી કલ્પસૂત્ર-જે ચૌદપૂર્વધારી-શ્રી ભદ્રબાહુ સ્વામીજીનું રચેલ છે અને જે હાલમાં પર્યુષણામાં વર્ષો-વર્ષ વંચાય છે. તેમાં શ્રી મહાવીર પરમાત્માના પિતાશ્રી સિદ્ધાર્થ રાજાએ, જેઓ પ્રથમ અંગ સૂત્ર તે આચારાંગ સૂત્રમાં જણાવ્યા મુજબ શ્રમણોપાસક શ્રાવક હતા, તેમણે પણ અનેક પ્રકારનાં યાગ (વિવિધ પ્રકારે જિનપૂજાઓ) કરાવેલ છે, એમ સ્પષ્ટ જણાવેલ છે. આથી ઉત્તમ ગૃહસ્થ-શ્રાવકોએ-શ્રી જિનપૂજાને-પોતાના આત્મ શુધ્યર્થે-કર્તવ્ય સમજવું જોઇએ, તેને બદલે ઉલ્ટા તેનો વિરોધ કરનારાઓ, ખરેખર તો, શ્રી જિનેશ્વર ભગવંત પ્રત્યે, પોતાનો દ્વેષ પ્રગટ કરી રહ્યા છે, કેમકે શ્રી જિનેશ્વર ભગવંતની દ્રવ્ય-ભાવપૂજાનો વિરોધ કરનારાઓ, તલવારની ધાર પર ચાલવાની ક્રિયા થકી પણ, વિશેષ-મુશ્કેલ એવી, શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાનું પાલન, કેવી રીતે કરતા રહેશે? એ વિચારવા જેવી બાબત છે. કેમકે મન-વચન-કાય યોગની શુભ ક્રિયાના આધાર વગર, કેવળ શુદ્ધ આત્મોપયોગનું સ્વરૂપ કેવી રીતે-સમજી-સમજાવી શકાય ?

નવમી ઢાળ સમાપ્ત

## ઢાળ દશમી

(૧)

અવર કહે પૂજાદિક ઠામ, પુણ્યબંધ છે શુભ પરિણામ;
ધર્મ ઇહાં તે નવિ કોઇ દીસે, જેમ વ્રત પરિણામે મન હીસે.
॥૧૦૫॥

ભાવાર્થ :–કેટલાક યોગ ક્રિયા સંબંધે એકાંત દૃષ્ટિવાદી જીવો, એમ કહેતા ફરે છે કે જ્યાં સુધી–જીવ યોગ ક્રિયા કરતો હોય છે, ત્યાં સુધી તેને એકાંતે તે થકી કેવળ પુણ્ય–પાપનો બંધ જ થતો હોય છે. અર્થાત્ શુભ ક્રિયાથી પુણ્યબંધ અને અશુભ ક્રિયાથી પાપબંધ થાય છે, તે માટે દાન પૂજાદિક સર્વે કરણી માત્ર પુણ્યબંધનું કારણ હોઇ આત્માર્થી–આત્માએ તે કરવા યોગ્ય નથી. આત્માર્થી આત્માએ તો કેવળ વ્રત–પરિણામમાં જ અર્થાત્ કેવળ–ત્યાગ પરિણામનો જ વ્યવહાર કરવો જોઈએ. આવું બોલનાર મિથ્યાવાદીઓ શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ નિશ્ચય શુદ્ધિનું સ્વરૂપ તેમજ વ્યવહાર શુદ્ધિનું સ્વરૂપ સાપેક્ષ ભાવે–જાણતા ન હોવા છતાં સ્વમતિ કલ્પનાએ બંને પક્ષે એકાંત પક્ષપાતમાં પડી–ઉત્સૂત્ર–પ્રરૂપણાએ કરી–સ્વ–પર–ઉભય–આત્માઓને–આત્માર્થથી નષ્ટ–ભ્રષ્ટ કરતા હોય છે.

(૨)

નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો, જે શૈલેષી અંત વખાણ્યો;
ધર્મ–અધર્મ તણો ક્ષય કારી, શિવ સુખ દે જે ભવજલ તારી.
॥૧૦૬॥

ભાવાર્થ :–ઉપર જણાવ્યા મુજબ શુભ યોગ ક્રિયાનો, એકાંત નિષેધ કરનારા, એ સમજતા હોતા નથી કે, જ્યાં સુધી આત્મા ચૌદમા ગુણસ્થાનકે, અયોગી થઈને, શૈલેષી અવસ્થા પામેલો હોતો નથી, ત્યાં સુધી ઔદયિકભાવે તેને ક્રિયાવાળો જ શાસ્ત્રમાં જણાવ્યો છે. વળી આ યોગ ક્રિયા પણ ક્ષાયોપશમિક ભાવવાળાને એકાંતે શુભ કે અશુભ હોતી નથી કેમ કે શુભ–અશુભ બંને પ્રકારનો કર્મ–બંધ જીવ પ્રત્યેક સમયે કરતો હોય છે. એટલું જ નહિ તે–તે પ્રત્યેક સમયે મોક્ષાર્થી જીવ–સંવર–નિર્જરાના પરિણામ–પ્રવૃત્તિ વડે પૂર્વ કર્મોની વિશેષતઃ નિર્જરા (ક્ષય) પણ કરતો હોય છે. કેવળ એવંભૂત નય દૃષ્ટિની શુદ્ધ ક્રિયા તો જીવ–જ્યારે સર્વથા કર્મનો બંધ કરતો ન હોય, તેમજ સર્વ કર્મનો એકી સાથે ક્ષય કરતો હોય છે–તે (૧૪) ચૌદમા

શૈલેષીકરણના અંત સ્વરૂપમાં શાસ્ત્રકારોએ જણાવી છે. આથી ચોથા સમ્યગ્ દૃષ્ટિ ગુણસ્થાનથી આરંભી–ચૌદમા ગુણસ્થાન સુધીની આત્માની ઉપયોગ શુદ્ધિ પૂર્વકની જે–જે પરિણામ શુદ્ધિ તેમજ જે–જે યોગ શુદ્ધિ તેને ઉત્તરોત્તર સાધ્ય–સાધન ભાવે આત્માર્થ સાધક ધર્મ સમજવો જરૂરી છે. અન્યથા શુભ ક્રિયાનો સર્વથા નિષેધ–તે પાપકારી–(પાપ પ્રવૃત્તિને ઉત્તેજન આપનારો) જાણવો.

(૩)

તસ સાધન તું જે–જે દેખે, નિજ–નિજ ગુણ ઠાણાને લેખે;
તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો. ॥૧૦૭॥

ભાવાર્થ:–પૂર્વે જણાવ્યા મુજબ ચોથા ગુણસ્થાનથી આરંભી, ઉત્તરોત્તર પરિણામ પ્રવૃત્તિની શુદ્ધિએ, આત્માની શુદ્ધિ કરતો આત્મા, કાર્ય–કારણ સાપેક્ષતાને અનુસરવાવાળો હોઈ, આરાધક છે. અન્યથા મતિ–કલ્પિત ભાવે ગમે તેવી–ભાવ વિશુદ્ધિ યા ગમે તેવી બાહ્ય અહિંસક પ્રવૃત્તિ તે મિથ્યા જાણવી. આ સંબંધે નીચેની ચૌભંગી શાસ્ત્રાર્થથી અવિરુદ્ધ વિચારવી.

[૧] ત્રણ શલ્ય રહિત, આત્મ શુધ્ધર્થે, સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર તેમજ તપાદિ ગુણો થકી, ઉપયોગ શુદ્ધિ પૂર્વકનો, સમસ્ત (યથાર્થ વિધિ–નિષેધરૂપ) યોગ વ્યાપાર તે શુદ્ધ વ્યવહાર જાણવો. જે થકી વિશિષ્ટ પુણ્યબંધ પણ થાય છે તેમજ સવિશેષ સકામ નિર્જરા થકી મોક્ષ પ્રાપ્તિ પણ થાય છે.

[૨] સમ્યક્ત્વ ગુણે રહિત પણ, અનિદાન પણે સ્વચ્છંદે કરાતી સમસ્ત શુભ યોગ (મન–વચન–કાયા)ની પ્રવૃત્તિ, તેમજ પરિસહ–ઉપસર્ગ સહન કરતો આત્મા પણ, વિશિષ્ટ પુણ્ય કર્મનો બંધ કરી દેવલોકમાં જાય છે. પરંતુ સમ્યક્ત્વ પામ્યા પૂર્વે સકામ નિર્જરા (આત્મ શુદ્ધિ) કરી શકતો નથી, અર્થાત્ સમ્યક્ત્વ પામેલો આત્મા–પરિસહ ઉપસર્ગ સહન કરી જલ્દી મોક્ષ મેળવે છે એમ જાણવું.

[૩] આત્મ શુદ્ધિના લક્ષ પૂર્વક, વિષય–કષાયનો નિગ્રહ કરીને, વ્યવહાર સમકિત વડે, અર્થાત્ મિથ્યાત્વ–વમતા જીવ વડે કરાતા સમસ્ત શુભ વ્યવહાર વડે, પુણ્યબંધ જરૂર થાય છે પરંતુ તે, સાથે–તે સમ્યક્ત્વાદિ ગુણ પ્રાપ્તિનો પણ હેતુ હોઈ સમ્યક્ત્વાદિ ગુણો મેળવ્યા પછી જ તેને મોક્ષ–પ્રાપ્તિનું પરંપરાએ કારણ કહેવું યુક્ત છે.

[૪] ભવાભિનંદી પણે કરાતી, સમસ્ત શુભ–ક્રિયાઓ વડે, પણ જીવને કિંચિત્ પુણ્યબંધ જરૂર થાય છે. પરંતુ તે સાથે વિશેષ સ્વરૂપે–મિથ્યાત્વ મોહનીય કર્મનો

બંધ પણ થતો હોય તે પુણ્યબંધ તેને-ભવ ભ્રમણમાં વધારો કરાવનાર થાય છે.
**આ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે- :**

(૧) "खवित्ता पुव्वकम्माइं, संजमेण तवेण य;
सिद्धिमग्ग मणुपत्ता, ताइणो परिनिव्वुडे-त्ति-बेमि"

(૨) "दुक्कराइं करि-त्ताणं, दुस्सहाइं सहेत्तु य;
के इत्थ देवलोएसु, केइ सिज्झंति निरया"

(૩) "નિશ્ચય દૃષ્ટિ ચિત્ત ધરીજી, પાળે જે વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર"

(૪) "आहारोपधि पूजर्द्धि, गौरव प्रतिबंधतः;
भवाभिनंदी यां कुर्यात्, क्रियां साध्यात्म वैरिणी"

(૪)

**એવંભૂત તણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્ય નય એમ વલી દાખ્યો;
નિજ સ્વભાવ પરિણતિ તે ધર્મ, જે વિભાવ તે ભાવ જ કર્મ. ॥૧૦૮॥**

ભાવાર્થ:-આત્મ વિશુદ્ધિરૂપ કાર્યને લક્ષમાં રાખીને, શુદ્ધ દ્રવ્યાર્થિક તેમજ શુદ્ધ પર્યાયાર્થિક નય દૃષ્ટિએ વિચારીયે તો જે-જે શુભયોગ વડે જેટલો-જેટલો પુણ્યબંધ થાય છે, તે દ્રવ્યાર્થિક નયની શુદ્ધતા છે. તે સાથે-તે આત્માનો જે આત્મશુદ્ધિ તરફનો જે કથંચિત્ શુદ્ધ ઉપયોગ પ્રવર્તે છે તે થકી જે નિર્જરા થાય છે તે પર્યાયાર્થિક નયની શુદ્ધતા છે. શાસ્ત્રાનુસારે સપ્તનય સંબંધે-પ્રથમના ત્રણ-કિંવા-ચાર દ્રવ્યાર્થિક છે. અને પાછળના ત્રણ પર્યાયાર્થિક છે. તે મુજબ અત્રે--આત્મતત્ત્વને દ્રવ્યાર્થિક, તેમજ પર્યાયાર્થિય ઉભયનય સંબધે પણ નિશ્ચય-વ્યવહાર ઉભય સ્વરૂપી શુદ્ધતાનો વિચાર દર્શાવ્યો છે. કેમકે દ્રવ્ય અને પર્યાય કથંચિત્ ભિન્નાભિન્ન હોઈ દ્રવ્ય-પર્યાય સ્વરૂપમાં જેવી-જેવી આત્મશુદ્ધતા યા અશુદ્ધતા જે-જે સ્વરૂપે પ્રાપ્ત થાય છે તે-તે સ્વરૂપે તે જીવને, તે-તે નય દૃષ્ટિએ-અર્થાત્ નિશ્ચય-વ્યવહારથી શુદ્ધ યા અશુદ્ધ વિચારી શકાય છે. આથી જ તો શાસ્ત્રમાં સમ્યગ્દૃષ્ટિ આત્માને પર્યાયાર્થિક નયદૃષ્ટિએ શુદ્ધ કહયો છે, તેમજ મિથ્યાદૃષ્ટિ આત્માને દ્રવ્યાર્થિક તેમજ પર્યાયાર્થિક બંને નયદૃષ્ટિએ અશુદ્ધ જણાવેલ છે. તેમ છતાં ક્ષયોપશમભાવે કથંચિત્ શુદ્ધતા પણ જણાવી છે. આ સંબંધે વિશેષતઃ સમજવું કે દ્રવ્ય અને પર્યાય જેમ કથંચિત્ ભિન્નાભિન્ન છે, તેમ

યોગક્રિયા અને ઉપયોગ ક્રિયા પણ ભિન્નાભિન્ન છે. આ સ્વરૂપમાં પણ વિશેષતઃ એ સમજવાનું છે કે ઉપયોગ થકી-યોગ ક્રિયાનું અભિન્નપણું, વ્યવહારથી છે, પરંતુ શુદ્ધ પર્યાયનું દ્રવ્યથી અભિન્નપણું નિશ્ચય સાપેક્ષ છે.

(૫)

**ધર્મ શુદ્ધ-ઉપયોગ સ્વભાવ-પુણ્ય પાપ શુભ અશુભવિભાવ;**
**ધર્મ હેતુ વ્યવહાર જ ધર્મ, નિજ સ્વભાવ પરિણતિનો મર્મ. ॥૧૦૯॥**

**ભાવાર્થ**:-પ્રત્યેક સંસારી આત્મા પ્રત્યેક સમયે-શુભ તેમજ અશુભ યોગ પ્રવૃત્તિવાળો, તેમજ કથંચિત્-શુદ્ધ તેમજ અશુદ્ધ ઉપયોગ સ્વભાવમાં પણ પ્રવર્તતો હોય છે. તેના કાર્ય સંબંધે-શુભ-અશુભ કર્મનો-કર્મબંધ, અને સકામ યા અકામ કર્મ નિર્જરા પણ કરતો હોય છે. આ બંને પ્રવૃત્તિમાં, યોગ પ્રવૃત્તિનો હેતુ ઉદિત કર્મ છે. જ્યારે ઉપયોગ પરિણામનો હેતુ આત્માની ક્ષયોપશમભાવની શુદ્ધતા તેમજ અશુદ્ધતા છે. આ બને યોગ-ઉપયોગના સ્વરૂપને સપ્તનય સાપેક્ષ ભાવે ગુણસ્થાનક વિશેષથી ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી સમજી લેવું ખૂબ જ જરૂરી છે. ઉપરની હકીકતથી એ સ્પષ્ટ સમજવુ જરૂરી છે કે યોગ પ્રવૃત્તિ (મન-વચન-કાયાની પ્રવૃત્તિ) તે પણ આત્માનું જ કર્મજન્ય સ્વરૂપ છે. કેમકે જડ-પુદ્ગલ દ્રવ્ય-તો અકર્તા દ્રવ્ય છે, તેથી મડદું કંઇ જ કરી શકતું નથી તે પ્રત્યક્ષ જણાય છે. આથી આત્મ શુદ્ધિના લક્ષપૂર્વક (ઉપયોગ શુદ્ધિએ) પ્રવર્તતા સમસ્ત શુભ યોગને વ્યવહારથી ધર્મ કહેવો તે-તત્ત્વતઃ અવિરૂદ્ધ છે.

(૬)

**શુભ યોગે દ્રવ્યાશ્રવ થાય, નિજ પરિણામ ન ધર્મ હણાય;**
**યાવત્ યોગ ક્રિયા નહી થંભી, તાવત્ જીવ છે યોગારંભી. ॥૧૧૦॥**

**ભાવાર્થ**:-ઉપરની હકીકતથી એ સ્પષ્ટ સમજાયું હશે કે, જ્યાં સુધી આત્માને કર્મોદયે દેહનો સંબંધ છે, ત્યાં સુધી-દેહ દ્વારા થતી તમામ શુભ યા અશુભ ક્રિયાવડે-તે જીવ પુણ્યકર્મ અને પાપકર્મના આશ્રવવાળો છે. તેમજ પ્રત્યેક સમયે આત્મા પોતાની શુદ્ધ જ્ઞાનાદિ ચેતના પરિણામનો પણ કર્તા હોઈ, તે થકી જે વિશેષતઃ કર્મ નિર્જરા કરે છે, તેને નિશ્ચય ધર્મ જાણવો. કેમ કે. તે થકી આત્મા નિરાવર્ણતા પ્રાપ્ત કરે છે, અત્રે એ વાત ખાસ ધ્યાનમાં

રાખવાની છે. કે જ્યાં સુધી આત્માને જેવા-જેવા કષાય પરિણામ થાય છે ત્યાં સુધી તે આત્મા મન-વચન-કાય યોગ દ્વારા ગ્રહણ કરેલ અષ્ટવિધ કર્મોમાં, પોતાના રાગ-દ્વેષાદિ પરિણામ મુજબ તીવ્ર મંદ સ્વરૂપે અનુભાગ (રસબંધ) તેમજ સ્થિતિ વિશેષ (તે કર્મ ભોગવવા યોગ્યકાળનું પરિમાણ) નો પરિણામ પણ સર્જીને તેનો પોતાના સમસ્ત આત્મપ્રદેશોની સાથે-ક્ષીર-નીર-વત્ બંધ કરે છે.

(૭)

**મલિનારંભ કરે જે કિરિયા, અસદારંભ તજીને તરિયા;**
**વિષય કષાયાદિને ત્યાગે, ધર્મ મતિ રહિ એ શુભ માગે. ॥૧૧॥**

**ભાવાર્થ:**-મુખ્ય પણે તો મલિન આરંભ એટલે હિંસાદિ (૧૮) પ્રકારની પાપકરણી, તે વિષય લોલુપતા તેમજ કષાય પરિણામને વશવર્તી પણે સંસારી જીવો અનાદિ-કાળથી કરતા આવ્યા છે અને કરે છે. પરંતુ જ્યારે-જ્યારે-જે-જે જીવને સદ્ગુરૂના યોગે-યોગાવંચકતા પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે તે-તે જીવો જેમ બને તેમ વિષય-કષાયથી નિવર્તન પામવા માટેની-આત્મશુદ્ધિકારક પ્રશસ્ત યોગ (મન-વચન-કાય) પ્રવૃત્તિનો આદર કરે છે. આવી પ્રવૃત્તિઓને શ્રી જીનેશ્વર ભગવંતોએ પણ સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્ર ગુણની પ્રાપ્તિની હેતુતાએ ધર્મ પ્રવૃત્તિ (ધર્મપુરૂષાર્થ) રૂપે જણાવેલ છે અને તેના કાર્ય સ્વરૂપે-કર્મ નિર્જરાને મોક્ષ પુરૂષાર્થ જણાવેલ છે.

(૮)

**સ્વર્ગ હેતુ જો પુણ્ય કહીજે, તો સરાગ સંયમ પણ લીજે;**
**બહુ રાગે (શુભભાવે) જે જીનવર પૂજે, તસ મુનિની પરે પાતક ધ્રૂજે. ॥૧૨॥**

**ભાવાર્થ:**-અત્રે જો કોઈ એમ વિચારે કે પુણ્ય બંધ થાય તેવી કોઇપણ ક્રિયા ન-જ કરવી જોઇએ તો તેણે સમજવું જોઈએ કે સરાગ-સંયમ, એટલે મુનિપણાની ક્રિયા પણ સ્વર્ગાદિનું કારણ છે, તો શું મુનિપણાની ક્રિયા પણ ન જ કરવી ? પરંતુ ખરી હકીકત (સત્ય) એ છે કે મુનિ ભગવંતો મુનિપણાની ક્રિયા કરતાં-કરતાં, આત્મોપયોગ રૂપ શુભ ભાવે પૂર્ણ-આત્મશુદ્ધિ પામ્યા છે, -તે મોક્ષે ગયા છે, તેમને મુનિપણાની ક્રિયાબાધક થઈ નથી, તે મુજબ જે

આત્મા–પોતાના આત્માને રાગ રહિત કરવાના પરિણામ પૂર્વક શ્રી વીતરાગ–જીનેશ્વર ભગવંતનું ચારે નિક્ષેપે-યથાતથ્ય સ્વરૂપે આલંબન લેશે–તેને પણ કર્મ નિર્જરા વડે મોક્ષ–પદની પ્રાપ્તિ થશે.

(૯)

**ભાવ સ્તવ એહથી પામીજે, દ્રવ્ય સ્તવ એ તેણે કહીજે;**
**દ્રવ્ય શબ્દ છે કારણ વાચી, ભ્રમે મ ભૂલો કર્મ નિકાચી. ॥૧૧૩॥**

**ભાવાર્થ**:–પૂર્વે જે બાહ્ય–દ્રવ્ય–શુભયોગ ક્રિયાનું, આત્મ શુધ્યર્થે–સૂત્ર સિદ્ધાંતાનુસારે ઉપકારી પણું જણાવ્યું, તેને પાખંડી–સ્વેચ્છાચારી–તત્ત્વમૂઢ સાધુઓ (ગુરૂઓ) એકાંતે મુખ્ય પણે આગળ કરીને, સંસાર–સુખાભિલાષી–અજ્ઞાની–ભોળા જીવોને ભોળવીને, પોતાના પાખંડો પ્રસારતા હોય છે. આવા અજ્ઞાની–પાખંડી કુગુરૂઓ–પોતાના અહમ્ અને મમત્વને પોષવાના ઉન્માદમાં, શાસ્ત્રને અને શાસ્ત્ર વચનોને આગળ કરીને, શાસ્ત્ર–વિરૂદ્ધ પોત–પોતાની મતિ–કલ્પિત ધર્મ–ક્રિયાઓમાં–એકાંતે આગ્રહ ધરતાં રહીને, તેમાં અનેક ધર્માભિલાષી અજ્ઞાની–ભોળા જીવોને ફસાવતાં હોય છે, આ વાતને લક્ષમાં લઈને પ.પૂ.શ્રી. ય.ઉ.જી. એ આ છેલ્લી ગાથામાં ઉત્તમ આત્માર્થી–આત્માઓને અતિ મહત્ત્વની વાત જણાવી છે. જે તેમની સત્ય–માર્ગ પ્રત્યેની સાચી ભાવનાની સાક્ષી પૂરે છે.

શ્રી જીનેશ્વર ભગવંતોએ અનાદિ–અનંત લોકાલોક સ્વરૂપી આ સમસ્ત જગતને જીવ અને અજીવ એ બે દ્રવ્યોની રાશીરૂપ જણાવ્યું છે, તેમાં જીવ દ્રવ્યો, પોતાના પરિણમનના કર્તા ભોક્તા તેમજ જ્ઞાતા છે, જ્યારે પાંચે અજીવ દ્રવ્યોને, પોતાના પરિણમનના અકર્તા તેમજ અભોક્તા જણાવેલ છે. શાસ્ત્રમાં દ્રવ્યનું લક્ષણ નીચે મુજબ જણાવેલું છે.

"दवये दुवये, दोरवयवो विगारो गुणाण-संदावो;
दव्वं भव्वं भावस्स, भूअभावं च जं जोगं"

**અર્થ**:–જે દ્રવે છે, તે તે પર્યાયને પામે છે, પર્યાયોથી પમાય છે, સત્તાનો વિકાર છે. ગુણોનો સમુદાય છે, પોતાના ભાવોમાં (ગુણોમાં) પરિણામી છે. ભૂત તેમજ ભાવ, તેમજ ભાવિ ભાવનું કારણ છે. તેને દ્રવ્ય જાણવું.

છએ દ્રવ્યો નિરંતર પારિણામિક ભાવે તો પોત–પોતાના ભાવમાં નિરંતર (સમયે–સમયે) પરિણામ પામ્યા જ કરે છે. તેમાં જો કે અરૂપી અજીવ ચાર

દ્રવ્યોના સ્વતઃ પરિણામને ક્રમવર્તી પર્યાય સ્વરૂપે વિચારી શકાય પરંતુ તે ચારે દ્રવ્યોને પણ વ્યવહારે પરતઃ પરિણમન પણ હોય છે. વળી રૂપી અજીવ પુદ્ગલ દ્રવ્ય તો પારિણામિક તેમજ ઔદયિક એ બે ભાવમાં પરિણામ પામતું હોઈ, તેને તો પરતઃ હેતુતાએ યંત્રાદિ સ્વરૂપે તેમજ શબ્દાદિરૂપે પરિણામ પામતું પ્રગટ સ્વરૂપે જોઇ-જાણી શકાય છે. જ્યારે પ્રત્યેક આત્મતત્ત્વને યાને જીવ દ્રવ્યને તો કથંચિત્ પોતાના પાંચે ભાવમાં કર્તૃત્વ તેમજ ભોક્તૃત્વ પરિણમન હોઈ-તેને તો નિશ્ચયથી સ્વતઃ તેમજ પરતઃ બન્ને હેતુતા સાપેક્ષ શાસ્ત્રાર્થથી યથાર્થ જાણવું જોઈએ. કે જેથી આત્મા-પરમાત્માના ભેદાભેદનું યથાર્થ જ્ઞાન-ભાન થાય.

અત્રે આત્માર્થી-આત્માને, આત્મ શુધ્ધ્યર્થે, જે શુદ્ધ દ્રવ્ય ક્રિયાનું ઉપકારી પણું છે તે સમજાવવું છે. તે માટે પૂર્વે જણાવેલું સ્વરૂપ પણ ખાસ લક્ષમાં લેવાની જરૂર છે. કોઈપણ દ્રવ્ય કોઈપણ સમયે (ભાવ) પરિણામ રહિત હોતું નથી, તેમજ પોતાના ગુણોથી ભિન્ન હોતું નથી. પરંતુ જીવમાં જે ઔદાયક ભાવનું પર્યાય-પરિણમન છે. તે સર્વે સંસારી આત્મામાં રૂપી પુદ્ગલના સંયોગ સંબંધવાળું હોઇ રૂપી હોય છે. આ જે કર્મોદયની મુખ્યતાવાળું-પુદ્ગલ દ્રવ્યોના સંયોગે, સંસારી જીવને દેહાદિ સંબંધવાળું જે યોગ પરિણમન છે તે મુખ્યત્વે તો આત્માનું કર્મોદય-જન્ય અશુદ્ધ પરિણમન છે, તેમ છતાં તેમાનું કેટલુંક પરિણમન-આત્મના વિશિષ્ટ ગુણ સ્વરૂપ-હોવાથી કથંચિત્ આત્મશુદ્ધિમાં ઉપાદાનતાએ નિમિત્ત તેમજ હેતુતાએ (કારણ (રૂપે) ઉપકારક પણ હોય છે. આ સંબંધે એ વિચારવું જરૂરી છે કે, આત્મ તત્ત્વનું કોઇપણ પરિણમન કર્તૃત્વ ભાવે સહેતુક છે. આથી જ કોઇપણ પરિણમનને વ્યવહારનયે-પૂર્વ-પશ્ચાત્ ભાવે કાર્ય-કારણપણું છે, તેમાં પૂર્વ અવસ્થા તે કારણ છે અને ઉત્તર અવસ્થા તે કાર્ય જાણવું. જ્યારે નિશ્ચયનય દૃષ્ટિએ સહજભાવી પ્રત્યેક પરિણમન, ન તો કાર્ય છે, ન તો કારણ છે. અર્થાત્ કેવળ પરિણમન માત્ર છે. પરંતુ તે પણ નિર્હેતુક તો નથી જ. આથી હાલમાં સંસારી આત્માનું વ્યવહારનય દૃષ્ટિએ જે અશુદ્ધ સ્વરૂપ છે, તેને શુદ્ધ કરવા માટે જે-શુદ્ધ વ્યવહારનય સંબંધે, શુદ્ધ નિશ્ચયનય-દૃષ્ટિની, આવશ્યકતા છે, તેને યથાર્થ-અવિરૂદ્ધ ભાવે યોજવાથી આત્માર્થી-આત્મા આત્મશુદ્ધિ કરી શકે છે. આ માટે પ. પૂ. શ્રી-ય. ઉ. જી. જણાવે છે કે, જે બાહ્ય દ્રવ્ય

યોગ–વ્યવહારની ક્રિયા વડે જે આત્મા બાહ્ય શુદ્ધિ પ્રાપ્ત કરે છે, તેને શાસ્ત્રકારોએ "કાર્યોત્પત્તી – કારણત્વં" એ ન્યાય તે–ક્રિયાને પ્રધાન દ્રવ્ય ક્રિયા (પ્રમાણરૂપ) કહી છે, અને તેને સંવર–નિર્જરાતત્ત્વ સ્વરૂપે–ઉપાદેય જણાવી છે. અન્યથા જે યોગ ક્રિયાથી–વિષય–કષાયની વૃદ્ધિ થવા વડે, અહંકાર અને મમત્વ ભાવની વૃદ્ધિ થાય છે, તેને તો તીવ્ર મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયવાળા જીવો જ ભ્રમથી ઉપકારી સમજે છે, આ માટે આત્માર્થી આત્માઓએ પાખંડીયો દ્વારા પ્રચારતી પ્રલોભનકારી પ્રવૃત્તિઓ (ધર્માનુષ્ઠાનો) ના–પાશમાં (માયાજાળમાં) ફસાવું જોઇએ નહિ.

**દશમી ઢાળ સમાપ્ત**

**પરમ પૂજ્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી રચિત**
**સમાધિ-શતકમાંથી ઉદ્ધૃત—અષ્ટપદી**

તાકુ બોધ ન શ્રમ અફળ, જાકું નહિ શુભ યોગ;
આપ આપકું બુઝવે, નિશ્ચય અનુભવ ભોગ ॥૧॥
ઇંદ્રિય વૃત્તિ નિરોધ કરી, જો બિનુ ગલિત વિભાવ;
દેખે અંતર આતમા, સો પરમાતમ ભાવ ॥૨॥
રાચે સાચે ધ્યાનમેં, જાચે વિષય ન કોઈ;
નાચે માચે મુગતિ રસ, આત્તમ જ્ઞાની સોઈ ॥૩॥
રાગાદિક જબ પરિ હરી, કરે સહજ ગુણ ખોજ;
ઘટ મેં ભી પ્રગટે તદા, ચિદાનંદ કી મોજ ॥૪॥
પરકો કીશો બુઝાવણો, તું પર ગ્રહણ મ લાગ;
ચાહે જે મેં બુઝવો, સો નહિ તુંજ ગુણ ભાગ ॥૫॥
સો કહીએ સો પુછીએ, તામેં ધરિયે રંગ;
યાતે મિટે અબોધતા, બોધ રૂપ વહે ચંગ ॥૬॥
દુઃખ પરિતાપે નવી ગલે, દુઃખ ભાવિત મુનિ જ્ઞાન;
વજ્ર ગલે નવી દહનપેં, કંચનકે અનુમાન ॥૭॥
તાતે દુઃખ સુ-ભાવીએ, આપ શક્તિ અનુસાર,
તો દ્રઢતર હુઇ ઉલ્લસે, જ્ઞાન ચરણ આચાર ॥૮॥

ઢાળ-(૧૧) મી

(૧)

કુમતિ એમ સકળ દૂરે કરી, ધારીએ ધર્મની રીત રે;
હારિએ નવિ પ્રભુ બલ થકી, પામીયે જગતમાં જીત રે.
સ્વામી સીમંધર તું જયો ॥૧૧૪॥

ભાવાર્થ:-પૂર્વે જણાવેલ દશે ઢાળને-શબ્દ-અર્થથી અવિરૂદ્ધ ભાવે હૃદયમાં સ્થિર કરનાર આત્મા, પોતાનામાંથી સર્વ પ્રકારની કુબુદ્ધિ (દુર્બુદ્ધિ) દૂર થતાં, આત્મ ધર્મનો સાચો અનુરાગી બને છે, એટલું જ નહિ પરંતુ સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી સીમંધર પરમાત્માની દેશનાને હૃદયમાં સ્થિર કરનારને, જેમ જગતના કોઈ પણ ભાત્રમાં આશ્ચર્ય પામવાપણું રહેતું નથી, તેવી સ્થિતિ-(સ્થિત-પ્રજ્ઞતા) પ્રાપ્ત થાય છે.

(૨)

ભાવ જાણો સકળ જંતુના, ભવ થકી દાસને રાખરે;
બોલિયા બોલ જે-તે ગણું, સફળ જો છે તુજ સાખરે.
સ્વામી સીમંધર તું જયો ॥૧૧૫॥

ભાવાર્થ:-અત્રે પ. પૂ. શ્રી - ય. ઉ. જી. શ્રી સીમંધર પરમાત્માને ઉદ્દેશીને જણાવે છે કે હે-શ્રી વીતરાગ સર્વજ્ઞ અને સર્વદર્શી સીમંધર-પરમાત્મા-મેં આ જે ધર્માર્થ-પ્રાપ્ત કરવા સંબંધે-મારા ક્ષયોપશમાનુસારે જે વાત જણાવી છે, તેને તમો સાક્ષી રૂપે પ્રમાણતા આપી મારૂં રક્ષણ કરો, નહિતર તો હું મારો પ્રયત્ન નિષ્ફળ જાણીશ, આ સંબંધે જણાવવાનું કે શ્રી સીમંધર પરમાત્માએ શ્રી યક્ષા સાધ્વીને સાક્ષાત્-આપેલ અર્થને ચૂલિકારૂપે શ્રી દશવૈકાલિક સૂત્રમાં છેલ્લે જણાવેલ છે કે-

"अप्पा खलु सययं - रक्खिअव्वो, सव्विंदिएहिं सुसमाहिएहिं;
अरक्खिओ जाइपहं उवेइ, सुरक्खिओ सव्व दुहाण मुच्चइ."

અર્થ:-પાંચે ઇંદ્રિયો અને નોઇંદ્રિયરૂપ છઠ્ઠા મનના વિષય ભોગના વિકારોથી નિવર્તાવીને પોતાના આત્માને, આત્મભાવમાં (સ્વગુણ-પરિણમનના આસ્વાદન રૂપ સમાધિમાં) સ્થિર રાખીને, પ્રત્યેક આત્માએ-પોતે જ પોતાના આત્માનું કર્મ પરિણામથી રક્ષણ કરવું જોઈએ, જે-આત્મા ઉપર જણાવ્યા

મુજબ પોતાના આત્માનું રક્ષણ કરે છે, તે સર્વ પ્રકારના દુઃખોથી મુક્ત થાય છે અને જે આત્મા–અત્રે જણાવ્યા મુજબ પોતાનું રક્ષણ કરતો નથી–તે આત્મા આ સંસારમાં ચારે ગતિમાં જન્મ–મરણ કરતો થકો ભટકયા કરે છે. ઉપર જણાવેલ પરમાત્માની વાણીના અર્થને–અનુલક્ષીને (૧૨૫) ગાથાના (આ સ્તવનની પ્રત્યેક ગાથા) જ રચાયેલી છે. એમ હાલમાં પણ પ્રત્યેક પંડિત પુરૂષોને સ્વીકારવું પડે તેમ છે.

(૩)

એક છે રાગ તુજ ઉપરે, તેહ મુજ શિવતરૂ કંદરે;
નવિ ગણું તુજ પરે અવરને, જો મિલે–સુર–નર–વૃંદરે.
સ્વામી સીમંધર તું જયો ॥૧૧૬॥

ભાવાર્થઃ–મેં આપની ત્રિકાળાબાધિત–અવિસંવાદી વાણી શાસ્ત્રાર્થથી સાંભળીને–જાણીને, આપના સ્વરૂપમાં પરમાત્મ ભાવની શ્રદ્ધા કરીને, આપની વાણી થકી જ મેં–તે પદ પામવાની ઈચ્છા કરી છે, તો હવે હું–દેવરિદ્ધિ કે રાજરિદ્ધિમાં કેવી રીતે રીઝું ?

(૪)

તુજ વિના મેં બહુ દુઃખ લહયા, તુજ મિલ્યે તે કેમ હોયરે;
મેહ વિણ મોર માચે નહિ, મેહ દેખી માચે–સોય રે.
સ્વામી–સીમંધર તું જયો ॥૧૧૭॥

ભાવાર્થઃ–વળી પણ કહે છે કે હે શ્રી અરિહંત પરમાત્મા, આજદીન સુધી મેં આપને ઓળખેલા નહિ, તેથી–મિથ્યાભિમાનમાં મહાલીને–મેં ઘણા દુઃખો સહયા છે, પરંતુ આજે જ્યારે મેં તમોને, સર્વજ્ઞ અને સર્વદર્શી પણે જાણ્યા છે–ત્યારે, મોર જેમ મેઘનું સ્વરૂપ–જોઈ–જાણીને, નાચી ઉઠે છે, તેમ મને પણ તેવો જ હર્ષ થયો છે.

(૫)

મન થકી મિલન મેં તુજ કિયો, ચરણ તજ ભેટવા સાંઇરે;
કીજીએ જતન જિન એ વિના, અવર ન વાંછિએ કાંઇરે.
સ્વામી સીમંધર તું જયો ॥૧૧૮॥

ભાવાર્થઃ-વળી પણ પ. પૂ. શ્રી - ય. ઉ. જી. કહે છે કે હે શ્રી સીમંધર પરમાત્માની મેં આપની સાથે-મનથી-(શ્રદ્ધાથી) મેળાપ કર્યો છે તેથી તમારી ચરણસેવા એટલે તમારી આજ્ઞાનું પાલન કરવાની જ એક માત્ર મારી ઇચ્છા બની રહી છે, એ સિવાય મારૂં મન કોઇ વસ્તુની ઇચ્છા કરતું નથી.

(૬)

તુજ વચન રાગ સુખ આગળે, નવિ ગણું સૂર-નર શર્મ રે;
કોડિ જો કપટ કોઈ દાખવે, નવિ તજું તો એ તુંજ ધર્મ રે.
સ્વામી સીમંધર તું જયો ॥૧૧૯॥

ભાવાર્થઃ-હે શ્રી સીમંધર પરમાત્મા તમારા વચનને, હું મારા આત્મ-હિત માટે અવિસંવાદી જાણીને, તે પ્રતિ અનન્ય રાગ (આદરભાવ)વાળો થયો છું તેથી હવે-હું કોઇપણ પ્રલોભનકારી-પ્રપંચોમાં ફસાઈ જઉં તેવો રહ્યો નથી.

(૭)

તું મુજ હૃદય ગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહ રે;
કુમત માતંગના જૂથથી, તો ન કશી પ્રભુ મુજ બીહરે.
સ્વામી સીમંધર તું જયો ॥૧૨૦॥

ભાવાર્થઃ-સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી વીતરાગ-સીમંધર પરમાત્માએ જો-તેમની અનંત-અનંત ઉપકારી વાણી સ્વરૂપે મારા હૃદયમાં વાસ કર્યો છે તો હવે સિંહ સ્વરૂપી એવા મારા સ્વરૂપ થકી, પર-મિથ્યાવાદી (હાથીયો)ના જુથોથી કોઈ પણ સ્વરૂપે ભય પામવાની જરૂર નથી, એમ મને લાગે છે.

(૮)

કોડિ છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એક રે;
કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેક રે.
સ્વામી સીમંધરા તું જયો ॥૧૨૧॥

ભાવાર્થઃ-વળી શ્રી સીમંધર પરમાત્માને ઉદ્દેશીને પ. પૂ. શ્રી ય. ઉ. જી. કહે છે કે શ્રી તીર્થંકર પરમાત્માની-અનેક દેવેન્દ્રો-અને નરેન્દ્રો પણ સેવા કરતાં હોય છે, તેથી તેઓ અનેકના આત્માઓના સ્વામી છે. પણ મેં તો મારા હૃદયમાં આપને-સ્વામી તરીકે સ્વીકારેલ હોવાથી- મારે તો તું એક જ સ્વામી છે. તો મારા જેવા સેવકની

હે પ્રભુ તમારે સાર-સંભાળ લેવી તે ઉચિત છે-જે આપ પ્રગટ ભાવે સ્વીકારો, એવી મારી અંતરની અભિલાષા છે. અત્રે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે પ્રત્યેક સંસારી આત્માનો સમસ્ત-શુભ-અશુભ વ્યવહાર, કર્મોદયના નિમિત્તે (સહકારે) પ્રવર્તે છે. આ માટે શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે,

"व्यवहारो कम्मुणा उवाइ"

(૯)

ભક્તિ ભાવે ઇસ્યું ભાખીયે, રાખીયે એહ મનમાંહીં રે;
દાસના ભવદુઃખ વારીયે, તારી એ સૌ ગ્રહી બાંહી રે...,
સ્વામી સીમંધરા તું જયો ॥૧૨૨॥

ભાવાર્થ:-પ્રથમ જે સીમંધર પરમાત્માને પોતાની સાર-સંભાળ રાખવા જણાવ્યું તે વાતને હવે પોને સાચા અર્થમાં જણાવના થકાં કહે છે કે જે આત્મા પરમાત્માની આજ્ઞાની ભક્તિ કરવાની ઇચ્છાવાળો છે, તે આત્મા-પરમાત્માની આજ્ઞાની સહાયથી આ સંસારના સમસ્ત દુઃખોથી મુક્ત થઈ, મુક્તિના શાશ્વત સુખને પ્રાપ્ત કરવાવાળો થાય છે.

(૧૦)

બાલ જીમ તાત આગળ કહે, વિનવું હું તેમ તુંજ રે;
ઉચિત જાણો તેમ આચરું, નવિ રહ્યો તુજ કિસ્યું ગુંજ રે.
સ્વામી સીમંધરા તું જયો ॥૧૨૩॥

ભાવાર્થ:-હે લોકાલોક ભાષી શ્રી સીમંધર પરમાત્મા, આપ તો છએ દ્રવ્યોના ત્રણે કાળની સમસ્ત વર્તનાના જાણવાવાળા છો, તેથી આપના જ્ઞાનમાં પડેલી મારી સમસ્ત વર્તના (પરિણામ)ના જાણકાર છો-જ પરંતુ બાળક-જેમ પોતાના પિતાની આગળ પોતાની માંગણી રજૂ કરે તેમ હું, આપને કેવળ વિનંતિ કરું છું એમ જાણજો.

(૧૧)

મુજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવો ભવ તાહરી સેવ રે;
યાચિયે કોડિ યતને કરી, એહ તુજ આગળ દેવ રે.
સ્વામી સીમંધરા તું જયો ॥૧૨૪॥

ભાવાર્થ- : છેવટે પ. પૂ. શ્રી. ય. ઉ. જી. કહે છે કે હે, પ્રભો સમ્યગ્-દર્શન સહિત. હું આ સંસારમાં છું ત્યાં સુધી, આપની સેવા-ભક્તિ, યાને આજ્ઞાનું પાલન કરતો રહું, એવી આજે આપની પાસે દઢ પ્રતિજ્ઞા-ધારણ કરું છું.

(૧૨)

ઇમ સકલ સુખકર, દુરતિ ભયહર, વિમલ લક્ષણ ગુણધરો;
પ્રભુ અજર-અમર નરિંદ વંદિત, વિનવ્યો સીમંધરો;
નિજ નાદ તર્જિત મેઘ ગર્જિત, ધૈર્ય નિ કે નર્જિત મંદરો,
શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જસ વિજય બુધ જય કરો.
॥૧૨૫॥

ભાવાર્થ:- શ્રી નય વિજયના શિષ્ય, જસ વિજયજી-ઉપાધ્યાયજીએ સર્વ પ્રકારના સુખના હેતુ ભૂત તેમજ સર્વ પ્રકારના દુઃખ અને ભયોને હરનાર, વર્તમાનમાં મહાવિદેહ ક્ષેત્રે વિહરમાન, સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી સીમંધર પરમાત્મા કે જેઓ મેઘની ગર્જનાને પણ તર્જના કરતી હોય તેવી વાણી વડે ધર્મદેશના આપી રહ્યા છે, અને મેરુ પર્વતની સમાન-ધૈર્યવાન હોઈ, અજર-અમર પદને પ્રાપ્ત કરવાવાળા છે અને જેમની આજે નરેન્દ્રો અને દેવેન્દ્રો પણ વંદન-નમસ્કારાદિ વડે, સેવા-ભક્તિ કરી રહ્યા છે, તેમને વિનંતી કરવારૂપે આ સ્તવનની રચના કરી છે.

**૧૧ મી ઢાળ સમાપ્ત**

### હિતાહિત—પથ પ્રદર્શની—અષ્ટપદી

રાગ-દ્વેષ ને કામ-ક્રોધના, તાપ ને ત્યાગ અનાચીને;
અંધારે આથડતાં અંધો, સત્ય-ક્ષમા-ઉત્થાપીને ॥૧॥
આત્મ તત્ત્વમાં ભ્રાંત ભિક્ષુકો, ધર્મના ધંધ મચાવે છે;
અહિંસા કાજે-હિંસાકારી, આરંભો - અપનાવે છે ॥૨॥
જેવું કરે તેવું સૌ પામે, નિશ્ચે શાણા સમજે છે;
પર-પરિણતી અપની કરી માની, મુરખ કલેશ ઉપાવે છે ॥૩॥
ધર્મ-કર્મનો કર્તા આતમ, ભોક્તા પણ છે પોતે;
કર્મનું ફળ તે કર્મ જ જાણી, ધર્મી ધર્મ વિમાસે ॥૪॥
સુખં ધર્માત્ દુઃખં પાપાત્, એ અવિચળ સત્ય અવધારીને;
શાશ્વત્ સુખને સાધે બુધ જન, કર્મના બંધન તોડીને ॥૫॥
સર્વકાળે જગમાં દીસે, પુન્ય—પાપનું યુદ્ધ;
બન્ને સાચા માની માચે, ધર્મ—મર્મમાં મુગ્ધ ॥૬॥
ભક્તિવાદે-નગ્નતા નાદે, ભ્રાંત ભગતડા નાચે છે;
વિષય-કષાયમાં મુગ્ધ-મિમાંસક, માયા-મમતા પોષે છે ॥૭॥
કર્તા-કર્મ ને-ક્રિયા શુદ્ધિના, ત્રિવિધ એકત્વ તાલે,
સાધ્ય-સાધન શુદ્ધિએ સાધક, શાશ્વત શાંતિ સાધે ॥૮॥

## સર્વજ્ઞ અને સર્વદર્શી ત્રિલોકનાથ તીર્થંકર પરમાત્માએ હેયોપાદેય ભાવે પ્રકાશેલ ત્રિકાલિક જગત સ્વરૂપમાંના સત્યાસત્યનું કિંચિત્ સ્વરૂપ

એકાંત કાળવાદીઓ કહે છે કે :—

कालः सृजति भूतानि, कालः संहरते प्रजाः;
कालः सुप्तेषु जागर्ति, कालो हि दुरतिक्रमः

એકાંત સ્વભાવવાદી કહે છે કે :—

कः कंटकानां प्रकरोति तैक्ष्ण्यं, विचित्रतां वा मृगपक्षिणां च;
स्वभावतः सर्व मिदं प्रवृत्तं, न काम चारोति कुतः प्रयत्नः

એકાંત નિયત (ભાવીભાવ) વાદીઓ કહે છે કે :—

प्राप्तव्यो नियति बलाश्रयेण योऽर्थः,
सोऽवश्यं भवति नृणां शुभोशुभो वा;
भूतानां महति कृतेऽपि हि प्रयत्ने,
ना भाव्यं भवति न भाविनोऽस्ति नाशः.

એકાંત ઇશ્વરકર્તૃત્વવાદીઓ કહે છે કે :—

प्रकृतीनां यथा राजा, रक्षार्थमिह चोद्यतः;
तथा विश्वस्य विश्वात्मा, स जागर्ति महेश्वरः

એકાંત યદચ્છા (નિર્હેતુકતા) વાદીઓ કહે છે કે :—

प्रति समयं परिणामः, प्रत्यात्मगतश्चसर्वभावानाम्,
संभवति नेच्छयापि, स्वेच्छा क्रमवर्तिनी यस्मात्;
हेतुरहिता भवंति हि भावाः, प्रतिसमय भाविनश्चित्राः;
भावादते न भाव्यं, संभवरहितं ख पुष्पमिव;

એકાંત અનાત્મવાદી (નાસ્તિકો) કહે છે કે—

भौतिकानि शरीराणि, विषयाः करणानि च,
तथापि मंदैरन्यस्य, कर्तृत्वमुपदिश्यते;
तपांसि यातना श्चित्रा, संयमो भोगवंचना,
अग्निहोत्रादिकं कर्म, बाल क्रिडेव लभ्यते.

સ્યાદ્-વાદી-જૈનો કહે છે કે—

मूर्त्तामूर्त्तं द्रव्यं सर्वं न विनाशमेति नान्यत्वम्,
यद् वेत्त्येतत्प्रायः पर्याय विनाशि जैनानाम्;

જીવ (આત્મતત્ત્વ) ના પરિણમન (પર્યાય) સંબંધે કહે છે કે—

"औपशमिक, क्षायिकौ भावौ मिश्रश्च जीवस्य स्वतत्त्वमौदयिक पारिणामिकौच"
"उत्पाद्-व्यय-ध्रुव युक्तंसत्" — "तद् भावाव्ययं नित्यम्"

# પ્રસ્તાવના

## (૧)

### स्वपर व्यवसायी ज्ञानं-प्रमाणं

**અર્થ**:-પદાર્થના અસ્તિત્વ તેમજ નાસ્તિત્વાદિ અનેકવિધ ઉભય ધર્મોનો સામાન્ય-વિશેષથી યથાર્થ-અવિરૂદ્ધ બોધ, તે પ્રમાણજ્ઞાન છે. અર્થાત્ અનાદિ અનંત સ્વતઃ તેમજ પરતઃ પરિણામી, ષડ્-દ્રવ્યાત્મક આ સમસ્ત જગતને, કથંચિત્-નિત્યા-નિત્ય એકાનેક-તેમજ ભિન્નાભિન્ન ઈત્યાદિ અનેક પરસ્પર વિરૂદ્ધ ધર્માત્મક સ્વરૂપે જાણવું તે પ્રમાણજ્ઞાન છે.

**अभिमतानभिमतवस्तु स्वीकार-तिरस्कार क्षमं हि प्रमाणमतो ज्ञानमेवेदमिति"**

તેમજ વસ્તુ માંહેલા કોઈપણ એક ધર્મને, ઉત્તરોત્તર સ્થુલ-સૂક્ષ્મ ભાવથી, હેય-ઉપાદેયભાવે યથાર્થ-અવિરૂદ્ધ જાણવો તે નયજ્ઞાન છે. આ નયજ્ઞાન મુખ્યનયા બે પ્રકારે પ્રવર્તે છે તેમાં (૧) આત્માર્થ સાધક જ્ઞાન તે સુનય સ્વરૂપી હોય છે (૨) તેમજ બીજુ આત્મવિડંબક જ્ઞાન તે દુર્નય સ્વરૂપી હોય છે.

શ્રી ગૌતમ સ્વામીજીએ પૂછ્યું હતું કે **आता भंते ? णाणे-अण्णाणे ?** જવાબમાં શ્રી મહાવીર સ્વામીજીએ જણાવ્યું છે કે ..

**"णाणे णियमा अत्ता, अत्ता पुण सिया णाणे सिया अण्णाणे"**

આ સંબંધે સર્વજ્ઞ અને સર્વદર્શી ત્રિલોકનાથ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીજીએ આચારાંગ સૂત્ર (૧) માં **"इहमेगेसिं णोसण्णा भवइ"** એ સૂત્રાર્થથી જણાવેલ છે કે, સંજ્ઞી-પંચિંદ્રિય-પર્યાપ્ત અવસ્થા પ્રાપ્ત કરેલ હોવા છતા, કેટલાક આત્માઓ, અસંજ્ઞી ભાવે, અર્થાત પૂર્વાપરભાવસંબંધે શૂન્ય દૃષ્ટિએ, પ્રવર્તન કરતા હોય છે, તેવા આત્માઓ ધર્મ-અધર્મ સંબંધી વિવેક કરવાને અસમર્થ હોય છે, જ્યારે-જે કોઈ આત્માઓ આચારાંગ સૂત્ર (૩) મા જણાવ્યા મુજબ-

**"अत्थि मे आया उववाइए, नत्थि मे आया उववाइए"** એ સૂત્ર વચનાનુસારે, મારો આત્મા મેં પૂર્વે બાંધેલા કર્મપરિણામના ઉદયે કરી, અત્રે ઉત્પન્ન થયો છે અર્થાત્ જન્મ પામ્યો છે પરંતુ તત્ત્વતઃ મૂળસ્વરૂપે તો દ્રવ્યતઃ ક્યારેય ઉત્પન્ન થયેલ નથી તેમજ તેનો સર્વથા નાશ પણ નથી કેમકે દ્રવ્યાર્થિક નય દૃષ્ટિએ પ્રત્યેક આત્મા અનંત અક્ષય જ્ઞાનાદિ ગુણે સહિત, અનાદિ અનંત ભાંગે નિત્ય (ધ્રુવ) છે. આ રીતે દ્રવ્યાર્થિક નય દૃષ્ટિએ, તેમજ પર્યાયાર્થિક નય દૃષ્ટિએ, પોતાના આત્માને-નિત્યાનિત્ય કર્મના કર્તૃત્વ-ભોક્તૃત્વ સ્વરૂપે જેણે સમ્યક્ સ્વરૂપે જાણ્યો છે તે આત્મા, કર્મસંબંધમાં શ્રદ્ધાવાન બની, ધર્મ-અધર્મનો વિવેક કરવા સમર્થ બને છે. આ સંબંધે આ સમજવું જરૂરી છે, કે...

"દેખાતી નથી ગઈકાલ જો તમને,
દેખાશે કેમ ? આવતીકાલ તો તમને;
આજેપણ તમે ક્યાં છો ? ન સમજાયું જો તમને,
સમજેલું વ્યર્થ સૌ જાણો ન સમજ્યા જો એક પોતાને"

સિ-પા-પં-શાં-કે

પૂર્વે જણાવ્યા મુજબ સર્વે સંસારી આત્માના શુદ્ધાશુદ્ધ સ્વરૂપને યથાર્થ અવિરૂદ્ધ ભાવે વિસ્તારથી જણાવતાં થકાં, શાસ્ત્રમાં જણાવેલ છે કે...

"मग्गण–गुण ठाणेहिं, चउदस य हवंति असुद्धणया,,
विण्णेया संसारी, सव्वे सुद्धा उ सुद्धणया"

કર્મ પરિણામી ચૌદ માર્ગણાસ્થાનકવાળું આત્મ સ્વરૂપ, તેમજ ચૌદ ગુણ સ્થાનકમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે વર્તતા સકળ જીવોનું આત્મ સ્વરૂપ, કથંચિત્ શુદ્ધ તેમજ અશુદ્ધ છે. તે માટે તેને પૂર્વાપર ભાવે કથંચિત્ શુદ્ધાશુદ્ધ સ્વરૂપે સમ્યગ્ ભાવે જાણનારો આત્મા શુદ્ધ સાધ્ય–સાધન દાવે આત્મ શુદ્ધિ કરી શકે છે. આ માટે કહ્યું છે કે ..

अप्पा जाणइ अप्पा, जहट्ठिओ अप्पसक्खिओ धम्मो;
अप्पा करइ तं तह, जह अप्पा सुहावहो होइ ઉ–ગા ૨૩.

આત્માને આત્મા જાણે છે, તે માટે આત્માએ પ્રથમ તો–પોતાના સમ્યગ્ જ્ઞાનની (આત્મ) સાક્ષીએ ધર્મ કરવો યુક્ત છે, કેમકે તેમ કરવાથી પોતાનો આત્મા પરમ આત્મિક સુખને પ્રાપ્ત કરવાવાળો થાય છે આમ છતાં કેટલાક આત્મ સ્વરૂપમાં મૂઢ, અભિગ્રહિક–મિથ્યાદષ્ટિઓ, આત્મ તત્ત્વને એકાંતે નીચે મુજબ મિથ્યાસ્વરૂપે જાણે છે અને જણાવે છે.

"अबंध स्तथैकः स्थिरो वा क्षयीवा, ऽप्यसद्वामतो यै र्जडैः सर्वथाऽऽत्मा
न तेषां विमूढात्मनां गोचरो यः सएक परात्मा गतिर्मे जिनेन्द्रः"

કેટલાક એકાંત દષ્ટિવાળા મતાવલંબીઓ, આત્માને, એકાંતે કર્મના બંધન વગરનો–શુદ્ધ જ માને છે; તેમજ વળી કેટલાકો સકળ વિશ્વને એક જ આત્મતત્ત્વ રૂપ માને છે, તો વળી કેટલાકો આત્માને એકાંત નિત્ય એટલે કોઈપણ પ્રકારના પરિણામ વગરનો જ છે એમ માને છે, તેમજ કેટલાકો આત્માને સર્વથા અનિત્ય, એટલે કે પ્રત્યેક ક્ષણે–ક્ષણે સર્વથા ક્ષય પામતો જાણે છે. જ્યારે કેટલાક કેવળ ચાક્ષુષ પ્રત્યક્ષવાદીઓ આત્મ તત્ત્વના અસ્તિત્વનો કોઈપણ સ્વરુપે સ્વીકાર જ કરતાં નથી.

ઉપર જણાવ્યા મુજબ અનેક પ્રકારના એકાંતિક વિચારના આગ્રહીઓ, કદાપી આત્મ–તત્ત્વના સાચા સ્વરૂપને સમ્યક્ પ્રકારે જાણવા સમર્થ બની શકતા નથી, તેથી જ તો પરમ શુદ્ધ પરમાત્મ સ્વરૂપમાં તેમજ સુગુરૂ સંબંધી પણ તેઓ કેવળ મૂઢ ભાવે, સ્વ–સ્વ કલ્પના મુજબ, (દેવતત્ત્વ તેમજ ગુરૂતત્ત્વનું કેવળ મિથ્યાત્વ ભાવે રટણ કરતા હોવાથી, તેઓમાં આત્માર્થ–સાધનાની સંભાવના કરવી, તે કેવળ મૂર્ખતા જ છે. આ સંબંધે કહ્યું છે કે...

हयं नाणं क्रिया हीणं, हया अन्नाणओ क्रिया—

જે જ્ઞાન આત્મ–હિતકારી ક્રિયા (સાધના)થી આત્માને અળગો રાખનારૂં છે, તે જ્ઞાન અનર્થક છે, તેમજ જે ક્રિયા–આત્માની શુદ્ધિ કરણના જ્ઞાન (સાધ્ય–સાધનદાવ) શૂન્ય છે, તે ક્રિયા પણ અનર્થક છે.

આ માટે આત્મ તત્ત્વના પૂર્વે જણાવ્યા મુજબના શુદ્ધા શુદ્ધ સ્વરૂપને યથાર્થ અવિરૂદ્ધ ભાવે જાણવા માટે તો સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી જીનેશ્વર ભગવંતોએ જણાવેલ ષટ્-સ્થાનના સ્વરૂપને ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી યથાર્થ–અવિરૂદ્ધ (નિઃશંક) ભાવે જાણવું જરૂરી છે (૧) આત્મા છે (૨) આત્મા નિત્ય છે (૩) આત્મા કર્મનો કર્તા છે. (૪) આત્મા કર્મનો ભોક્તા છે (૫) આત્મા કર્મનો

ક્ષય કરી મોક્ષ તત્ત્વને મેળવી શકે છે, અને (૬) તે માટેના સાચા ઉપાય રૂપે (મોક્ષાર્થી આત્માએ) સર્વજ્ઞ અને સર્વદર્શી પરમાત્માએ પ્રકાશેલ માર્ગને અનુસરવું જરૂરી છે.

ઉપર જણાવેલ ષટ્-સ્થાનના સ્વરૂપને આગમમાં જો કે ગણધરવાદથી જણાવેલ છે. તેમજ બાળજીવો માટે સામાન્ય તેમજ વિશેષ સ્વરૂપે એટલે કે નવતત્ત્વાત્મક સ્વરૂપે તેમજ શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મતત્ત્વ સ્વરૂપે આત્મ તત્ત્વનું શુદ્ધા શુદ્ધ સ્વરુપ સર્વત્ર જણાવાયું છે, તેને સૌ પ્રથમ સંવિગ્ન પાક્ષિક ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી યથાર્થ સ્વરૂપે જાણવું જરૂરી છે. કેમ કે તેથી, આત્માર્થી આત્માને, પોતાના આત્માર્થ સંબંધી હિતાહિતનું યથાર્થજ્ઞાન-ભાન થાય છે. અન્યથા અજ્ઞાન પણે ઓઘ સંજ્ઞાનું પ્રવર્તન કે લોક સંજ્ઞાએ કરાતી ધાર્મિક ક્રિયાઓ આત્માર્થ સાધક બનતી નથી આ સંબંધે જરૂરી ષટ્ સ્થાનનો બોધ કરાવવા માટે, પ. પૂ. શ્રી-ય-ઉ-જી. એ રચેલ "સમ્યક્ત્વના ષટ્સ્થાન સ્વરૂપની ચોપાઇ" ગ્રંથાતરથી જોઈ લેવી.

આ સસારમા શુભાશુભ કર્મ સંબધે, અનાદિથી પરિભ્રમણ કરતાં આત્માને જ્યારે પણ સુગુરૂ (શુદ્ધ સંવેગી) નો યોગ પ્રાપ્ત થાય છે, ત્યારે તે યોગ થકી તે આત્માને સુદેવ-સુગુરુ અને સુધર્મ તત્ત્વના નિશ્ચય-વ્યવહાર સ્વરૂપનો શુદ્ધ સાધ્ય-સાધન દાવે યથાર્થ અવિરૂદ્ધ બોધ પ્રાપ્ત થાય છે. આ રીતે સૌ પ્રથમ યોગાવંચકતા પ્રાપ્ત થવા વડે, ક્રિયાવંચકતાએ, તે આત્માને આત્મશુદ્ધિરૂપ ફળાવંચકતાની પ્રાપ્તિ થાય છે, અન્યથા સ્વમતિ કલ્પનાએ કરાતી ધર્મક્રિયાઓ કેવળ શુભાશુભ કર્મબંધના કારણરૂપ હોઈ ભવ-ભ્રમણના હેતુ ભૂત છે. આથી જ તો-

આજે આપણને પ્રાપ્ત (શ્રુત) બોધથી શ્રી તીર્થંકર પરમાત્માના, નામ-સ્થાપના દ્રવ્ય અને ભાવ સ્વરૂપનો સાચો બોધ થાય છે, તેમજ તે થકી, શ્રી તીર્થંકર પરમાત્માના સ્થાપના નિક્ષેપને, દ્રવ્ય-ભાવથી, અવલંબતા, આત્મામાં વીતરાગતાનું આસ્વાદન થતા, મોક્ષ પુરુષાર્થમાં (સંયમ માર્ગમાં ઉત્તરોત્તર વિશુદ્ધિએ (ગુણ શ્રેણીએ) આગળ વધવાપણું પ્રાપ્ત થાય છે. આ સંબંધે પૂર્વે અંદાજે ૨૫૦ વર્ષ પૂર્વે થયેલા પ. પૂ. શ્રી દેવચંદ્રજી મહારાજે, ચૌદમાં શ્રી અનંતનાથ પ્રભુના સ્તવનમાં નીચે પ્રમાણે જણાવેલ સ્વરૂપમા શ્રદ્ધા-રૂચી-પ્રગટાવવી જરૂરી છે.

ઉપર જણાવેલ ચૌદમા શ્રી અનંતનાથ પ્રભુનું સ્તવન કરતાં થકા, શ્રી દેવચંદ્રજી મહારાજે પ્રભુતામય પ્રભુ મૂર્તિના દર્શનથી, ભવ્ય આત્મામા કેવી રીતે, કેવા-કેવા ભાવ જાગ્રત થાય છે તેનું જે સ્વરૂપ જણાવેલ તે જણાવીએ છે

**મૂરતિ-હો, પ્રભુ મૂરતિ, અનંત જિણંદ,**
**તાહરી હો, પ્રભુ તાહરી, મુજ નયણે વસીજી;**
**સમતા-હો પ્રભુ સમતા રસનો કંદ,**
**સહેજે-હો પ્રભુ ! સહેજે અનુભવ રસ લસીજી.**
**મુરતિ-હો પ્રભુ...(૧)**

કેવળજ્ઞાનાદિ અનંતા અનંત ગુણના ભંડાર રૂપ, તેમજ સહજ સમતા-રસના કંદમય, એવા શ્રી અનંતનાથ ભગવાનની પ્રતિમાના દર્શન થતાં જ, ભવ્ય આત્માના નયનમાં તે પૂર્ણાનંદી પરમાત્માનું સહજાનંદી સ્વરૂપ એવું તો વસી જાય છે કે, જેથી પોતે પણ તે અદ્‌ભુત પ્રશમરસના અનુભવના આસ્વાદનમાં લીન થઈ જાય છે.

આ સ્વરૂપને-પ.-પૂ પં શ્રી વીરવિજયજી મહારાજે પણ આ પ્રમાણે જણાવેલ છે.

અંખીયન મેં અવિકારા જીણંદા તોરી અખીયનમેં અવિકારા
રાગદ્વેષ પરમાણુ નિપાયા સંસારી સવિકારા, જીણંદા તોરી

(૨) ભવદવ-હો પ્રભુ! ભવદવ, તાપિત જીવ,
તેહને-હો પ્રભુ! તેહને અમૃત ઘન સમીજી,
મિથ્યા વિષ-હો-પ્રભુ! મિથ્યા વિષની ખીવ,
હરવા હો--પ્રભુ! હરવા, જાંગુલિમનરમીજી,

મૂરતિ-હો પ્રભુ-(૨)

આ પ્રમાણે પરમાત્માની નિર્વિકારી મુખ મુદ્રાનુ દર્શન કરનાર ઉત્તમ ભવ્ય આત્મા કહે છે કે પ્રથમ તો આધિ-એટલે મનની પીડા, (૨) વ્યાધિ એટલે શરીરની પીડા, અને (૩) ઉપાધિ તે સ્નેહી સંબંધીઓની તેમજ વેપાર ધંધા વિગેરેની બહારની પીડા, એ-ત્રિવિધ (આધિ-વ્યાધિ-અને ઉપાધિરૂપ) અગ્નિથી તપેલા રાગ દ્વેષમય સમસ્ત સંસારી જીવને, હે પ્રભુ તમારૂં દર્શન અમૃત સમાન હોવાથી અંતરના સર્વ દુઃખને દૂર કરનારૂં છે તેથી હે પ્રભુ તમારું નિર્વિકારી દર્શન ભવ્ય આત્મામાં રહેલા અનાદિના મિથ્યાત્વરૂપ વિષની ચાલને દૂર કરવા માટે ગારૂડી મંત્ર સમાન છે.

(૩) ભાવ-હો પ્રભુ! ભાવ, ચિંતામણી એહ,
આતમ-હો પ્રભુ! આતમ સંપત્તિ આપવાજી;
એહી જ હો-પ્રભુ એહીજ શિવસુખ ગેહ;
તત્ત્વ-હો પ્રભુ! તત્ત્વાલંબન થાપવાજી

મૂરતિ...હો-પ્રભુ

જેમ ચિંતામણી રત્ન સંસારીક જીવોને સમસ્ત મનોવાંછિત ફળને આપનારૂં છે તેમજ શ્રી વીતરાગ પરમાત્માનું દર્શન આત્મસંપત્તિ રૂપ સમ્યગ્‌ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ અનેક ગુણોને પ્રગટાવનાર ભાવ ચિંતામણિ રત્ન છે, કેમ કે પ્રભુની પરમ પૂર્ણાનંદી મુખ મુદ્રા, આત્માથી આત્માને શુદ્ધ સાધ્ય-સાધન દાવમાં, પરમ શુદ્ધ તત્ત્વાવલંબન રૂપ હોવાથી, સહજાનંદી-આત્મરમણીય પ્રભુનું દર્શન પરમ (મોક્ષ) સુખને આપનારું છે એમ જાણવું.

(૪) જાયે-હો-પ્રભુ! જાયે, આશ્રવચાલ,
દીઠે-હો-પ્રભુ! દીઠે, સંવર વધેજી;
રત્ન-હો, પ્રભુ! રત્નત્રયી ગુણમાલ;
અધ્યાતમ હો પ્રભુ! અધ્યાતમ સાધન સધેજી.

મૂરતિ-હો પ્રભુ

શ્રી વીતરાગ પ્રભુને યથાયોગ્ય વિધિપૂર્વક નમસ્કારાદિ કરવા વડે, સમસ્ત આશ્રવ ભાવોનો અનુક્રમે ત્યાગ થવાથી ભવ્ય આત્મામા સંવર ભાવની વૃદ્ધિ થાય છે. આથી તે ભવ્ય આત્મા પોતાના આત્માનું શુદ્ધિકરણ કરનાર-શુદ્ધ સમ્યગ્‌જ્ઞાન, સમ્યગ્‌દર્શન અને સમ્યક્‌ ચારિત્રરૂપ અધ્યાતમ ભાવ વડે, અનેક આત્મિક ગુણોની સંપદાઓને મેળવનારો થાય છે.

(૫) મીઠી હો, પ્રભુ ! મીઠી, સુરત તુંઝ,
દીઠી હો, પ્રભુ દીઠી, રૂચિ બહુમાનથીજી;
તુજ ગુણ હો, પ્રભુ ! તુઝ ગુણ, ભાસન યુક્ત,
સેવે હો, પ્રભુ ! સેવે, તસુ ભવભય નથીજી.

મૂરતિ.. હો...... પ્રભુ૦

શ્રી વીતરાગ પરમાત્માની પરમ શાંત રસમયી અદ્‌ભુત-આનંદકારી મીઠી મુખમુદ્રાનું જે ભવ્ય આત્મા, રૂચી પૂર્વક એટલે અતિ આદર ભાવ સહિત તેમજ બહુમાન પૂર્વક એટલે અંતરંગ પ્રીતિ સહિત દર્શન કરીને પરમાત્માની વિધિ પૂર્વક એટલે શાસ્ત્રાનુસારે અતિ આદર ભાવ સહિત પરમાત્માની વિધિ પૂર્વક સેવા-પૂજા કરે છે, તે ભવ્ય આત્માને પરમાત્માના શુદ્ધ દ્રવ્ય-ગુણ પર્યાયની ઓળખાણ સહિત પૂજા કરવા વડે, પોતાના શુદ્ધ સ્વરૂપનું યથાર્થ ભાન થવાથી પોતાથકી જ પોતાને ભવ-ભ્રમણની ભીતી ટળી જાય છે.

(૬) નામે હો પ્રભુ ! નામે, અદ્‌ભુત રંગ,
ઠવણા હો, પ્રભુ ! ઠવણા, દીસે ઉલ્લસેજી;
ગુણ આસ્વાદ હો, પ્રભુ ! ગુણ આસ્વાદ, અભંગ,
તન્મય હો, પ્રભુ તન્મય-તા એ, જે ધ્રસેજી. મૂરતિ ..હો . પ્રભુ ..

જે આત્માનો ભાવ નિક્ષેપો શુદ્ધ છે તે આત્માના ચારેનિક્ષેપા પણ ભાવથી અભિન્ન પણે શુદ્ધ જ જાણવા તેમજ જેનો ભાવ નિક્ષેપો અશુદ્ધ છે તેના ચારે નિક્ષેપો પણ ભાવથી અભિન્ન પણે અશુદ્ધ જ જાણવા તેમજ વળી તે ચારે નિક્ષેપામાં પણ જે ઉત્તરોત્તર સવિશેષ ઉપકારીતા રહેલી છે-તે આ પ્રમાણે જાણવી. પ્રભુનું નામ જપવા કરતા, પ્રભુનુ (સ્થાપના નિક્ષેપે) દર્શન વંદન અને પૂજન વિશેષ ઉપકારી છે. કેમ કે પ્રભુની પ્રભુતામયી મુદ્રાવાળી સ્થાપનાનું અવલંબન પરમાત્મ ભાવની ઓળખાણ કરવામાં વધુ સરળ પણે ઉપકારી છે. શ્રી વીતરાગ પરમાત્માની વીતરાગતાને ઓળખવા માટે નામ નિક્ષેપ કરતાં સ્થાપના નિક્ષેપની જે સવિશેષ ઉપકારીતા છે, તે અનુભવગમ્ય જાણવી તેમજ વળી તે સ્થાપના કરતાં પણ, પ્રભુના દ્રવ્ય નિક્ષેપાનું—એટલે કે સાક્ષાત્ પ્રભુના ચોત્રીશ અતિશય અને પાંત્રીશ પ્રકારની વાણીના ગુણોનું આલંબન સવિશેષ ઉપકારી છે, તેથી વળી પ્રભુના ભાવ નિક્ષેપાનું એટલે પ્રભુએ જે અઢાર દોષોને દૂર કરીને ચારે ગુણ ઘાતિ કર્મોનો ક્ષય કરવા વડે, જે અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્યગુણ પ્રાપ્ત કરેલ છે. તેમાં શ્રદ્ધા-રૂચી ઉત્પન્ન કરીને પોતાના દોષોને દૂર કરવા માટે, પ્રભુની પ્રભુતાનું ભાવાલંબન લેવું, તે પૂર્વના ત્રણે નિક્ષેપના અવલંબનથી પણ અધિક ઉપકારક જાણવું.

(૭) ગુણ અનંત હો પ્રભુ ! ગુણ અનંતનો હો વૃંદ,
નાથ અનંત હો પ્રભુ ! નાથ અનંતને આદરેજી;
દેવચન્દ્ર હો, પ્રભુ ! દેવચન્દ્રને આનંદ,
પરમ હો પ્રભુ ! પરમ મહોદય, તે વરેજી. મૂરતિ હો પ્રભુ મૂરતિ

ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી અનંતનાથ ભગવંતને અનંતા ગુણોના વૃંદવાળા, સમ્યક્ સ્વરૂપે જાણીને, પોતાની આત્મ સત્તામાં રહેલા તેમના જેવા જ અનંતા ગુણોને પ્રગટ કરવા માટે, જે ભવ્ય આત્મા શ્રી વીતરાગ પરમાત્માનું ચારે નિક્ષેપથી યથાયોગ્ય અવલંબન લે છે. તેને અવશ્ય શુદ્ધ-સિદ્ધ પરમ મહોદય રૂપ મોક્ષ સુખની પ્રાપ્તિ થાય છે.

## (૧૫૦) ગાથાના સ્તવનની અનુક્રમણિકા-ભાવાર્થ

**ઢાળ ૧ લી** ગાથા-૨૫ પા. ૬૪ થી ૮૪ સુધી. આજે જ્યારે આપણને અનંતી પૂણ્યાઇએ શ્રી મહાવીર સ્વામીજીનું શાસન મળ્યું છે, અને શ્રી સર્વજ્ઞ ભગવંતોએ ભાખેલો, આત્મશુદ્ધિનો, ગુણસ્થાનક-ક્રમારોહણ સ્વરૂપી અવિસંવાદી માર્ગ પ્રાપ્ત થયો છે (જાણ્યો છે) ત્યારે આત્મશુદ્ધિ માટેનો યથાતથ્ય સ્વરૂપે-પુરુષાર્થ કરવો, એમાં જ આ મનુષ્ય જન્મ પામ્યાની સાચી સફળતા છે એમ જણાવેલ છે.

**આત્મશુધ્ધ્યર્થે આત્માના જ્ઞાનાદિ પાંચ ગુણોને, સવિશેષ સ્વરૂપે આવિર્ભાવે પ્રાપ્ત કરવા માટે પંચાચારમાં પ્રવૃત્તિ કરવી જરૂરી છે, અને આ પંચાચારની પ્રવૃત્તિને સામાન્યતયા ૭ આવશ્યકની કરણીમાં ગીતાર્થોએ-યોજેલી છે, જે આજે સર્વ માન્ય આદરણીય છે.**

સૂત્રાનુસારી-વિધિ-નિષેધ સાપેક્ષ ભાવે, આવશ્યક-કરણી કરનારો આત્મા આત્માર્થે સાચો-વિવેકવાન બને છે. આ માટે સૌ પ્રથમ સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂ પાસેથી સૂત્રાર્થનું જ્ઞાન મેળવવું જરૂરી છે. તેમ છતાં દરેકે દરેક આત્માને, પોત-પોતાના ભાવ મુજબ આત્મ શુદ્ધિ પ્રાપ્ત થાય છે સમ્યગ્દૃષ્ટિ આત્માને-આત્માર્થે દેવ-ગુરૂની ભક્તિ (આજ્ઞાનુપાલન) સવિશેષ ઈષ્ટ હોવાથી, તેમના વંદન-પૂજન, પ્રતિ તેમજ ભાવથકી ધ્યાનાવલંબનમાં પણ પોત-પોતાની શક્તિ અનુસારે પ્રવર્તન કરવાપણું હોય છે. આથી જ તો ચિત્તની શુદ્ધિના કારણરૂપ, ચૈત્ય (સ્થાવર-જંગમ) પ્રતિ, ઉત્તમ આત્માર્થી આત્માનું સમ્યગ્ભાવે ભક્તિ-બહુમાન પૂર્વકનું અનુસરણ વિશેષતઃ આત્મ શુદ્ધિનું કારણ બને છે. જે અનુભવ ગમ્ય હોય છે.

આથી કોઈ પણ આત્મ શુદ્ધિ કારક પ્રવૃત્તિને, હેય વિચારવાથી આત્માર્થથી નષ્ટ ભ્રષ્ટ થવાપણું પ્રાપ્ત થશે, તેમ છતાં આત્મ શુદ્ધિકારક પ્રવૃત્તિમાં પણ, પ્રમાદાદિ દોષોને તો, દોષરૂપ જાણવાના છે. અને તેનું પ્રાયશ્ચિત્ત લેવું જરૂરી છે એમ શાસ્ત્રમાં સર્વત્ર સ્પષ્ટપણે જણાવેલ છે.

ઢાળ ૨ જી ગાથા ૨૨ પા. ૮૫ થી ૯૪ સુધી.

સમ્યગ્ દૃષ્ટિ દેવો પણ સૌ પ્રથમ પોતાના આત્મ-શ્રેયાર્થે, દેવભવને યોગ્ય, પરમાત્માને વંદન નમન-પૂજાદિ કરવા રૂપ કરણી અવશ્ય કરે છે, તેમને અનુસરતા વડે અન્ય દેવો પણ સમ્યક્ત્વ પામે છે. સમ્યક્ત્વ પામેલા દેવો, સમ્યક્ત્વને વધુ નિર્મળ કરે છે, આ સ્વરૂપમા અવિતથ્ય ભાવે શ્રદ્ધા કરવાવાળા આત્માઓ, સમ્યગ્ દૃષ્ટિ દેવોના અવિરતિપણાની નિંદા કેમે કરી શકતા નથી.

ઢાળ ૩ જી ગાથા ૨૫ પા. ૯૫ થી ૧૦૭.

આજે પણ શ્રી જૈન શાસનમાં યથાતથ્ય ભાવે, સ્થાવર તેમજ જંગમ તીર્થની ભક્તિના (આલંબનના) યોગે, અનેક આત્માઓ આત્માર્થ-સાધના (૭ આવશ્યકની કરણી કરવા વડે) કરી રહ્યા છે. આમ છતાં કેટલાંક અભિનિવેષિક-મિથ્યાદૃષ્ટિ આત્માઓ શ્રી જીન-પ્રતિમા તેમજ શ્રી જીન ચૈત્ય, જે મુખ્યતયા ચિત્ત શુદ્ધિનો હેતુ છે, તે પ્રતિ ભ્રમિત છે, એટલું જ નહિ પરંતુ અન્ય બાળ-ભોળા-આત્માઓને શ્રી જીન-પૂજાથી વંચિત રાખવામાં પોતાની શક્તિનો દુર્વ્યય કરતા રહે છે. જો કે સમ્યગ્દૃષ્ટિ આત્માઓને તો મુખ્યપણે આત્મ શુદ્ધિના પરમ કારણરૂપ-દેવ-ગુરૂની ભક્તિ ઈષ્ટ જ હોય છે તેથી તેઓ તો કેમે કરી મિથ્યાવાદીઓની ચાલમા ફસાતા નથી, એટલું જ નહિ પણ અનુક્રમે (૧) જીન-પ્રતિમા (૨) જીન-મંદિર (૩) જ્ઞાન સંબધી ઉપકરણો (૪) સાધુ (૫) સાધ્વી (૬) શ્રાવક (૭) શ્રાવિકા રૂપ સાતે ક્ષેત્રોની સબહુમાન-દ્રવ્યથી તેમજ ભાવથી સેવા-ભક્તિ કરવામા ઉદ્યમવંત હોય છે.

જે આત્માઓએ શ્રી જીનેશ્વર ભગવંતની આત્માર્થ-સાધનતા ભણી અવિસંવાદી વાણીનું પાન કરી દોષહાની તેમજ ગુણવૃદ્ધિનું સ્વરૂપ જાણ્યું છે. તે આત્માઓ હિંસાદિ પાંચે આશ્રવના યથાશક્તિ ત્યાગમાં, તેમજ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રની પ્રાપ્તિના ઉપાયરૂપ પંચાચારની પ્રવૃત્તિમાં આદરભાવ ધરાવતા હોય છે. તેમાં સમ્યક્ત્વની પ્રાપ્તિના પ્રધાન કારણરૂપ શ્રી જીનવચનમાં શ્રદ્ધા ઉપજાવવા માટે શ્રી જીનેશ્વર ભગવંતનું ચારે-નિક્ષેપે આલંબન લેવામાં નિરંતર ઉત્સૂક રહેતા હોય છે. સંસારિક નિયાણાના ઉદયવાળા આત્માને પણ ઉત્તમ નિમિત્તાવલંબને આત્માર્થ સાધના સર્વથા બાધક હોઈ શકે નહિ આત્માર્થી આત્માએ પ્રથમ આત્માર્થ સાધવા માટેનું જરૂરી જ્ઞાન મેળવવું જોઈએ, અને તે પછી શ્રદ્ધા સહ યથાશક્તિ આત્માર્થસાધવાનો ઉદ્યમ કરવો જોઈએ. અન્યથા સાધ્ય-સાધન દાવ શૂન્ય ગતાનુગતિકતાએ પ્રવૃત્તિ કરવાથી, ઈષ્ટાર્થ સિધ્ધિ પ્રાપ્ત થઈ શકે નહિ એમ નિશ્ચેથી-સમજવું.

ઢાળ (૪) થી ગાથા ૨૨ પા. ૧૦૮ થી ૧૨૩.

કેવળ શબ્દાર્થમાત્રથી અહિંસકતાનું રટણ કરવાવાળા અને શાસ્ત્રોક્ત દ્રવ્યહિંસા તથા ભાવહિંસાના સ્વરૂપમાં મૂઢ-અજ્ઞાનીઓ એ નથી સમજતા હોતા કે શ્રી જીનેશ્વર ભગવંતોએ, અનુક્રમે સમ્યક્ત્વ સામાયિક, શ્રુતસામાયિક, દેશવિરતિસામાયિક અને સર્વવિરતિ સામાયિક ભાવમાં આત્માને-જોડતાં આત્મ શુધ્ધિ થાય છે. એમ સ્પષ્ટ જણાવેલું છે તેમાં સૌ પ્રથમ સમ્યક્ત્વ શુધ્ધિ માટે-દ્રવ્ય સમ્યક્ શ્રુતજ્ઞાનને-ગીતાર્થ-ગુરૂ ભગવંત પાસેથી પ્રાપ્ત કરવું જરૂરી છે, તે માટે નવતત્ત્વાત્મકજ્ઞાન મેળવવું જોઈએ એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવ્યું છે, પરંતુ જેઓ ઉપર જણાવેલ સાચા માર્ગની અવગણના કરી. પોત-પોતાની ઈચ્છાએ મરજી મુજબ જે-જે કોઈ ધર્મક્રિયાઓ કરે છે તે થકી તેઓમાં કેવળ વિષય-કષાય ભાવની જ વૃદ્ધિ થાય છે.

શ્રી જૈન શાસનમાં મુખ્યપણે આત્માએ-આત્મભાવથી-આત્મ શુધ્ધિ કરવી જોઈએ એમ સર્વત્ર સ્પષ્ટ જણાવેલ છે, તેમ છતાં જેઓ કેવળ ઉપચરિત બાહ્ય-શુભ યોગ ક્રિયામાં જ ધર્મબુધ્ધિ સ્થાપીને, તે સંબંધી બાહ્યાચારમાં જ-વિવિધ પ્રકારના એકાંત આગ્રહમા પડી-રાગ-દ્વેષનું વિશેષતઃ ઉપાર્જન કરવા વડે પોતાના આત્માને સંસાર-વૃધ્ધિનું ભાજન બનાવતા હોય છે, તેઓ કદાપી શ્રી જીનજ્ઞાનું યથાસ્થિત પાલન કરવા સમર્થ હોતા નથી.

**શ્રી જીનેશ્વર ભગવંતોએ બાહ્ય શુધ્ધિ-અંતર શુધ્ધિના કારણ રૂપ બને તે માટે-નિશ્ચય સાપેક્ષ વ્યવહાર આદરવો કહ્યો છે. પરંતુ આત્મશુધ્ધિના લક્ષ શૂન્ય કેવળ બાહ્ય શુધ્ધિ તો કેવળ-પુન્ય બંધનું કારણ જાણવી. જે વિશેષતઃ સંસારહેતુક છે.**

શ્રી જીનેશ્વર ભગવંતો પૂર્વે ઉપાર્જેલ તીર્થંકરનામ કર્મના ઉદયે તેમજ ઉત્તમ સમ્યક્ત્વસહ-ત્રણ જ્ઞાન સહિત જન્મ પામતા હોવાથી, તેમનું સમસ્ત જીવન પાંચ કલ્યાણમય (પ્રશસ્ત ભાવવાળું) હોય છે. તેમ છતાં શાસ્ત્રાર્થમાં આશ્રવ તત્ત્વને હેય સ્વરૂપ જણાવેલ છે, અને સંવર તત્ત્વને તેમજ નિર્જરા તત્ત્વને ઉપાદેય જણાવેલ છે. તે મુજબ શ્રધ્ધાવાળા આત્માને સમ્યગ્દ્રષ્ટિવાળો જાણવો જોઈએ.

**હિંસાદિ-પાંચ આશ્રવની કરણીથી યથાશક્તિ અળગા થઈ જેઓ આત્મ ગુણી આત્માઓના પ્રશસ્ત ભાવનું-આત્મશુધ્ધ્યર્થે-વંદન-નમસ્કાર-સેવન-પૂજન રૂપે દ્રવ્ય-ભાવથી-આલંબન લે છે. તે આત્માઓ યથાતથ્યભાવે શુધ્ધ ભાવાવલંબી બનીને અવશ્ય આત્મ શુધ્ધિ પ્રાપ્ત કરી શકે છે.**

**ઢાળ (૫) મી** ગાથા–૨૩ પા. ૧૨૩ થી ૧૩૩.

પૂર્વે આત્મશુધ્ધ્યર્થે ઉત્તમ આત્માઓના–ઉત્તમ ગુણોનું પ્રશસ્ત ભાવે (વિધિ–પૂર્વક) દ્રવ્ય–ભાવથી અવલંબન લેતો આત્મા, આત્મ શુધ્ધિ કરી શકે છે એમ જે જણાવ્યું છે. તે સંબંધી શાસ્ત્રાધારે–સમ્યગ્ દૃષ્ટિ દેવોની શ્રી જીન ભક્તિનું સ્વરૂપ–દૃષ્ટાંત તરીકે જણાવેલ છે.

આ રીતે ઉત્તમ આત્માઓએ પણ પોત–પોતાને પ્રાપ્ત સાધન સામગ્રીના યોગે આત્માર્થે ઉત્તમ આત્માઓનું ગુણાવલંબન લેવા માટે, પંચપરમેષ્ઠિના નામ–સ્થાપના–દ્રવ્ય અને ભાવ એમ ચારે નિક્ષેપથી યથાતથ્ય ભાવે–આલંબન લેવામાં ઉદ્યમી હોય છે.

**ઢાળ (૬) ઠ્ઠી** ગાથા–૨૫ પા. ૧૩૪ થી ૧૫૮.

શ્રી જૈન શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલ છે કે "पढम नाणं तओ दया" એટલે કે પ્રથમ–હિંસાદિ આશ્રવ ભાવની કરણીનું સ્વરૂપ તેમજ દ્રવ્ય ભાવથી અહિંસકતાનું સ્વરૂપ સૌ પ્રથમ તો શાસ્ત્રથી અવિરૂધ્ધ જાણીને, તે પછી યથાશક્તિ શ્રધ્ધા–પૂર્વક આશ્રવભાવનો ત્યાગ કરવા સાથે, સંવરભાવની કરણીમાં આત્માને જોડવો જોઈએ.

આ સંબંધે અનુક્રમે પ્રથમ જ્ઞાનાચારનું–વિધિપૂર્વક સેવન કરવું જરૂરી છે. અન્યથા દ્રવ્ય સમ્યક્ શ્રુત પણ–આત્માને મિથ્યાભાવમાં લઈ જનારૂં બનશે. આ સંબંધે ગીતાર્થ–ગુરૂ–ભગવંત પાસે પ્રથમ જ્ઞાનાચારના આઠે આચારનું સ્વરૂપ સમજીને–તે મુજબ જ્ઞાન મેળવવા પ્રયત્નશીલ રહેવું અન્યથા અતિચાર સહગ્રહણ કરેલું શ્રુત–મિથ્યાશ્રુત બને છે, જે આત્માને આત્માર્થથી ભ્રષ્ટ કરે છે. શાસ્ત્રમાં જ્ઞાન પ્રાપ્તિ માટે–મુખ્ય ઉપાય વિનય બતાવેલ છે. જેનું સ્વરૂપ વિસ્તારથી અન્યત્ર જણાવેલ છે. પરંતુ જેઓ અહંકારી–અભિમાની–આપમતિઆઓ હોય છે. તેઓમાં વિનયગુણ સંબંધી કોઈ સાચો વિવેક હોતો નથી. તેથી તેઓની પાસેથી આત્મહિતકારી જ્ઞાન મેળવવાની ઈચ્છા કરવી જોઈએ નહિ. કેમકે સમ્યગ્બોધ રહિત આત્માઓમાં સુદેવ–સુગુરૂ–સુધર્મ સંબધે અનેકવિધ શંકાઓ હોય છે. તેમજ કુદેવ–કુગુરૂ–કુધર્મમાં તેઓ પોતાનું હિત જોતાં હોય છે, એટલું જ નહિ પરંતુ તેઓમાં ઉપાદાન કારણ તેમજ નિમિત્તકારણની કારણતામાં પણ અનેકવિધ ભ્રાંતિઓ પ્રવર્તતી હોય છે, આથી તેઓ પાપાચારની પ્રવૃત્તિઓમા પણ રાચતા રહેતા હોય છે, આ માટે આત્માર્થી–આત્માએ શાસન પરંપરાએ અનુભવથી અવિરૂધ્ધ એવું આત્માર્થ સાધકજ્ઞાન મેળવવા ઉદ્યમશીલ બનવું જરૂરી છે, કે જે થકી નિઃશલ્યભાવે આત્મારાધન કરી શકાય.

—પ્રકાશક

# પરમ પૂજ્ય શ્રીમદ્ યશોવિજયજી–ઉપાધ્યાય–વિરચિત
# (૧૫૦) ગાથાના શ્રી વીરસ્તુતિ–રૂપસ્તવનનો
# સંક્ષિપ્ત ભાવાર્થ

યાને

## આત્મ પ્રબોધ–ગ્રંથ ભાગ–૨

"प्रणम्य श्री महावीरं, शंकर–शिव सौख्यदम्–
धीरं–वीरं–प्रकुर्वेऽहं श्रीवीरस्तववार्तिकम्

× × ×

"अर्हद्‌वक्त्र प्रसूतं गणधररचितं, द्वादशांगं विशालं,
चित्रं बह्वर्थ युक्तं मुनिगण वृषभै, र्धारितं बुद्धिमद्भिः;
मोक्षाग्रद्वार भूतं व्रत चरणफलं ज्ञेय भाव प्रदीपं,
भक्त्या नित्यं प्रपद्ये श्रुतमह मखिलं सर्वलोकैक सारम्"

: ભાવાર્થકાર :

## સિદ્ધાંત પાક્ષિક પંડિત શાંતિલાલ કેશવલાલ

ઢાળ (૧) પહેલી

(૧)

પ્રણમી શ્રી ગુરૂના પયપંકજ, થુણશું વીર જીણંદ;
ઠવણ નિક્ષેપ પ્રમાણ પંચાંગી, પરખી લહું આણંદ રે.
જિનજી તુંજ આણા શિર વહીએ.
તુજ શાસન નય શુદ્ધ પ્રરૂપણ, ગુણથી શિવસુખ લહીએ રે;
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧॥

**ભાવાર્થ:**– અનંતી પુણ્યાઈએ આજે જ્યારે આપણને, મનુષ્ય ભવ–આર્ય-ક્ષેત્ર–અને ઉત્તમકુળ, સહિત, શ્રી વીર ભગવંતે ભાંખેલો–મોક્ષમાર્ગ,–ગુરૂ પરંપરાએ પ્રાપ્ત થયેલો છે. તો–આ અમૂલ્ય અવસરને, આત્માર્થે યોજીને, યથાતથ્ય સ્વરૂપે, આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરવાની, ઉત્તમ આત્માએ પ્રતિજ્ઞા કરવી જોઇએ.

સર્વજ્ઞ અને સર્વદર્શી-ચોવીશમા-તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ મોક્ષ-પુરુષાર્થમાં આસક્ત, એવા ઉત્તમ આત્માર્થી-આત્માઓને, તે-પ્રતિ યથાયોગ્ય પ્રયત્નવાન રહેવા માટે, ચતુર્વિધ (સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકારૂપ) શ્રી સંઘની સ્થાપના કરેલી છે. જે શ્રી શાસન (સંઘ) પાંચમા આરાના છેડા સુધી એટલે (૨૧૦૦૦) એકવીશ હજાર વર્ષ પર્યંત જયવંતુ રહેવાવાળું છે. આજે હજુ તો તેમાંથી જો કે માત્ર ૨૫૪૦ વર્ષ જ પસાર થયા છે. તેમ છતાં આત્માર્થી આત્માઓ માટે ઘણી જ વિષમતા-દેખાય છે. તેમ છતાં શ્રી શાસન જયવંતુ છે એમ પણ વિવેક બુદ્ધિએ જોતાં સ્પષ્ટપણે જણાય છે. **ત્રિલોકનાથ તીર્થંકર શ્રી મહાવીર પરમાત્માએ, મોક્ષાર્થી આત્માઓ માટે આત્મ શુધ્યર્થે, અધર્મનો ત્યાગ કરી ધર્મ માર્ગનો, યથાશક્તિ સાધ્ય-સાધન દાવે આદર કરવાનો કહ્યો છે. તે ધર્મ તત્ત્વને અત્રે ધર્મ-ધર્મીના-અભેદ સ્વરૂપથી સપ્તનય સાપેક્ષ જણાવીએ છીએ.** જેને શ્રી જૈન શાસ્ત્રોમાં ચૌદ ગુણસ્થાનક સ્વરૂપે વિસ્તારથી જણાવેલ છે.

**(૧) નૈગમનય દૃષ્ટિએ** :-અઢાર પ્રકારની પાપકરણીનો યથા-તથ્ય સ્વરૂપે ત્યાગ કરવા પૂર્વક-દાન-શીયળ-તપ-ભાવના આદિ શુભકરણીનો અનિદાન પણે આત્મશ્રેયાર્થે-યથાશક્તિ આદર કરવાવાળો હોય તેને નૈગમનય દૃષ્ટિએ ધર્મી જાણવો જોઈએ.

**(૨) સંગ્રહનય દૃષ્ટિએ** :-સુદેવ-સુગુરૂ-સુધર્મનું નિશ્ચય-વ્યવહારે યથાર્થ સ્વરૂપ જાણીને, તેમાં શ્રદ્ધા-પ્રતીતિ અને રૂચી પ્રગટાવનાર સમ્યક્ત્વ ગુણને, પ્રાપ્ત **કરીને, આત્માર્થે સમસ્ત-સાંસારીક ભાવનો ત્યાગ કરવાના પરિણામવાળો હોવા છતાં, પરાર્થે-પુણ્યના કાર્યો કરવામાં સદા ઉદ્યમવંત હોય તેને સંગ્રહ-નય દૃષ્ટિએ ધર્મી જાણવો જોઈએ.**

**વ્યવહાર સમ્યક્ત્વ** :-या देवे देवता बुद्धि, गुरौ च गुरुतामति-
धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥१॥

**નિશ્ચય સમ્યક્ત્વ** :-रुचिर्जिनोक्ततत्त्वेषु, सम्यक् श्रद्धानमुच्यते
जायते तन्निसर्गेण, गुरोरधिगमनेन वा ॥२॥

**(૩) વ્યવહારનય દૃષ્ટિએ**:-જે-જે આત્માઓએ પ્રથમ સમ્યગ્દર્શન ગુણ પ્રાપ્ત કરીને પરમાત્માએ પ્રકાશેલ, આશ્રવ-હેય, તેમજ સંવર-ઉપાદેય એ અર્થમાં પોતાનું શ્રેય જાણીને-તેને પરમાત્માની આજ્ઞારૂપે, યથાશક્તિ દેશવિરતિ ભાવે યા

સર્વવિરતિ ભાવે, સ્વીકારેલ છે, તેઓને વ્યવહારનય દૃષ્ટિએ ધર્મી જાણવા જોઈએ, અન્યથા-જેઓ સ્વમતિ કલ્પિત-શાસ્ત્રવિરૂદ્ધ આચરણા કરે છે તેવા પાખંડી ધર્મ પ્રવર્તકોને તો, કોઈ પણ સંજોગોમાં ધર્મી માનવા જોઈએ નહિ.

(૪) **ઋજૂસૂત્ર નય દૃષ્ટિએ** :-જે આત્માઓ-પોતાને પ્રાપ્ત સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્ર ગુણે કરી, પોતાના આત્માને આત્મભાવમાં ( ચાર પ્રકારના સામાયિક ભાવમાં ) સ્થિર કરવાનો પ્રયત્ન (ઉપયોગ-શુદ્ધિએ પ્રવર્તન) કરે છે, તેઓને ઋજૂસૂત્ર નય દૃષ્ટિએ ધર્મી માનવા જોઈએ, અન્યથા કેવળ બાહ્ય ભાવનું ધર્મી પણું આત્મ શુદ્ધિ કરી શકતું નથી તો પછી જે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાદિ ગુણ રહિત પણે કેવળ અન્યની નિશ્રાએ બાહ્ય ભાવે વિરતિપણાનું આચરણ કરે છે. તેઓ તો આત્મ શુદ્ધિ કેવી રીતે કરી શકે ? અર્થાત્ ન જ કરી શકે. આ સંબંધે-આચારક અને પ્રચારકનો ભેદ કસરત કરનાર, અને કરાવનારના આરોગ્યના દષ્ટાંતે સમજવો જરૂરી છે.

(૫) **શબ્દનય દૃષ્ટિએ** :- શાસ્ત્રમાં, અહિંસા, સંયમ અને તપ ગુણને ઉત્કૃષ્ટ ધર્મ સ્વરૂપે જણાવેલ છે, **તેને સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાદિ ગુણે કરી આરાધે, તે આત્માને, શબ્દનય દૃષ્ટિએ ધર્મી જાણવો,** આવો આત્મા અવશ્ય-સ્વ-પર ઉભય બન્ને આત્માઓને સંસારના બંધનરૂપ રાગ-દ્વેષાદિથી છોડાવી આત્માભિમુખ બનાવી મોક્ષમાર્ગની સાધના કરવાવાળો હોઇ શકે છે. એમ જાણવું. અન્યથા, એટલે સમ્યગ્દર્શનાદિ-વિના-અહિંસા આદિ ધર્મ તત્ત્વોનું કેવળ રટણ કરતાં પાખંડી ધર્મી-આત્માઓ તો, અંતરંગ વૃત્તિએ વિષય-કષાય ભાવમાં આસક્ત રહેતા હોઇ, ધર્મના આડંબરો વડે, તેમના દૃષ્ટિરાગી આત્માઓને પણ, વિષય-કષાયનું જ પાન કરાવતાં હોય છે. જેથી તેઓમાં ઇર્ષા-અસુયા આદિ દોષોની તેમજ અહંકાર-મમત્વભાવની વૃદ્ધિ થયેલી પ્રગટ જણાઇ આવે છે.

(૬) **સંભિરૂઢ નય દૃષ્ટિએ** :- જે આત્માઓએ પોતાના અંતરંગ શત્રુ રાગ-દ્વેષાદિ-અઢાર દોષોને દૂર કરીને પોતામાં સત્તાગતે રહેલા કેવળજ્ઞાન-કેવળ-દર્શન, ક્ષાયિક ચારિત્ર, અને અનંત વીર્ય, એ ચારે આત્મિક ગુણોને તદાવરણીય કર્મોનો સર્વથા ક્ષય કરીને, ક્ષાયિક ભાવે પ્રાપ્ત કર્યા છે, તેવા **સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી વીતરાગ પરમાત્માઓને ધર્મી જાણવા જોઇએ.** આવા શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્માની વાણીનું શ્રવણ સર્વજીવોને ત્રણે કાળે, હિતકારી હોય છે એમ જાણવું.

(૭) એવંભૂત નય દૃષ્ટિએ :- સર્વજ્ઞ અને સર્વદર્શી કેવળી ભગવંતો પોતાને ભવોપગ્રાહી બાકી રહેલા, જે ચાર અઘાતિ કર્મો, એટલે વેદનીય-નામ-ગોત્ર અને આયુષ્ય એ ચારે કર્મોનું-યથાતથ્ય ભાવે નિવારણ કરવા અર્થે, પોતે પોતાના કેવળ ભાવે કરી, જે જે પ્રવૃત્તિઓ કરે છે તેને પરમ શુદ્ધ ધર્મ જાણવો કે જે થકી તે આત્મા આયુષ્ય ક્ષયે-સર્વ કર્મોનો ક્ષય કરવા થકી જન્મ-મરણ રહિત એવી સિદ્ધિ ગતિને પ્રાપ્ત કરે છે.

શ્રી જૈન શાસનમાં શાસ્ત્રાનુસારે આત્માને, શુદ્ધ-અશુદ્ધ બંને નય દૃષ્ટિએ સાપેક્ષ ભાવે સમજનારને, યથાર્થજ્ઞાની કહેયો છે, અન્યથા એકાંગી-જ્ઞાનનો એકાંતે આગ્રહ ધરવો, તેને મિથ્યાજ્ઞાન કહ્યું છે. કેમકે વસ્તુ (પદાર્થ) અનંત ધર્માત્મક છે. આ સંબંધે પ્રત્યેક સંસારી આત્માના, અશુદ્ધનય દૃષ્ટિએ-આત્મ સ્વરૂપને જણાવતાં થકાં કહ્યું છે કે—

"स्वयं कर्म करोति आत्मा, स्वयं तत्फलमश्नुते;
स्वयं भ्रमति संसारे, स्वयमेव विनश्यति"

અર્થ :- પ્રત્યેક સંસારી આત્મા પોતે પોતાના ભાવે કર્મ કરે છે. પોતે કરેલા કર્મનું ફળ પણ પોતે જ ભોગવે છે, એટલે કે પોતાના આત્મ-પ્રદેશોની સાથે બાંધેલા અષ્ટવિધ કર્મો, પ્રત્યેક સમયે તેના વિપાકોદયે, આત્માને ચારે ગતિમાં અનેક પ્રકારનાં દુઃખો આપતાં રહે છે. આ સત્યની પ્રતીતિ કરીને જે આત્માઓ મોક્ષમાર્ગને અનુસરીને, પોતે જ પોતાના સર્વ પ્રકારના કર્મોનો ક્ષય કરે છે, તેવા આત્માઓ-મુક્તિના, અનંત-અક્ષય-શાશ્વત સુખને મેળવી શકે છે. આ સંબંધે-શુદ્ધનય દૃષ્ટિએ પણ પ્રત્યેક સંસારી આત્માનું સ્વરૂપ જણાવતાં થકાં શાસ્ત્રમાં જણાવ્યું છે કે—

"नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा;
वीरियं उवओगोय, एयं जीवस्स लक्खणं"

અર્થ :-પોતાના નિરાવર્ણ-જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્ય અને ઉપયોગ ગુણમાં પ્રવર્તન કરવા વડે, પ્રત્યેક આત્મા, અનાદિ-અનંત નિત્ય છે.

આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે-જે-જે સંસારી આત્માના જે-જે-ગુણો જે-જે સ્વરૂપે કર્મોથી અવરાયેલા છે, તેને-તે-તે કર્મોના બંધનથી મુક્ત કરી-પોતાના સહજ-

શુદ્ધ અનંત-અક્ષય ગુણોને સ્વાધીન ભાવે (ક્ષાયિક ભાવે) પ્રાપ્ત કરી આત્મા, સાદિ અનંતને ભાગે મુક્તિના અનંત-અક્ષય-શાશ્વત સુખને પ્રાપ્ત કરે છે.

ઉપરની હકીકતને સર્વ-સમ્મત ભાવે સ્વીકારીને, આજે પણ શ્રી જૈન શાસનને વિષે, આત્માના જ્ઞાનાદિ ગુણોને આવિર્ભાવે પ્રાપ્ત કરવા માટે (૩૯) પ્રકારે જ્ઞાનાચારાદિ-પંચાચારનું, પ્રવર્તન નિર્વિવાદ પણે સ્વીકારાયેલું છે. આ સંબંધે શાસ્ત્રમાં જણાવેલા (૩૯) પ્રકારના આચારને વિધિપૂર્વક અનુસરવા માટે, આજે પણ શ્રી જૈન પરંપરામાં ષડ્-આવશ્યકની કરણીને વ્યવહારમાં ઉપાદેય રૂપે સ્વીકારવામાં આવેલ છે, અન્યથા અવિધિએ-સ્વચ્છંદાચારે કરેલ સમસ્ત પ્રવર્તનને તે-તે આચાર મુજબ જ (૩૯) અતિચાર રૂપ જણાવેલ છે આ ષડ્ આવશ્યકની કરણીના ફળ સંબંધે કહ્યું છે કે :-

सावद्यं दलयत्यघं प्रथयते, सम्यक्त्वशुद्धिं परां,
नीचैर्गोत्रिमघः करोति कुमते, च्छिद्रं पिधत्ते क्षणात्;
सद्ध्यानं धिनुते निकृन्तति-ततं, तृष्णालता मण्डपं,
वश्यं सिद्धि सुखं करोति भविना-मावश्यकं निर्मितिम्.

છ આવશ્યકની કરણી સંબંધે વળી પણ કહ્યું છે કે :—

आवस्सयमुभयकालं, ओसहमिव जे कुणंति उज्जुत्ताः
जिण विज्ज कहिय विहिणा, अकम्म रोगाय ते हुंति

**અર્થ**:- જે કોઈ આત્મા શ્રી જીનેશ્વર રૂપી વૈદ્યોએ કહેલા વિધિ મુજબ, ઉભયકાળ-આવશ્યકરૂપી દવાનું સેવન કરે છે, તે આત્મા કર્મરોગથી મુક્ત થાય છે.

(૧) **જ્ઞાનાચારની શુદ્ધિ** :-વંદન આવશ્યકથી તેમજ સામાયિક આવશ્યકથી થાય છે. કેમકે સામાયિકમાં, સજ્ઝાય કરવાની પ્રતિજ્ઞા લીધેલી હોવાથી (પાંચ પ્રકારનો સ્વાધ્યાય) કરવાનો હોય છે.

(૨) **દર્શનાચારની શુદ્ધિ** :-ચૈત્યવંદન આવશ્યકથી થાય છે, કેમકે સમ્યક્ત્વના કારણભૂત શ્રી જિનવચનમાં,-શ્રી જિનેશ્વર ભગવંતના ચારે નિક્ષેપના આલંબન વડે, સાધ્ય-સાધન ભાવમાં શ્રદ્ધા-પ્રતીતિ અને રૂચી ઉત્પન્ન કરાય છે.

(૩) **ચારિત્રાચારની શુદ્ધિ** :-સામાયિક, ચૌવિસત્થો, વંદન અને પ્રતિક્રમણ એ ચારે આવશ્યકની કરણી વડે થાય છે, કેમકે આ ચારે પ્રકારની કરણી-પરસ્પર સમસ્ત આચારમાં સહાયકારી છે.

(૪) **તપાચારની શુદ્ધિ** :-પચ્ચક્ખાણ આવશ્યક વડે થાય છે.

(૫) **વીર્યાચારની શુદ્ધિ** :-સામાયિક, ચૌવિસત્થો, વંદન, પ્રતિક્રમણ, પચ્ચક્ખાણ અને કાઉસ્સગ્ગ એ છ એ આવશ્યકમાં યથાશક્તિ-વિધિ-નિષેધ પૂર્વક યથાર્થ ભાવે પ્રવર્તન કરતાં હોય છે. અન્યથા-વિરાધક થવાય છે.

આજે પણ સમસ્ત શ્રી જૈન શાસન (સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા) ઉપરના છ એ આવશ્યકની કરણીને મુખ્યપણે આચરવા યોગ્ય જાણી, યથાશક્તિ આચરી રહેલ છે એમ પ્રત્યક્ષપણે જોવાય છે, જણાય છે અને અનુભવાય છે.

(૨)

**શ્રી અનુયોગદુવારે ભાખ્યા, ચાર નિક્ષેપા સાર;**
**ચાર સત્ય દશ સત્યાભાષા, ઠાણંગે નિરધાર રે.**
**જિનજી તુંજ આણા શિર વહીએ ॥૨॥**

**ભાવાર્થ**:-શ્રી જૈન શાસન વિષે કોઈપણ વસ્તુનું જ્ઞાન, ચાર નિક્ષેપથી કરવાનું કહ્યું છે કે, જેથી તે વસ્તુ-યથાર્થ સ્વરૂપે ઓળખાય. કેમકે પ્રત્યેક વસ્તુ ચાર-નિક્ષેપ સ્વરૂપથી કથંચિત્ ભિન્ન તેમજ અભિન્ન હોય છે.

(૧) **નામ નિક્ષેપ** :-જે નામ (શબ્દ) વ્યવહારથી વસ્તુનું આદાન-ગ્રહણ થતું હોય તે નામ-નિક્ષેપ-જાણવો.

(૨) **સ્થાપના નિક્ષેપ** :-જે આકૃતિ (આકાર) વિશેષથી, તે વસ્તુ નિયત સ્વરૂપે ઓળખાતી હોય તે. જેમકે હાથી-ઘોડા-ગાય-માનવ-લીપી (અક્ષર) વિગેરેને સ્થાપના રૂપે જાણવું.

(૩) **દ્રવ્ય નિક્ષેપ** :-જેને વિષે જે ભાવ (પરિણામ) અવિચ્છિન્નપણે પ્રવર્તતો હોય, તે ભૂતકાળ સંબંધી, ભાવીકાળ સંબંધી, યા વર્તમાન કાળ સંબંધી વસ્તુ-યાને પદાર્થ, તેને દ્રવ્ય જાણવું. અર્થાત્ ત્રિકાલિક ભાવનું જે કારણ છે તેને દ્રવ્ય જાણવું.

(૪) **ભાવ નિક્ષેપ**:-પ્રત્યેક વસ્તુ યાને દ્રવ્યનું પોતાના ગુણધર્મમાં જે-વિવિધ પરિણમન વિશેષ, તે તેનો ભાવ જાણવો.

ઉપર જણાવેલ ચારે-નિક્ષેપથી વસ્તુ તત્ત્વનો બોધ થાય છે. તેમાં જેનો ભાવ નિક્ષેપો શુદ્ધ, યાને સાર ભૂત હોય છે, તેના બાકીના ત્રણે નિક્ષેપા પણ, સારભૂત જાણવા તેમજ જેનો ભાવ નિક્ષેપો અસાર-અહિતકારી હોય તેના ચારે નિક્ષેપા અસાર જાણવા.

અર્થાત્-અગ્રાહ્ય જાણવા, જેમકે શ્રી તીર્થ પ્રવર્તક તે તીર્થંકર-તેમના ચારે નિક્ષેપા શુદ્ધ-જાણવા-તેમજ પરપુરુષની સંગી-રંગી એવી સ્ત્રી, તે વેશ્યા તેના ચારે નિક્ષેપા અશુદ્ધ જાણવા, તેથી તેનું નામ પણ અહિતકારી જાણવું જોઈએ તેમજ તેની સ્થાપના તે ફોટો પણ ઉત્તમ આત્માર્થી આત્માએ-રાગ ભાવથી જોવો જોઇએ નહિ.

જ્યારે શ્રી તીર્થંકર ભગવંતનું નામ-સ્થાપના અને દ્રવ્ય એ ત્રણે નિક્ષેપાના અવલંબનથી તો પરમાત્માના અવલંબક આત્માને-નીપરમાત્માના યોગ-તુલ્ય ભાવે આત્મ શુદ્ધિ પ્રાપ્ત થાય છે.

**આ સાથે એ સમજવું અનિવાર્ય આવશ્યક છે કે જે કોઈ આત્મા જે કોઇ સ્વરૂપને, તેના નામ-સ્થાપના કે દ્રવ્ય નિક્ષેપથી તેના શુદ્ધા-શુદ્ધ પણાને અયથાર્થપણે-એટલે વિપરીત ભાવે અર્થાત્ મિથ્યા (કાલ્પનિક) ભાવે ગ્રહણ કરે છે, તેને વિપર્યાસપણે જાણવાથી-મિથ્યાભાવની પ્રાપ્તિ થાય છે.**

શ્રી જૈન શાસનમાં ભાષા સત્ય યાને સત્ય ભાષાને (સ્યાત્-સ્વરૂપે) ચાર પ્રકારે, તેમજ દશ પ્રકારની જણાવી છે તેમાં (૧) નામસત્ય (૨) સ્થાપના સત્ય (૩) દ્રવ્ય સત્ય (૪) ભાવસત્ય. તેમાં વીતરાગતા, તે સંસારના સર્વ પ્રકારના મૂળ રૂપ જે કર્મ-બંધ તેનાથી પોતાના આત્માને અળગો રાખવાવાળો હોવાથી, (૧) વીતરાગ પરમાત્માનું નામ (૨) વીતરાગ પરમાત્માની વીતરાગતા પ્રદર્શિત કરતી મૂર્તિ તેમજ શ્રી વીતરાગ પરમાત્માનું શરીર, એ ત્રણેને પણ **વીતરાગતાના ઉત્તરોત્તર-વિશુદ્ધ ભાવે, યોજક જાણવાના છે.**

નામ નિક્ષેપઃ- નામ તે સ્મરણીયનું સ્મરણ કરાવવામાં ઉપકારક થાય છે.

સ્થાપના નિક્ષેપ :- નામ નિક્ષેપથી વિશેષ સરળતાએ-વસ્તુ સ્વરૂપના ગુણ ભાવ સાથે તાદાત્મ્યતાનું ઉદ્ભાવન કરવારૂપે નામ થકી વિશેષતઃ ઉપકારક થાય છે.

દ્રવ્ય નિક્ષેપ :-સારણા-વારણા, ચોયણા, પડિચોયણાદિ સ્વરૂપે, બાધક ભાવથી નિવર્તાવવામાં તેમજ સાધક ભાવ પ્રતિ પ્રયુંજવામાં દ્રવ્ય ગુર્વાદિક પ્રેરક હોવાથી નામ તેમજ સ્થાપનાથી દ્રવ્ય-વિશેષ ઉપકારક થાય છે.

ભાવ નિક્ષેપ :-શુદ્ધતા સાથે તાદાત્મયતા સાધતો હોવાથી ભાવ નિક્ષેપો પૂર્વના ત્રણે નિક્ષેપથી સવિશેષ ઉપકારક થાય છે.

**પ્રથમના ત્રણ નિક્ષેપ ગુણ સાધનમાં અનેકાંતિક છે, જ્યારે પરમાત્માનો ભાવનિક્ષેપો એકાંતિક તેમજ આત્યંતિક ભાવે ગુણ સાધનામાં ઉપકારક છે એમ જાણવું.**

વળી શાસ્ત્રમાં સત્ ને જણાવે તે સત્ય તેને પણ નીચે મુજબ દશ પ્રકારે જણાવેલ છે.

(૧) **જનપદ સત્ય** :–લોક વ્યવહારમાં વપરાતા શબ્દો.

(૨) **સમ્મત સત્ય** :–જે શબ્દનો અર્થ બધાને સમ્મત હોય તે.

(૩) **સ્થાપના સત્ય** :–જે કોઈ વસ્તુનું વાસ્તવિક ચિત્ર દોર્યું હોય, અથવા મૂર્તિ સ્થાપી હોય તે. અથવા સમ્યગ્ જ્ઞાનની સ્થાપના રૂપ–પુસ્તકો વિગેરે.

(૪) **નામ સત્ય** :–જે નામ થકી જેનો–વ્યવહાર કરાતો હોય તે.

(૫) **રૂપ સત્ય** :–બહુરૂપી, જે–જે રૂપો કરે, તેવા સ્વરૂપે તેને ઓળખવો તે.

(૬) **પ્રતીત્ય સત્ય** :–પરસ્પર સાપેક્ષ ભાવે, નાના મોટાને, નાનું મોટું જાણવું તે.

(૭) **વ્યવહાર સત્ય** :–ભોજન કરવા માટે, ભાણું પીરસો એમ કહેવું તે.

(૮) **ભાવ સત્ય** :–સપ્રયોજન–કોઇપણ પ્રધાન યાને મુખ્ય ભાવને (પરિણામને) આગળ કરીને તેને તથા સ્વરૂપે કહેવું તે જેમ મનુષ્યના બીજા અંગોમાં બીજા વર્ણો હોવા છતાં માણસને–કાળો–ગોરો કહેવાય છે–તે, અથવા સપ્રયોજન નિત્યતા–અનિત્યતા, એકતા–અનેકતા, તેમજ શુદ્ધતા યા અશુદ્ધતાનો મુખ્યપણે વ્યપદેશ કરવો તે.

(૯) **યોગ સત્ય** :–જેમ ઘોડા ઉપર બેઠેલાને, ઘોડે સ્વાર કહેવો તે.

(૧૦) **ઉપમા સત્ય** :–જેમ કોઈ પરાક્રમી–શૂરવીર પુરુષને સિંહ જેવો કહેવો તે.

**ઉપર જણાવેલા દશે પ્રકારના સત્યને તે–તે ભાવે (સ્વરૂપે) સત્ય જાણવા જોઇએ, અન્યથા એક–બીજા સંબંધે વિપર્યાસ બુદ્ધિએ, મિથ્યાત્વ પ્રાપ્ત થશે.**

(૩)

**જાસ ધ્યાન કિરિયામાંહિ આવે, તેહ સત્ય કરી જાણું;**
**શ્રી આવશ્યક સૂત્ર પ્રમાણે, વિગતે તેહ વખાણું રે.**
**જિનજી તુંજ આણા શિર વહીએ ॥૩॥**

(૪)

**ચોવીસત્થય માંહિ નિક્ષેપા, નામ દ્રવ્ય દોય ભાખું;**
**કાઉસ્સગ આલાવે ઠવણા, ભાવ તે સઘલે લાખું રે.**
**જિનજી તુંજ આણા શિર વહીએ ॥૪॥**

ભાવાર્થ :–પૂર્વે સતને જણાવે તે સત્ય એમ કહ્યું છે, તે મુજબ આત્માને પરમાત્મા બનાવવા માટેની જે ષડ્ આવશ્યકની કરણી, અને તે ક્રિયા કરવા માટેની વિધિના જે–જે સૂત્રો આજે પ્રમાણરૂપે સ્વીકારાયેલ છે, અને જે સૂત્રાર્થને અવલંબીને આત્મા–પરમાત્મ ભાવ સાથે તાદાત્મયતા સાધી શકે છે, એટલું જ નહિ પરંતુ તે–તે સૂત્રાનુસારી ક્રિયાઓ અનુભવે પણ આત્મશુદ્ધિકારક અનુભવાય છે, તેને છાંડીને જેઓ સ્વચ્છંદાચારે આત્મ સાધનામાં આગળ વધવાનું વિચારે છે, તેઓને દુરાગ્રહી જાણીને, તેમનો સંસર્ગ–શાસનના અનુરાગી આત્માએ ત્યજવો જોઈએ. અન્યથા "અતો ભ્રષ્ટં તતો ભ્રષ્ટં" જેવી સ્થિતિ પ્રાપ્ત થશે.

આવશ્યક ક્રિયાના સૂત્રોમાં લોગસ્સ સૂત્રમાં મુખ્યપણે પરમાત્માના નામનું અવલંબન લઈને, તેઓની સ્તુતિ–વંદનાદિક ભાવે–પૂજા–ભક્તિ કરવા વડે અંતે આરૂગ્ગ એટલે સમ્યગ્ જ્ઞાન, બોહિલાભ એટલે સમ્યગ્ દર્શન, ઉત્તમ સમાધિ–તે સમ્યક્ ચારિત્ર એ ત્રણે આત્મિક ગુણોમાં શુદ્ધિ–વૃદ્ધિની અપેક્ષા રાખવામાં આવે છે. જ્યારે નમુથ્થુણં અર્થાત્ શક્રસ્તવના પાઠ થકી દ્રવ્યજિન તેમજ ભાવજિનનું આલંબન લઈને તે થકી ભાવથી આત્મ શુદ્ધિની કારકતા યોજવામાં આવે છે. તેમજ "જંકિંચિ નામ તિથ્થ", તેમજ "જાવ તિ ચેઈયાઈં" એ બંને સૂત્રોથી ત્રણે જગતના સર્વ તીર્થોનું તેમજ સર્વે શ્રી જિનપ્રતિમાઓનું સ્થાપના નિક્ષેપે અવલંબન લઇને, તેમને વંદન–પૂજનાદિ કરવા વડે તેમની સાથે પોતાના આત્માનો આત્મ સાધનાર્થે ભાવથી સંબંધ યોજવામાં આવે છે. તેમજ વળી કાઉસ્સગ્ગ આવશ્યકમાં સાલંબન ધ્યાન યોગમાં મુખ્યપણે–પરમાત્માના પરમ સ્વરૂપની સ્થાપના કરીને, ચારે નિક્ષેપાના અવલંબનને અનુલક્ષીને–આત્મા પરમાત્મ ભાવની સાથે તાદાત્મયતા સાધવાનો પ્રયત્ન કરે છે. આ માટે કહ્યું છે કે—

"अभ्यर्थनादर्हतां मनः प्रसादस्ततः समाधिश्च;
तस्मादपि निःश्रेयसमतो हि तत्पूजनं न्याय्यम्"

આ રીતે સકળ આત્મશુદ્ધિની આરાધના કરતાં પહેલા આરાધક આત્માએ સૌ પ્રથમ ઇરિયાવહિય સૂત્રથી, પોતાના આત્માને–આત્માર્થે બાધક ભાવથી નિવર્તાવવો યાને શુદ્ધ કરવો જરૂરી હોઇ તે થકી પોતાના આત્માને

શુદ્ધ કરવામાં આવે છે. તેમજ વળી નિસીહિ પદથી પણ બાધક ભાવથી પોતાના આત્માને નિવર્તાવવામાં આવે છે. આથી સ્પષ્ટ સમજાય છે કે આરાધક આત્માએ સૌ પ્રથમ બાધક ભાવથી પોતાના આત્માને નિવર્તાવીને આરાધના કરવી જોઇએ.

ઉપર જણાવેલા સૂત્રાદિ પાઠોનું વિધિ-પૂર્વકનું અનુસરણ આજે આપણને પરંપરાએ પ્રાપ્ત છે તેને ઉચ્છેદવાથી, શું વિશેષ લાભ મેળવી શકાય તેમ છે? અર્થાત્ કાંઈ જ નહિ. કેમકે સૂત્ર-વિધિનો અનાદર કરવાથી તો આત્માર્થથી ભ્રષ્ટ થવા પણું પ્રાપ્ત થશે. આ માટે આજે પણ સમજુ-ભવભીરૂ-આત્માર્થી આત્માઓ તો, સાર-અસારનો વિવેક-કરી, અજ્ઞાન અને મિથ્યાત્વ ભાવે-વિચારેલ કે આદરેલ સ્વચ્છંદાચાર પ્રતિ કોઇ આદરભાવ રાખતા નથી, કિંતુ જે થકી પોતાના આત્મભાવમાં, શુદ્ધિ-વૃદ્ધિ થાય છે, તેને જ અનુસરે છે.

(૫)

પુસ્તક લિખિત સકળ જિમ આગમ, તિમ આવશ્યક એહ;
ભગવઈ-નંદી સાખે સમ્મત, તેહમાં નહિં સંદેહ રે.........
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૫॥

(૬)

સૂત્ર આવશ્યક જે ઘરઘરનું, કહેશે તે અજ્ઞાની;
પુસ્તક અરથ પરંપર આવ્યું, માને તેહ જ્ઞાની રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૬॥

ભાવાર્થ:- શ્રી મહાવીર પરમાત્માની ત્રીજી પાટે શ્રી જંબુસ્વામીજી છેલ્લા કેવળી પરમાત્મા થયેલા હોવાથી પૂર્વે જણાવ્યા મુજબ આજના સકળ આગમ સૂત્રો તે શ્રી શય્યંભવ સૂરિજીને તેમજ તેમના શિષ્ય-પ્રશિષ્યો આદિ સકળ ગીતાર્થોને સૂત્રથી તેમજ અર્થથી પરંપરાએ પ્રાપ્ત થયેલ છે, તે વળી આજે તો ત્રુટિત સ્વરૂપે જે-જે આગમ પાઠો, તેમજ તેનો અર્થ પણ સકળ શ્રી સંઘને ગુરૂ પરંપરાએ જે પ્રાપ્ત છે. પરંપરાએ પ્રાપ્ત, સૂત્ર-અર્થને, અવિરૂદ્ધ ભાવે અનુસરવું, તેને વ્યવહારથી-તદુભય જ્ઞાનાચાર જાણવો, જ્યારે નિશ્ચયથી તો, શુદ્ધ આત્માનુભવને તદુભય જ્ઞાનાચાર જાણવો, આ નિશ્ચય-તદુભય જ્ઞાનાચાર

સકળ જીવોને, પોત–પોતાના ક્ષયોપશમાનુસારે હોઈ શકે છે અને તે અનુસારે કોઈક આત્મા પોતે એકાકીપણે પણ પોતાના (સામર્થ્ય યોગે કરી) વિશિષ્ટ ભાવે આરાધના કરવાવાળો હોઈ શકે છે. પરંતુ જો તે શાસ્ત્ર પરંપરાને તોડે–તો, તે શ્રી જીનેશ્વર ભગવંતના શાસનનો દ્રોહ કરવાનું પાપ કરે છે, એમ જાણવું–કેમકે તેણે જે કાંઈ પ્રાપ્ત કરેલ છે તે શાસનના પ્રભાવે જ પ્રાપ્ત કરેલ હોઈ, પોતાના ક્ષયોપશમ વિશેષથી શાસનનો ઘાત કરવાનું કામ કરે તો તેનાથી વિશેષ કૃતઘ્ની બીજો કોણ હોઈ શકે? અર્થાત્ તેવા કૃતઘ્ની આત્માને તો પ્રાપ્ત સમ્યક્ત્વ ગુણનો પણ નાશ કરવાવાળો શાસ્ત્રમાં જણાવ્યો છે, આથી સ્પષ્ટ સમજાય છે કે સૂત્રાનુસારી ક્રિયા આત્માર્થી આત્માને પરંપરાએ પરમાત્માના વચનાનુસારે આજ્ઞા–કારી હોઇ આત્માર્થે–વિનય–વિવેકવાન બનાવનારી હોય છે, જ્યારે સ્વચ્છંદાચારી ક્રિયા, સૂત્ર–અર્થ તેમજ પરંપરાથી વિરૂદ્ધ હોઈ, તેમાં ગમે તેટલો વિનયભાવ હોય તો પણ તે વિવેક શૂન્ય હોય છે, તેમજ ગમે તેટલો વિવેક કરાતો હોય તો તે પણ વિનય શૂન્ય હોઇ કેવળ સ્વાર્થ મૂલક જ હોય છે.

(૭)

બંભી લીપી શ્રી ગણધર દેવે, પ્રણમી ભગવઇ આદે;
જ્ઞાન તણી તે ઠવણા અથવા, દ્રવ્ય શ્રુત અવિવાદે રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૭॥

(૮)

ભેદ અઢાર જ બંભી લીપીના, સમવાયાંગે દીઠા;
શુદ્ધ અરથ મરડી બહુલા, ભમશે કુમતિ ધીઠા રે;
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૮॥

(૯)

બંભી લીપી જો તેહનો કરતા, તો લેખક પણ આવે;
ગુરૂ આણા વિણ અરથ કરે જે, તેહનો બોલ ન ભાવે રે.
જિનજી તુંજ આણા શિર વહીએ ॥૯॥

(૧૦)

જીનવાણી પણ દ્રવ્ય શ્રુત છે, નંદી સૂત્રને લેખે;
જિમ તે તિમ બંભી લીપી નમિય, ભાવ તે દ્રવ્ય વિશેષ રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૦॥

**ભાવાર્થ:**— શ્રી જૈનાગમને વિશે સ્પષ્ટ જણાવેલું છે કે:—

**" सम्मदिट्ठिस्स सम्मसूयं, मिच्छादिट्ठिस्स मिच्छसूयं "**

**અર્થ :**— સમ્યગ્દષ્ટિને સમ્યગ્ ભાવશ્રુત હોય છે, તેમજ મિથ્યાદષ્ટિને મિથ્યા (આત્માર્થે જુદું) ભાવશ્રુત હોય છે. આથી સમજવાનું એ છે કે સમ્યગ્ દષ્ટિ પોતાના ભાવશ્રુતને અવલંબીને, જે શબ્દો બોલે છે (દ્રવ્ય શ્રુત) તે દ્રવ્યથી સમ્યક્ શ્રુત હોય છે, જયારે મિથ્યાદષ્ટિની પોતાની વાણી દ્રવ્યથી મિથ્યા શ્રુતરૂપ હોય છે, આથી શ્રોતાને, દ્રવ્ય શ્રુત–એટલે વક્તા વડે બોલાયેલા શબ્દો, તે ભાવ-શ્રુતનું કારણ હોઈ, સમ્યક્ તેમજ મિથ્યાભાવમાં પરિણામ પામતાં હોય છે, તેમજ જે દ્રવ્ય શ્રુતની જે–જે લીપીમાં સ્થાપના કરવામાં આવી હોય, તે પુસ્તક, પાના, શિલાલેખ, વિગેરેમાંથી તેનો જાણકાર–જે–જે અર્થ ગ્રહણ કરે છે, અર્થાત્ પોત-પોતાના ક્ષયોપશમાનુસારે પોતાના સમ્યગ્દર્શનના બળે યા તો મિથ્યામતિના જોરે જેવો–જેવો અર્થ સ્વીકારે છે, તે તે ભાવે તે દ્રવ્ય સ્થાપના શ્રુત, તેને ઉપકારી–તેમજ અપકારી થાય છે, માટે જ તો **શાસ્ત્રમાં સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થની નિશ્રાએ જ્ઞાન પ્રાપ્ત કરવાની આજ્ઞા કરવામાં આવેલી છે,** તેની અવગણના કરીને, ગુરૂગમ વિના–શાસ્ત્રો વાંચીને મતિ કલ્પનાએ શાસ્ત્રોના અર્થ કરનારાઓમાં અનેક પ્રકારનાં–મિથ્યા–કુવિકલ્પો ઉત્પન્ન થાય છે, જેથી તેઓ અવળે માર્ગે ચડી જાય છે. આથી સમજવાનું કે આ અવસર્પિણી કાળમાં પ્રથમ તીર્થંકર પરમાત્મા શ્રી ઋષભદેવે કેવળજ્ઞાને કરી જે દ્રવ્ય સમ્યક્ શ્રુત યાને આત્માર્થે હેયોપાદેય ભાવોને શબ્દ દ્વારા પ્રકાશેલું, તેને સમ્યગ્ દષ્ટિવાન શ્રોતાઓએ સમ્યગ્ ભાવે પોતપોતાની ભાષામાં ગ્રહણ કરી, તેને અઢાર પ્રકારની લીપીમાં સ્થાપન કરેલું, તે થકી તેમના પચ્ચાસ ક્રોડ સાગરોપમ પ્રમાણ શાસન કાળમાં અનેક આત્માઓએ મોક્ષસુખ મેળવ્યું છે તેમજ અનેક આત્માઓ, એકાવતારી થયા છે. તેઓ અનુત્તર વિમાનમાં ગયા છે, ત્યાર પછી કાળક્રમે આજ સુધીમાં દ્રવ્ય–સમ્યક્ શ્રુતની રચનામાં તેમજ તેની સ્થા-પનામાં અનેક પ્રકારના ફેરફારો થયાં છે, તેમ છતાં આજે આપણને અનંતી પુણ્યાઇએ, શ્રી મહાવીર પ્રભુના શાસનમાં પણ જે દ્રવ્ય સમ્યક્શ્રુત–સ્થાપના નિક્ષેપે પ્રાપ્ત છે, તે થકી આત્મ કલ્યાણ સાધવાનો ઉદ્યમ કરવો એજ સમ્યગ્દષ્ટિ આત્માને શ્રેયસ્કર હોય છે, અન્યથા યદ્વા તદ્વા વાદ–વિવાદમાં પડી આત્માર્થ–સાધનાથી ભ્રષ્ટ થવાથી, પ્રાપ્ત મનુષ્યભવ નિષ્ફળ ગુમાવવા જેવું થશે એમ જાણવું.

(૧૧)

જેમ અજીવ સંયમનું સાધન, જ્ઞાનાદિકનું તેમ;
શુદ્ધ ભાવ આરોપે વિધિશું, તેહને સઘળે ખેમ રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૧॥

(૧૨)

શુદ્ધ ભાવ જેહનો છે તેહના, ચારે નિક્ષેપા સાચા;
જેહમાં ભાવ અશુદ્ધ છે તેહના, એક કાચે સવિ કાચારે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૨॥

ભાવાર્થઃ– જેમ મનુષ્યભવ, વજ્રઋષભનારાચ સંઘયણ મોક્ષમાં જવા માટે જરૂરી છે તેમજ આત્મ સંયમ ધર્મની સાધનાર્થે તેના કારણરૂપ જ્ઞાનાદિ–ગુણ પ્રાપ્ત કરવા માટે, પુસ્તક, પ્રતિમા, તેમજ ઓઘો–મુહપત્તિ આદિ અજીવ દ્રવ્યોના સહારે, આત્મા–આત્મશુદ્ધિ કરે છે, તેમાં, ભાવ સ્વરૂપ એટલે પરિણામની વિશુદ્ધિએ, આરાધક આત્મા–જે–જે જીવ યા અજીવ દ્રવ્યોનું આવશ્યક ક્રિયાએ કરી-સાધન દાવે જે–જે ભાવે અવલંબન લે છે તેતે ભાવે તે તે આત્મા તથા-વિધ આત્મશુદ્ધિ પ્રાપ્ત કરે છે, આ વાત અનુભવ પ્રત્યક્ષથી અવિરૂદ્ધ હોઈ, પ્રત્યેક આત્માને–પોત–પોતાના ભાવ યાને પરિણામની શુદ્ધતા, તે પણ સાધનાનુસારે પ્રાપ્ત થાય છે એમ જાણવું.

જે આત્મા જે કોઈ–નિમિત્તને, જેવા–જેવા ભાવ વિશેષથી ગ્રહણ કરે છે, તે મુજબ તે આત્માને આત્મશુદ્ધિ પ્રાપ્ત થાય છે, દષ્ટાંત તરીકે, એક જ દેરાસરમાં, એક જ પ્રભુની પ્રતિમાની સન્મુખ, એકી વખતે, એક સાથે, એકજ વિધિથી (૪૦) ચાલીશ આત્માઓએ ચૈત્યવંદન કર્યું હોય તેમ છતાં તે દરેક દરેકને પોત–પોતાના ભાવ પ્રમાણે આત્મવિશુદ્ધિ થાય છે ત્યાં, નામ, સ્થાપના, દ્રવ્ય ક્રિયા–તે વિધિ આચરણા તેમજ ક્ષેત્ર–કાળ પણ સમાન હોવા છતાં, ભાવની તરતમતા મુખ્ય છે. આથી એ પણ સ્પષ્ટ સમજવું જરૂરી છે કે અશુદ્ધ ભાવવાળાને પ્રચુર–મિથ્યાભાવે કરી, શુભ નિમિત્તોના અવલંબન થકી પણ અશુદ્ધ ફળની પ્રાપ્તિ થાય છે, તેમ છતાં નિમિત્તની શુભતા–તેમજ અશુભતા સામાન્યતયા તથાસ્વરૂપે ભાવ શુદ્ધિમાં તેમજ અશુદ્ધિમાં કારણરૂપ હોઈ આત્માર્થી આત્માએ અશુદ્ધ નિમિત્તોથી અળગા રહેવું જરૂરી છે. આનું કારણ એ–છે–કે પ્રત્યેક વસ્તુ નામ, સ્થાપના, (આકૃતિ) દ્રવ્યત્વ

(ગુણના સમુદાય યુક્ત પદાર્થ) તેમજ ભાવ એટલે પ્રત્યેક દ્રવ્ય પોત-પોતાના (ભાવ) યાને પરિણામ યુક્ત હોય છે, તેથી જ કર્તા તે આત્મા પોતાના જેવા-જેવા ભાવથી ચારે નિક્ષેપ માંહેલા કોઈ પણ નિક્ષેપથી જે કોઈ નિમિત્તને જે ભાવે ગ્રહણ કરે છે (અવલંબન લે છે) તે ભાવે તે આત્મા પોતાના તથાવિધ પરિણામ (ભાવ)નો કર્તા બને છે. **આથી સ્પષ્ટ સમજાશે કે, શુભ ઇષ્ટાર્થ પ્રતિ શુભ ભાવશૂન્ય પણે કરાતી ક્રિયાઓ, ઇષ્ટાર્થ-સિદ્ધિરૂપ ફળ આપતી નથી.**

(૧૩)

**દશ વૈકાલિકે દૂષણ દાખ્યું, નારી ચિત્રને ઠામે;**
**તો કેમ જિન પ્રતિમા દેખીને, ગુણ નવિ હોય પરિણામે રે.**
**જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૩॥**

**ભાવાર્થઃ-** ઉપર જણાવ્યું તેને સૂત્ર-સિદ્ધાંતની સાક્ષીએ પ. પૂ. શ્રી. ય. ઉ. જી. જણાવે છે કે, શ્રી જૈન શાસ્ત્રોમાં શ્રી દશવૈકાલિક આદિ સૂત્રમાં સ્પષ્ટ જણાવેલું છે કે, નારીનું (સ્ત્રીનું) ચિત્ર-યાને ફોટો પણ બ્રહ્મચર્ય ધર્મના અર્થી આત્માએ જોવો જોઇએ નહિ, આજ પ્રમાણે પરમાત્મ ભાવના અર્થી આત્માએ પરમાત્મભાવને, જણાવનાર પરમાત્માની પ્રતિમાનું દર્શન-વંદન-પૂજન કરવું તે પોતામાં રહેલા પરમાત્મભાવે પ્રગટ કરવાની ઇચ્છાવાળાને, પુષ્ટ-નિમિત્તરૂપ હોવાથી તે થકી પોતાના ભાવ પ્રમાણે પ્રત્યેક આત્મા અવશ્ય પોતાના આત્મ ભાવમાં શુદ્ધિ-વૃદ્ધિ પ્રાપ્ત કરે છે. **અન્યથા આ જગત્માં પરમાત્મભાવના આલંબન માટેનું કોઈ અન્ય સરળ તેમજ સબળ પરમશુદ્ધ આલંબન નથી.**

(૧૪)

**રુચક દ્વીપે એક ડગલે જાતાં, પડિમા નમિય આણંદે;**
**આવતાં એક ડગલે નંદીસરે, બીજા ઈહાં જિન વંદે રે.**
**જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૪॥**

(૧૫)

**તિર્છી ગતિએ ભગવઈ ભાખી, જંઘાચારણ કેરી;**
**પંડગવન નંદન ઇહાં પડિમા, ઉર્ધ્વ નમે ઘણેરી રે.**
**જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૫॥**

(૧૬)

વિદ્યાચારણ તે એક ડગલે, માનુષોત્તરે જાય;
બીજે નંદીસરે જિન પ્રતિમા, પ્રણમી પ્રમુદિત થાય રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૬॥

(૧૭)

તિહાંથી પડિમા વંદણ કારણ, એક ડગલે ઇહાં આવે;
ઉર્ધ્વપણે જાતાં બે ડગલે, આવતાં એક સ્વભાવે રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૧૭॥

શતક વીશમે નવમ ઉદ્દેશે, પ્રતિમા મુનિવર વંદી;
ઇમ દેખી જે અવલા ભાંજે, તસ મતિ કુમતિ ફંદી રે.
જિનજી તુંજ આણા શિર વહીએ ॥૧૮॥

**ભાવાર્થ**:-આ જગતમાં જે-જે જીવો તીવ્ર મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદય વડે, કેવળ ઉલટા જ-ખોટા જ વિચાર-વાણી અને વર્તનમાં આસક્ત થયેલા છે, તેઓ કેવળ ચાક્ષુષ પ્રત્યક્ષ ભાવને જ પ્રમાણ માને છે અને બીજા પ્રત્યક્ષ અનુભવાતા ભાવોનો પણ અપલાપ કરવામાં જ પોતાની બુદ્ધિ-શક્તિ વડે અનેક કુતર્કો કરી-પોતાની જાતને, પંડિત પુરુષોને વિષે તત્ત્વતઃ અંધપણે ઓળખાવી રહ્યા છે તેવા મૂઢ આત્માઓને સર્વજ્ઞ અને સર્વદર્શી, ત્રિલોકનાથ, તીર્થંકર પરમાત્માએ-ત્રિકાલિક જગતને સમસ્ત દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી-જે-યથાતથ્ય સ્વરૂપે પ્રકાશ્યું છે, તેમાં શંકા એટલે તે થકી વિપરીત-વિચારણા કરવા માત્રથી પણ આ સંસારમાં અનેકવિધ દુઃખો પ્રાપ્ત કરવા પડે છે. જેનું સ્વરૂપ આત્માર્થી-આત્માઓએ શ્રી મહાનિશીથાદિ સૂત્રોથી જાણવું જરૂરી છે.

જે આત્માઓને શ્રી વીતરાગ તીર્થંકર પરમાત્માએ પ્રરૂપેલા ભાવોમાં શ્રદ્ધા, પ્રતીતિ તેમજ રૂચી ઉત્પન્ન થવારૂપ સમ્યગ્-દર્શન ગુણની પ્રાપ્તિ થઇ છે, તેવા આત્માઓ તેમના પ્રતિ સવિશેષ-આદર-ભક્તિ બહુમાનાદિ કરવા વડે, પોતાની આત્મશુદ્ધિ કરવામાં ઉત્સાહ ધરતાં હોય છે, આથી તેઓ પરમાત્માનું ચારે-નિક્ષેપે-અવલંબન લેઈ તેમનું નિરંતર સાન્નિધ્ય સેવતાં હોય છે.

ઉપરની હકીકતના અનુસંધાનમાં-પ.પૂ શ્રી. ય. ઉ. જી શાસ્ત્રાનુસારે, જેમણે આકાશમાર્ગે ગમન કરવાની શક્તિ પ્રાપ્ત કરી છે, તેવા વિદ્યાચારણ તેમજ

જંઘાચારણ એવા ચારણ મુનિઓ સંબંધી કેટલીક ઉત્તમ વિશિષ્ટ શક્તિઓ, જણાવનારી હકીકત જણાવે છે.

જે ઉત્તમ મુનિ ભગવંતોએ અંતર રહિત છઠ્ઠની તપસ્યા વડે પૂર્વ શ્રુતમાં રહેલી વિદ્યા સાધના વડે વિદ્યાચારણ લબ્ધિ પ્રાપ્ત કરી હોય છે, તેવા ચારણ મુનિઓ વિદ્યાચારણ કહેવાય છે. તેઓ જંબુદ્વીપના પરીધિને ત્રણ ચપટી વગાડીએ, તેટલા વખતમાં ત્રણવાર પ્રદક્ષિણા દઈ શકે છે. જ્યારે બીજા જેઓ જંઘાચારણ લબ્ધિવંત મુનિઓ છે, તેઓએ અંતર રહિત અઠ્ઠમની તપસ્યા કરીને, શુભ અધ્યવસાય વડે જંઘાચારણલબ્ધિ પ્રાપ્ત કરેલી હોય છે. તેઓ જંબુદ્વીપના પરીધિને, ત્રણ ચપટી વગાડીએ તેટલા કાળમાં (૨૧) એકવીશ વાર પ્રદક્ષિણા દઇ શકે છે, આ તેઓની ગતિની શીઘ્રતાનું સ્વરૂપ જણાવ્યું. હવે તેઓની ઉર્ધ્વગતિનું તેમજ તીર્ચ્છીગતિનું સ્વરૂપ–સપ્રયોજન જણાવે છે. **આ માટે ખાસ જણાવવાનું કે ઉત્તમ–આરાધક આત્માએ, પોતાના આત્માને જેમ બને તેમ પરમાત્માના સ્વરૂપની જે રીતે વિશેષતઃ નિકટતા પ્રાપ્ત થાય તે રીતે પોતાની શક્તિ અનુસારે–આરાધના કરવી ઈષ્ટ હોય છે, કેમકે તેથી પોતાના આત્મામાં વિશેષતઃ નિઃશંકતા પ્રાપ્ત થતી હોઇ અદૃષ્ટ અર્થમાં છદ્મસ્થભાવે અવિચ્છિન્ન દઢતા ધારણ કરી શકાય છે.**

આ સંબંધે પ. પૂ. અધ્યાત્મયોગીરાજ શ્રીઆનંદઘનજીએ જણાવ્યું છે કે :–

દરિસણ દીઠે જિન તણું રે, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પ્રસરંતા રે, અંધકાર પ્રતિષેધ.
વિમળ જીન દીઠાં લોયણ આજ.

અમિય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તપ્તિ ન હોય.
વિમળ જીન દીઠાં લોયણ આજ.

પ્રથમ તો એ સમજવું કે વિદ્યાચારણ તેમજ જંઘાચારણ મુનિઓ જ્યારે વિશિષ્ટ ભાવે–યાત્રાર્થે તિર્ચ્છી ગતિએ ગમન કરે છે તે વખતે પ્રથમ તો તેઓ (૧૭૦૦૦) સત્તરહજાર યોજન ઊંચા જઈને પછી તિર્ચ્છી ગતિએ જાય છે. હવે તિર્ચ્છીગતિમાં બંને પ્રકારના ચારણ મુનિઓની ગતિમાં જે ફેરફાર છે તે જણાવે છે.

પ્રથમ તો વિદ્યાચારણ મુનિઓ અહીંથી એક જ ડગલે માનુષોત્તર પર્વત ઉપર ઉતરે (જે અઢીદ્વીપની મર્યાદા કરીને રહેલો છે) ત્યાં રહેલા ચૈત્યોને વંદન કરે, તે પછી બીજે ડગલે શ્રેષ્ઠ નંદીશ્વર દ્વીપ ઉતરે, (આઠમા દ્વીપે) ત્યાં વિસામો લઇ તે નંદીશ્વર દ્વીપમાં રહેલી જિન પ્રતિમાને વંદન કરે, ત્યાંથી પાછા ફરતાં એક જ ડગલે ઇહાં આવી, અહીંના ચૈત્યોને વાંદે છે. જંઘાચારણ મુનિઓ, તિર્છી ગતિએ આકાશ માર્ગે જતાં એક જ ડગલે રૂચક નામના (૧૩) તેરમા દ્વીપે પહોંચે છે અને ત્યાં રહેલી જિન પ્રતિમાને આનંદથી વંદન કરે છે. ત્યાંથી પાછા ફરતા એક જ ડગલે (૮) આઠમા નંદીશ્વર દ્વીપમાં આવી ત્યાં રહેલી જિન-પ્રતિમાઓને વંદન કરે છે, તે પછી એક જ ડગલે તીહાંથી અત્રે પાછા આવી ઘણી જિન પ્રતિમાઓને વંદન કરે છે, ઉપર જે વિદ્યાચારણ મુનિઓનું જવું બે ડગલે કહ્યું છે અને આવવું એક જ ડગલે જણાવ્યું છે, જ્યારે જંઘાચારણ મુનિઓનું જવું એક ડગલે, અને પાછા આવવું બે ડગલે (બે વિસામે) કરી જણાવ્યું છે તેનું કારણ તેઓની વિદ્યાશક્તિનું બળ તેમજ લબ્ધિનું બળ જાણવું.

ઉપર જણાવ્યા મુજબ શાશ્વતી તેમજ અશાશ્વતી શ્રી જિન પ્રતિમાઓને એક સરખાભાવે વંદન કરવા સંબંધે કહ્યું છે કે........

"अवनितल गतानां, कृत्रिमाकृत्रिमानां,
वरभवन गतानां, दिव्य वैमानिकानाम्;
इह मनुज कृतानां, देवराजार्चितानाम्,
जिनवर भवनानां, भावतोऽहं नमामि."

(૧૯)

આલોયણનું ઠાણ કહ્યું જે, તેહ પ્રમાદ ગતિ કેરો;
તિરિગતિએ વેગ વિચાલે, રહતે ખેદ ઘણો રે,
જિનજી તુજ આણા શિર વહીએ. ॥૧૯॥

(૨૦)

કરી ગોચરી જિમ આલોએ, દશવૈકાલિક શાખે;
તિમ એ ઠામ પ્રમાદ આલોવે. નહિ દોષ તે પાખે રે.
જિનજી તુજ આણા શિર વહીએ ॥૨૦॥

**ભાવાર્થ**:–શ્રી જૈન શાસનને વિષે આત્માને પરમાત્મા બનાવવા માટે જે–જે આરાધના કરવાની છે, (પંચાચારમાં પ્રવૃત્તિ) તે સમસ્ત આરાધના નિરતિચાર પણે–કરવાની પરમાત્માની આજ્ઞા છે, આમ છતાં "છદ્મસ્થ સાધુ ઉત્સૂત્રાચારી હોય, અને વીતરાગી સાધુ સૂત્રાચારી હોય" એ વચનાનુસારે તમામ છદ્મસ્થ આત્માઓને આરાધના કરતી વખતે લાગેલા–અતિચારો–યા પ્રમાદ દોષોને, આલોયણ લેઈને, તેમજ પ્રતિક્રમણ–પ્રાયશ્ચિત્ત લેઈને આરાધના સંબંધે–લાગેલા દોષોની શુદ્ધિ કરવાનું પરમાત્માએ કહ્યું છે. જો શુદ્ધિ ન કરે તો તેને આજ્ઞા બાહ્યપણે પ્રવર્તન કરવા વડે આરાધકપણું પ્રાપ્ત થતું નથી એમ શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલું છે. **આથી કોઇએ પણ એમ સમજવાની ભૂલ ન કરવી કે આરાધના ન કરવી.** પરંતુ હા–આરાધનાને બદલે, આરાધના નામે આજ્ઞા–વિરૂદ્ધ પણે–કેવળ આત્મ પ્રસિદ્ધિ અર્થે જેઓ આડંબરીય ધર્મકરણીઓ કરે છે, તેઓને તો શાસ્ત્રકારોએ આત્મવંચક કહ્યા છે. એટલે કે પોતે જ પોતાના આત્માને સમજપૂર્વક છેતરનારા છે એમ કહ્યું છે. આથી શાસ્ત્રોમાં કહ્યું છે કે લબ્ધિ ફોરવીને, કાર્ય કરવામાં પ્રમાદ દોષ અવશ્ય આવે છે, તે માટે શુદ્ધ-ઉપયોગ પૂર્વક તે સંબંધે લાગેલા સમસ્ત દોષોની આલોયણા લેઈને–આત્માને શુદ્ધ કરવો જોઇએ, જેમ ગોચરી લાવવી–વાપરવી વિગેરે ક્રિયા કરતાં લાગેલા દોષાને પણ આલોવવાના હોય છે, પરંતુ આરાધનાને આલોવવાની હોતી નથી કેમકે પ્રત્યેક આત્માર્થી–આત્માએ, આત્મ શુધ્યર્થે, વિધિપૂર્વક યથાશક્તિ આરાધના કરવાથી–આત્મશુદ્ધિ પ્રાપ્ત કરવાની હોય છે એમ શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલું છે. અન્યથા–ધર્મપુરૂષાર્થ તેમજ મોક્ષપુરૂષાર્થ વગર આત્મા–અનાદિથી સંસારમાં રઝળે છે અને રઝળતો રહેશે એમ જાણવું.

(૨૧)

કહે કોઈએ કહેવા માત્ર જ, કોઇ ન ગયો નવિ જાશે;
નહિ તો લવણ શિખામાંહે જાતા, કેમ આરાધક થાશે રે.
જિનજી તુંજ આણા શિર વહીએ ॥૨૧॥

(૨૨)

સત્તર સહસ્સ જોયણ જઈ ઊંચા, ચારણ તીર્ચ્છા ચાલે;
સમવાયાંગે પ્રગટ પાઠ એ, શું કુમતિ ? ભ્રમ ઘાલે રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૨૨॥

ભાવાર્થ:-કેટલાક શ્રી જિનપ્રતિમા પ્રતિ--વંદન પૂજાદિ કરવાનો એકાંત વિરોધ કરવામાં જ પોતાની શક્તિનો દુર્વ્યય કરનારાઓ છે, તેઓ પોતાના પાખંડને પોષવા, અવિધિએ શાસ્ત્ર-અભ્યાસ કરી-શાસ્ત્ર વચનને આધારે-પોતાની મિથ્યામતિને આગળ કરતાં થકાં કહે છે કે, "લવણ સમુદ્રની શાખા એટલે અપ્કાય ઉંચો (૧૬) હજાર જોજન હોય છે. એમ શાસ્ત્રમાં કહ્યું છે; તેથી વિદ્યાચારણ તેમજ જંઘાચારણ મુનિઓ તે અપ્કાયમાં થઇને તેની વિરાધના કરી જતાં જ નથી" તેઓનું આમ કહેવું તે મિથ્યા છે કેમકે સમવાયાંગ સૂત્રના પાઠમાં સ્પષ્ટ કહ્યું છે કે તે મુનિઓ તીર્ચ્છીગતિએ જતાં પહેલા પ્રથમ (૧૭૦૦૦) સત્તર હજાર જોજન ઊંચાઇએ જઇ પછી તીર્ચ્છી ગતિએ પ્રયાણ કરે છે. પરંતુ જેઓ કેવળ ચાક્ષુષ, પ્રત્યક્ષને જ માનનારા-સ્વીકારનારા ચાર્વાકોની જેમ; મિથ્યા ભ્રમથી ભ્રમિત થયેલા છે, તેઓને સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી તીર્થંકર ભગવંતોના વચનોમાં શ્રદ્ધા ઉપજવી શક્ય જ નથી, આથી તેઓ યદ્વા-તદ્વા જેમ તેમ બકવાદ કરતાં હોઇ-મૂર્ખા બની ભોંઠા પડતાં હોવા છતાં, પોતાનો દુરાગ્રહ છોડતા હોના નથી, અને કહે છે કે "તે-તે ક્ષેત્રો જ નથી, ત્યાં જિન મંદિરો તેમજ જિન પ્રતિમાઓ જ નથી, તેમજ ત્યાં કોઈ ગયો નથી અને જઇ શકે પણ નહિ." આ રીતે કેવળ પોતાના મનો-કલ્પિત વિચારમાં જ રાચનારા મૂર્ખાઓ, જગતને પણ મિથ્યા સ્વરૂપે સમજીને અજ્ઞાની-ભોળા એવા વિષય-લાલચુ જીવોને, પોતાની માયાજાળમાં ફસાવી અનેક પ્રકારનાં પાપાચારોમાં-પ્રવર્તન કરાવતાં હોય છે, આથી જ તો તેમનામાં કોઈ આત્મશુદ્ધિનો પરિણામ પ્રગટયો હોય તેવું કોઈ લક્ષણ દેખાતું હોતું નથી.

(૨૩)

ચૈત્ય શબ્દનો જ્ઞાન અરથ તે, કહો કરવો કુણ હેતે;
જ્ઞાન એક ને ચૈત્ય ઘણાં છે, ભૂલે જડ સંકેતે રે,
જિનજી, તુંજ આણા શિર વહીએ. ॥૨૩॥

ભાવાર્થ:- શાસ્ત્રોમાં "ચેતના લક્ષણો જીવ:" એમ કહીને સકળ આત્માઓની જ્ઞાનચેતના, કર્મચેતના અને કર્મફળચેતના એ ત્રણે ચેતનાનું સ્વરૂપ જણાવ્યું છે. અન્યથા ચેતના રહિત તે અજીવ દ્રવ્ય કહ્યું છે. સંસારી આત્માની અનાદિ-અશુદ્ધ ચેતનાને શુદ્ધ કરનાર અર્થાત્ આત્માને આત્માભિમુખ કરનાર એવા પરમાત્માની-મૂર્તિને, તેમજ મંદિરને ચૈત્ય શબ્દથી ઓળખાવાયેલ છે, તેને બદલે કેવળ-પરમાત્માની

મૂર્તિ-તેમજ મંદિરનો અપલાપ કરવા માટે જ ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન જ કરવો-ને શાસ્ત્ર વચનોનો ઉડ્ડાહ કરવા જેવું છે. જેઓને પોતાના આત્મહિતની લેશમાત્ર પણ ચિંતા છે અથવા આત્મશુદ્ધિની ઈચ્છાવાળા છે, તેઓ તો કોઈપણ સંયોગોમાં પરમાત્માના સ્વરૂપનો, તેમજ તેમના વચનોનો અનાદર-કે તિરસ્કાર કરવાનું મનથી પણ ઇચ્છતા નથી. આમ છતાં જેઓ પરમાત્માના સ્વરૂપનો તિરસ્કાર કરવાની હદ સુધી, મિથ્યા અહંકારી પણે-વાણી-વિચાર અને વર્તન કરતા હોય છે, તેવા આત્માઓથી આત્માર્થી આત્માએ-અળગા રહેવું, આત્માર્થે, અનિવાર્ય આવશ્યક છે.

(૨૪)

રુચકાદિકના ચૈત્ય નમ્યા તે, સાસય પડિમા કહીએ;
જેહ ઇહાંના તેહ અશાશ્વત, બેઉમાં ભેદ ન લહીએ રે.
જિનજી તુંજ આણા શિર વહીએ. ॥૨૪॥

ભાવાર્થ:- પૂર્વે જે ચારણ મુનિઓએ, રૂચક દ્વીપના, તેમજ નંદીશ્વર દ્વીપના શાશ્વતા ચૈત્યોને અર્થાત્ (તેમાં રહેલી પ્રતિમાઓને) વંદન-પૂજન-નમસ્કારાદિ વડે, ભાવપૂર્વક, ભક્તિ કરી છે, તેમજ અત્રેના અશાશ્વતા ચૈત્યો-પ્રતિમાઓની પણ, તેવા જ ભાવ-પૂર્વક-વંદન-પૂજન-નમસ્કાર કરેલ છે, ભક્તને તો, પ્રતિમામાં ભાવ પૂર્વક ભગવાનના સ્વરૂપનો કરેલો આરોપ શુદ્ધિ કરનારો હોય છે, તેથી જ ભાવ પૂર્વક ભક્તિ કરવાનું કહ્યું છે.

(૨૫)

જે ઉપર સાહેબ! તુંજ કરૂણા, શુદ્ધ અરથ તે ભાખે;
તુજ આગમનો શુદ્ધ પ્રરૂપક, સુજશ અમિય રસ ચાખે રે.
જિનજી તુંજ આણા શિર વહીએ ॥૨૫॥

ભાવાર્થ:- છેવટે પ. પૂ. શ્રી. ય. ઉ. જી. જણાવે છે કે જે આત્માએ આગમ-શાસ્ત્ર વચનથી-પરમાત્માના સ્વરૂપની ઓળખાણ કરીને, તેમની પ્રતિમાની સાચી પૂજા કરી છે તેને-પરમાત્માની કરૂણા પ્રાપ્ત થયેલી (પરમાત્માના વચન અને પરમાત્માના સ્વરૂપમાં એકતા સાધેલી) હોવાથી-તે આગમ શાસ્ત્રોની શુદ્ધ-પ્રરૂપણા કરવાવાળો હોય છે, અને તેથી તેને પોતાને પણ આત્મ-પ્રકાશ-પ્રાપ્ત થતો હોઈ, શ્રોતા-વક્તા બંનેને અમૃત રસના (સામાયિક ભાવના) આસ્વાદન વડે ઉત્તમ પ્રકારનો યશ એટલે આત્મશુદ્ધિ પ્રાપ્ત થાય છે એમ જાણવું. આ સાથે-ઉપર જણાવ્યા મુજબ અર્થને જણાવનાર પ. પૂ. શ્રી. ય. ઉ. જી. એ પોતાનું નામ પણ ગર્ભિત પણે સૂચવ્યું છે.

પહેલી ઢાળ સમાપ્ત

## ઢાળ–બીજી

(૧)

તુજ આણા મુજ મન વસી, જિહાં જિન પ્રતિમા સુવિચાર લાલ રે;
રાયપસેણી સૂત્રમાં, સૂરિયાભ તણો અધિકાર ..... ..... લાલ રે.
તુજ આણા મુજ મન વસી ॥૨૬॥

ભાવાર્થ:– આ બીજી ઢાળમાં પ. પૂ. શ્રી. ય. ઉ. જી એ પરમાત્માના આલંબને સાધ્ય શુદ્ધિ રૂપ, પરમાત્મ ભાવ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ઉત્તમ આત્માર્થી–આત્માને માટે, હાલમાં પ્રાપ્ત આગમ–સૂત્રોના આત્મહિતકારી–અર્થો કરી, પ્રભુ–પ્રતિમાના સ્થાપના નિક્ષેપના આલંબન પ્રતિ–શ્રદ્ધા–પ્રતીતિ અને રૂચી ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરેલો છે તેમાં પ્રથમ રાયપસેણી સૂત્રમાં–જે સૂર્યાભદેવનો અધિકાર છે જે પૂર્વ ભવે પરદેશી રાજાનો જીવ હતો, તેણે દેવભવ પ્રાપ્ત કરતાની સાથે જ, સૌ પ્રથમ પોતાના આત્માના હિતાહિતનો વિચાર કર્યો છે તે સંબંધી જે હકીકત, તે અત્રે સૂત્ર સિદ્ધાંતની સાક્ષીએ જણાવી છે.

(૨)

તે સુર અભિનવ ઉપન્યો, પૂછે સામાનિક દેવ લાલ રે;
શું મુજ પૂરવ ને પછી, હિતકારી કહો તતખેવ લાલ રે.
તુજ આણા મુજ મન વસી ॥૨૭॥

(૩)

તેહ કહે એહ વિમાનમાં, જિન પડિમા દાઢા જેહ લાલ રે;
તેહની તમે પૂજા કરો, પૂર્વ–પચ્છા હિત એહ લાલ રે.
તુજ આણા મુજ મન વસી ॥૨૮॥

(૪)

પૂરવ–પચ્છા શબ્દથી, નિત્ય કરણી જાણે સોય લાલ રે;
સમકિત દૃષ્ટિ સદ્દહે, તે દ્રવ્ય થકી ક્યમ હોય? લાલ રે.
તુજ આણા મુજ મન વસી ॥૨૯॥

(૫)

**દ્રવ્ય થકી જે પૂજિયાં, પ્રહરણુ-કોશાદિ અનેક લાલ રે;**
**તેહથી બેઉ જુદાં કહ્યાં, એ તો સાચો ભાવ વિવેક લાલ રે.**
**તુજ આણા મુજ મન વસી. ॥૩૦॥**

**ભાવાર્થ:-** વિશિષ્ટ રિદ્ધિ-સિદ્ધિવાળા, દેવભવને પ્રાપ્ત કરતાંની સાથે જ-તે સૂર્યાભદેવે, પોતાના હાથ (સત્તા) નીચેના સામાનિક દેવો-જે તેની સેવા કરવા માટે તત્પર બનેલા હતા, તેમને પૂછ્યું-કે આ સ્થાને, મારે મારા હિત માટે પ્રથમ શું કરવા યોગ્ય છે તે કહો, અને તે પછી પણ શું-શું કરવા યોગ્ય છે તે જણાવો. તે દેવોએ પણ પોતાના સ્વામિના અભિપ્રાયને જાણીને જણાવ્યું છે કે, તમારે સૌ પ્રથમ, આ વિમાનમાં જે શ્રી જીનેશ્વર પરમાત્માની દાઢાઓ (અસ્થિઓ) છે તેની પૂજા કરવી યોગ્ય છે. અત્રે એ સમજવું જરૂરી છે કે પ્રભુ-પ્રતિમા તે સ્થાપના નિક્ષેપે ઉપકારી છે. જ્યારે દાઢા (અસ્થિ વગેરે) તો દ્રવ્ય નિક્ષેપે ઉપકારક છે (ભૂત-ભાવિ-સંબંધે વિચારતાં) તે પછી તે સૂર્યાભદેવે સૌ પ્રથમ આત્મહિતકારી-જે-જે કર્તવ્યો હતા-તે-તેણે પ્રથમ ભાવપૂર્વક કર્યા છે, અને તે પછી જ દેવ-ભવમાં પ્રાપ્ત થયેલ રિદ્ધિ-સિદ્ધિનું (આત્મ શ્રેયાર્થે ઉપકારી દ્રવ્યોનું દ્રવ્યથી) પૂજન કર્યું છે કેમકે સમ્યગ્-દૃષ્ટિ આત્મા આત્મ શુદ્ધિકારક દેવ-ગુરૂ અને ધર્મતત્ત્વ પ્રતિ ભાવથી આદરભાવવાળો હોય છે.

(૬)

**ચક્ર રયણ જિન નાણની, પૂજા જે ભરતે કીધ લાલ રે;**
**જયમ તે ત્યમ અંતર ઇહાં, સમકિત દૃષ્ટિ સુપ્રસિદ્ધ લાલ રે.**
**તુજ આણા મુજ મન વસી. ॥૩૧॥**

**ભાવાર્થ:-** ઉપર જણાવેલા અર્થના સમર્થનમાં વિશેષ જણાવે છે કે પ્રથમ ચક્રવર્તી ભરત મહારાજા પાસે શ્રી ઋષભદેવ-કેવળી પ્રથમ તીર્થંકર પરમાત્મા પોતાના રાજ્યમાં (ઉદ્યાનમાં) પધાર્યા છે. એવી વધામણી, તેમજ તે સાથે આયુધ શાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું છે તેની, એ બે વધામણીઓ એકી સાથે, રાજ્ય સભામાં આવી, તે વખતે સમ્યગ્-દૃષ્ટિ ભરત મહારાજાએ વિચાર્યું કે, મારે સૌ પ્રથમ લોકોત્તર હિતકારી શ્રી તીર્થંકર પરમાત્માની પ્રથમ પૂજા કરવી જોઈએ, એમ જાણી સૌ પ્રથમ સમવસરણમાં જઈ-પ્રભુને વંદન-નમસ્કારાદિ વડે પ્રથમ પૂજીને પછી ચક્ર રત્નની પૂજા કરી છે, તે મુજબ-સમ્યગ્-દૃષ્ટિ સૂર્યાભદેવે પણ દેવલોકમાં ઉત્પન્ન થતાંની સાથે જ લોકોત્તર આત્મહિતના કાર્યો પ્રથમ કર્યા છે.

(૭)

પહેલે ભવ પૂરવ કહે, જ્ઞાતા દદુર સંબંધ લાલ રે;
પચ્છા કડુઅ વિષય કહ્યા, વળી મૃગાપુત્ર પ્રબંધ લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૩૨॥

ભાવાર્થ:- જે પંડિતો કેવળ વ્યાકરણવાદી બની, શબ્દોના અનેક અર્થો કરી, અનેક કુતર્કો કરે છે, તેઓને-વ્યાકરણ રૂપી વાધરણ વળગેલી જાણવી, કેમકે તેઓ ગમે ત્યાં, ગમે તેવા અર્થો કરી લોકોને ભ્રમમાં નાંખી-મુગ્ધ બનાવી પોતાની માયા જાળમાં ફસાવતા હોય છે. આ સંબંધે જણાવવાનું કે પૂર્વ-પચ્છા શબ્દનો અર્થ પ્રસંગને અનુસરીને સમ્યગ્ કરવો જોઈએ, અન્યથા-સૂત્ર-અને અર્થમાં વિવાદો ઉત્પન્ન કરવાથી તો ઉલ્ટા, આત્માર્થથી નષ્ટ-ભ્રષ્ટ થવા પણું પ્રાપ્ત થશે. જ્ઞાતા-ધર્મકથા સૂત્રમાં, નંદમણિયાર શેઠ જે શ્રાવક હતો પરંતુ પાછળથી મિથ્યાદષ્ટિ થતાં, મરીને દેડકો થયો છે, તેને જાતિ સ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું છે તે થકી શ્રી મહાવીર પરમાત્માની ભક્તિ સંબંધી વિચારણા કરે છે. તેમાં પૂર્વે પોતે વ્રત ગ્રહણ કરેલાં, તે અર્થને વિચારી આગામી ભવે-હિતાર્થે હવે મારે શ્રી મહાવીર પરમાત્માનું શરણું લેવું જોઈએ એમ વિચાર કરી પરમાત્મા પાસે જાય છે. ત્યાં પૂર્વ-પચ્છાનો અર્થ-ઉપર જણાવ્યા મુજબ સંગત અર્થ કરવો-તે યુક્ત છે. તેમજ વળી મૃગાપુત્રના સંબંધમાં, જે પચ્છા-શબ્દ આવે છે તેનો અર્થ પણ આ ભવમાં જેણે પાપકર્મો કર્યાં છે, તેને આગામી કાળે (આવતા ભવે પણ) તેનાં કટુ વિપાકો (દુઃખો) અવશ્ય ભોગવવા પડે છે, તે અર્થ લેવો યોગ્ય છે.

(૮)

આગમે સિભદ્રા કહ્યા, ગઈ-ઠિઈ કલ્લાણા દેવ લાલ રે;
તસ પૂરવ-પચ્છા કહે, ત્રિહું કાલે હિત જિન સેવ લાલ રે.
તુજ આણા મુજ મન વસી ॥૩૩॥

ભાવાર્થ:- વળી પૂરવ-પચ્છા અર્થથી દેવોના સંબંધમાં આગળ કહ્યું છે કે સમ્યગ્-દષ્ટિ દેવો, ગતિ કલ્યાણ છે, સ્થિતિ કલ્યાણ છે, આગામી ભવે પણ (દેવ ભવ પછી પણ અવશ્ય ઉત્તમ મનુષ્ય ભવને જ પ્રાપ્ત કરવાવાળા હોવાથી) કલ્યાણી છે. અર્થાત્ જિનપૂજાના સાધર્મ્યથી-ત્રણે કાળમાં તેઓ પોતાના આત્માનું કલ્યાણ કરનારા છે.

(૯)

જસ પૂરવ પચ્છા નહિં, મધ્યે પણ તસ સંદેહ લાલ રે;
એમ પહેલે અંગે કહ્યું, છે સૂધો અરથ તે એહ લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૩૪॥

ભાવાર્થ:-જે ભાવ (ક્રિયા) પૂર્વે હિતકારી હતો નહિ. ભવિષ્યમાં પણ હિતકારી થઈ શકે તેમ નથી, તે વર્તમાનમાં હિતકારી છે એમ કેવી રીતે કહી શકાય? જ્યારે જે ભાવ (ક્રિયા) ભૂતકાળ થકી પણ હિતકારી થઈ છે, ભવિષ્યમાં પણ જે ક્રિયા (ભાવ) થકી આત્મહિત સાધવાનું છે, તેને વર્તમાનમાં પણ હિતકારી જ જાણવી જોઈએ, અન્યથા મનઘડંત જુઠા તર્ક-વિતર્કો કરવાથી શું?

(૧૦)

પચ્છા-પચ્ચા શબ્દનો, જે ફેર કહે તેહ દુટ્ઠ લાલ રે;
શબ્દ તણી રચના ઘણી, પણ અરથ એક છે પુટ્ઠ લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૩૫॥

ભાવાર્થ:- પૂર્વ-પશ્ચાત્ શબ્દનો મુખ્ય અર્થ તો એક જ છે કે પહેલા અને પછી તે જ્યાં-જ્યાં જેવી જેવી રીતે ઘટે ત્યાં-ત્યાં તેને-તથા સ્વરૂપે વિચારવો યોગ્ય છે. પરંતુ એક જગ્યાએ જે અર્થ કર્યો હોય તેજ અર્થને તેજ સ્વરૂપે અન્યત્ર (જ્યાં બીજો પર્યાય યુક્ત હોય) ત્યાં પણ તથા સ્વરૂપે જોડવા પ્રયત્ન કરવો તે-જ્ઞાન અને જ્ઞાનીની આશાતના કરવા રૂપ છે.

(૧૧)

વાંચી પુસ્તક રત્નનાં, હવે લેઇ ધરમ વ્યવસાય લાલ રે;
સિદ્ધાયતને તે ગયો, જિહાં દેવચ્છંદનો ઠાય લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૩૬॥

(૧૨)

જિન પ્રતિમા દેખી કરી, કરે શિર પ્રણામ શુભ-બીજ લાલ રે;
પુષ્પ માલ્ય ચૂર્ણે કરી, વસ્ત્રાભરણે વલી પૂજે લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૩૭॥

(૧૩)

ફુલ પગર આગે કરી, આલેખે મંગળ આઠ લાલ રે;
ધૂપ દેઇ કાવ્ય સ્તવી, કરે શક્રસ્તવનો પાઠ લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૩૮॥

(૧૪)

જેહના સ્વમુખે જિન કહે, ભવ સિદ્ધિ પ્રમુખ છ બોલ લાલ રે;
તાસ ભગતિ જિન પૂજના, નવિ માને તેહ નિટોલ લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૩૯॥

(૧૫)

પ્રભુ આગળ નાટક કર્યું, ભગતિ સૂરિયાભને સાર લાલ રે;
ભગતિ તણાં ફળ શુભ કહ્યાં, શ્રી ઉત્તરાધ્યયન મોઝાર લાલ રે.
તુજ આણા મુજ મન વસી. ॥૪૦॥

ભાવાર્થઃ– ઉત્તમ મુમુક્ષુ–સમ્યગ્દૃષ્ટિ આત્મા–શ્રી તીર્થંકર પરમાત્માની આજ્ઞાનું પાલન કરવાની ઉત્કટ ઇચ્છાવાળો હોય છે, તેથી તે પરમાત્માની આજ્ઞા પ્રમાણે જ પોતાની યથાશક્તિ–સમસ્ત વ્યવહાર કરતો હોય છે, અત્રે શ્રી સૂર્યાભદેવ પણ પ્રભુની દાઢાનું યથાવિધિ પૂજન–અર્ચન કરી દેવલોકમાં રહેલા શાશ્વતા–રત્નના પુસ્તકો વાંચીને પોતાને યોગ્ય ધર્મ–કર્તવ્ય શું છે, તે જાણીને પૂજની સામગ્રી લેઈને, સિદ્ધાયતન (તે શ્રી સિદ્ધ ભગવંતોની પ્રતિમાઓના મંદિર) ને વિષે જઈને, સૌ પ્રથમ પ્રભુ–પ્રતિમાને જોતાં જ અંજલિબદ્ધ પ્રણામ કરે છે. કેમકે શુદ્ધ ભાવ પૂર્વકનો પ્રણામ તે વિનય છે, અને વિનયગુણથી વિનયી આત્મા અનેક સદ્ગુણોને પ્રાપ્ત કરવાવાળો થાય છે. તે પછી કેશર–બરાસ–વાસક્ષેપ આદિ ઉત્તમ દ્રવ્યોના ચૂર્ણો વડે પ્રભુ પ્રતિમાનું પૂજન કરે, તે પછી યથાવિધિ–શક્તિ અનુસારે પૂજન કરી, પુષ્પ–વસ્ત્રાદિકે પૂજન કરે, તે પછી ધૂપ–દીપ કરી અષ્ટમંગળ આલેખે, તે પછી વિશેષ ભાવ શુદ્ધિ અર્થે–શક્રસ્તવ–તે નમુત્થુણં આદિ સૂત્રાદિથી પ્રભુની સ્તવના કરે છે. તે પછી તત્કાળ શ્રી મહાવીર પરમાત્માના સમવસરણે આવી, વિશિષ્ટ પ્રકારે ગીત–નાદ–નાટકે કરી પ્રભુભક્તિ કરી, શ્રી મહાવીર પ્રભુને, પોતાના આત્મ હિતની ચિંતાએ છ પ્રશ્નો પૂછે છે, જેના પ્રભુ શ્રી મહાવીર દેવે નીચે મુજબ ઉત્તરો આપેલા છે.

પ્રશ્ન :–હે ભગવંત મારો આત્મા—

(૧) ભવ્ય છે કે અભવ્ય છે?

(૨) સમ્યગ્દૃષ્ટિ છે કે મિથ્યાદૃષ્ટિ છે?

(૩) પરીત્ત સંસારી છે કે અપરિમિત સંસારવાળો છે?

(૪) સુલભ બોધિ છે કે દુર્લભ બોધિ છે?

(૫) આરાધક છે કે વિરાધક છે?

(૬) ચરમ (છેલ્લો ભવ) છું કે અચરમ છું?

ઉપરના છએ પ્રશ્નો ઉત્તરોત્તર આત્માની–મોક્ષપદ પ્રાપ્તિની સન્મુખતા માટેના છે. તેને ગીતાર્થ ગુરૂગમથી ખાસ સમજવા જરૂરી છે. શ્રી મહાવીર પ્રભુએ તે શ્રી સૂર્યાભદેવને જવાબમાં જણાવ્યું છે કે તારો આત્મા (૧) ભવ્ય છે (૨) સમ્યગ્દૃષ્ટિ છે (૩) પરીત્ત સંસારી છે (૪) સુલભ બોધિ છે (૫) આરાધક છે (૬) ચરમ છે.

આ ઉપરથી દેવોના દેવ ભવ સંબંધી, તેમજ તેમના આત્માની સ્થિતિ વિશેષ સંબંધી–જે–જે વિશેષતાઓ છે, તે આત્માર્થી–આત્માએ અવશ્ય લક્ષમાં લેવી.

(૧૬)

અંગ ઉપાંગે ઘણે કહી, એમ દેવ દેવીની ભક્તિ લાલરે;
આરાધકતા તેણે થઇ, ઇહાં તામલી ઇંદ્રની યુક્તિ લાલરે.
તુજ આણા મુજ મન વસી ॥૪૧॥

(૧૭)

ભક્તિ–જીત ધર્મે કરી, લીએ દાઢા અવર જિન અંગ લાલરે;
થૂભ રચે સૂર ત્રણ તે, કહે જંબુપન્નત્તિ ચંગ લાલરે.
તુજ આણા મુજ મન વસી ॥૪૨॥

(૧૮)

શતક દશમે અંગ પાંચમે, ઉદ્દેશે છઠ્ઠે ઇંદ લાલરે;
દાઢ તણી આશાતના, ટાળે તે વિનય અમંદ લાલરે.
તુજ આણા મુજ મન વસી ॥૪૩॥

ભાવાર્થઃ-દેવોને-દેવ ભવમાં, કોઈપણ પ્રકારે આરાધકતા હોતી નથી અર્થાત્ દેવો આત્મ-શુદ્ધિ કરી શકતા જ નથી, એમ એકાંતે માનનારા શ્રીજીન-વચનના ઉત્થાપકો જાણવા, કેમકે દેવોને-દેશવિરતિ તેમજ સર્વવિરતિ સામાયિક ભાવની શુદ્ધિ હોતી નથી. પરંતુ સમ્યક્ત્વ સામાયિક, તેમજ શ્રુત સામાયિક શુદ્ધિએ કરી, તેઓ પણ પોતાના આત્માને નિર્મળ બનાવે છે, એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવ્યું છે. વળી પૂર્વ ભવે તામલી તાપસે મિથ્યાત્વ અવસ્થામાં ઉગ્ર તપ કરેલું, પરંતુ અ-નિદાનપણે કરેલું, તેથી ઇશાનેંદ્ર થયો છે, અને પછી સમકિત પામ્યો છે, એમ જણાવ્યું છે, વળી અંગ સૂત્રોમાં તેમજ ઉપાંગ સૂત્રોમાં, દેવ-દેવીઓનો, પ્રભુ ભક્તિનો-વિવિધ પ્રકારે અધિકાર જણાવ્યો છે, જે થકી કેટલાક દેવો, પોતાના સમ્યક્ત્વને નિર્મળ કરે છે, તો વળી કેટલાક નવું (પ્રથમ) સમકિત પ્રાપ્ત કરે છે એમ સ્પષ્ટ જણાવ્યું છે.

વળી પણ કહ્યું છે કે શ્રી તીર્થંકર પરમાત્માના દેહનો અગ્નિ સંસ્કાર કર્યા પછી દેવોમાં સૌધર્મેન્દ્ર અને ઈશાનેન્દ્ર પ્રભુની ઉપરની દાઢાઓ લઇ લે છે, અને ચમરેન્દ્ર અને બલીન્દ્ર પ્રભુની નીચેની દાઢાઓ લઇ લે છે, જ્યારે બીજા કેટલાક દેવો પ્રભુના અસ્થિના (હાડકાના) અવયવો લઈ લે છે, તેમજ કેટલાક ભસ્મ પણ ગ્રહણ કરી તેને પૂજે છે, વળી વિદ્યાધરો, તેમજ મનુષ્યો પણ શ્રી જિનેશ્વર પરમાત્માની, ગણધરની, તેમજ બીજા આચાર્યાદિ ગુરૂ ભગવંતોની ભસ્મ લેઇ તેની પૂજા કરે છે. જે સ્થળે અગ્નિ-દાહ દેવામાં આવેલો હોય છે, તે સ્થાનની પણ કોઈ આશાતના ન કરે તે માટે ત્યાં સ્તૂપ રચના પણ કરવામાં આવે છે.

શ્રી ભગવતીજી સૂત્રના દશમા શતકના પાંચમા (છટ્ઠાને બદલે) ઉદ્દેશામાં જણાવવામાં આવેલું છે કે જેમ સાક્ષાત્ દ્રવ્યજિન, તેમજ તેમની પ્રતિમાને, સમ્યગ્દૃષ્ટિ આત્માઓ પૂજ્ય માને છે, તેમ ઈન્દ્રાદિક દેવો-પ્રભુની દાઢા વિગેરેની પણ આશાતના કરતા નથી, તે રીતે તેનો નિરંતર અનાશાતના વિનય સાચવતા હોય છે. આ સંબંધે જણાવ્યું છે કે જ્યાં-જ્યાં દેવોએ-પ્રભુના અસ્થિ વિગેરે પૂજ્ય વસ્તુઓ પૂજવા યોગ્ય પણે સ્થાપી હોય છે, તે-તે સ્થાનમાં દેવો-દેવીઓ સાથે મૈથુન ક્રિયાઓ કરતાં નથી. ત્યાં ફક્ત રૂપ જોવું-શબ્દો સાંભળવા રૂપજ-દેવ સંબંધી ભોગ ભોગવતા હોય છે.

(૧૯)

સમકિત દૃષ્ટિ સુર તણી, આશાતના કરશે જેહ લાલરે;
દુર્લભ બોધિ તે થશે, ઠાણાંગે ભાખ્યું એહ લાલરે.
તુજ આણા મુજ મન વસી ॥૪૪॥

ભાવાર્થ:–ઉપર જણાવ્યા મુજબ સમ્યગ્દૃષ્ટિ દેવો–શ્રી જીનેશ્વર પરમાત્માઓની (તેમના શાસનની પણ) અનેક પ્રકારે ભક્તિ કરી, પોતાના આત્માને નિર્મળ બનાવી રહેલા છે, તેમ છતાં તેઓને (દેવોને) કેવળ અવિરતિ કહી, તેઓની સર્વ પ્રકારે નિંદા કરે છે, તેઓને સમ્યક્ત્વની આશાતના કરવા વડે દુર્લભ બોધિ પણું (સમ્યક્ત્વ રહિત અવસ્થા) પ્રાપ્ત થાય છે તેમ શ્રી ઠાણાંગ સૂત્રમાં પાંચ હેતુઓ સહિત જણાવેલ છે. તેમજ તે સમ્યગ્દૃષ્ટિ દેવોની ભગવાનના કલ્યાણકાદિ પ્રસંગેની ભક્તિની સ્તુતિ–પ્રશંસા કરતો આત્મા સુલભ બોધિ થાય છે એમ પણ જણાવ્યું છે.

(૨૦)

'તેહને જશ બોલે કહ્યું, વલી સુલભ બોધિત થાય લાલરે;
તેણે પૂજાદિક તેહનાં, કરણી શિવહેતુ કહાય લાલરે.
તુજ આણા મુજ મન વસી ॥૪૫॥

(૨૧)

તપ સંયમ તરૂ સમ કહ્યાં, ફલ સમ, તે–સુર–શિવ શર્મ લાલરે;
સુર કરણી માને નહિ, નવિ જાણ્યો તેણે એ મર્મ લાલરે.
તુજ આણા મુજ મન વસી ॥૪૬॥

(૨૨)

દશવૈકાલિકે નર થકી, સુર અધિક વિવેક જણાય લાલરે;
દ્રવ્ય સ્તવ તો તેણે કર્યા, માને તસ સુજશ ગવાય લાલરે.
તુજ આણા મુજ મન વસી ॥૪૭॥

ભાવાર્થ:–હવે જેમનો અવર્ણવાદ બોલતાં થકાં, આત્મા, દુર્લભ બોધિ પણું પ્રાપ્ત કરે છે તે જ પાંચ ઉત્તમ આત્માઓના ગુણાનુવાદ ગાતા થકાં જીવ સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાની યોગ્યતા મેળવે છે. તે પાંચ પ્રકારના આત્માનું સ્વરૂપ જણાવીએ છીએ.

(૧) **શ્રી અરિહંત** :–પરમાત્મા, તેમજ શ્રી સિદ્ધ પરમાત્મા:–

(૨) **શ્રી આચાર્ય ભગવંત** :–તે શ્રી ચતુર્વિધ સંઘને મોક્ષ માર્ગ પ્રતિ પંચમહાવ્રતના પાલન પૂર્વક, પંચાચારમાં પ્રવર્તાવતા હોય તે.

(૩) **શ્રી ઉપાધ્યાય ભગવંત** :–તે શ્રી જીનેશ્વર પરમાત્માની આજ્ઞા રૂપ શાસ્ત્રોને અભ્યાસ કરતા હોય તેમજ અન્ય આત્માઓને પણ શાસ્ત્રાભ્યાસ કરાવતા હોય તે.

(૪) **શ્રી ચતુર્વિધ સંઘ** :–તે પંચ મહાવ્રતનું પાલન કરનાર સાધુ–સાધ્વી–તેમજ અણુવ્રતનું પાલન કરનાર શ્રાવક–શ્રાવિકા વર્ગ તેને ચતુર્વિધ શ્રી સંઘ જાણવો.

(૫) જે જીવોએ પૂર્વ ભવમાં, વિવેક પૂર્વક, બ્રહ્મચર્ય ધર્મ તેમજ વિશિષ્ટ તપ ધર્મ વડે દેવપદ પ્રાપ્ત કરેલું છે. (એટલે દેવભવ પ્રાપ્ત કરેલો છે) તેવા **દેવ–દેવીઓના ઉત્તમ–જીન મહોત્સવ આદિ કાર્યો કરવા રૂપ કરણીને અનુમોદવી તેમજ તેને અનુસરવાનો પરિણામ કરવો તે સુલભ બોધિ પણું પ્રાપ્ત કરવાનું લક્ષણ છે.**

શ્રી જીનાગમને વિષે મોક્ષ પુરુષાર્થ માટે, પ્રથમ સંવર રૂપ સત્તર પ્રકારના સંયમ ધર્મનું પાલન કરવાનું કહ્યું છે. તે સાથે કર્મ નિર્જરાર્થે યથાશક્તિ. (૬) બાહ્ય તેમજ (૬) અભ્યંતર એમ (૧૨) પ્રકારના તપ ધર્મનો આદર કરવાનો કહ્યો છે. જે જીવો ઉપર જણાવ્યા મુજબ સમ્યગ્‌ભાવે સંયમ–તપ ધર્મનું આરાધન કરી સર્વ કર્મોનો ક્ષય કરે છે, તેઓ સિદ્ધિગતિને પ્રાપ્ત કરે છે. પરંતુ જે ઉત્તમ જીવો પોતાના આત્મગુણઘાતી ચાર કર્મોનો સર્વથા ક્ષય કરી શકયા નથી તેઓ નિશ્ચેથી દેવગતિ પ્રાપ્ત કરી તે પછી બીજા–ત્રીજા ભવે મોક્ષ મેળવે છે. આ માટે કહ્યું છે કે—

"केइत्थ देवलोएसु, केइ सिज्झन्ति निरया"

અત્રે દેવતાઓએ કરેલા જિનપૂજાદિ કાર્યો યદ્યપિ તેઓ પોતા થકી તો ભાવપૂર્વક કરેલા છે. તેમ છતાં અન્ય આત્માર્થી આત્માઓને તે સંબંધે જોડવા માટે તેમણે સામાન્યથી–મનુષ્યો કરતાં પણ જે વિશિષ્ટ ભાવે (વિવેક પૂર્વક) વિશિષ્ટ સ્વરૂપે જે–જે જીનપૂજાદિ કાર્યો કરેલ છે, તેનું ઉદાહરણ–

દાખલો આપવા માટે તે-તે ક્રિયાને દ્રવ્યસ્તવ શબ્દથી જણાવવામાં આવેલ છે. આ માટે શાસ્ત્રમાં નામાદિ ચારે નિક્ષેપને કથંચિત્ ભિન્નાભિન્ન, તેમજ "પ્રત્યેકં ચતુર્વિધમ્" એમ સ્પષ્ટ જણાવેલ છે, જેનું સ્વરૂપ ગીતાર્થ-ગુરૂ ભગવંત પાસેથી જાણી લેવું જરૂરી છે.

બીજી ઢાળ સમાપ્ત

कोहो विषं किं अमयं अहिंसा
माणो अरी किं हियमप्पमाओ
माया भयं किं सरणं तु सच्चं
लोहो दुहो किं सुहमाइ तुट्ठी

અર્થ :-ઝેર શું ? તો-ક્રોધ, અમૃત શું ? તો-અહિંસા, શત્રુ કોણ ? તો-માન કષાય, હિતકારી શું ? તો અપ્રમત્તતા, ભય ક્યાં ? તો-માયામાં, શરણભૂત કોણ ? તો-સત્ય, દુઃખ શાથી ? તો-લોભથી, સુખ શાથી ? તો સંતોષથી.

## ઢાળ-ત્રીજી

(૧)

શાસન તાહરું અતિ ભલું, જગ નહી કોઈ તસ સરખું રે;
તેમ તેમ રાગ વધે ઘણો, જેમ જેમ જુગતિ શું પરખું રે.
શાસન તાહરું અતિ ભલું ॥૪૮॥

ભાવાર્થ:- ત્રિલોકનાથ તીર્થંકર શ્રી મહાવીર પરમાત્માનું શાસન પામીને પોતાને-પોતાનો આત્માર્થ સાધવાનો માર્ગ પ્રાપ્ત થયાના હર્ષને પ્રદર્શિત કરતાં થકાં પ. પૂ. શ્રી. ય. ઉ. જી જણાવે છે કે આજે આ વિષમ કાળમાં પણ તારું શાસન એટલે (મોક્ષમાર્ગના હેતુભૂત) સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રાદિ ગુણોની પ્રાપ્તિનું પરમોત્કૃષ્ટ કારણ, તેને પોતાના-આત્મ હિત પ્રતિ નિર્વિવાદ સત્ય સ્વરૂપે જાણીને,-અવલંબીને, જેઓ યથાશક્તિ આત્મ શુદ્ધ્યર્થે દેશવિરતિ તેમજ સર્વવિરતિ ભાવે પ્રવર્તન કરી રહ્યા છે, તેવા સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાઓના જીનાજ્ઞાનુસારી પ્રવર્તનના-યોગોનો જેમ જેમ હું તેમના (તેમની આત્માર્થ સાધકતાની પ્રવૃત્તિના) પરિચયે-તેમની પરમાર્થ સાધવાની પરમશુદ્ધ વૃત્તિ-પ્રવૃત્તિને, શાસ્ત્રાજ્ઞા મુજબ, તેમજ સ્વાનુભવથી વિચારું છું, તેમ તેમ મારામાં તેમના પ્રતિ વિશેષતઃ પ્રશસ્ત આદરભાવ વિશેષ-વિશેષ સ્વરૂપે પ્રગટતો જાય છે.

શ્રી જૈન શાસન વિષે સમ્યગ્ દૃષ્ટિ આત્માની કરણીને-મોક્ષના હેતુભૂત જણાવી છે. અન્યથા સંસાર પરિભ્રમણનું કારણ છે, એમ સ્પષ્ટપણે જણાવ્યું છે. આ માટે આત્માર્થી આત્માએ, સૌ પ્રથમ-શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને ષટ્ (૬) સ્થાન સંબંધી આસ્તિક્ય લક્ષણરૂપ સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરવો જરૂરી છે. ઉપર જણાવેલ પાંચ લક્ષણવાળા નિશ્ચય સમ્યક્ત્વ ગુણનો નિશ્ચય તો, અતીન્દ્રિય જ્ઞાનીઓ જ કરી શકે છે. પરંતુ વ્યવહારમાં શાસ્ત્રાનુસારે સમ્યક્ત્વ ગુણને પ્રથમ ઉચ્ચરીને (હૃદયમાં ધારણ કરીને) પછી જ દેશવિરતિ ધર્મ તેમજ સર્વવિરતિ ધર્મની આરાધના કરવી યોગ્ય છે. અન્યથા કોઈપણ આત્માની સમસ્ત કરણી, આજ્ઞા-બાહ્ય સમજવી. આ સમ્યક્ત્વ ગુણને ઉચ્ચરવાના વિધિ (હૃદયમાં ધારણ કરવા)નું સ્વરૂપ શાસ્ત્રોમાં આ પ્રમાણે જણાવેલ છે.

(૧) પ્રરૂપણા મિથ્યાત્વ :- શ્રી જીનેશ્વર ભગવંતોએ ભાંખેલ (૯) તત્ત્વોની, વિપરીત સ્વરૂપે પ્રરૂપણા કરવી તે.

(૨) પ્રવર્તન-મિથ્યાત્વ :-લૌકિક-દેવ-ગુરૂ-ધર્મને આત્મશુદ્ધિનું કારણ જાણી, તેનું વંદન,-પૂજન યા બહુમાન સહ આદર-ભક્તિ કરવી તે, તેમજ લોકોત્તર-દેવ-ગુરૂ-ધર્મની સાંસારીક ભોગ સુખની વાંચ્છાએ વંદન-પૂજન યા બહુમાન સહ-આદર ભક્તિ કરવી તે.

(૩) પરિણામ મિથ્યાત્વ :- જે આત્માઓએ, યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વ-કરણ અને અનિવૃત્તિ કરણ કરી, અનાદિના મિથ્યાત્વ મોહનો (દર્શન મોહનો) ક્ષય, ક્ષયોપશમ, કે ઉપશમ કરેલો હોતો નથી, તેવા જીવો, કે જેમને મિથ્યાત્વ મોહનીય કર્મનો, અનાદિના સ્વરૂપનો બંધ ચાલુ જ છે.

(૪) પ્રદેશ મિથ્યાત્વ :- જેમનામાં ઉપશમ કે ક્ષયોપશમ સમ્યક્ત્વનો પરિણામ વર્તે છે, પરંતુ સત્તામાં રહેલા મિથ્યાત્વ મોહનીયના દળીયાનો સર્વથા ક્ષય કરી ક્ષાયિક સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત કરેલો હોતો નથી તેવા જીવો.

**ઉપરના ચાર પ્રકારના મિથ્યાત્વમાંથી વ્યવહારથી સમકિત ઉચ્ચરનાર** (હૃદયમાં ધારણ કરનાર) **આત્માએ, પ્રથમના બે-મિથ્યાત્વ ભાવથી અળગા રહેવાનું હોય છે.** એટલે વ્યવહાર સમકિત ધારી આત્માઓ માટે પ્રરૂપણા મિથ્યાત્વ, તેમજ બંને (લૌકિક તેમજ લોકોત્તર) પ્રકારના પ્રવર્તન મિથ્યાત્વથી અળગા રહેવું અનિવાર્ય-આવશ્યક છે.

આ સંબંધે તત્ત્વાર્થ સૂત્રમાં સ્પષ્ટ જણાવવામાં આવેલ છે કે—

" शंका कांक्षा विचिकित्साऽन्यदृष्टि प्रशंसा संस्तवाः सम्यग्दृष्टे रतिचाराः "

આથી સ્પષ્ટ સમજી શકાય એમ છે કે, નિર્મળ સમ્યક્ત્વ ગુણના સહકારે-આત્માર્થી-આત્મા, આત્મ-શુદ્ધિ કરી શકે છે. અન્યથા શુભ-અશુભ યોગ ક્રિયાએ શુભ-અશુભ કર્મનો બંધ હોય, પરંતુ સકામ નિર્જરા ન હોય.

(૧)

શ્રી અરિહંતને તેહના, ચૈત્ય નમું ન અનેરાં રે;
અંબડને તસ શિષ્યનાં, વચન ઉવવાયે છે ઘણેરાં રે.
શાસન તાહરું અતિ ભલું ॥૪૯॥

ભાવાર્થ:- પૂર્વે જણાવ્યા મુજબ શ્રી જીનેશ્વર ભગવંતને જેમણે પોતાના આત્મ શ્રેયાર્થે આરાધ્ય-ઉપાસ્ય દેવ સ્વીકારેલ છે તેવા અંબડ પરિવ્રાજક, તેમજ તેમના સાતસો શિષ્યોએ નિર્મળ સમ્યકત્વગુણની રક્ષા અર્થે, અન્ય યૂથિકો, એટલે અન્ય તીર્થિકો (જીનેન્દ્રના શાસન સિવાય) અન્ય તીર્થિઓના દેવો, તેમજ અન્ય તીર્થિકોએ જાતે ગ્રહણ કરેલાં ચૈત્યો-પ્રતિમાઓ યાવત્ અન્ય તીર્થિકોએ ગ્રહણ કરેલ જીન પ્રતિમાઓને પણ, વંદન-પૂજન-નમસ્કારાદિ નહિ કરવાનો નિયમ-પાળેલો છે, જે અધિકાર ઉવવાઈ સૂત્રમાં વિસ્તારથી જણાવવામાં આવેલો છે.

(૩)

ચૈત્ય શબ્દ તણો અરથ તે, પ્રતિમા નહિ કોઈ બીજો રે;
જેહ દેખી ગુણ ચિંતિએ, તેહજ ચૈત્ય પતીજો રે,
શાસન તાહરું અતિ ભલું ॥૫॥

ભાવાર્થ:- ચૈત્ય એટલે ચિત્ત (આત્મ-ચેતના)ની શુદ્ધિ કરે તેને ચૈત્ય કહેવાય, આ અર્થ ઘટાવી જ્યાં ઘટે તેને ચૈત્ય કહેવામાં કોઈ વિરોધ નથી, એટલે જ તો શાસ્ત્રોમાં સ્થાવર-તીર્થ તેમજ જંગમ તીર્થ બંનેને તીર્થ સ્વરૂપે ઉપકારી કહ્યા છે. હા, સ્થાવર તીર્થ કરતાં જંગમ તીર્થમાં ઉપકાર કરવાની જે વિશેષતા છે, તેનો જરૂરથી સ્વીકાર કરવો જોઈએ. પરંતુ આમ કહીને કેટલાક દૃષ્ટિરાગી આત્માઓ-પોતાના ગુરૂ સાક્ષાત હયાત નહિ હોવા છતાં, તેને પરમાત્માની વાણીથી, તેમજ સ્થાપના નિક્ષેપથી પણ, વિશેષ ઉપકારક જાણે છે, તેઓ જીનેશ્વર ભગવંતની (શાસનની) આશાતના કરનારાઓ છે એમ જાણવું. કોઈપણ ઉત્તમ આત્માર્થી-આત્મા શ્રી જીનેશ્વર પરમાત્માના મંદિરને, તેમજ તેમની અલૌકિક મૂર્તિને-ચિત્ત શુદ્ધિનું કારણ નથી એમ કહી શકે તેમ નથી. પરંતુ જેઓ પોતાના આત્મતત્ત્વની શુદ્ધિના મિથ્યા અહંકારે અંધ બનેલા છે, તેઓ જ પરમાત્માની મૂર્તિના આલંબનનો અનાદર કરવાની મિથ્યા ચેષ્ટાઓ કરતા હોય છે. કાઉસ્સગ્ગની વિધિમાં "અરિહંત ચેઈયાણં કરેમિ કાઉસ્સગ્ગં", એ પાઠથી શ્રી જીનેશ્વર ભગવંતની પ્રતિમા અર્થ સ્પષ્ટ સમજાય છે.

(૪)

એમજ આલાવે આણંદને, જિન પ્રતિમા નતિ દીસે રે;
સપ્તમ અંગના અર્થથી, તે નમતાં મન હીસે રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૧॥

ભાવાર્થઃ– શ્રી ઉપાસક દશાંગ સૂત્રમાં, આણંદ શ્રાવકે પણ સમ્યકૃત્વ ગુણની રક્ષા અર્થે, અન્ય તીર્થિકો (શ્રી જીનાજ્ઞાને નહિ અનુસરનારાઓ)ને, અન્ય તીર્થિકોના દેવોને, તેમજ અન્ય તીર્થિકોએ પોતાના કરી ગ્રહણ કરેલા જિન મંદિરો–તેમજ જિન પ્રતિમાઓને મારે વંદન–પૂજન–કે નમસ્કારાદિ કરવા નહિ એવું વ્રત (છ પ્રકારના આગાર સહિત) ઉચ્ચરેલું છે એ પાઠ છે. તેમજ શ્રી જીનાજ્ઞાનુસારે–સાધુ પણું પાળતા હોય તેમને આહાર–પાણી–ઔષધ–ભેષજ તેમજ શય્યા–વસતિ વિગેરે પડિલાભવાં કલ્પે, એવું વ્રત લીધેલું છે, તેવો સ્પષ્ટ પાઠ છે.

(૫)

પરતીર્થિ સુર તેહની, પ્રતિમાની નતિ વારી રે;
તેણે મુનિ જિન પ્રતિમા તણી, વંદન નતિ નિરધારી રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૨॥

ભાવાર્થઃ– ઉપરના આલાવામાં અન્ય તીર્થિકોને (એટલે તેઓની ધર્મ કરણીને–તેમના ગુરૂને) તેમજ તેઓએ માનેલા–સ્વીકારેલા–દેવને પ્રતિમાને–વંદન–પૂજન–નમસ્કાર નહિ કરવાનું તેમજ શ્રી જૈન મુનિને–પડિલાભવાનું સ્વીકાર્યું છે, આથી સ્પષ્ટ સમજાય છે કે તેમણે શ્રી જીનેશ્વર–દેવની પ્રતિમાને વંદન–પૂજન–નમસ્કારાદિ કરવાનું–જૈન સાધુઓને પડિલાભવા વડે તેમને ગુરૂ માનવાનું તેમજ તેથી શ્રી જીનેશ્વર ભગવંતોએ–પ્રરૂપેલા ધર્મને આદરવાનું સ્વીકાર્યું છે.

(૬)

પરતીર્થિએ જે પરિગ્રહયા, મુનિ તે તો પરતીર્થિ રે;
ત્રણ શરણમાંહે ચૈત્ય તે, કહે પ્રતિમા શિવ અર્થી રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૩॥

ભાવાર્થઃ– પરતીર્થિક એટલે, જીનાજ્ઞા વિરુદ્ધ વર્તન કરનારા સાધુઓ (મુનિઓ) તેમજ–તેમનાથી–પ્રવર્તાવેલ ધર્મકરણી, તેમજ તેમણે

પોતે પણ ગ્રહણ કરેલ દેવ પ્રતિમા, એ ત્રણેને પણ પરતીર્થિક જ જાણવા. વળી શ્રી ભગવતી સૂત્રના ત્રીજા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે-શ્રી અરિહંતની નિશ્રા (શરણ) વિના, શ્રી અરિહંતના ચૈત્યની નિશ્રા વિના, તેમજ ત્રીજું શ્રી ભાવિત અણગાર એટલે તપ-સંયમ યુક્ત મુનિની નિશ્રા વિના અસુરકુમાર દેવો, યાવત્ સૌધર્મ દેવલોક સુધી ઊંચે જઈ શકતા નથી પરંતુ એ ત્રણેમાંથી, કોઈ એકની નિશ્રા વડે જ જઈ શકે છે, આ પાઠથી ચૈત્ય એટલે જિન પ્રતિમા અને જૈન મુનિ એ બંનેને જુદા-સ્પષ્ટ જણાવેલ છે.

(૭)

દાનાદિક શું પ્રતિમા પ્રત્યે, એમ કહે જે છલ હેરી રે;
ઉત્તર તાસ સંભવ તણી, શૈલી છે સૂત્ર કેરી રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૪॥

(૮)

દશવિધ બહુવિધ જયમ કહ્યું, વૈયાવચ્ચ જહ-જોગે રે;
દશમે તે અંગે તથા ઈહાં, જોડીએ નય ઉપયોગે રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૫॥

ભાવાર્થ :-કેટલાકો શ્રી જિન પ્રતિમાને દાન આપવું તે કેવી રીતે હોઈ શકે ? એમ કહે છે. પરંતુ અજ્ઞાની-મિથ્યાત્વ મોહે કરી મુંઝાએલા જીવોમાં અન્ય-ઉત્તમ-સમાન-તેમજ નિર્બળ આત્માઓ પ્રતિ-તેમનો વિનય-વૈયાવચ્ચ કેમ કરવો, તે જાણવા-સમજવાની ઇચ્છા જ હોતી નથી. તેઓ તો માત્ર પોતાનો જ સ્વાર્થ એટલે અહમ્ અને મમત્વને પોષવામાં જ પોતાની સકળ બુદ્ધિ-શક્તિનો ઉપયોગ કરવામાં જ પોતાનું શ્રેય અને કર્તવ્ય સમજતા હોય છે. પરંતુ શાસ્ત્રોમાં જે દાનાદિ ચાર પ્રકારનો ધર્મ અનેક પ્રકારે જણાવ્યો છે. તેમાં દાનના પાંચ ભેદ (૧) ઉચિતદાન (૨) કીર્તિદાન (૩) અનુકંપાદાન (૪) સુપાત્રદાન (૫) અભયદાન તેને વિસ્તારથી સમજાવેલા છે. તેમજ પાત્રદાન સંબંધી પાંચ પ્રકારના પાત્ર ભેદ (૧) રત્નપાત્ર (૨) સુવર્ણપાત્ર (૩) રજત-પાત્ર (૪) ધાતુપાત્ર (૫) માટીપાત્ર સમાન જીવોને ઓળખાવેલ છે. તેમજ ભાવદાન સંબંધે (૧) દાતાશુદ્ધ (૨) દેયશુદ્ધ (૩) પાત્રશુદ્ધ (૪) કાળશુદ્ધ (૫) ભાવશુદ્ધ એમ પાંચ ભેદવાળા દાન ધર્મને, ત્રિવિધ ફળભેદથી શાસ્ત્રોમાં

વિસ્તારથી સમજાવેલ છે. તેમજ વળી વિનય અને વૈયાવચ્ચ પણ જે જે આત્માઓનું જે જે રીતે કરવું યોગ્ય (સ્વ-પરને ઉપકારક) હોય તે તે રીતે વિધિ-પૂર્વક કરવાનું કહ્યું છે. અન્યથા કેવળ સ્વમતિ કલ્પનાએ, વિનય-વૈયાવચ્ચ કરતો એવો આત્મા પણ સ્વ-પર આત્મભાવમાં કેવળ વિષય-કષાય ભાવનું પોષણ કરતો થકો પોતાને તેમજ અન્ય આત્માઓને પણ સંસારમાં ડુબાડનારો થાય છે તેમજ વળી શીયળ-તપ-તેમજ ભાવના ધર્મ અને ધ્યાન ધર્મ પણ પોત-પોતાની શક્તિ અનુસારે શાસ્ત્રાજ્ઞા મુજબ કરે તો ઉપકારક થાય છે. અન્યથા કેવળ ક્લેશકારી તેમજ આત્મ-સ્વચ્છંદતાએ આત્મ વિરાધક થાય છે એમ જાણવું.

આ માટે શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે કે :—

आणाए तवो, आणाइ संजमो, तहय दाणं माणाए;
आणारहिओ धम्मो, पलाल पुलुव्व पडिहाइ

(૯)

સાધુને જિન પ્રતિમા તણું, વૈયાવચ્ચ તિહાં બોલ્યું રે;
એહ અરથ થકી કુમતિનું, હિયડું કાંઈ મ ખુલ્યું રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૬॥

(૧૦)

જેહ સિદ્ધાંત તણી જેમ થાપના, વૈયાવચ્ચ દશ-વાલો રે;
જાણીયે જિન પ્રતિમા તણું, તિમ ઇહાં કવણ વિવાદો રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૭॥

(૧૧)

એમ સવિ શ્રાવક સાધુને, વંદનાનો અધિકાર રે;
સૂત્ર કહી પ્રતિમા તણો, હવે કહ્યું પૂજન વિચારો રે.
શાસન તાહરું અતિ ભલું ॥૫૮॥

ભાવાર્થ:-શાસ્ત્રોમાં શ્રી ચતુર્વિધ સંઘ (સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા)નું વૈયાવચ્ચ કરવાનું એટલે તેમના ગુણોનું બહુમાન કરવાનું કહ્યું છે. તેમજ શ્રી જિન પ્રતિમાનું પણ સમસ્ત શ્રી ચતુર્વિધ સંઘે વૈયાવચ્ચ કરવું જોઈએ એમ કહ્યું છે, તેથી સાધુઓએ પણ ચૈત્ય પ્રતિમાનું વિશિષ્ટ સ્વરૂપે વૈયાવચ્ચ એટલે તેમના ગુણોનું વિશેષ પણે બહુમાન કરવું એમ પણ સ્પષ્ટ જોવાય છે.

આ સંબંધે ખાસ સમજવું જરૂરી છે કે, પરમાત્માનું દ્રવ્ય નિક્ષેપે આલંબન પ્રાપ્ત થવું તે-શ્રેષ્ઠ હોવા છતાં, તેમની હયાતીકાલે પણ તેઓ એક કાળે, અનેક ક્ષેત્રે હોઈ શકે નહિ, જ્યારે-સ્થાપના નિક્ષેપે તેમજ નામ નિક્ષેપે તેમનું આલંબન અનેક ક્ષેત્રે-એક કાળે-અનેક જીવોને-પ્રાપ્ત થાય-તે માટે-શ્રી જીનમંદિર તેમજ લોગસ્સાદિ સૂત્રોની મહત્તા વિશેષ છે એમ જાણવું. તેમ છતાં કેટલાક તેજો દ્વેષી આત્માઓ શ્રી જીનપ્રતિમાને-વંદન-પૂજન કરવાનો નિષેધ કરે છે. તેવા કુબુદ્ધિવાળાઓને એટલો પણ ખ્યાલ નથી આવતો કે-જેમ કુપુત્ર પોતાના બાપને ઓળવે તેમ-શ્રી સંઘની સ્થાપના કરનાર પરમાત્માની પ્રતિમાને વંદન-પૂજન કરવાનો ઈન્કાર કરનારાઓ પણ, તે કુપુત્રના વર્તનને જ અનુસરી રહ્યા છે. આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે પ્રત્યેક સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાને શ્રી જીનેશ્વર પરમાત્માનું યથાતથ્ય ભાવે ચારે નિક્ષેપનું આલંબન આત્મહિતાર્થે કર્તવ્ય છે.

(૧૨)

યાગ અનેક કર્યા કહ્યાં, શ્રી સિદ્ધારથ રાજે રે

તે જિન પૂજાના કલ્પમાં, પશુના યાગ ન છાજે રે

શાસન તાહરૂં અતિ ભલું ાપલા

(૧૩)

શ્રી જિન પાસને તીરથે, સમણો પાસક તેહો રે

પ્રથમ અંગે કહ્યો તેહનો શ્રી જિન પૂજાનો નેહો રે

શાસન તાહરૂં અતિ ભલું ાઈ૩ા

ભાવાર્થ-શ્રી કલ્પસૂત્રના આધારે જણાય છે કે શ્રી મહાવીર પરમાત્માના પિતાશ્રી સિદ્ધાર્થ રાજાએ, અનેક પ્રકારના વિશિષ્ટ યાગો-પ્રભુના જન્મ મહોત્સવે કરેલા છે તે યાગ એટલે પૂજાઓ-શ્રી જિનેશ્વર ભગવંતોની કરેલી છે એમ જાણવું કેમકે તેઓ શ્રી પાર્શ્વનાથ પરમાત્માના શાસનના શ્રાવક હતા એમ શ્રી આચારાંગ સૂત્રમાં સ્પષ્ટ જણાવેલ છે

હાલમાં પ્રાપ્ત આગમ સૂત્રો ત્રુટિત હોવાથી કેટલીક વખત જુદા જુદા સૂત્ર પાઠોને લક્ષમાં લોઈને, સમ્યગ્-અર્થ (હિતકારી) કરવો જરૂરી છે, અન્યથા સૂત્ર પાઠો પણ કેટલીક વખતે પરસ્પર વિરૂદ્ધ અર્થવાળા

પ્રાપ્ત થતાં સમૂળગી સૂત્ર ઉપરની શ્રદ્ધા ઉઠી જતાં, આત્મહિત પ્રતિ અંધ બનાવનાર મિથ્યાત્વ-મોહનો ઉદય પ્રાપ્ત થશે.

આ માટે કહ્યું છે કે—

"अदृष्टार्थेऽनुधावन्तः शास्त्रदीपं विना जडाः;
प्राप्नुवन्ति परं खेदं, प्रस्खलन्तः पदे पदे."

અર્થ:-શાસ્ત્રાજ્ઞાને ઉવેખીને, જે અજ્ઞાની-અહંકારી (જડ) આત્માઓ, અદૃષ્ટ એવા આત્મહિત સાધવા પ્રતિ જે-જે પ્રયત્નો કરે છે, તે થકી ઉલ્ટાના તેઓ પોતાના આત્માને ડગલે ને પગલે ખેદ ઉપજાવતાં થકાં-રાગ-દ્વેષ રૂપી કષાયોને આધીન થાય છે. આથી એ ખાસ ધ્યાનમાં લેવું જરૂરી છે કે પ્રત્યેક સમ્યગ્ દૃષ્ટિ-આત્માર્થી-આત્માઓનું એ કર્તવ્ય હોય છે કે શ્રી જીનેશ્વર પરમાત્માની (શાસ્ત્રાર્થની) આજ્ઞા મુજબ દંભ યાને માયા રહિત અર્થાત્ ત્રણ શલ્ય રહિત થઈને પોત-પોતાની શક્તિ અનુસારે (ગુણસ્થાનકને યોગ્ય) દોષ-હાની અને ગુણ-વૃદ્ધિ થાય, તે રીતે ધર્માનુષ્ઠાન કરવું જોઈએ. અન્યથા આત્મ સિદ્ધિને અવગણીને, કેવળ પ્રસિદ્ધિ માટે કરાતી ધર્મક્રિયા આત્માને, વિષ-ગરલ તેમજ અન્યોન્ય-અનુષ્ઠાન રૂપ હોઈ-સંસારમાં ડુબાડનારી થાય છે. એટલું જ નહિ પરંતુ જુઠ્ઠી ક્રિયાઓ કરનારાઓ થકી તો અન્ય આત્માઓમાં પણ તે પ્રત્યે અણગમો ઉત્પન્ન થાય છે.

(૧૪)

શ્રેણિક મહાબલ પ્રમુખના, એમ અધિકાર અનેકો રે;
છઠ્ઠે અંગે વલી દ્રૌપદી, પૂજા પ્રગટ વિવેકો રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૬૧॥

(૧૫)

નારદ દેખીને નવિ થઈ, ઉભી તેહ સુજાણ રે;
જાણીએ તેણે તે શ્રાવિકા, અક્ષર એહજ પ્રમાણ રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૬૨॥

(૧૬)

આંબિલ અંતર છઠ્ઠનું, ઉપસર્ગે તપ કીધું રે;
કેમ નવિ કહિએ તે શ્રાવિકા, ધર્મે કારજ સીધ્યું રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૬૩॥

(૧૭)

રાય કન્યા કહી શ્રાવિકા, ન કહી જે ભૂલે રે;
રાજમતી કહી તેહવી, તિહાં સંદેહ તે ઝુલે રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૬૪॥

ભાવાર્થઃ-શાસ્ત્રોમાં શ્રેણિકરાજા તેમજ મહાબલ વિગેરે રાજાઓના શ્રી જિનેશ્વર પરમાત્માઓની પ્રતિમાને તેમજ શ્રી જિનેશ્વર પરમાત્માઓને અનેક પ્રકારે વંદન-પૂજન-નમસ્કારાદિ કરવા વડે, તેમની ભક્તિ કર્યાના અનેક અધિકારો છે, તેમજ વળી છટ્ઠા અંગ સૂત્ર, તે જ્ઞાતાસૂત્રમાં તો મહાસતી દ્રૌપદી શ્રાવિકાના અધિકારે તેણીએ શ્રી જીનેશ્વર પરમાત્માની પૂજા કર્યાનો સ્પષ્ટ પાઠ છે, વળી તેણીએ અવિરતિ નારદનું તેના આગમન પ્રસંગે ઊભા થવા રૂપ બહુમાન ન કર્યાનો પણ શાસ્ત્રમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. વળી તે થકી તેણીને ધાતકી ખંડમાં પદ્મોત્તર રાજાને ત્યાં કેદમાં પડવું પડેલું તે વખતે તેણીએ તે ઉપસર્ગને ટાળવા સારૂ ત્યાં છટ્ઠ-છટ્ઠના પારણે આંયબિલનું છ માસ પર્યંત તપ કર્યું છે. તેણીને શ્રી કૃષ્ણ-વાસુદેવે છોડાવી છે. આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે તેણી શ્રાવિકા હતી, જો કે તેણીને રાજકન્યા શાસ્ત્રમાં જણાવી છે તેથી કાંઈ તેનું શ્રાવિકાપણું મટી જતું નથી.

(૧૮)

હરિ પરે કર્મ નિયાણનું, ઇહ ભવે ભોગ ન નાસે રે;
સમકિત લહે પરણ્યા પછી, કહે તે શું ન વિમાસે રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૬૫॥

(૧૯)

જિણ ઘર કેણે કરાવીયું, તિહાં પ્રતિમાને પઇટ્ઠારે;
તેહની પૂજા તે કુણ કરે, એમ પરખે તે ગરિટ્ઠા રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૬૬॥

(૨૦)

વર નવિ માગ્યો છે પૂજતાં, શક્રસ્તવે શિવ માગે રે;
ભક્તિ સમી સૂરિયાભને, વિરતિ વિશેષથી જાગે રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૬૭॥

ભાવાર્થઃ–મહાસતી શ્રી દ્રૌપદી શ્રાવિકાએ પૂર્વભવના નિયાણાના લીધે પાંચ પાંડવોની પત્નીપણું પ્રાપ્ત કરેલુ છે. નિયાણું આખો ભવ પર્યંત ભોગવવાનું હોય છે. પરંતુ નિયાણું–સમ્યક્ત્વ પ્રાપ્ત કરવામાં બાધા ઉપજાવતું નથી એ વાત શાસ્ત્રથી સ્પષ્ટ સમજાય તેમ છે. કેમકે દશાશ્રુત સ્કંધમાં–નિયાણા સંબંધી દશમા અધ્યયનમાં દીક્ષામાં નિયાણાના સંબંધમાં જણાવ્યું છે કે, જે સાધુ–અથવા સાધ્વીએ દીક્ષાનું નિયાણું કરીને તેની આલોચના–પ્રતિક્રમણ ન કર્યું હોય, તે કાળ કરીને પ્રથમ તો દેવલોકમાં ઉત્પન્ન થાય છે, તે પછી મનુષ્યભવ પ્રાપ્ત કરે છે અને દીક્ષા લઈ સાધુપણું પાળે છે. પરંતુ તે–સાધુ તે ભવમાં પૂર્વે કરેલા નિયાણાના પ્રતાપે સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કરી શકતા નથી એમ સ્પષ્ટ જણાવેલું છે; આથી સમજાય તેમ છે કે નિયાણાનું ફળ આખા ભવ સુધી ભોગવવાનું હોય છે.

વળી કેટલાક તો એમ પણ કહેતા ફરે છે કે શ્રી જીનમંદિર કોણે બનાવ્યું, અને તેની પ્રતિષ્ઠા કોણે કરી હતી–તેના તો કોઈ પાઠો સૂત્રમાં છે જ નહિં, પરંતુ તેઓએ સમજવું જોઈએ કે પૂજા–એ પૂજકના ભાવનો અધિકાર હોઈ તેને મંદિર બંધાવવા સાથે–યા તેની પ્રતિષ્ઠા કોણે–ક્યારે કરાવી હતી તે જાણવાની અનિવાર્યતા હોતી નથી. પરંતુ મંદિર અને મૂર્તિ છે જ, તો જરૂર તેનો કોઈ બંધાવનાર અને પ્રતિષ્ઠા કરનાર પણ હશે જ, અને તે ઉત્તમ આત્માઓ જ હશે એમ ઉત્તમ આત્માઓ સહેજે સમજી શકે છે. વળી શ્રી દ્રૌપદીજીએ, શ્રી જીનપૂજા કરીને વરની (પતિની) માંગણી કરી નથી પરંતુ શ્રી શક્રસ્તવનો પાઠ કરી મોક્ષપદ પ્રાપ્તિની વાંચ્છના કરી છે. જેમ સૂરિયાભદેવે ભાવથી ભક્તિ કરેલી તેવી જ તેણીએ ભાવથી પૂજા કરી છે એવો પાઠ છે. આથી સ્પષ્ટ સમજાય છે કે ઉત્તમ આત્માઓ શ્રી જીનેશ્વર પરમાત્માની પાસે–સાંસારિક સુખની માંગણી કરવી, તેને શાસ્ત્રમાં લોકોત્તર મિથ્યાત્વ કહ્યું છે. તેવી શ્રદ્ધાવાળા હોવાથી, શ્રી જીનેશ્વર ભગવંતની પૂજા–આ લોક–યા પરલોકના સુખની વાંચ્છાઓ કરતા નથી પરંતુ મોક્ષમાં કારણરૂપ પરમ–વિરતિ ભાવ પ્રાપ્ત કરવાની ઇચ્છાઓ કરે છે.

(૨૧)

ધર્મ વિનય અરિહંતનો, એમ એ લોગઉવયારો રે;
સંભવે સર્વને જાણીએ, સમકિત શુદ્ધ આચારો રે.
શાસન તાહરું અતિ ભલું. ॥૬૮॥

(૨૨)

આણંદનો વિધ નવિ કહ્યો, રાય પ્રદેશીને પાઠે રે;
સંભવ સર્વ ન માનશે, વીંટાશે તેહ આઠે રે.
શાસન તાહરું અતિ ભલું. ॥૬૯॥

ભાવાર્થ:- શ્રી જીનેશ્વર પરમાત્માને વંદન-પૂજન-નમસ્કારાદિ કરવા, તે ધર્મ-ધર્મીનો વિનય છે, અને વિનય ગુણ તે ગુણ પ્રાપ્ત કરવા માટેનો પરમ વિધિ છે તે માટે-જ્યાં-જ્યાં જેમ-જેમ જે-જે સ્વરૂપે વિનય કરાયો હોય છે, અને તેના યોગે વિશિષ્ટ ફળો (ગુણો) પણ જે-જે આત્માએ પ્રાપ્ત કરેલા હોય છે તેમના માટે દૃષ્ટાંતો-જુદી-જુદી રીતે-જુદા-જુદા સ્થાને શાસ્ત્રોમાં આપેલા છે, તે માટે કાંઈ સર્વ ઠેકાણે સર્વ પ્રકારની કરણી જણાવવાની હોતી નથી. કેમકે એક સ્થાનમાં જે ઉત્તમ કરણીની વાત આવી તે-યથાસંભવ સર્વ ઠેકાણે ઉત્તમ આત્માઓ સમજી લે છે પરંતુ જ્યાં-જે કરણી બતાવવામાં ન આવી હોય ત્યાં તેનો નિરાધારપણે નિષેધ કરનારો આત્મા તો, ઘોર કર્મબંધ કરી સંસારમાં ભટકશે, એમ જાણવું-કેમકે શ્રી આણંદ શ્રાવકના અધિકારે સમકિત ઉચ્ચરવાનો વિધિ વિસ્તારથી જણાવ્યો છે. તે વિધિ પ્રદેશી રાજાના સંબંધે બતાવ્યો નથી, તેથી તેણે સમકિત વ્રત નહોતું ઉચ્ચર્યું એમ કહી શકાય નહિ.

(૨૩)

પડિક્કમણાદિક કેમ નહિ, પાઠે સપ્તમ અંગે રે;
પઢમ અણુ ઓગથી પ્રકરણે, સર્વ કહ્યો વિધિ રંગે રે.
શાસન તાહરું અતિ ભલું ॥૭૦॥

ભાવાર્થ:- અત્રે કેટલાક શ્રી જીન શાસનમાં પ્રવર્તતી, છ આવશ્યકની કરણી વડે કરાતી પંચાચારની પ્રવૃત્તિના, વિધિ નિષેધ સ્વરૂપે જણાવેલા (૩૯) આચાર-અતિચારને તો સ્વીકારે છે, પરંતુ છ આવશ્યકના વિધિમાં મૂકવામાં

આવેલા સૂત્રોના ક્રમમાં શંકાઓ કરે છે. તેમને–સમજાવવા પ. પૂ. શ્રી. ય. વિ. ઉ. જીએ આ ગાથાથી જણાવ્યું છે કે, સમવાયાંગ સૂત્રમાં બે પ્રકારનો અનુયોગ કરવાનો જણાવ્યો છે, (૧) મૂલ પ્રથમાનુયોગ (૨) ગંડિકાનુયોગ. અર્થાત્– પ્રથમ જ્ઞપરિજ્ઞા અને તે પછી–પચ્ચક્ખાણ પરિજ્ઞા, આથી સમજાય છે કે જ્ઞાનયોગ એટલે તત્ત્વબોધ પ્રાપ્તિનો અનુયોગ (નવતત્ત્વાદિકનું જ્ઞાન આપવું તે) તેમજ ક્રિયાયોગ એટલે આત્મ શુધ્યર્થે, ક્રિયાઓ કરવા માટેનો વિધિ અને તે સાથે તેમાં આવશ્યક સૂત્રો પણ, પ્રાણાનધાદિ માટે આપવામાં આવેલા હોય છે. આ ક્રિયા યોગ–સબંધિ વિધિ, યદ્યપિ–પરંપરા ભેદે ભિન્ન–ભિન્ન સ્વરૂપવાળો હોઈ શકે છે, પરંતુ સર્વ ક્રિયાઓ આત્મ શુધ્યર્થે કરવાની છે એમાં તો કોઈ મતભેદ છે જ નહિ. તેમ છતાં જેઓ ક્રિયા–વિધિના દુરાગ્રહમાં પડી–કદાગ્રહે–કલહ–કંકાશ અને કજીયાઓ કરે છે તેઓને શ્રી જીનાજ્ઞાના આરાધક નહિ પરંતુ વિરાધક સમજવા.

(૨૪)

કિહાં એક એક દેશજ ગ્રહે, કિહાં એક ગ્રહે તે અશેષો રે;
કિહાં એક ક્રમ ઉતક્રમ ગ્રહે, તે શ્રુત શૈલી વિશેષો રે.
શાસન તાહરું અતિ ભલું ॥૭૧॥

ભાવાર્થ :– ઉપર જણાવેલા બને પ્રકારના (૧) જ્ઞાનયોગ (૨) ક્રિયાયોગ સંબંધી શાસ્ત્રોમાં કેટલીક જગ્યાએ કોઈક વાતને માત્ર સામાન્ય ભાવે જણાવેલી હોય, તો કેટલીક જગ્યાએ–વિસ્તારથી તે વાતને સમજાવવામાં આવેલી હોય છે, એ–તો સૂત્રકારની–તેમજ અર્થકારની પોત–પોતાની શૈલી (પદ્ધત્તિ) જાણવી–તેમાં ઉત્તમ આત્માર્થી આત્માઓ વિવાદમાં પડતા નથી.

(૨૫)

શાસનની જે પ્રભાવના, તે સમકિતનો આચારો રે;
શ્રી જીનપૂજાએ જે કરે, તે લહે સુજશ ભંડારો રે.
શાસન તાહરૂં અતિ ભલું ॥૭૨॥

ભાવાર્થઃ– જેઓને પોતાના આત્મ શ્રેયાર્થે, શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રકાશેલ નવે તત્ત્વોના સ્વરૂપમાં, હેય–જ્ઞેય–ઉપાદેય ભાવો પ્રતિ, યથાર્થ શ્રદ્ધા-પ્રતીતિ અને રૂચી ઉત્પન્ન થઈ છે, તેવા સમ્યગ્દષ્ટિ આત્માઓને, પરમાત્માએ,

મોક્ષ-પુરુષાર્થની સાધનાર્થે પ્રવર્તાવેલ સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા રૂપ ધર્મ તીર્થની સેવા-ભક્તિ-અનન્ય ભાવે ઈષ્ટ હોય છે તેથી તેઓ શાસ્ત્રાજ્ઞાએ સમસ્ત શ્રી સંઘનો-યથાયોગ્ય વિનય-વૈયાવચ્ચ અંતરંગ બહુમાન સહિત કરતા હોય છે. આ સંબંધે પૂજ્ય-પૂજક ભાવને અનુરૂપ પૂજા વિધિ (વિનય-ભક્તિ)માં શાસ્ત્રાનુસારે પ્રવર્તન કરતો આત્મા-નિશ્ચયથી સુયશના ભંડારરૂપ સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રાદિ ગુણોને પ્રથમ ક્ષયોપશમ ભાવે અને તે થકી ક્ષાયિક ભાવે પ્રાપ્ત કરી મોક્ષના શાશ્વત સુખને પામે છે. એમ શ્રી ય. ઉ. જી.એ અત્રે જણાવ્યું છે.

**ત્રીજી ઢાળ સમાપ્ત**

जिण वयणे अणुरत्ता, जिण वयणं जे करंति भावेण;
अमला असंकलिट्ठा, ते हुंति परित्त संसारी.

અર્થ:-જે આત્માઓ શ્રી જીનવચનને અનુસરવાનું ઇચ્છે છે, તેમજ વળી જેઓ શ્રી જીનવચનને અનુસરે છે (વિધિ-નિષેધપૂર્વક ક્રિયાઓ કરે છે) અને-વિષય રૂપ મળથી મુક્ત (અળગા) થાય છે, તેમજ રાગ-દ્વેષરૂપ સંક્લિત ભાવથી પણ અળગા રહે છે-તે-આત્માઓ થોડા વખતમાં જ સંસારથી મુક્ત થઇ સિદ્ધપદ પામે છે.

## ઢાળ ચોથી

(૧)

કોઈ કહે જિન પૂજતાંજી, જે ષટ્કાય આરંભ;
તે કેમ શ્રાવક આચરે જી, સમકિતમાં થિર થંભ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૭૩॥

**ભાવાર્થ**:- કેટલાક લોકો જ્યાં-જ્યાં હિંસા થતી હોય તેવા-શુભ પ્રશસ્ત કાર્યોનો પણ-એકાંત બાહ્ય-સ્થૂલ અહિંસાનો સાર્વત્રિક પક્ષ કરીને નિષેધ કરવાનું કહે છે, તેઓ વાસ્તવિક સ્વરૂપે આત્માના હિંસક ભાવ-તેમજ અહિંસક ભાવના અજાણ હોવા છતાં, પોતાના માયાવી મિથ્યા-દુરાગ્રહને પોષવા માટે જ શ્રી જિન-પૂજા-તેમજ શ્રી સંઘ ભક્તિ આદિ કાર્યોનો સમ્યગ્દૃષ્ટિ આત્માને પણ નિષેધ કરાવવાના પ્રપંચોમાં પડી અહિંસકતાની ભ્રાંતિએ પોતાના આત્માને કેવળ પાપબંધનું ભાજન બનાવતા હોય છે.

શ્રી જીનેશ્વર ભગવંતોએ સમ્યક્ત્વ ગુણને મોક્ષ પ્રાપ્તિ માટેના-મોક્ષ પુરુષાર્થ માટેનું નિયત કારણ જણાવ્યું છે. એટલે કે સમ્યક્ત્વ પામ્યા સિવાય કોઈ જીવ સકામ-નિર્જરા કરવાવડે, જે આત્મ વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે, તે પ્રાપ્ત કરી શકતો નથી, જેમણે સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત-કરેલો છે તેવા આત્માઓ-પોતા સંબંધી તેમજ અન્ય સંબંધક-તેમજ અસંબંધક આત્માઓ પ્રતિના કર્તવ્યા-કર્તવ્યના વિવેકવાળા હોય છે, આથી જ તો તે પાખંડી પ્રમાદાચરણમાં અહિંસકતાનો આરોપ કરતો નથી......

શ્રી જીનશાસનને પામેલો પ્રત્યેક આત્મા, એ જાણતો જ હોય છે કે, જે આત્મા, પોતાના સર્વે કર્મોનો (૧૪ મા ગુણસ્થાનકે) સર્વથા ક્ષય કરે છે, તે આત્મા પરમ મોક્ષપદને પ્રાપ્ત કરે છે. આથી જ-તો તે પોતા માટે મોક્ષપદના સાધ્યથી ચલિત ન થવાય તે માટે નિરંતર શ્રી સિદ્ધ ભગવંતોનું ચારે નિક્ષેપથી આલંબન લેતો હોય છે.

શ્રી જૈન શાસનમાં ચાર પ્રકારના સામાયિક ભાવને આત્મ શુદ્ધિ જણાવી છે. (૧) સમ્યક્ત્વ સામાયિક (૨) શ્રુત સામાયિક (૩) દેશવિરતિ સામાયિક (૪) સર્વવિરતિ સામાયિક, તેમજ તે સંબંધે નિશ્ચય શુદ્ધિએ ચાર-પ્રકારનો સંવર ભાવ

ઉપાદેય જણાવ્યો છે કે-જે થકી આત્મા આશ્રવનો નિરોધ કરી આત્મ શુદ્ધિમાં ઉત્તરોત્તર વધારો કરતો થકો-અંતે સર્વ સંવર ભાવે અનંત-અક્ષય-મોક્ષ-સુખને પ્રાપ્ત કરે છે (૧) સમ્યક્ત્વ સંવર વડે મિથ્યાત્વ મોહનીય કર્મનો બંધ નિવારે છે. તે પછી (૨) અવિરતિ સંવર એટલે પચ્ચક્ખાણ સહ-દેશથી યા સર્વથી, સાવદ્ય યોગથી વિરમે છે. (૩) કષાય-સંવર, કે જે થકી આત્મા-વીતરાગતા પ્રાપ્ત કરી-સર્વજ્ઞ અને સર્વદર્શીપણું પ્રાપ્ત કરે છે (૪) યોગ-સંવર-કે જે થકી આત્મા સમસ્ત સૂક્ષ્મ-બાદર-ઔદારિકાદિ યોગને-નિવર્તાવી સમસ્ત કર્મના બંધનથી મુક્ત થાય છે. ઉપર જણાવેલી વાસ્તવિક સત્ય હકીકતથી જેઓ અજાણ છે અથવા તો તેને અયથાર્થ-ભાવે (વિપર્યયભાવે) સમજે છે તેવા મિથ્યાદષ્ટિ આત્માઓ ગમે તેવી કષ્ટ-કરણીથી પણ આત્મ-શુદ્ધિ કરી શકતા નથી એમ જાણવું.

(૨)

તેહને કહીએ જતના ભક્તિ, કિરિયામાં નહીં દોષ;
પડિક્કમણે મુનિદાન વિહારે, નહીં તો હોય તસ પોષ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૭૪॥

(૩)

સાહમી વચ્છલ પક્ખિય પોસહ, ભગવઈ અંગ પ્રસિદ્ધ;
ઘર નિર્વાહ ચરણ લીએ તેહનાં, જ્ઞાતામાંહે હરિ કીધ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૭૫॥

(૪)

કુણિક-રાય ઉદાયન કીધાં, વંદન મહ સુવિવેક;
ન્હાયા કયબલિ કમ્મા, કહીયા, તુંગીય શ્રાદ્ધ અનેક,
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૭૬॥

ભાવાર્થઃ- ચૌદ પૂર્વધારી શ્રી શય્યંભવ સૂરિ રચિત શ્રી દશવૈકાલિક સૂત્રમાં ચોથા અધ્યયનમાં સર્વવિરતિધર સાધુને આત્મ-સાધનાર્થે અનેકવિધ ક્રિયાઓ (યોગ-પ્રવૃત્તિ) વિહાર-વંદન-પ્રતિક્રમણ-પડિલેહણાદિ કરવાની આજ્ઞા છે. તે સાંભળી સર્વ સાવદ્ય યોગનો પચ્ચક્ખાણી સાધુ આત્મા, ગુરૂને પૂછે છે કે યોગ ક્રિયાએ કરી હિંસા, તેમજ આશ્રવ, એટલે કર્મબંધ થાય છે, અને તેથી

પ્રતિજ્ઞા ભંગ થવાનો દોષ પણ લાગશે ? તો પછી સાધુ જીવનનો નિર્વાહ કેવી રીતે કરવો ? આ પ્રશ્ન અને તેનો ઉત્તર (૩૮) મી અને (૩૯) મી ગાથાથી ગુરૂએ નીચે પ્રમાણે આપેલો છે.

પ્રથમ શિષ્ય પ્રશ્ન કરે છે—

कहं चरे कहं चिट्ठे, कह मासे कहं सए;
कहं भुंजंतो भासंतो, पाव कम्मं न बंधइ.

ગુરૂ ભગવંતે જવાબમાં જણાવ્યું છે કે—

जयं चरे जयं चिट्ठे, जय मासे जयं सए;
जयं भुंजंतो भासंतो, पाव कम्मं न वंधई.

શ્રી જૈન શાસનમાં શુદ્ધ સંગ્રહનય દૃષ્ટિ સાપેક્ષ વ્યવહાર સંબંધે સ્પષ્ટ જણાવેલ છે કે "जयणाए धम्मो" અર્થાત્ કોઈપણ કાર્ય (યોગ–ક્રિયા) જો જયણા (યતના) પૂર્વક અર્થાત્ ઉપયોગ–શુદ્ધિએ કરવામાં આવેલી હોય તો તેથી કર્મબંધ થતો નથી પરંતુ ઉપયોગ શુદ્ધિ અનુસારે–આત્મશુદ્ધિ થાય છે. **અત્રે એ ખાસ સમજવું જરૂરી છે કે યતનાનો–ભાવ (પરિણામ) શ્રી જીનેશ્વર પરમાત્માની આજ્ઞાએ પ્રમાણરૂપ હોય છે. અન્યથા–અપ્રમાણ રૂપ હોય છે કે–જે–કેવળ સ્વમતિ કલ્પિત હોય છે.**

જે આત્માએ સમ્યક્ત્વગુણ પ્રાપ્ત કરેલો હોય છે તે આત્મામાં પાંચ લક્ષણમાં રહેલા, ભાવ–અનુકંપા લક્ષણ વડે, તે આત્મા નિરંતર પોતાના–તેમજ અન્ય આત્મા પ્રતિ દ્રવ્ય–દયા, તેમજ ભાવ–દયાના પરિણામ યુક્ત હોય છે. તેથી તેની આત્માર્થે–સર્વ કરણી યતના (જયણા) પૂર્વકનીજ હોય છે. અને તેથી જ તો–તે આત્મા–આત્મશુદ્ધિ પ્રાપ્ત કરે છે, અન્યથા મિથ્યાદષ્ટિ આત્માઓમાં–પોતાના આત્મહિતનો–તેમજ અન્ય આત્મા પ્રતિ દયાનો (અનુકંપાનો) કોઈ શુદ્ધ પરિણામ હોતો નથી.

ઉપરની શાસ્ત્રીય દૃષ્ટિને, જેમણે સમ્યગ્ભાવે–યથાર્થ અવિરૂદ્ધ ભાવે–સ્વીકારેલી છે તેવા સમ્યગ્–દષ્ટિ આત્માઓ દેશવિરતિ તેમજ સર્વ વિરતિધર સાધુ ભગવંતો જે–જે ક્રિયાઓ શાસ્ત્રાજ્ઞાએ (ગુણ સ્થાનકની મર્યાદાએ) કરે છે. તેને તે આત્મ શુદ્ધિનું કારણ છે એ નિર્વિવાદ સત્ય છે. **અન્યથા–ગુણસ્થાનકની મર્યાદાઓનું**

ઉલ્લંઘન કરી, શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ–જે–જે ક્રિયાઓ જે–જે આત્માઓ કરે છે, તેઓને તો શ્રી જીનેશ્વર ભગવંતોની વિરાધનાનું ફળ મળે છે.

આ માટે કહ્યું છે કે—

"आज्ञाऽऽराध्धा, विराध्धा च शिवाय च भवाय च"

આટલું પ્રસંગાનુરૂપ કહ્યા પછી, ગાથાર્થ જણાવીએ છીએ.

જે કોઈ વંદન–નમન તેમજ સેવા–પૂજાદિ ભક્તિના કાર્યો, પોતાની તેમજ અન્ય આત્માની જયણા સહ કરતા હોય, તે–સમ્યગ્દૃષ્ટિ આત્માઓને, આત્મ શુદ્ધિનું કારણ બને છે. તેમજ દેશવિરતિધર–તેમજ સર્વવિરતિધર આત્માઓને વંદન–પ્રતિક્રમણ–પડિલેહણાદિ ક્રિયાઓ પણ આત્મશુદ્ધિનું કારણ બનતી હોય છે, તેમજ સર્વવિરતિધર સાધુ–મહાત્માઓને જીનાજ્ઞાનુસારે વિહારાદિની ક્રિયાઓ પણ આત્મશુદ્ધિનું કારણ બને છે. આ સંબંધે–શ્રી ભગવતી સૂત્રમાં–પાક્ષિક–પોસહ કરનારાઓના–સાધર્મિક વાત્સલ્ય કર્યાનો અધિકાર છે તેમજ શ્રી કૃષ્ણ–વાસુદેવે–જે કોઇ આત્માઓ પોતાની પાછળ પોતાના સગા–સંબંધીઓના નિર્વાહના પ્રતિબંધને અંગે દીક્ષા (સાધુપણુ) ન ગ્રહણ કરી શકતા હોય, તેવાઓ જો દીક્ષા લેશે તો તેના સગા–સંબંધીઓના નિર્વાહ પોતે (શ્રી કૃષ્ણ–વાસુદેવ) કરશે એવી ઉદ્‌ઘોષણા કરાવી હતી અને તેથી અનેક આત્માઓએ–દીક્ષા પણ લીધી છે. એવો પાઠ શ્રી જ્ઞાતાસૂત્રમાં છે. આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે શ્રી કૃષ્ણ–વાસુદેવનો આત્મા સમ્યગ્દૃષ્ટિ હતો.

વળી કોણિક રાજાએ, તેમજ ઉદાયન રાજાએ, પ્રભુને મ્હોટા–મહોત્સવ-પૂર્વક–વંદન–કર્યાના અધિકારો પણ શ્રી ઉવવાઈ સૂત્ર તેમજ શ્રી ભગવતી સૂત્રમાં છે. તેમજ વળી શ્રી ભગવતી સૂત્રમાં તુંગીયા નગરીના શ્રાવકોએ સ્નાન કરીને–પ્રભુની નૈવેદ્ય આદિ દ્રવ્યોથી પૂજા કરી છે, એવો પાઠ પણ છે.

(૫)

સમકિત સંવરની તે કિરિયા, તેમ જિન પૂજા ઉદાર;
હિંસા હોય તો અરથ દંડમાં, કહે નહીં તેહ વિચાર.
સુખદાયક તોરી આણુ મુજ સુપ્રમાણ ॥૭૭॥

(૬)

નાગ ભૂત જક્ષાદિક હેતે, પૂજા હિંસા ઉત્ત;
સૂયગડાંગમાં નવિ જિન હેતે, બોલે જે હોએ જુત્ત.
સુખદાયક તોરી આણુ મુજ સુપ્રમાણુ ॥૭૮॥

ભાવાર્થઃ– જે આત્માઓએ ત્રણ કરણ કરીને, સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરેલ છે એવા આત્માઓ, શાસ્ત્રોમાં જણાવ્યા મુજબ એક કોડાકોડી સાગરોપમથી અધિક સ્થિતિવાળો કર્મબંધ કરતા નથી, એટલું જ નહિ પરંતુ તેઓ સાંસારિક સુખના લોભી હોતા નથી, તેમજ કર્મોદય જન્ય દુઃખોના ડરથી (ભયથી) મુકત હોય છે. આવા સંવર ભાવમાં વર્તતા આત્માઓ આત્મ શુદ્ધયર્થે–જે–જે શ્રી જીન–પૂજાદિ કાર્યો કરે છે તે થકી તેઓ અવિરતિ ભાવનો (આશ્રવનો) ત્યાગ કરવાના ધ્યેય (લક્ષ) વાળા હોવાથી તેમની સમસ્ત કરણી જીનાજ્ઞા યુક્ત–યતના પૂર્વકની જ હોય છે. આ રીતે સમ્યગ્દૃષ્ટિ આત્માઓની પુન્યની કરણીનો દ્વેષ કરવો તે શ્રી જીનેશ્વર ભગવંતની તેમજ શ્રી સંઘની આશાતના કરવા રૂપ છે એમ સમજવું.

આ માટે તત્ત્વાર્થ સૂત્રની કારિકામાં પણ જણાવ્યું છે કે—

"परमार्थ लामे वा, दोष्वारंभ कः स्वभावेषु;
कुशलानुबंधमेव, स्यादनवद्यं यथा कर्म"

અર્થ :–જે કોઇ આત્મા પોતાના આત્માનું હિત (કલ્યાણ) ઇચ્છતો હોય, તે–આત્મા જો સમ્યક્ત્વ પામ્યો હોય, અથવા ન પામ્યો હોય, પરંતુ તે જો આ સંસારના આરંભ–પરિગ્રહાદિ કાર્યોમાં ફસાયેલો છે, તો તેણે–જે થકી વિશેષ પ્રકારે પુન્યબંધ થાય તેવા પરોપકારના કાર્યો જતના–પૂર્વક કરવા જોઇએ. જે કોઈ આત્મા ઉપર જણાવેલા આત્માઓ વડે, જીનાજ્ઞાનુસારે કરાતા સ્વ–પર હિતકારી કાર્યોની નિંદા કરે છે, તે આત્મા–સંસારાભિલાષી આત્માઓ વડે, કરાતી હિંસાદિયુકત અઢાર પ્રકારના પાપસ્થાનકની કરણીને સિદ્ધિ રીતે યા તો આડકતરી રીતે ઉત્તેજન આપવા વડે, પાપકર્મ બાંધીને, દુર્ગતિને આમંત્રણ આપી રહ્યો છે, એમ જાણવુ. કેમકે શ્રી સુયગડાંગ સૂત્રને વિષે જિન પૂજાને સમ્યગ્દર્શનની પ્રાપ્તિનું તેમજ તેની શુદ્ધિ–વૃદ્ધિનું કારણ જણાવી છે. કારણ કે જીન–પૂજા તો અન્ય–અન્યતીર્થિકો જે રીતે પોત–પોતાના દેવની,

સાંસારિક સુખની પ્રાપ્તિ માટે, જે સેવા-પૂજા-ભક્તિ કરે છે-તેવી નહિ, પરંતુ વિરતિના અભિલાષવાળી જયણાયુકત હોય છે. આ રીતનો બંનેમાં મોટો ફરક હોય છે.

(૭)

જ્યાં હિંસા તિહાં નહિ જિણ આણા, તો કિમ સાધુ વિહાર ?
કર્મબંધ નહિ જયણા ભાવે, એ છે શુભ વ્યવહાર.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૭૯॥

ભાવાર્થ:- કેટલાક એકાંત-બાહ્ય-સ્થૂલ-અહિંસકતાવાદીઓ કહેતા-ફરતા હોય છે કે જ્યાં-જ્યાં કોઇપણ સ્વરૂપે છકાય જીવ સંબંધી કોઇની પણ કિંચિત્ માત્ર પણ વિરાધના થતી હોય, એવા-વ્યવહાર-પ્રવૃત્તિમાં શ્રી જિનાજ્ઞા નથી જ. તેઓનું આમ સમજવું અને કહેવું તે, તેઓએ પ્રથમથી જ શ્રી જિનાજ્ઞા વિરૂદ્ધ શ્રી જૈન-ધર્મ શાસ્ત્રોનો સ્વમતિ કલ્પનાએ-મિથ્યાદૃષ્ટિ પાસેથી અવિધિએ અભ્યાસ કરેલો છે, તેનું પરિણામ છે, કેમકે તેઓને, શ્રી જૈન શાસ્ત્રમાં જણાવેલા-હિંસા-અહિંસાના-પરિણામ-પ્રવૃત્તિ સંબંધમાં સ્વ-સંબંધી તેમજ પર એટલે અન્ય આત્મા સંબધી-દ્રવ્યહિંસા-તેમજ ભાવહિંસાના સ્વરૂપનો યથાર્થ-અવિરૂદ્ધ બોધ તેમજ અનુભવ હોતો નથી. શ્રી જૈન શાસનમાં ચાર પ્રકારના પુરુષાર્થ જણાવ્યા છે. એટલે આ સંસારમાં જગતના તમામ જીવોની પોત-પોતાની ચેતના, ધર્મ-અર્થ-કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરુષાર્થમાંથી ગમે તે પ્રકારના પુરુષાર્થમાં અવશ્ય પ્રવર્તતી હોય છે. તેમાં મિથ્યાદૃષ્ટિ જીવો-અર્થ-પુરૂષાર્થ અને કામ પુરુષાર્થમાં જ મુખ્યપણે આસક્તિ-ધરાવતાં હોય છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિવંત આત્માઓ-મુખ્યપણે-ધર્મ પુરૂષાર્થ તેમજ મોક્ષ પુરૂષાર્થમાં પોતાના ક્ષયોપશમાનુસારે પ્રવર્તન કરતા હોય છે. એટલે કે પૂર્વે જણાવી આવ્યા છે તે મુજબ સમ્યગ્દૃષ્ટિવંત આત્માઓ જીનાજ્ઞા મુજબ જયણા (યતના) એ સહિત સમસ્ત-ધર્મ વ્યવહાર કરતાં હોવાથી, તેમને તે થકી અલ્પ કર્મ બંધ થવા સાથે-વધુ કર્મ નિર્જરા થતી હોય છે, કેમકે તેમના આત્માનો પરિણામ તો આત્મશુદ્ધિનો હોય છે. જયારે જીનાજ્ઞા સંબંધે વિપર્યય દૃષ્ટિવાળા મિથ્યાદૃષ્ટિ આત્માનો પરિણામ ધર્મ વ્યવહાર સંબધે પણ આત્મ-સિદ્ધિનો નહિ, પરંતુ પોતાની પ્રસિદ્ધિનો, તેમજ સાંસારિક ભોગ સુખની પ્રાપ્તિનો હોય છે.

(૮)

પ્રથમ બંધ ને પછી નિર્જરા, કૂપ તણો રે દિટ્ઠંત;
કહી કોઈ જોડે બુધ ભાખે, ભાવ તે શુચિ જલ તંત.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૦॥

ભાવાર્થ:-તમામ સંસારી આત્માઓ મન-વચન-કાયયોગની પ્રવૃત્તિવાળા હોવાથી તેઓને-યોગ થકી-શુભ પ્રવૃત્તિવાળા, તેમજ અશુભ પ્રવૃત્તિવાળા એમ બે પ્રકારે જણાવ્યા છે. તેમાં શુભ પ્રવૃત્તિને પુણ્યબંધનું કારણ તેમજ અશુભ (પાપકારી) પ્રવૃત્તિને પાપબંધનું કારણ જણાવેલ છે. કોઈપણ યોગક્રિયા-એકાંતે-સર્વથા અહિંસક ભાવવાળી હોતી નથી. તેથી એકાંત અહિંસકતાવાદીઓને શું પુન્યબંધ ઈષ્ટ નથી ? અથવા શું તેઓને કેવળ પાપબંધ જ ઇષ્ટ છે કે જેથી તેઓ શુભ વ્યવહાર નહીં જ કરવો જોઈએ એવું વિચારે અને પ્રચારે છે. ખરેખર તો-જે-કોઈ સંસારી આત્માઓ આત્મશુદ્ધયર્થે શુભ યોગે કરી જે-જે શુભ-વ્યવહાર (પંચાચારની પ્રવૃત્તિ) કરે છે તે થકી તેઓને અલ્પ-પાપ બંધ થવા સાથે વિશેષ પુન્યબંધ થાય છે તેમજ શુદ્ધાશુદ્ધ ઉપયોગ પરિણામે સકામ યા અકામ નિર્જરા પણ તે-તે પ્રત્યેક સમયે-સમયે થાય છે એમ જાણવું. વિશેષતઃ શાસ્ત્રમાં શ્રાવકની શુભ કરણીને, સપ્રયોજન કુવો ખોદવાના દ્રષ્ટાંતે કરી ઉપકારી સમજાવી છે. શું તેને અન્ય મિથ્યાત્વીઓ દ્વારા કરાતી અર્થ-કામની ક્રિયાઓની સાથે સમાન આશ્રવકારી સમજવી વ્યાજબી છે? કોઈ મૂર્ખ પણ સમ્યગ્ વિચારણાપૂર્વકની ક્રિયાને અને ભોગની આસક્તિએ કરાતી ક્રિયાને સમાન ગણતો નથી, જગતમાં પણ ધન-પૈસો વિગેરે મેળવવા માટે વેપાર યા સેવા, ચાકરી, નોકરી વિગેરે કરવા જોઈએ. એ વાત સર્વ-સાધારણ સર્વ મનુષ્યોને ઈષ્ટ છે. જ્યારે દુર્બુદ્ધિવાળા માણસો, કોઈ એકનો દાખલો લઈ જુગારથી ધન યા રિદ્ધિ—સિદ્ધિ મેળવવાની ઈચ્છા-પ્રયત્ને કરી પોતાનુ સર્વસ્વ ગુમાવતાં પ્રત્યક્ષ જોવાય છે.

(૯)

ઉપાદાન વશે બંધન કહિયું, તસ હિંસા શિર ઉપચાર;
પુષ્પાદિક આરંભતણો એમ, હોય ભાવે પરિહાર.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૧॥

(૧૦)

જલ તરતાં જલ ઉપર મુનિને, જેમ કરૂણા રે રંગ;
પુષ્પાદિક શ્રાવકને તેમ, પૂજા માંહે ચંગ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૨॥

ભાવાર્થ:- જેઓ શ્રી જીનેશ્વર ભગવંતની, નિશ્ચય-વ્યવહાર સાપેક્ષ ઉત્સર્ગ-અપવાદે પ્રવર્તન કરવાની આજ્ઞાને (તત્ત્વને) પામ્યા નથી, અર્થાત્ "ક્રિયાયે કર્મ-પરિણામે બંધ-અને ઉપયોગો ધર્મ" એ ત્રિપદીનો સંવિજ્ઞ ગીતાર્થ ગુરૂ પાસેથી સમ્યગ્ બોધ પ્રાપ્ત કર્યો નથી તેવા આત્માઓ જીનાજ્ઞાએ-આત્મ શુધ્યર્થે યતના પૂર્વક કરાતી જિનપૂજાદિ ક્રિયા-પ્રવૃત્તિને, મિથ્યાદષ્ટિઓ દ્વારા સાંસારીક સુખ ભોગ માટે અજયણાએ કરાતી ક્રિયાની સમાન ગણે છે. તે પણ તેઓનો મિથ્યા-કૂડો પરિણામ છે એમ સ્પષ્ટ સમજાય છે. શ્રી જૈન શાસનમાં સ્પષ્ટ જણાવેલ છે કે-પ્રત્યેક આત્મા પ્રત્યેક સમયે-સમયે-પોત-પોતાના-શુભાશુભ યોગ દ્વારા પુન્ય પ્રકૃતિ તેમજ પાપ પ્રકૃતિઓનો બંધ કરે છે, તેમજ તે-તે પ્રત્યેક સમયે પોત-પોતાના ક્ષાયોપશમિક આત્મિક ગુણોમાં-મિથ્યાત્વ દ્વારા યા સમ્યક્ત્વ દ્વારા શુદ્ધાશુદ્ધ ઉપયોગમાં પ્રવર્તતો થકો વિશેષતઃ સંસારના બંધનમાં પડવારૂપ યા, પૂર્વકર્મની-નિર્જરા કરવારૂપ કાર્ય પણ કરે જ છે.

આ માટે કહ્યું છે કે:—

(૧) શુભ યોગે – શુભ ગતિ.
(૨) અશુભ યોગે – અશુભ ગતિ.
(૩) અશુદ્ધ ઉપયોગે – સંસાર-વૃદ્ધિ.
(૪) શુદ્ધ ઉપયોગે – કર્મક્ષય.

અત્રે એ ખાસ સમજવું જરૂરી છે કે શુદ્ધ-ઉપયોગ, પ્રભુની આજ્ઞાએ પ્રવર્તન કરવાના પરિણામરૂપ છે અન્યથા જીનાજ્ઞા વિરુદ્ધ ભાવમાં હોતો નથી. ઉપરની હકીકતને સમજ્યા પછી ગાથાર્થનું સ્વરૂપ સહેજે સમજાઈ જાય છે કે, જેમ શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાએ (જયણાપૂર્વક) વિહાર કરતાં તેમજ નદી ઉતરતાં તે સાધુને આરાધક-કહ્યો છે-વિરાધક કહ્યો નથી, હા-મતિકલ્પનાએ તે-તે પ્રવૃત્તિ કરે તો-તેને જરૂર વિરાધક ભાવ પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે સમ્યગ્દૃષ્ટિને તેમજ શ્રાવકને પણ આત્મ શુધ્યર્થે જિનાજ્ઞાએ-જિનપૂજાદિ સમસ્ત

શુભ વ્યાપારે આરાધકપણું જાણવું. પરંતુ જેઓ સ્વમતિ કલ્પનાએ-યા સાંસારીક ભોગ-સુખ માટે જે કોઈ શુભ પ્રવૃત્તિ કરે છે તેઓને તો તે થકી કેવળ સંસાર વૃદ્ધિનું ફળ પ્રાપ્ત થાય છે એમ જાણવું.

(૧૧)

પાત્ર દાનથી શુભ વિપાક જયમ, લહે સુબાહુ કુમાર;
પહેલે ગુણઠાણે ભદ્રક પણ, ત્યમ જિન પૂજા ઉદાર.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૩॥

(૧૨)

ઉપલક્ષણથી જેમ શાલાદિક, તેમ જિન પૂજા લીધ;
મનુજ આયુ બાંધે તે સુબાહુ, તેણે સમકિત ન પ્રસિદ્ધ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૪॥

(૧૩)

મેઘ જીવ ગજ શશ અનુકંપા, દાન સુબાહુ વિચાર;
પહેલે ગુણઠાણે પણ સુંદર, તેમ જિન પૂજા પ્રકાર.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૫॥

**ભાવાર્થ:**- શ્રી જૈન શાસનમાં પ્રત્યેક શાસ્ત્ર વચનો નય સાપેક્ષ છે પરંતુ જેઓએ ગુરૂ-ગમથી શાસ્ત્રાભ્યાસ કરેલો હોતો નથી તેઓ તો ગમે તે સૂત્રોના ગમે તેવા પોતાને મન ફાવતાં અર્થો કરતાં હોય-તેથી તેમના વચનો પણ અપ્રમાણતા પ્રાપ્ત કરતા હોય છે. અર્થાત્-પરસ્પર-વિરોધ ઉપજાવતાં થકાં કલેશ-કંકાશનું કારણ બનતા હોય છે. શ્રી જૈન શાસ્ત્રમાં જણાવ્યું છે કે "સમકિતી-સમકિત પામે છે" આ વચનની અપેક્ષાને નહિ સમજનાર, મૂઢ આત્મા કહે છે કે, પ્રત્યેક સંસારી આત્મા પ્રથમ તો-અનાદિથી મિથ્યાત્વી હોય છે, તો પછી સમકિતી સમકિત પામે છે-એ વાત કેવી રીતે માનવી? તેમજ વળી સમકિતી આત્માને વળી સમકિત પામવા પણું તે શું? આનો સ્પષ્ટ જવાબ એ છે-કે, મિથ્યાત્વે વમતો આત્મા સમકિત પામતો નથી, પરંતુ મિથ્યાત્વને વમતો આત્મા-એટલે કે સમ્યક્ત્વને અભિમુખ થયેલો આત્મા જ સમકિત પામે છે એમ જાણવું. ઉપરની હકીકતને યથાર્થ-અવિસંવાદિ ભાવે જાણવાથી ગાથાઓના અર્થને સમજવામાં સ્પષ્ટતા-તેમજ સરળતા પ્રાપ્ત થશે. પ. પૂ. શ્રી ય. ઉ.

જીએ ઉપરની ત્રણે ગાથાઓમાં શાસ્ત્રાર્થથી જણાવ્યું છે કે મિથ્યાદષ્ટિ આત્માઓ પણ-સાંસારિક ભોગ-સુખની આશંસા છોડીને અર્થાત્-બાહ્ય-સ્થૂલ સ્વરૂપે પણ ભોગાકાંક્ષાથી અળગા થઈ ને, દયા-દાનાદિ એટલે શીયળ-તપ-તેમજ શુભ ભાવનાદિ યોગમાં જે કોઈ શુભ પ્રવૃત્તિ કરે છે, તે થકી-તે આત્માને, મનુષ્ય ભવ તેમજ દેવભવની પ્રાપ્તિ થાય છે. તેમજ શ્રી જિનપૂજા પણ જો સાંસારિક સુખની આકાંક્ષા છોડીને-જે કોઈ આત્મા કરે છે તેને પણ ઉત્કૃષ્ટ પુણ્યબંધ થાય છે, તેમજ સમ્યક્ત્વ ગુણની પ્રાપ્તિ સાથે તેમાં શુદ્ધિવૃદ્ધિ પણ થાય છે. આ સંબંધે શાસ્ત્રમાં જણાવેલ સુબાહુ કુમારનું દષ્ટાંત, તેમજ મેઘકુમારના જીવે પૂર્વભવમાં હાથી પણામાં પણ સસલાની જે દ્રવ્ય દયા પાળી હતી-તેના શુભફળો, તેઓ પામ્યા છે એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવ્યું છે તો પછી મિથ્યાત્વી આત્મા પણ જો શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાનું પાલન કરે યા તો તેમની સેવા-પૂજા-ભક્તિ, સંસારથી વિરક્ત થઈ, આત્મ શુદ્ધ્યર્થે કરે તો શું તેથી-તેને દુર્ગતિમાં જવાનું ફળ મળે ? કોઈ મૂર્ખ પણ આવું વિચારી શકે નહિ. આમ છતાં જેઓ આવું વિચારનારા પાખંડીઓ છે તેઓ ખરેખર તો શ્રી જિનેશ્વર ભગવંતના-માર્ગના દ્વેષથી જ એમ કરતા હોય છે એમ જાણવું.

(૧૪)

દાન દેવ પૂજાદિક સઘળાં, દ્રવ્ય સ્તવ કહ્યાં જેહ;
અસદારંભી તસ અધિકારી, માંડી રહે જે ગેહ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૬॥

(૧૫)

સદારંભમાં ગુણ જાણીજે, અસદારંભ નિવૃત્તિ;
અરમણિકતા ત્યાગે ભાખી, એમ જ પ્રદેશી પ્રવૃત્તિ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૭॥

ભાવાર્થઃ- જે કોઈ ગૃહસ્થો-ગૃહસ્થ ધર્મ માટે હિંસાદિ પાંચે આશ્રવયુક્ત અનેક પ્રકારના આરંભ-સમારંભના કાર્યો નિરંતર કરી રહ્યા છે તેઓને-દેવપૂજા-વ્યાખ્યાન શ્રવણ-તેમજ દાનાદિની પ્રવૃત્તિ શુભ (પ્રશસ્ત) ભાવને ઉત્પન્ન કરનારી હોવાથી, કર્તવ્યરૂપ છે, કેમકે તે થકી તે આત્માને પ્રથમ તો એટલો કાળ અસદારંભ નિવૃત્તિ હોય છે. આ પ્રમાણે શાસ્ત્રમાં પ્રદેશી-રાજાના અધિકારે, જણાવી છે તેમાં પ્રથમ દુષ્ટ એવો પ્રદેશી રાજા, કેશી ગણધરના ઉપદેશથી, અનેક

ધર્મ કાર્યો કરતો થયો છે, ત્યારે કેશી મહારાજાએ ત્યાંથી વિહાર કરતી વખતે તેને ઉપદેશ આપ્યો છે કે હે રાજન્ ! પ્રથમ તું અધર્મી હતો-હવે ધર્મી થયો છે તો હવે પછી પણ ધર્મના કાર્યો કરતો રહેજે, અર્થાત્-હવે ફરી અરમણિક (દુષ્ટ) થઈશ નહિ. આ તો લોકવ્યવહારમાં પણ ઈષ્ટ એવા શુદ્ધ-અશુદ્ધ વ્યવહારની વાત છે જ્યારે પરમ-શુદ્ધ-વ્યવહાર સંબંધે તો સાવદ્ય આરંભાદિકના ત્યાગી મુનિ ભગવંતોની દ્રવ્યથી-દ્રવ્ય પૂજા કરવી, યુક્ત નથી એવું શાસ્ત્રોમાં સ્પષ્ટ પણે જણાવવામાં આવેલું છે.

વિશેષતઃ આ સબંધે અમોએ છપાવેલ "શ્રી જૈન ધર્મ અને સ્યાદ્વાદ" એ નામની ચોપડીમાં, નિશ્ચયધર્મ અને વ્યવહાર ધર્મ સંબંધી પ્રવૃત્તિ ધર્મ તેમજ નિવૃત્તિ ધર્મની ચૌભંગી નીચે મુજબ આપેલી છે. તેને શાસ્ત્રાર્થથી અવિરુદ્ધ ભાવે વિચારવી જરૂરી છે.

(૧) **નિશ્ચય પ્રવૃત્તિ ધર્મ**:- પોતાના આત્માને (૧) સમ્યક્ત્વ સામાયિક, (૨) શ્રુત સામાયિક, (૩) દેશવિરતિ સામાયિક અને (૪) સર્વવિરતિ સામાયિક ભાવમાં રાખવા પ્રયત્ન કરવો તે.

(૨) **નિશ્ચયથી નિવૃત્તિ ધર્મ** :- પોતાના આત્માને, ક્રોધ-માન-માયા અને લોભ એ ચારે કષાયના પરિણામથી નિવર્તાવવો તે.

(૩) **વ્યવહારથી પ્રવૃત્તિ ધર્મ** :- પોતાના આત્માને, જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર એ પાંચ આચારમાં પ્રવર્તાવવો તે.

(૪) **વ્યવહારથી નિવૃત્તિ ધર્મ** :- હિંસા, જૂઠ, ચોરી, મૈથુન તેમજ પરિગ્રહ એ પાંચ પાપવ્યાપારથી આત્માને નિવર્તાવવો, એટલે અળગો રાખવો તે.

ઉપર જણાવેલ પ્રવૃત્તિ ધર્મ તેમજ નિવૃત્તિ ધર્મ બંને પરસ્પર સાપેક્ષ ભાવે ઉપકારક જાણવા, તેમજ વ્યવહાર ધર્મ અને નિશ્ચય ધર્મ પણ પરસ્પર સાપેક્ષ ભાવે ઉપકારક જાણવા. અન્યથા એકાંત-પ્રવૃત્તિ ધર્મ કે, નિવૃત્તિ ધર્મ, યા તો એકાંત વ્યવહાર ધર્મ, કે નિશ્ચય ધર્મ, આત્માર્થ સાધક બનતો નથી. આ માટે શાસ્ત્રમાં સ્પષ્ટપણે જણાવ્યું છે કે,

" जइ जिणमयं पवज्जय, ता-मा-ववहार-णिच्छए मुयह,
इक्केण विणा तित्थं, छिज्जइ अन्नेण उतच्चं "

(૧૬)

લિખન શિલ્પ શત ગણિત પ્રકાશ્યાં, ત્રણ પ્રજાહિત હેત;
પ્રથમરાય શ્રી ઋષભ જિણંદે, તિહાં પણ એ સંકેત.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૮॥

ભાવાર્થ:- પ્રત્યેક શ્રી તીર્થંકર પરમાત્માઓનું ચ્યવનથી માંડી નિર્વાણ પામે ત્યાં સુધીનુ પાંચે કલ્યાણકમય સમસ્ત જીવન પ્રશસ્ત હોય છે એટલે કે (દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સાપેક્ષ) પોતાના આત્માને તેમજ અન્ય આત્માઓને પણ હિત કરવાવાળું હોય છે એમ જાણવું કેમકે તેઓ જન્મથી જ ત્રણ જ્ઞાન સહિત, તેમજ ઉત્તમ સમ્યક્ત્વ ગુણના ધારક હોય છે, આમ છતાં એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે તેમના જીવનની સંવર ભાવની કરણીને જ ઉપાદેય જાણવી જોઇએ. શ્રી આદિનાથ-ઋષભદેવ પરમાત્માએ ગૃહસ્થપણામાં-રાજ્ય ભોગવવાના સમયમાં લોકોને, અઢાર પ્રકારની લીપી-કુંભાર શિલ્પ, લુહાર શિલ્પ, સુથાર શિલ્પ, આદિ શિલ્પ કળાઓ તેમજ એકમ-દશક-સો વિગેરે અંકથી ગણિત વિદ્યાઓ પણ શીખવી હતી, તે સંબંધે પુરુષોને બહોંતેર (૭૨) કલાઓ, તેમજ સ્ત્રીઓને ચોસઠ (૬૪) કળા શીખવી હતી. આનું મુખ્ય કારણ પણ કાળક્રમે પ્રાપ્ત હિંસા-જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહાદિ અસદ્ આરંભાદિક દોષોથી લોકોને નિવર્તાવવાનો જ તેમનો મુખ્ય હેતુ હતો, તે સાથે કાળક્રમે ઉત્તરોત્તર સદાચારમાં વિવેકની વૃદ્ધિ થતાં-મોક્ષમાર્ગ પણ પ્રવર્તાવ્યો છે, આ સમસ્ત હકીકતને સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી નય-પ્રમાણ સાપેક્ષ યથાર્થ-અવિરુદ્ધ ભાવે સમજવાની જરૂર છે.

(૧૭)

યતનાએ સૂત્રે કહ્યું મુનિને, આર્ય કરમ ઉપદેશ;
પરિણામિક બુદ્ધિ વિસ્તારે, સમજે શ્રાદ્ધ અશેષ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૮૯॥

ભાવાર્થ:- પાંચ મહાવ્રતનુ પાલન કરવાની પ્રતિજ્ઞાવંત સાધુઓને, સાવદ્યકરણી મનથી-વચનથી અને કાયાથી પણ કરવાની હોતી નથી. એટલું જ નહિ પરંતુ તે ત્રણે સાવદ્ય યોગ સંબધી-કરણ-કરાવણ તેમજ અનુમોદન પણ તેઓએ કરવું કલ્પે નહિ એમ શાસ્ત્રકારોએ સ્પષ્ટ જણાવેલું છે. કેમકે મન-

વચન-કાયાથી કરેલી શુભ-યા-અશુભ યોગ ક્રિયાઓ સંબંધે જે-જે આત્માઓ-કરણ-કરાવણ અને અનુમોદન સ્વરૂપે પણ જે-જે ભાવે પ્રવર્તે છે તેઓને, પોત-પોતાના તે-શુભ યા અશુભ ત્રિવિધ કરણ વિશેષથી તદનુસારે શુભબંધ તેમજ અશુભ કર્મબંધ થાય છે એમ જાણવું. પરંતુ યોગની તરતમતા મુજબ કરણ-કરાવણ અને અનુમોદન કરણ વિશેષથી, પણ દરેક જીવને-પોત-પોતાના તીવ્ર-મંદ અધ્યવસાય મુજબ શુભ યા અશુભ બંધ પણ અલ્પાધિક પ્રમાણમાં જ થાય છે એમ જાણવું. આથી જ તો યતનાવંત મુનિ ભગવંતો ઉત્તમ ગૃહસ્થોને કેવળ સમ્યગ્ ભાવે ઉપદેશ દ્વારા એ હિતકારિણી અને અહિતકારિણી પ્રવૃત્તિઓનું સ્વરૂપ શાસ્ત્રાજ્ઞાએ કેવળ જણાવતા હોય છે પરંતુ તેમ કરવાનો પોતે પોતાના ભાવે આદેશ કરતા નથી પરંતુ ઉપદેશ શ્રવણ થકી ઉત્તમ શાસ્ત્રજ્ઞ ગૃહસ્થો પોતાની વિવેક બુદ્ધિએ કરી, યથાતથ્ય ભાવે અશુભ ક્રિયાઓને છાંડી શુભ ક્રિયાઓનો યથાશક્તિ આદર કરે છે, આ રીતે દેશના આપવા સંબધે વળી વિશેષથી શ્રી સૂયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે—

अत्थि कल्लाण पावे वा, णेवं सन्नं निवेसए,
अत्थि कल्लाण पावे वा, एवं सन्नं निवेसए;
कल्लाण पावए वा वि, ववहारो ण विज्जइ,
जं वेरं तं न जाणंति, समणा वाल पंडिया.

(૧૮)

આર્ય કાર્ય શ્રાવકનાં જે છે, તેહમાં હિંસા દીઠ;
હેતુ સ્વરૂપ અનુબંધ વિચારે, નાશે દેઇ નિજ પીઠ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૯૦॥

(૧૯)

હિંસા હેતુ અયતના ભાવે, જીવ વધે તે સ્વરૂપ;
આણા ભંગ મિથ્યામતિ ભાવે, તે અનુબંધ વિરૂપ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૯૧॥

(૨૦)

હેતુ સ્વરૂપ ન હિંસા સેવી, સેવી તે અનુબંધ;
તો જમાલિ પ્રમુખ ફળ પામ્યા, કડુઆ કરી બહુ દ્વંધ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ. ॥૯૨॥

(૨૧)

સરૂપથી હિંસા ન ટલે છે, સમુદ્ર જલે જે સિદ્ધ;
વલી અપવાદ પદે જે વરતે, પણ તેણે શિવપદ લીધ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ. ॥૯૩॥

(૨૨)

સાધુ વિહાર પરે અનુબંધે, નહીં હિંસા જિન ભક્તિ;
એમ જે માને તેહની વાધે, સુજશ આગમ શક્તિ.
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥૯૪॥

ભાવાર્થ:- શ્રી જૈન શાસન યાને, સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા વર્ગ તો સર્વજ્ઞ અને સર્વદર્શી-ત્રિલોકનાથ તીર્થંકર પરમાત્માએ, સ્યાત્ થકી પ્રમાણનય સાપેક્ષ જણાવેલા સમસ્ત ત્રિભંગાત્મક ભાવોમાં, યથાતથ્ય સ્વરૂપે સમ્યક્ સ્વરૂપે શ્રદ્ધા પ્રતીતિ કરીને, રૂચી સહ પ્રવૃત્તિ-નિવૃત્તિવાન હોય છે, આથી શાસ્ત્રમાં જણાવેલા ત્રણ પ્રકારનાં હિંસાના સ્વરૂપને યથાર્થ જાણીને વળી તેના પ્રતિપક્ષ સ્વરૂપે ત્રણ પ્રકારે અહિંસકતાના સ્વરૂપને પણ યથાર્થ જાણીને, યથાતથ્ય (આત્મહિતાર્થે) સ્વરૂપે, હિંસાનો પરિહાર તેમજ. અહિંસા પ્રતિ આદરભાવ ધરતાં હોય છે. તે છએ ભેદોનું નીચે મુજબનું સ્વરૂપ શાસ્ત્રાજ્ઞાથી અવિરુદ્ધ સમજવા પ્રયત્ન કરવો.

(૧) જે-જે ક્રિયાઓ કરવા થકી-જે સ્વરૂપે છયે કાયના જીવોના દ્રવ્ય પ્રાણોનો-ઘાત-ઉપઘાત થાય તેને સ્વરૂપ હિંસા જાણવી.

(૨) જે-જે ક્રિયાઓ કરવામાં યતના (જયણા) નો ભાવ રાખવામાં આવેલો ન હોય તે ક્રિયાને, અન્ય જીવોના પ્રાણોનો ઘાત-ઉપઘાત થયો હોય કે ન થયો હોય તો પણ તે ક્રિયાને હેતુ હિંસાવાળી ક્રિયા જાણવી.

(૩) જે-જે ક્રિયાઓ-જીનાજ્ઞા વિરુદ્ધ ભાવે કરવામાં આવેલી હોય, અર્થાત્ તીવ્ર મિથ્યાત્વ ભાવે કરવામાં આવેલી હોય અને તેથી વળી મિથ્યાત્વ મોહનીય કર્મનો તીવ્ર બંધ થતો હોય, તેને અનુબંધ હિંસાવાળી ક્રિયાઓ જાણવી.

ઉપર જણાવેલ હિંસાકારી ક્રિયાના, પ્રતિપક્ષ સ્વરૂપે ત્રણે પ્રકારની અહિંસાનું સ્વરૂપ નીચે મુજબ જાણવું.

(૧) જે રીતે છએ કાયના જીવોનો ઘાત-ઉપઘાત ન થાય અર્થાત્ ઓછો થાય તેમ, યથાશક્તિએ યતનાએ-સાવધાનતા પૂર્વક પ્રવર્તન કરવું, તેને દ્રવ્ય થકી યાને સ્વરૂપ થકી અહિંસક ક્રિયા જાણવી.

(૨) છએ કાયના જીવોનું-ઉત્પત્તિ સ્થાન-તેમજ તેના જીવનનું હોવાપણું જ્યાં જ્યાં હોય તેને યથાર્થ સ્વરૂપે જાણીને તેઓનો કોઈ પણ સ્વરૂપે ઘાત-ઉપઘાત ન થાય તેવું વિચારીને-સમજીને, અવિરતિ ભાવની ક્રિયાઓ કરવા થકી, અળગો રહીને શાસ્ત્રાજ્ઞાએ સંવર ભાવની ક્રિયાઓ કરે, તેને હેતુ-અહિંસક જાણવો.

(૩) મુખ્યપણે તો શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાને-લક્ષમાં રાખીને ઉત્સર્ગ માર્ગે પ્રવર્તન કરવાના ભાવવાળો હોય, તેથી હેતુ-અહિંસકતા તેમજ સ્વરૂપથી પણ અહિંસક ભાવને લક્ષમાં રાખીને પ્રવૃત્તિ કરે, તેને અનુબંધ અહિંસક જાણવો. તેમ છતાં અપવાદ માર્ગે કારણ વિશેષે શાસ્ત્રાજ્ઞા મુજબ કદાચિત્ સ્વરૂપ હિંસામાં પ્રવર્તન કરવા થકી પણ જો-પોતાના આત્મભાવની અર્થાત્-સંયમની રક્ષા થતી હોય તો અપવાદે પણ જીનાજ્ઞાએ પ્રવર્તન કરતો હોવાથી તેને અનુબંધે અહિંસક જાણવો.

ઉપર જણાવેલ ત્રણ-ત્રણ ભેદોના સ્વરૂપને દષ્ટાંતોથી સંવિજ્ઞ પાક્ષિક ગુરૂગમથી જાણી લેવા જરૂરી છે.

જમાલી પ્રમુખ નિન્હવોએ, સ્વરૂપથી તેમજ હેતુતાએ પણ બાહ્ય સ્વરૂપે તો અહિંસક ભાવમાં પ્રવર્તન કરેલું હોવા છતાં, તેઓએ જીનાજ્ઞાનો-(દ્વેષ કરી) વિરોધ કરીને, સ્વચ્છંદતાએ ઉપર મુજબ અનુબંધ-હિંસાએ, પ્રવર્તન કરેલું હોવાથી તેઓને અનુબંધે કરી હિંસાના ફળ સ્વરૂપે મિથ્યાત્વ મોહનીય કર્મનો તીવ્રબંધ થયેલો છે.

જ્યારે જે-જે કોઈ આત્માએ શુદ્ધ ઉપયોગ સ્વભાવે જતના સ્થાનેથી સિદ્ધિગતિ પ્રાપ્ત કરી છે તેમજ વળી જેઓએ-જીનાજ્ઞાએ અપવાદ માર્ગે પ્રવર્તન કરી યા તો હિંસામાં પ્રવર્તન કરીને પણ તેનું (યથાયોગ્ય) પ્રાયશ્ચિત્ત કરેલું છે તે આત્માઓએ પણ મોક્ષ પદ પ્રાપ્ત કરેલું છે, અત્રે કેટલાકો એમ કહે છે કે, અપવાદ માર્ગે જે પ્રવર્તન કરાય છે. તે જીનાજ્ઞાએ કરાતું હોવાથી તેનું પ્રાયશ્ચિત્ત લેવાનું હોતું નથી, તેમનું આમ કહેવું શાસ્ત્રાનુસારી નથી કેમકે શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવ્યું છે કે—

" पडिसिद्धाणं करणे, किच्चाणमकरणे पडिक्कमणं;
असद्दहणे य तहा, विवरीय परूवणाए य "

ઉપર જણાવ્યા મુજબ સમસ્ત આરાધનામાં જરૂરી પ્રાયશ્ચિત્તની વિચારણા સાથે જીનાજ્ઞાએ–સાધુને વિહાર–ગોચરી–શ્રી સંઘની ભક્તિ વિગેરે કાર્યોમાં અનુબંધે–અહિંસકતા જાણવી, તેજ રીતે ગૃહસ્થ શ્રાવક વર્ગને પણ જીનાજ્ઞાએ (આત્મ શુધ્યર્થે) જિન પૂજાની ક્રિયા થકી પણ અનુબંધે અહિંસકતા જાણવી.

આ રીતે જેઓ સમ્યગ્ ભાવે જીનાજ્ઞા પ્રતિ–શ્રદ્ધા–રૂચી–વડે–યથાયોગ્ય પ્રવૃત્તિ કરે છે, તેઓને આગમ (શ્રી જીનેશ્વર કથિત ધર્મ)ની આરાધના–ભક્તિ કરવા વડે, શ્રેષ્ઠ–યશકારી એવા શ્રી સિદ્ધ–પદની પ્રાપ્તિ થાય છે એમ જાણવું.

ઉપર જણાવેલ હિંસા–અહિંસાના–દ્રવ્ય–ભાવ સ્વરૂપના ભેદને અનુલક્ષીને શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલું છે કે,

" आसवा ते परिसवा, परिसवा ते आसवा "

**ચોથી ઢાળ સમાપ્ત**

जत्थ विसय विरागो, कषाय चाओ गुणेषु अनुरागो
क्रियासु अप्पमाओ, सो धम्मो शिवसुह उवाओ

અર્થ :– જે આત્મા–પૌદ્‌ગલિક ભોગથી–વિરક્ત થઇ, ક્રોધાદિ ચારે કષાયનો ક્ષય કરવાનો ઉદ્યમ કરે છે, અને તે માટે ઉત્તમ આત્માઓના ગુણોનો અનુરાગી થઇ, આત્માર્થે અપ્રમત્તભાવે આવશ્યક ક્રિયાઓ કરે છે. તેને મોક્ષ–પુરૂષાર્થી જાણવો.

### ઢાળ-પાંચમી

(૧)

સાસય પડિમા અઠસયમાને, સિધ્ધાયતન વિમાને રે;
ધન ધન જિનવાણી.
પ્રભુ તેં ભાખી અંગ ઉવંગે, વરણવશું તેમ રંગે રે;
ધન ધન૦ ॥૯૫॥

(૨)

કંચનમય કરપદ તલ સોહે, ભવિજનનાં મન મોહે રે;
ધન ધન જિનવાણી.
અંક રતનમય નખ સસનેહા, લોહિતાક્ષ મધ્યે રેહા રે.
ધન ધન૦ ॥૯૬॥

(૩)

ગાત્રયષ્ટિ કંચનમય સારી, નાભિ તે કંચન ક્યારી રે;
ધન ધન જિનવાણી.
રિટ્ઠ રતન રોમરાજિ વિરાજે, ચુચૂક કંચન છાજે રે.
ધન ધન૦ ॥૯૭॥

(૪)

શ્રી વચ્છ તે તપનીય વિશાલા, હોઠ તે લાલ પ્રવાલા રે;
ધન ધન જિનવાણી.
દંત સ્ફટિકમય જીહ દયાલુ, વલી તપનીયનું તાલુ રે.
ધન ધન૦ ॥૯૮॥

(૫)

કનક નાસિકા તિહાં સુવિશેષા, લોહિતાક્ષની રેખા રે;
ધન ધન જિનવાણી.
લોહિતાક્ષ રેખિત સુવિશાલા, નયન અંક રતનાલા રે.
ધન ધન૦ ॥૯૯॥

(૬)

અચ્છિપત્તિ પમુહા વલી કીકી, રિટ્ઠ રતનમય નીકી રે;
ધન ધન જિનવાણી.
શ્રવણ નિલાડવટી ગુણશાલા, કંચન ઝાકઝમાલા રે.
ધન ધન૦ ॥૧૦૦॥

(૭)

વજ્ર રતનમય અતિહિ સોહાણી, શીષ ઘડી સુખખાણી રે;
ધન ધન જિનવાણી.
કેશભૂમિ તપનીય નિવેશા. રિટ્ઠ રતન મય કેશા રે.
ધન ધન૦ ॥૧૦૧॥

ભાવાર્થ:- શ્રી જિનાગમને વિષે દેવ વિમાનને વિષે, શ્રી સિદ્ધ ભગવંતનું જે દેરાસર છે, તે સિદ્ધાયતનના બરાબર મધ્ય ભાગમાં, એક મોટી પીઠિકા છે, તે બે યોજન લાંબી અને બે યોજન પહોળી, તેમજ એક યોજન ઊંચી છે, તે મણિ પીઠિકા ઉપર એક મોટો દેવચ્છંદક છે, તે પણ બે યોજન લાંબો-પહોળો, તેમજ બે યોજનથી કાંઈક વધારે ઊંચો છે તે સર્વરત્નમય-સ્વચ્છ-નિર્મળ છે. તે ઉપર એકસો ને આઠ જિન પ્રતિમાઓ, પાંચસો-પાંચસો ધનુષ્ય ઊંચી છે. હવે તે પ્રતિમાઓના સ્વરૂપનું વર્ણન કરે છે. તે પ્રતિમાઓના હાથ-પગના તળીયા-તપાવેલા સુવર્ણમય લાલ છે. અંક રત્નમય સફેદ સ્નેહવાળા ચીકણા નખ છે, તે નખમાં લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ છે, ગાત્રયષ્ટિ-તે શરીર રૂપી યષ્ટિ સુવર્ણમય મનોહર છે. નાભિ પણ તપાવેલા સુવર્ણમય છે. રિષ્ટ (શ્યામ) રત્નમય રોમરાજિ છે અને તપાવેલા સુવર્ણ જેવો સ્તનનો અગ્રભાગ છે. હૃદય ભાગમાં તપાવેલા સુવર્ણમય શ્રીવત્સ છે. હોઠ રાતા પરવાળા છે. દાંત સ્ફટિક રત્નમય ઉજ્જવલ છે, તેમજ દયાળુ જીભ તેમજ તાળવું તપાવેલા સુવર્ણમય લાલ છે. સોનાની અતિશય રમણીય નાસિકા છે, તે મધ્યે, લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ છે. તેમજ વળી ચક્ષુ અંકરત્નમય વિશાળ છે, અને તેમાં પણ લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ (ટસરીઓ) છે.

આંખની પાંપણો પ્રમુખ એટલે ઉપરની ભ્રમરો તેમજ આંખની કીકી એ ત્રણ વસ્તુઓ રિષ્ટ (શ્યામ) રત્નની શોભાએ શોભી રહી છે, વળી ગુણોની ખાણ

સમાન લલાટ પટ્ટ અને કાન, સુવર્ણમય-દેદીપ્યમાન પણે ઝગઝગી રહ્યા છે. સુખની ખાણ સમાન શોભતી મસ્તકની ઘડી વજ્ર રત્નમય છે, કેશની ભૂમિકા તપાવેલ સુવર્ણ સરખી લાલ તેમજ રિષ્ટ (શ્યામ) રત્નમય કેશ છે. આ રીતની પ્રતિમાઓનું દર્શન ભવ્ય આત્માઓના મનને અત્યંત આહ્લાદક યાને આશ્ચર્ય પૂર્વક આનંદ આપનારૂં છે. હવે તે એકસોને આઠ પ્રતિમાઓના પરિવારનું વર્ણન કરે છે. એટલે કે તેમની અડખે-પડખે અને આગળ-પાછળ-બીજી અગીયાર મૂર્તિઓ હોય છે તેનું વર્ણન કરે છે.

(૮)

પૂઠે છત્ર ધરે પ્રત્યેકે, પ્રતિમા એક વિવેક રે;
ધન ધન જિનવાણી.
દોય પાસે દોય ચામર ઢાળે, લીલાએ જિનને ઉવારે રે.
ધન ધન૦ ॥૧૦૨॥

(૯)

નાગ ભૂત યક્ષ ને કુંડ ધારા, આગે દોય ઉદારા રે;
ધન ધન જિનવાણી.
તે પડિમા જિન પડિમા આગે, માનુ સેવા માગે રે.
ધન ધન૦ ॥૧૦૩॥

ભાવાર્થ:- પ્રત્યેક જિન પ્રતિમાની પછવાડે, એક એક મૂર્તિ છત્રધરની હોય છે અને બે પડખે-બે-મૂર્તિઓ ચામર વીંઝતી હોય છે, તે જાણે શ્રી જિનેશ્વર ભગવંતના, ઓવારણા લેતી ન હોય, તેવી ભાસે છે વળી તે પ્રત્યેક જિન પ્રતિમાની આગળ, બબ્બે મૂર્તિ નાગદેવતાની, બબ્બે મૂર્તિ ભૂત દેવતાની, બબ્બે મૂર્તિ યક્ષ દેવતાની, તેમજ બબ્બે મૂર્તિ કુંડધાર એટલે આજ્ઞાધારક દેવતાની હોય છે. આ બધી અગીયારે મૂર્તિઓ સરાણથી ઘસીને સુંવાળી-ચકચકિત બનાવેલી પાષાણની મૂર્તિઓ જેવી સ્વચ્છ-નિર્મલ-સુશોભિત હોય છે, તે જાણે સાક્ષાત્ શ્રી જીનેશ્વર પરમાત્માની પાસે સેવા માગી રહી હોય તેવી શોભતી હોય છે. જો શ્રી જિન પ્રતિમાઓનું શબ્દમાત્રથી કરાયેલું આ વર્ણન પણ સાંભળનારા ભવ્ય આત્મામાં પ્રમોદ-પરિણામ ઉત્પન્ન કરે છે તો પછી તેમના સાક્ષાત્ દર્શનથી તો કેવા ભાવ પ્રગટતા હશે કે જેથી તેમની વિશિષ્ટ સ્વરૂપે પૂજા-ભક્તિ કરવાની દર્શકમાં આસક્તિ-ઉદ્ભવતી હોય છે.

આ સંબંધે પ. પૂ. અધ્યાત્મ યોગીરાજ શ્રી આનંદઘનજીએ કહ્યું છે કે—

"અમિય ભરી મૂર્તિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્ત ન હોય"
વિમલજિન દીઠાં લોયણ આજ.

હવે તે સિદ્ધાયતનમાં જે-જે પ્રકારની પૂજાની સામગ્રી રાખવામાં આવેલી હોય છે તેનું વર્ણન કરે છે.

(૧૦)

ઘંટ કલશ ભૃંગા આયંસા, થાલ પાઈ સુપઈટ્ઠારે;
ધન ધન જિનવાણી.
મન ગુલિયા વાયકરગ પ્રચંડા, ચિત્તારયણ કરંડારે.
ધન ધન૦ ॥૧૦૪॥

(૧૧)

હયગયનર કિન્નર કિંપુરિસા, કંઠ ઉરગ વૃષ સરીખા રે;
ધન ધન જિનવાણી.
રયણપુંજ વલી ફુલ ચંગેરી, માલ્ય ને ચુર્ણ અનેરા રે.
ધન ધન૦ ॥૧૦૫॥

(૧૨)

ગંધ વસ્ત્ર આભરણ ચંગેરી, સરસવ પુંજણી કેરી રે;
ધન ધન જિનવાણી.
એમ પુષ્પાદિક પડલ વખાણ્યાં, આગે સિંહાસન જાણ્યાં રે.
ધન ધન૦ ॥૧૦૬॥

(૧૩)

છત્ર ને ચામર આગે સમુગ્ગા, તૈલ કોષ્ઠભૃત જુગ્ગા રે;
ધન ધન જિનવાણી.
ભરિયા પત્ર-ચોયગ સુવિલાસે, તગર એલા શુચિ વાસે રે.
ધન ધન૦ ॥૧૦૭॥

(૧૪)

વલી હરતાલ ને મનસિલ અંજન, સવિ સુગંધ મનરંજન રે;
ધન ધન જિનવાણી.
ધ્વજા એક શત આઠ એ પૂરાં, સાધન સર્વ સનૂરાં રે.
ધન ધન૦ ॥૧૦૮॥

(૧૫)

સૂર એ પૂજા સાધન સાથે, જિન પૂજે નિજ હાથે રે;
ધન ધન જિનવાણી.
સિદ્ધાયતને આપ વિમાને, થૂભાદિક બહુમાને રે.
ધન ધન૦ ॥૧૦૯॥

(૧૬)

એહ અપૂરવ દરિશણ દીઠું, સુરતરૂ ફળથી મીઠું રે;
ધન ધન જિનવાણી.
એ સંસાર સમુદ્રે નાવા, તારણ તરણ સહાવા રે.
ધન ધન૦ ॥૧૧૦॥

(૧૭)

એમ વિસ્મય ભવભય ગુણરાગે, ઝીલે તેહ અતાગે રે;
ધન ધન જિનવાણી.
રાચે-માચે ને વલી નાચે, ધરમ ધ્યાન મન સાચે રે.
ધન ધન૦ ॥૧૧૧॥

(૧૮)

થેઈ થેઈ કરતાં દે તે ભમરી, હર્ષે પ્રભુ ગુણ સમરી રે;
ધન ધન જિનવાણી.
યોગ નિરાલંબન લય આણી, વશ કરતા શિવરાણી રે.
ધન ધન૦ ॥૧૧૨॥

(૧૯)

એમ નંદીશ્વર પ્રમુખ અનેરાં, શાશ્વત ચૈત્ય ભલેરાં રે;
ધન ધન જિનવાણી.
ત્યાં જિન પૂજે તે અનુમાને, જનમ સફળ નિજ માને રે.
ધન ધન૦ ॥૧૧૩॥

(૨૦)

કલ્યાણક અટ્ઠાઈ વરષી, તિથિ ચઉમાસી સરખી રે;
ધન ધન જિનવાણી,
તેહ નિમિત્તે સુર જિન અરચે, નિત્ય ભક્તિપણે વિરચે રે.
ધન ધન૦ ॥૧૧૪॥

ભાવાર્થ :–એકસો ને આઠ ઘંટ, એકસો ને આઠ કળશ, એકસો ને આઠ ભૃંગાર (કળશ વિશેષ) એકસો ને આઠ દર્પણ, એકસો ને આઠ થાળ, એકસો ને આઠ પાત્રી (કુંડીઓ) ઓ, એકસો ને આઠ પાટલા, એકસો ને આઠ પાટા, એકસો ને આઠ મોટા વિંઝણા (પંખા), એકસો ને આઠ રત્નના કરંડીયા તેમજ વળી હયકંઠરત્નના, ગજકંઠરત્નના, નરકંઠરત્નના, કિન્નરકંઠરત્નના, કિંપુરુષકંઠરત્નના, ઉરગકંઠરત્નના, અને વૃષભકંઠરત્નના, પ્રત્યેકના, એકસો ને આઠ–આઠ ઢગલાઓ હોય છે. વળી વિવિધ છૂટા–પુષ્પોની, પુષ્પમાળાઓની તેમજ અનેક જાતિના ચૂર્ણોની એકસો ને આઠ–આઠ છાબડીઓ–દાભડીઓ હોય છે.

તેમજ વળી સુગંધમય પદાર્થો, વસ્ત્રો, ઘરેણાં (આભૂષણો), મોરપીંછીઓ, એ દરેકની એકસો ને આઠ–આઠ છાબડીઓ હોય છે, તેમજ પુષ્પ રચનાએ–રચિત એકસો ને આઠ સિંહાસનો હોય છે.

તેમજ વળી એકસો ને આઠ છત્ર–એકસો ને આઠ–આઠ ચામર, વળી સુગંધી તેલથી ભરેલા લાકડાના ડબ્બા, એકસો ને આઠ હોય છે અને એકસો ને આઠ સુંદર પાનના બીડા, તગર–એલચી આદિ દ્રવ્યોથી ભરેલ આગળ મૂકેલા હોય છે. તેમજ વળી હરતાલ, મણસિલ અને સુગંધીત અંજનના એકસો ને આઠ-આઠ દાભડાઓ હોય છે. વળી એકસો ને આઠ ધ્વજા–પતાકાઓ હોય છે. એ સર્વે પૂજાની ઉત્તમ સામગ્રી જાણવી.

દેવતાઓ પોતાના હાથે ઉપરની સામગ્રી વડે શ્રી જીનેશ્વર પરમાત્માઓની પોત–પોતાના દેવ વિમાનમાં–સિદ્ધાયતનને વિષે રહેલી જીન પ્રતિમાઓની પૂજા કરે છે, તેમજ સ્તૂપાદિનું પણ બહુમાન કરે છે.

દેવતાઓ પૂજા કરતાં વિચારે છે કે હે પ્રભુ ! મેં આ આપનું દર્શન–વંદન–પૂજન–જે કર્યું છે તે મને સંસાર–સમુદ્રમાંથી પાર ઉતારવા (નાવા)

સરખું-અપૂર્વ કલ્પવૃક્ષથી પણ શ્રેષ્ઠ ફળને આપનારૂ છે એમ જાણું છું કેમકે જેઓ સંસાર સમુદ્રને તરેલા છે તેઓનું શરણું, મોક્ષાર્થે-તેમની આજ્ઞાનો અવિસંવાદી ભાવે સ્વીકાર કરનારને, અવશ્ય સંસારથી તારનારૂ થાય છે.

જેનો તાગ કાઢી શકાય તેમ નથી, એવા અનંતા ગુણમય પ્રભુની-પ્રભુતાને આશ્ચર્યતાપૂર્વક, સંસારના ભયથી મૂકાવનાર-છોડાવનાર જાણીને, પ્રભુ-ગુણમાં લીન બનીને (બાહ્ય સ્વરૂપે-રાચી-માચી-નાચીને) દેવો-થેઇ થેઇ (હાથ-પગના તાલવડે) પ્રભુના ગુણ ગાતાં થકાં (ધર્મ ધ્યાનમાં મનને સ્થિર કરવાનો પ્રયત્ન કરે છે.) **તેમજ પ્રભુની પ્રભુતામાં એકાગ્ર બનીને, નિરાલંબન ભાવે પોતાના આત્મભાવમાં પરમ શુદ્ધ-સિદ્ધ-પરમાત્મ સ્વરૂપનો લય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતાં હોય છે.** જેમ દેવ વિમાનમાં સિદ્ધાયતનને વિષે રહેલી, શ્રી જિનેશ્વર પરમાત્માઓની પ્રતિમાની દેવો-પૂજા-ભક્તિ કરે છે તેવી જ રીતે નંદીશ્વર દ્વીપ આદિ, અનેક સ્થળોએ રહેલી શાશ્વતી પ્રતિમાને પણ દેવો, પોતાના દેવ-ભવને યોગ્ય આત્મ શુધ્યર્થે શ્રી જીનેશ્વર પરમાત્માઓના કલ્યાણકોના દિવસે, તેમજ અઠાઇ-દિને તેમજ વાર્ષિક પર્વ તિથિએ, તેમજ બીજા પણ આત્મ સાધના કરવાના યોગ્ય અવસરે-ત્યાં-ત્યાં જઇને પણ મોટા-ઉત્સવ પૂર્વક-પૂજા ભક્તિ કરે છે.

હવે આપણા માટે ભાવ-તીર્થ કરો તેમજ ત્રણેલોકમાં રહેલી શાશ્વતી તેમજ અશાશ્વતી જિન પ્રતિમાઓના વંદન-નમન અને પૂજન માટે હાલમાં પ્રસિદ્ધ (જૈન શાસનમાં ગવાતાં) નીચે મુજબના ચૈત્યવંદન વડે, ભાવથી ભક્તિ કરવા માટે આ ચૈત્યવંદન સૂત્ર કંઠસ્થ કરી તેનો અર્થ ગીતાર્થ-ગુરૂભગવંત પાસેથી જાણી લેવો યુક્ત છે.

### શ્રી જગ ચિંતામણિ-ચૈત્યવંદન

જગ-ચિંતામણિ જગનાહ, જગ ગુરૂ જગ-રક્ખણ;
જગ-બંધવ-જગ-સત્થવાહ, જગ-ભાવ વિઅક્ખણ,
અટ્ઠાવય સંઠવિય, રૂવ કમ્મટ્ઠ વિણાસણ;
ચઉવીસંપિ જિણવર, જયંતુ, અપ્પડિહય સાસણ. ॥૧॥

કમ્મ ભૂમિહિં કમ્મ ભૂમિહિં, પઢમ સંઘયાણુ;
ઉક્કોસય-સત્તરિસય, જિણવરાણ વિરહંત લબ્ભઈ,
નવકોડિહિં-કેવલીણ, કોડિ સહસ્સ નવસાહૂ ગમ્મઈ;
સંપઈ જિણવર વીસ મુણિ, બિહું કોડિહિં વરનાણ,
સમણહ કોડિ સહસ્સ દુઅ, થુણિજ્જઈ નિચ્ચ વિહાણિ. ॥૨॥

જયઉ સામિય જયઉ સામિય,
રિસહ સત્તુંજિ ઉજ્જિંતિ પહુનેમિજિણ;
જયઉ વીર સચ્ચઉરિમંડણ,
ભરૂઅચ્છહિં મુણિસુવ્વય,
મુહરિપાસ દુહ-દુરિઅ-ખંડણ,
અવર વિદેહિં તિત્થયરા, ચિહુ દિસિ વિદિસિ જિંકેવિ,
તીઆણાગય સંપઈઅ, વંદું જિણ સવ્વેવિ. ॥૩॥

સત્તાણવઈ સહસ્સા, લક્ખા છપ્પન્ન અટ્ઠ કોડિઓ;
બત્તિસસય બાસિઆઈં, તિઅલોએ ચેઇએ વંદે. ॥૪॥

પનરસ કોડિ સયાઈં, કોડી બાયાલ લક્ખ અડવન્ના;
છત્તીસ સહસ અસિઈં, સાસય-બિંબાઈ પણમામિ. ॥૫॥

(૨૧)

ભાવ તે અક્ખય ભાવે મલિયો, તે નવિ જાયે ટાલયો રે;
ધન ધન જિનવાણી.
ફરી ત્રાંબુ નવિ હોય નિષેધે, હુઓ હેમ રસ વેધે રે.
ધન ધન૦ ॥૧૫॥

(૨૨)

એકે જલલવ જલધિ ભળાયે, તો તે અક્ષય થાયે રે;
ધન ધન જિનવાણી.
આપ-ભાવ, જિન ગુણમાંહિ આણે, તેમ તે અખય પ્રમાણે રે
ધન ધન૦ ॥૧૬॥

(૨૩)

અપુણરૂત્ત અડસય વૃત્તે, એમ સુર ભાવે ચિત્તે રે;
ધન ધન જિનવાણી.
એમ જિનપૂજી જે ગુણ-ગાવે, સુજશ લીલા તે પાવે રે.
ધન ધન૦ ॥૨૧૭॥

ભાવાર્થઃ- અત્રે અક્ષય ભાવે પ્રભુની પ્રભુતાને અવલંબીને પોતાના આત્મભાવનો જિનેશ્વર-પરમાત્માની સાથે તાદાત્મ્ય સંબંધ, જેણે સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત કરીને જાણ્યો છે એટલે, શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્ય લક્ષણ યુક્ત નિર્મળ સમ્યગ્ ગુણે જેણે પ્રભુ આજ્ઞાનું શરણું સ્વીકારેલું છે તેવો આત્મા કદાપિ-મિથ્યાત્વ ભાવ પામે, તો પણ તેનું તે મિથ્યાત્વપણું-પર્યાય સ્વરૂપે મિથ્યાત્વ ભાવે પરિણમે છે પરંતુ દ્રવ્યત્વે તો મિથ્યાત્વ ભાવે પરિણમે નહિ અર્થાત્ દ્રવ્ય-ગુણ-પર્યાય એમ ત્રિવિધ સ્વરૂપે મિથ્યાત્વ-ભાવે પરિણામ પામે નહિ તે માટે સમ્યક્ત્વને અક્ષય-ગુણ જણાવ્યો છે કેમકે તે આત્મા કોઈ પણ વખત એક કોડાકોડી સાગરોપમથી અધિક સ્થિતિનો કર્મબંધ પણ કરતો નથી એમ શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવ્યું છે. શ્રી જીનેશ્વર પરમાત્માની આજ્ઞાનું યથાર્થ પાલન કરવા માટે, વિશિષ્ટ સમ્યગ્ જ્ઞાનની આવશ્યકતા છે "જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ :" એ સૂત્રાનુસારે સમ્યગ્ જ્ઞાનની વિશેષતા માટે સમ્યગ્દર્શન ગુણની સવિશેષ નિર્મળતાની જરૂર છે કેમકે સમ્યગ્દર્શનની નિર્મળતા, અનુસારે જ્ઞાન-સમ્યગ્ બને છે, અન્યથા વિશેષજ્ઞાન પણ મિથ્યાત્વનું કારણ બને છે. આ માટે, સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરવા માટે તેમજ તેને સવિશેષ નિર્મળ કરવાના અનન્ય હેતુભૂત કેવળ શ્રી જીનેશ્વર પરમાત્માનું ચારે નિક્ષેપનું આલંબન છે તેમાં શ્રી જીનેશ્વર-પરમાત્માના દ્રવ્ય નિક્ષેપનું આલંબન સર્વકાળે-સર્વ ક્ષેત્રે સર્વ જીવોને પ્રાપ્ત થવું મુશ્કેલ છે. પરંતુ નામ નિક્ષેપે તેમજ સ્થાપના નિક્ષેપે અનેક ક્ષેત્રે અનેક જીવોને તેની પ્રાપ્તિ સુલભ હોવાથી-તે ભાવે નામ-સ્થાપના વિશેષ ઉપકારક છે. યદ્યપિ આત્મ શુદ્ધિ-પ્રતિ ઉપકારકતામાં, નામ કરતાં, સ્થાપના નિક્ષેપ વધુ બળવાન છે, તેથી દ્રવ્ય નિક્ષેપ વિશેષ ઉપકારક છે તેમજ તે ત્રણેથી પણ વધુ ભાવ નિક્ષેપનું આલંબન વિશેષ ઉપકારક છે એમ જાણવું.

ઉપર જણાવેલ સમ્યક્ત્વ ગુણુની અક્ષયતાને દૃષ્ટાંતથી (એક દેશીય ભાવથી) સમજાવતાં થકાં-પ. પૂ. શ્રી. ય. ઉ. જી એ અત્રે જણાવ્યું છે કે પાણીનું બિંદુ-જેમ સમુદ્રમાં ભળવાથી અક્ષય ભાવ પામે છે તેમ આત્માનો-આત્મ શુદ્ધિનો-પરિણામ, શ્રી જીનેશ્વર પરમાત્માની પરમ પ્રભુતાના ધ્યેયને (સાધ્યને) પ્રાપ્ત કરવા રૂપે સમ્યગ્ બને છે અર્થાત્ સમ્યક્ત્વ પામે છે, ત્યારે તે પરમાત્મ ભાવમાં ભળવાથી-અક્ષયપણું પ્રાપ્ત કરે છે અને તે થકી અવશ્ય તે મુક્તિ માર્ગનો આરાધક બની મોક્ષપદને પ્રાપ્ત કરવાવાળો થાય છે. આ સમ્યક્ત્વ ગુણુને પ્રાપ્ત કરવા માટે-તેમજ પ્રાપ્ત સમ્યક્ત્વ ગુણુને-સવિશેષ નિર્મળ કરવા માટે, શ્રી જિનેશ્વર-પરમાત્માના અનંતા-નંત ગુણોનું આલંબન, નિત્ય પ્રત્યે-નવનવા (એટલે પૂર્વે ન આવેલા) શબ્દોથી (સ્તોત્રોથી) ઉત્કૃષ્ટે એકસો ને આઠ-આઠ ગાથાઓથી પ્રભુના ગુણો-ગાતા-ભાવતાં થકાં દેવતાઓની જેમ, જે આત્માઓ શ્રી જીનેશ્વર પરમાત્માઓનું વંદન-નમન-પૂજન-સ્મરણ અને ધ્યાન કરે છે તે આત્માઓ-અત્રે જણાવેલા ક્રમથી-સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર ગુણુને પ્રાપ્ત કરી-શ્રી યશોવિજયજી ઉપાધ્યાયની જેમ પરમ યશની લીલાને પ્રાપ્ત કરવાવાળા થાય છે.

— પાંચમી ઢાળ સમાપ્ત —

जे धम्मिया ते खलु सेवियव्वा
जे पंडिया ते खलु पुच्छियव्वा
जे साहुणो ते अभिवंदियव्वा
जे निम्ममा ते पडिलाभियव्वा

અર્થ: આ જગતમાં જે-જે કોઈ ધર્મી આત્માઓ છે. તે સેવા કરવા યોગ્ય જાણવા, જે પંડિત પુરૂષો છે, તે પૃચ્છા કરવા યોગ્ય છે, જે સાધુ-મહાત્માઓ છે, તે વંદન કરવા યોગ્ય છે, અને જેઓ-નિસ્પૃહિ-તેમજ નિર્મમત્વી છે તેઓ સર્વ પ્રકારે-પડિલાભવા (તેમને જરૂરી વસ્તુઓ આપવા) યોગ્ય છે.

## ઢાળ છઠ્ઠી

(૧)

સમકિત સૂધું રે તેહને જાણીએ, જે માને તુજ આણ;
સૂત્ર તે વાંચે રે યોગ વહી કરી, કરે પંચાંગી પ્રમાણ.
સમકિત સૂધૂ રે તેહને જાણીએ ॥૧૧૮॥

**ભાવાર્થ**:- સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી તીર્થંકર પરમાત્માઓએ જગતના સર્વ જીવોને હિતકારી અર્થાત્ ભવદુ:ખને નિવારનારી તેમજ મોક્ષ સુખને આપવાવાળી અનાદિ અનંત, જગતના તમામ જીવ-અજીવ દ્રવ્યોના, અનેક પરસ્પર-વિરોધી ધર્મોને ત્રિભંગાત્મક સ્વરૂપથી પોતાના કેવળજ્ઞાનના ઉપયોગે, પ્રત્યક્ષ પ્રમાણથી પણ સ્યાત્ થકી જે યથાર્થ અવિરૂદ્ધ દેશના આપેલી છે. તે અર્થની ઉત્તમ ગણધર ભગવતોએ, પોતપોતાના ક્ષયોપશમાનુસારે, જે દ્વાદશાંગી રૂપે (સૂત્રરૂપે) રચના કરેલી છે, તેને અંગ-પ્રવિષ્ટ શ્રુતજ્ઞાન જાણવું, અને તે દ્વાદશાંગી રૂપ સૂત્રોને આધારે, જે-જે કોઈ ઉત્તમ સવિજ્ઞ-પાક્ષિક-ગીતાર્થ ગુરૂ ભગવંતોએ, જે-જે સૂત્રોની (ગ્રંથોની) રચનાઓ કરેલી છે, તેને અંગ-બાહ્ય શ્રુત-શાસ્ત્રમાં કહેલું છે. આથી સ્પષ્ટ સમજવુ જરૂરી છે કે અંગબાહ્ય શ્રુત તે અંગ-પ્રવિષ્ટ-શ્રુતથી અવિરૂદ્ધ હોવુ જરૂરી છે, અને અગ પ્રવિષ્ટ શ્રુત તે શ્રી કેવળી ભાષિત પ્રમાણ (સ્યાત્)થી અવિરુદ્ધ હોવું જોઈએ, અન્યથા સ્વમતિ કલ્પિત-મિથ્યાશ્રુતમાં તેમજ એકાંત પક્ષે શ્રદ્ધા-આગ્રહ ધરનાર એવા પ્રત્યેક આત્માને જૈન શાસ્ત્રોમાં મિથ્યાદષ્ટિ યાને તત્ત્વતઃ અંધ કહેલ છે.

ઉપર જણાવેલ-અગ-પ્રવિષ્ટ શ્રુત જ્ઞાનને, તેમજ અંગ-બાહ્ય શ્રુતજ્ઞાનને પ્રાપ્ત કરવા માટે (૮) પ્રકારનો જ્ઞાનાચાર નીચેની ગાથામાં કહ્યો છે.

(૧) કાલે (૨) વિણએ (૩) બહુમાણે (૪) ઉવહાણે તહ (૫) અનિન્હવણે,
(૬) વંજણ (૭) અત્થ (૮) તદુભયે, અટ્ઠવિહો નાણમાયારો".

આચાર વિધિ શાસ્ત્રમાં જણાવેલો છે, તેને અવગણીને જો શ્રુત-ભણે-ભણાવે તો-તે બંનેને અતિક્રમ-વ્યતિક્રમ-અતિચાર અને અનાચાર રૂપ દોષો લાગે છે અને તે થકી મુખ્યપણે તે-આત્મા, જ્ઞાનાવરણીય કર્મનો બંધ કરે છે એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલ છે.

અત્રે પ. પૂ. શ્રી. મ. ઉ. જીએ આ પ્રથમ ગાથામાં આઠ–આચારો માંહેલા ઉવહાણે આચારને મુખ્યપણે દર્શાવતા જણાવ્યું છે કે જે કોઈ આત્મા–યોગ ઉપ-ધાન રહિત, એટલે જે જે કોઈ સૂત્ર–અર્થને પ્રાપ્ત કરવા માટે જરૂરી જઘન્ય–મધ્યમ–યા ઉત્કૃષ્ટ તપ કર્યા સિવાય જ–જો, સૂત્ર–અર્થને મેળવવાનો ઉદ્યમ કરે છે તો તેને તે શ્રુત, સમ્યક્ત્વ પ્રાપ્તિનું (શ્રદ્ધાનું) કારણ બનતુ નથી અત્રે અમોએ જે જઘન્ય–મધ્યમ–તેમજ ઉત્કૃષ્ટ તપ કરવાનું જણાવ્યું છે તેનુ સ્વરૂપ-કદાગ્રહ રહિત–સમકિત દૃષ્ટિ–ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી જાણી લેવું.

(૨)

**ઉદ્દેશાદિક નહિ ચઉનાણનાં, છે સુઅનાણનાં તેહ;**
**શ્રી અનુયોગ દુવાર થકી લહી, ધરીએ યોગ સું નેહ.**
**સમકિત સૂધૂં રે તેહને જાણીયે ॥૧૧૯॥**

**ભાવાર્થ :**– યદ્યપિ આત્માનો જ્ઞાનગુણ, એટલે જ્ઞેયને જાણનાર શક્તિ, તે મુખ્યપણે એકજ સ્વરૂપવાળી છે, તેમ છતાં વ્યવહારમાં એટલે તે શક્તિના પ્રવર્તનના હેતુઓના સંબંધથી શાસ્ત્રોમાં તેના પાંચ ભેદ જણાવ્યા છે. (૧) **મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃપર્યવજ્ઞાન (૫) કેવળજ્ઞાન.** આ પાંચે જ્ઞાનનુ સ્વરૂપ શાસ્ત્રથી વિસ્તારથી સમજવું જરૂરી છે. કેમકે આ પાંચેમાં પ્રથમના ચાર જ્ઞાનો ક્ષાયોપશમિક ભાવવાળા છે, જ્યારે પાંચમું કેવળ-જ્ઞાન છે તે ક્ષાયિક, અનંત–અક્ષય–અવ્યાબાધ સ્વરૂપી છે તેમજ વળી આ પાંચે જ્ઞાનમાં–જે જ્ઞાનની લેવડ–દેવડ કરી શકાય છે એટલે કે જે જ્ઞાન દ્વારા પોતાનું જ્ઞાન અન્યને આપી શકાય છે અને–જે જ્ઞાન દ્વારા અન્ય આત્મા પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે તે શ્રુતજ્ઞાન છે. અર્થાત્ જે શબ્દાત્મક જ્ઞાન છે તે શ્રુતજ્ઞાન છે. **બાકીનાં ચારે જ્ઞાનો શ્રુતમાં સહકારી હોઈ શકે છે પરંતુ તે જ્ઞાનનો વ્યવહાર એટલે–તે જ્ઞાનો અન્યને આપી શકાતા નથી તેમજ અન્યની પાસેથી લઈ શકાતા પણ નથી.** આ માટે–પોતાના આત્મામાં જ્ઞાન (એટલે કેવળી ભાષિત જ્ઞેયને જાણવાની શક્તિ) પ્રાપ્ત કરવા માટે, જે જ્ઞાન મેળવવાનું છે, તે શ્રુતજ્ઞાન ગીતાર્થ ગુરૂ પાસેથી જે ચાર પ્રકારે મેળવી શકાય છે. એમ શાસ્ત્રમાં કહેલું છે. તે આ પ્રમાણે છે : (૧) **ઉદ્દેશ** (૨) **સમુદ્દેશ** (૩) **અનુજ્ઞા** (૪) **અનુયોગ,**

(૧) ઉદ્દેશ :-યથાયોગ્ય-દ્રવ્ય (ભણનાર-ભણાવનાર વ્યક્તિ) ક્ષેત્ર-કાળ-ભાવ (યોગ્યતા વિશેષ) ને અનુસરીને પ્રથમ તો સૂત્રની ગાથા પણ સામાન્ય અર્થ સહિત આપવી તેમજ શબ્દોચ્ચારમાં-સ્ખલના ન થાય તેવી રીતે સૂત્ર આપવું તે.

(૨) તે પછી સમુદ્દેશ કરવો એટલે સૂત્ર-અર્થનો વિરોધ ટાળી આપવો તે એટલે સૂત્ર-અર્થમાં તદુભયતાએ-શાસ્ત્રાર્થનો અવિરૂદ્ધ યાને નિઃશંક બોધ કરાવવો તે.

આ સંબધે અત્રે આ ખાસ સમજવું જરૂરી છે કે—

"તાકું બોધ ન શ્રમ અફળ, જાકું નહિ શુભ યોગ;
આપ આપકું બુઝવે, નિશ્ચય અનુભવ ભોગ"

(૩) તે પછી ગુરૂ-ભગવંત અનુજ્ઞા આપે એટલે કે તું આ સૂત્ર-અર્થ અન્ય જીવને પણ, આજ રીતે આપજે, એમ અનુજ્ઞા કરે તે.

તે પછી (૪) થો ભેદ તે, અનુયોગ કરવો તે એટલે સૂત્ર-અર્થનો જાણકાર આત્મા જે વારે અન્ય આત્માને વ્યવહાર થકી પરંપરાનુસારે-પોતાની શ્રદ્ધા વડે તેમજ નિશ્ચય થકી પોતાના શુદ્ધ અનુભવે કરી સૂત્ર-અર્થને અવિસંવાદી ભાવે આપતો હોય, તેને અનુયોગ કહેવાય છે.

આ માટે શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કે—

"सुत्तत्थो खलु पढमो, बीओ निज्जुत्ति मीसिओ भणिओ;
तइओ य निरवसेसो, एसो विही होइ अणुओगो"

આ ચારે પ્રકારનો શ્રુતજ્ઞાન આપવા-લેવાનો ઉદ્યમ પણ શાસ્ત્રાજ્ઞાનુસારી હોવો જરૂરી છે.

(૩)

ઉદ્દેશાદિક ક્રમ વિણ જે ભણે, અશાતે તેહ નાણ;
નાણાવરણી રે બાંધે તેહથી, ભગવઇ અંગ પ્રમાણ.
સમકિત સૂધું રે તેહને જાણીયે ॥૧૨૦॥

ભાવાર્થ :-શ્રી ભગવતી સૂત્રમાં-ઉપર જણાવેલા, ઉદ્દેશાના ક્રમના વિધિને અવગણીને જે કોઇ આત્મા, આપમતિએ-શાસ્ત્રરૂપ-શ્રુતજ્ઞાનને, આપવાનો યા લેવાનો વ્યવહાર કરે છે, તે આત્મા-જ્ઞાન-જ્ઞાની અને જ્ઞાનના સાધનની આશાતના કરતો હોવાથી, વિશેષતઃ જ્ઞાનાવરણીય કર્મનો બંધ કરે છે એમ પણ શ્રી ભગવતી સૂત્રમાં સ્પષ્ટ જણાવેલું છે.

(૪)

શ્રી નંદી અનુયોગ દુવારમાં, ઉત્તરાધ્યયને રે યોગ;
કાલ ગ્રહણનો વિધિ સઘલો કહયો, ધરિએ તે ઉપયોગ.
સમકિત સૂધૂં રે તેહને જાણીયે ॥૧૨૧॥

ભાવાર્થ:–આ સાથે આ પણ શાસ્ત્રાજ્ઞા મુજબ જાણવું જરૂરી છે કે શ્રી નંદીસૂત્રમાં તેમજ શ્રી અનુયોગદ્વારસૂત્રમાં, તેમજ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રને વિષે જ્ઞાન–ભણવા–ભણાવવા તેમજ–પાંચે પ્રકારના સ્વાધ્યાય (વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, ધર્મકથા) સંબંધે–મુખ્યપણે જે કાળાદિ સાપેક્ષ વિધિ જણાવ્યો છે, તેને અનુસરવાની વૃત્તિવાળા આત્માને, સમ્યગ્દૃષ્ટિપણું સંભવે, અન્યથા ગમે–તેમ–જ્ઞાનના ગપ્પાં–મારવા, તે–તો પ્રગટપણે મિથ્યાદૃષ્ટિનું લક્ષણ છે.

(૫)

ઠાણે ત્રીજે રે વલી દશમે કહ્યું, યોગ વહે જેહ સાધ;
આગમે સિભદ્રા તે સંપજે, તરે સંસાર અગાધ.
સમકિત સૂધૂં રે તેહને જાણીયે ॥૧૨૨॥

ભાવાર્થ:–જે ઉત્તમ સાધુ મહાત્મા, ત્રીજા ઠાણાંગ સૂત્રના ત્રીજા સ્થાનકમાં જણાવ્યા મુજબ ત્રણ કારણોથી તેમજ દશમ સ્થાનકમાં જણાવ્યા મુજબના દશ કારણોથી, પોતાના આત્માને–શુદ્ધ કરે છે, તે ભદ્રક પરિણામી આત્મા–આગામી ભવે–દેવ–મનુષ્યાદિની ઉત્તમગતિને પ્રાપ્ત કરે છે, અને મોક્ષ પદ પણ પ્રાપ્ત કરે છે. પ્રત્યેક આત્મા માટે આત્મ શુદ્ધિના ત્રણ કારણો નીચે મુજબ જાણવા.

(૧) કોઇપણ ધર્મક્રિયા–નિયાણા રાહત કરે–તે
(૨) સમ્યગ્–ભાવે—ઉપયોગ શુદ્ધિએ, ધર્મારાધન કરે તે
(૩) યોગ–ઉપધાન પૂર્વક શ્રુત–સ્વાધ્યાય કરે–તે

તેમજ વળી હવે વિસ્તારથી આત્મશુદ્ધિના દશ સ્થાનકોને જણાવાય છે,

(૧) કોઇપણ ધર્મક્રિયા નિયાણા રહિત કરે–તે
(૨) સમ્યગ્દૃષ્ટિ પણે સમ્યગ્ભાવે–ધર્મારાધન કરે તે
(૩) યોગ–ઉપધાન પૂર્વક શ્રુત–સ્વાધ્યાય કરે–તે
(૪) ધર્મ–ક્ષમા–તેમજ સહજ ક્ષમાએ–યુક્ત હોય તે

(૫) પાંચે ઇન્દ્રિયોને-વિષય-વિકારથી નિવર્તાવવો તે
(૬) કોઇજાતની માયા (કપટભાવ)થી અળગો હોય-તે
(૭) સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રમાં ઢીલો ન પડેલો હોય તે
(૮) સાધુના મૂલગુણ તેમજ ઉત્તર ગુણોનો ધારક હોય તે
(૯) ચતુર્વિધ શ્રી સંઘ તેમજ-આગમ (શાસ્ત્ર)નું બહુમાન કરનારો હોય તે.
(૧૦) પ્રવચનની-સેવા-ભક્તિ-વડે પ્રભાવકતાનો વિસ્તાર કરવાવાળો હોય તે.

આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે-યોગ-ઉપધાન એટલે યથાશક્તિ તપપૂર્વક સ્વાધ્યાય કરવો જરૂરી છે.

(૬)

યોગ વહીને રે સાધુ શ્રુત ભણે, શ્રાવક તે ઉપધાન;
તપ ઉપધાને રે શ્રુત પરિગ્રહ કહ્યો, નંદીએ તેહ નિદાન.
સમકિત સૂધું રે તેહને જાણીએ ॥૧૨૩॥

**ભાવાર્થ**:- શ્રી નંદી સૂત્રમાં "सुअपरिग्गहा तवोवहाणाइं इति" એમ સ્પષ્ટ જણાવેલું છે. શ્રી જીનેશ્વર ભાષિત સૂત્રાર્થનું જ્ઞાન તપ-ઉપધાન પૂર્વક ગ્રહણ કરવું જોઇએ, કે જેથી તે દ્રવ્ય-સમ્યક્ શ્રુત દ્વારા-સમ્યગ દર્શન ગુણની પ્રાપ્તિ થાય અને તે થકી પ્રાપ્ત સમસ્ત દ્રવ્ય-શ્રુત-તે, ભાવ સમ્યક્ શ્રત પણે પરિણામ પામી જતાં તે ભાવ સમ્યગ જ્ઞાન વડે તે આત્માને સમ્યક્-ચારિત્ર ગુણ પ્રાપ્ત કરવાની સુલભતા પ્રાપ્ત થાય છે. એમ જાણવું. આથી જ તો શાસ્ત્રમાં પ્રાપ્તિ ક્રમમાં-"જ્ઞાન-દર્શન-ચારિત્રાણિ મોક્ષ માર્ગ:" એમ કહ્યું છે. જ્યારે તત્ત્વાર્થ સૂત્રમાં "સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષ માર્ગ:" એમ જે કહ્યું છે તેનો ભાવાર્થ એ છે-કે જ્યાં સુધી શ્રુતજ્ઞાન સમ્યગ્ દર્શન ગુણવડે શોધાયેલ (પરિશુદ્ધ થયેલ) હોતું નથી ત્યાં સુધી તે જ્ઞાન ભાવથી અસમ્યગ્ હોવાથી-આત્માના સમ્યક્-ચારિત્ર ગુણની પ્રાપ્તિનું કારણ બનતું નથી. આથી સમજવું કે સમ્યક્ ચારિત્ર તે મોક્ષમાર્ગનો હેતુ છે પરંતુ તે માટે તે સાથે-સમ્યગ્જ્ઞાન-અને સમ્યગ્ દર્શન ગુણની અનિવાર્ય-આવશ્યકતા રહેલી છે. અન્યથા કેવળ-બાહ્ય દ્રવ્ય ચારિત્રથી આત્મ શુદ્ધ થતી નથી

એમ જાણવું. ઉપરની હકીકતથી સ્પષ્ટ સમજાય તેમ છે કે સમ્યગ્‌–દર્શન ગુણ પ્રાપ્ત કર્યા વગરનું ગમે તેટલું જ્ઞાન પણ આત્મોપકારી બનતું નથી, તે માટે, આત્માર્થી આત્માએ સૌ પ્રથમ સમ્યગ્‌ દર્શન ગુણને પ્રાપ્ત કરવા માટે, ઉદ્યમ કરવો જોઈએ. આ સંબંધે તત્ત્વાર્થ સૂત્રમાં જણાવ્યા મુજબ "तन्निसर्गादधिगमाद्वा" એ સૂત્રના આધારે શ્રી જીનેશ્વર ભાષિત તત્ત્વોનો "प्रमाणनयैरधिगमः" એ સૂત્રાનુસારે નય–નિક્ષેપ–પ્રમાણ સ્વરૂપથી અભ્યાસ કરવો જરૂરી છે. તે માટે પૂર્વે જણાવ્યા મુજબ ગીતાર્થ–ગુરૂભગવંત પાસેથી–ઉદ્દેશાદિ ક્રમથી તપ–ઉપધાન–પૂર્વક શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી છે આથી એ પણ સ્પષ્ટ જણાઇ આવે છે કે આત્માર્થી આત્માએ–આત્માર્થ સાધવા માટે ઉત્તમ–સંવિજ્ઞ પાક્ષિક–ગીતાર્થ–ગુરૂનો યોગ–પ્રાપ્ત કરીને તેમની વિનય–ભક્તિ–વડે પ્રસન્નતા મેળવી તેમની આજ્ઞાને અનુસરીને (યથાશક્તિ–યોગ–ઉપધાન–કરીને) શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. ઉપર જણાવેલ શાસ્ત્રાજ્ઞા–સંબંધે, પ. પૂ અધ્યાત્મ યોગીરાજ શ્રી આનંદઘનજીએ શ્રી નમિનાથના સ્તવનમાં જણાવ્યુ છે કે.....

"શ્રુત અનુસાર વિચારી બોલું–સુગુરૂ તથાવિધ ન મિલે રે;
કિરિયા કરી નવિ સાધી શકીએ, એ વિખવાદ ચિત્ત સઘળે રે."

ઉપર શાસ્ત્રમાં જણાવ્યા મુજબ–દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવના જાણકાર તેમજ સાધ્યભાવમાં નિશ્ચય સ્વરૂપના તેમજ સાધન ભાવમાં શુદ્ધ વ્યવહાર સ્વરૂપના (શાસ્ત્ર સાપેક્ષ વિધિનિષેધના જાણકાર તેમજ–ઉત્સર્ગ માર્ગ–તેમજ અપવાદ માર્ગના પણ યથાતથ્ય સ્વરૂપે–યથાર્થ જાણકાર, **સુગુરૂનો યોગ, આજે પ્રાપ્ત થવો મુશ્કેલ છે કેમકે જ્યાં–જ્યાં જઈ જોઈએ છીએ તો સૌ આપમતિએ અજ્ઞાન અને અહંકારે કરી અવળી ક્રિયાઓ કરી કેવળ પોત–પોતાના ગચ્છાચારને પોષતાં થકાં વિષય–કષાયમાં મુગ્ધ બનીને તત્ત્વતઃ આગમસૂત્રજ્ઞાન તેમ જ અવિસંવાદી અર્થ બોધ રહિત હોવા છતાં તેઓ પોતે જ શાસન રક્ષક છે, તેમ જણાવીને સર્વત્ર કલેશ કંકાસની વૃદ્ધિ કરતાં પ્રત્યક્ષ જોવાય છે.**

આ સંબંધે ખાસ જણાવવાનું કે સં. ૧૯૯૯ આસો વદ–૩ શનિવાર ખંભાતથી પ્રસિદ્ધ થયેલ "શ્રી બૃહદ્‌ યોગ વિધિ"ની પ્રસ્તાવનામાં, જ્ઞાનસાગરજીએ જણાવ્યું છે કે "વિશેષ જ્ઞાનાચારની શુદ્ધિના કારણભૂત એવા આ યોગોદ્વહનને ઉડાવનારા મહાત્માઓએ પોતાની અજ્ઞાનતાથી યોગોદ્વહન કર્યા નહિ અને કરાવ્યા નહિ છતાં

તેઓની વંશપરંપરામાં જન્મેલાઓએ તો-પોતાના વડીલોની ભૂલ સુધારીને યોગોદ્વહન કરવા, કરાવવાનું શરૂ કર્યું છે એજ હર્ષનો વિષય છે. ઉપરના લખાણને પણ વિદ્વાનોએ લક્ષમાં લેવાની જરૂર છે.

વળી પણ આ સંબંધે અન્યત્ર જણાવવામાં આવેલ છે કે—

"सर्वेऽपि साम्प्रतं लोकाः प्रायस्तत्त्व पराङ्मुखाः;
क्लिश्यन्ते स्वाग्रहग्रस्ता, दृष्टिरागेण मोहिताः"

**આથી સમજવાનું એ છે કે દૃષ્ટિરાગી-પાખંડીઓના પાશમાં પડીને, શાસ્ત્રથી તેમજ શાસ્ત્રાર્થથી અજાણ રહી આત્માર્થથી-નષ્ટ-ભ્રષ્ટ થવું નહિ.**

(૭)

ઇરિયાદિકનાં રે ષટ ઉપધાન છે, તેણે આવશ્યક શુદ્ધ;
ગૃહી સામાયિક આદિ શ્રુત ભણે, દીક્ષા લેઈ અલુદ્ધ.
સમકિત સૂધૂં રે તેહને જાણીયે. ॥૧૨૪॥

**ભાવાર્થ** :-આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ અને વીર્ય એ પાંચ ગુણોની પ્રાપ્તિ (આવિર્ભાવ) અર્થે પંચાચારનું (૩૯ આચારે કરી) પાલન જરૂરી છે અને તેમજ વળી પંચાચારની કરણી (ક્રિયા)ની શુદ્ધિ માટે (૬) આવશ્યકની કરણીનું સ્વરૂપ (વિધિનિષેધ સાપેક્ષ ભાવે) શ્રી જૈન-શાસનમાં સ્પષ્ટ જણાવવામાં આવેલું છે. આ ૭ આવશ્યકની કરણી, જે-જે સૂત્રાર્થ સાપેક્ષ પણે કરવાનો વિધિ, શાસ્ત્રોમાં જણાવેલ છે તે સૂત્રોને પ્રાપ્ત કરવાનો ઉત્કૃષ્ટ વિધિ પણ નીચે મુજબના સ્વરૂપનો શાસ્ત્રમાં જણાવેલ છે.

(૧) **પહેલું ઉપધાન** :-પંચ મહામંગલ શ્રુત સ્કંધનું (પહેલું અઢારીયું)
(૨) **બીજું ઉપધાન** :- પ્રતિક્રમણ શ્રુત સ્કંધનુ (બીજું અઢારીયું)
(૩) **ત્રીજુ ઉપધાન** :-શક્રસ્તવ અધ્યયનનું (૩૫) પાંત્રીશું)
(૪) **ચોથુ ઉપધાન** :-ચૈત્ય સ્તવ-અધ્યયનનું (ચોકીયું)
(૫) **પાંચમું ઉપધાન** :-નામ સ્તવ-અધ્યયનનુ (૨૮ અઠાવીશું)
(૬) **છઠ્ઠું ઉપધાન** :-શ્રુત સ્તવ-સિદ્ધસ્તવનું (છકીયું)

ઉપર જણાવેલ ઉત્કૃષ્ટ-વિધિએ-(ઉપધાન સહિત) ગ્રહણ કરેલા સૂત્રાર્થથી, આરાધક આત્મા-પોતાના આત્માને, સ્વયં-આત્મ શુદ્ધિનો

અધિકારી બનાવી શકે છે. અત્રે એ-ખાસ જણાવવુ જરૂરી છે કે-મોક્ષાર્થી આત્માએ શ્રાવકધર્મનું સાધુ ધર્મથી કથંચિત્ ભિન્નાભિન્ન પણું-ગીતાર્થ ગુરૂ-ભગવંત પાસેથી સમ્યક્-પ્રકારે જાણી લેવુ જરૂરી છે.

(૮)

સૂત્ર ભણ્યા કોઈ શ્રાવક નવિ કહ્યા, લદ્ધટ્ઠા કહ્યા તેહ;
પ્રથમ જ્ઞાન ને પછી દયા કહી, તિહાં સંજત ગુણરેહ.
સમકિત સૂધૂંરે તેહને જાણીયે ॥૧૨૫॥

ભાવાર્થ :-પ્રથમ સાધુઓને યોગ વહન કરીને, સૂત્ર ભણવાની શાસ્ત્રાજ્ઞા જણાવી, અત્રે-શ્રાવકને આવશ્યકાદિ ક્રિયાના સૂત્રો-મેળવવા માટે-ઉપધાનરૂપ તપ કરીને મેળવવાનો વિધિ જણાવ્યો. આથી એટલું તો સ્પષ્ટ થાય છે કે સમ્યક્ શ્રુતરૂપી શાસ્ત્રાર્થનુ જ્ઞાનપણ યથાયોગ્ય-તપ-વિનય-બહુમાન પૂર્વક મેળવવું જોઇએ કે જેથી તે જ્ઞાન-સમ્યગ્-દર્શન ગુણની પ્રાપ્તિનું કારણ બને, અત્રે પ. પૂ. શ્રી ય. ઉ. જીએ શ્રાવક વર્ગને (અહંકારી સાધુઓ દ્વારા) પરંપરાથી ચાલ્યો આવતો અંગસૂત્ર-ભણવાનો-સાંભળવાનો અધિકાર નથી એમ પણ જણાવ્યું છે તેમ છતાં તેઓને શ્રાવકો (ગૃહસ્થો) શ્રી જીનભાષિત તત્ત્વો-સંબંધી યથાર્થ-અવિરૂદ્ધ બોધવાળા એટલે અર્થના જાણકાર હતા, એ શાસ્ત્ર-વિહિત હકીકતનો સ્વીકાર કરવાની ફરજ પડી છે. આથી સ્પષ્ટ સમજાય છે કે પાખંડી-શિથિલાચારી-ઉત્સૂત્રાચારી સાધુઓએ-શ્રીજીનભાષિત સૂત્ર જ્ઞાન-મેળવવા-આપવા સંબંધી પોતાનો એકાકી આગવો અધિકાર (મોનોપોલી) જાળવી રાખવાના શક્ય તમામ પ્રયાસો કર્યા છે, પરંતુ હકીકતમાં તેમના તે-મિથ્યા પ્રયાસો-તેમના પોતાના માટે પણ મિથ્યા સાબિત થઇ ચૂકયા છે. કેમકે આજે તો, સાધુઓને પણ શાસ્ત્રાર્થનું સાધુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું અશકય બની ગયું છે. કેમકે, જેમની પાસેથી તે-જ્ઞાન મેળવવાનું છે, તેઓ તો પ્રગટ સ્વરૂપે જીનાજ્ઞા-વિરૂદ્ધ (નિન્હવભાવે) પ્રરૂપણા તેમજ પ્રવર્તન કરતાં પ્રગટ જોવાય છે.

અત્રે શ્રાવક વર્ગને અમો એટલુ કહેવાની ઈચ્છા રાખીયે છીએ કે કોઇપણ શ્રાવકે કોઈપણ સાધુને ભણાવવા જોઈએ નહિ (પગારથી તો નહિ જ) કેમકે આ વાત શાસ્ત્રમાં ક્યાંય જોવામાં આવતી નથી. હા. શ્રીમયણા (રાજકુવરી)ને શ્રાવક પંડિતે ભણાવી હતી તે વાત શ્રીપાળના રાસમાં છે.

પરંતુ શ્રાવક જો સાધુને ભણાવે તો–તે શ્રાવક–પોતાને પ્રાપ્ત વિશિષ્ટ ક્ષયોપશમનો દુરૂપયોગ કરતો થકો અનેક અનર્થોનું સર્જન કરતો હોવાથી શ્રીવીર પ્રભુએ સ્થાપેલા–સમસ્ત–શ્રી શાસનનો દ્રોહ કરવાનુ પાપ કરે છે એમ જાણવું–કેમકે **ધર્મનું મૂળ–જેમ ક્રિયા–નયમાં દયા છે,** તેમજ જ્ઞાનનયમાં ધર્મનું મૂળ વિનય છે. આ વિનય ગુણનો વિધ્વંસક શ્રાવક કેવી રીતે પોતાનું કે અન્ય આત્માનુ આત્મકલ્યાણ સાધી શકે ?

શાસ્ત્રાર્થથી સ્પષ્ટ સમજાય છે કે માયાદિ ત્રણ શલ્યથી રહિત એવો કોઇપણ આત્મા પોત–પોતાને યોગ્ય–બાહ્ય–અભ્યંતર સ્વરૂપે, ઉત્તરોત્તર વિશુદ્ધભાવ, આત્મારાધન કરતો થકો, મોક્ષપદ મેળવી શકે છે, અન્યથા–જ્ઞાન–ક્રિયાના મિથ્યા આડંબરે કરી–પ્રસિદ્ધિ મેળવી શકે છે–સિદ્ધિ નહિ, અર્થાત્ આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી, આ માટે શ્રી ૫ પૂ. શ્રી ય. ઉ. જી એ પોતે જ અધ્યાત્મ સાર ગ્રંથમાં જણાવ્યું છે કે :—

जैनैर्नानुमतं किंचि न्निषिद्धं वा न सर्वथा;
कार्ये भाव्य मदंभेने त्येपाज्ञा पारमेश्वरी.

અર્થ :– શ્રી જીનેશ્વર ભગવંતોએ એકાંતે કોઈ વિધિ–યા એકાંતે કોઈ–નિષેધ જણાવ્યો નથી પરંતુ પ્રત્યેક આત્માએ પોતે પોતાના આત્માને ઉપકારી ભાવો તે, દાન–શીલ–તપ તેમજ ભાવના ધર્મ પ્રતિ દંભરહિત યાને શાસ્ત્રાર્થથી અવિરૂદ્ધ ભાવે વિધિ–નિષેધે પ્રવર્તન કરવું, એમ સ્પષ્ટ જણાવ્યું છે.

(૯)

નવમે અધ્યયને રે બીજા અંગમાં, ઘરમાં દીવ ન દીઠ;
વલિય ચઉદમેરે કહ્યું શિક્ષાપદે, ગ્રંથ તજે તે ગરિટ્ઠ.
સમકિત સૂધૂંરે તેહને જાણીયે. ॥૧૨૬॥

(૧૦)

સપ્તમ અંગે અપઢિયા સંવરી, દાખ્યા શ્રાદ્ધ અનેક;
નવિ આચારધરાદિક તે કહ્યા, મોટો એહ વિવેક.
સમકિત સૂધૂરે તેહને જાણીયે. ॥૧૨૭॥

ભાવાર્થ:– ઉપર જણાવેલ અર્થથી જણાવવાનું કે, જૈન શાસ્ત્રોમાં કોઈ જગ્યાએ–આટલું ભણનાર અવશ્ય મોક્ષે જશે, અથવા તો આટલી ક્રિયા કરનારો

મોક્ષે જશે એમ ક્યાંય જણાવેલું નથી તેમજ સાધુ સંબંધે પણ ચૌદપૂર્વધારી જ મોક્ષે જાય, એમ ક્યાંય કહ્યું નથી. ઉલ્ટાનું અનેક જગ્યાએ અગીયાર અંગ ભણી નિરતિચાર ચારિત્ર પાળી–તે મહાત્મા મોક્ષે ગયા એમ અનેક સ્થાનકે જણાવેલું છે. તેમજ શ્રાવક મોક્ષે જઈ શકે જ નહિં એમ કોઇ જગ્યાએ કહ્યું નથી. ઉલ્ટાનું શાસ્ત્રોમાં તો પંદર ભેદે–સિદ્ધ પણું જણાવ્યું છે. હા–જ્ઞાન તેમજ ક્રિયા બંનેની આરાધના સંબંધમાં સર્વત્ર, પોત–પોતાના ગુણસ્થાનકને યોગ્ય જ્ઞાન–ક્રિયાએ પ્રવર્તન કરવાનું સર્વત્ર જણાવ્યું છે. તેમ છતાં જેઓ–જ્ઞાન–ક્રિયા બંનેની આરાધના સંબંધમાં અતિ પરિણામી તેમજ અપરિણામી છે, તેઓ આત્મ શુદ્ધિ કરી શકતા નથી પરંતુ પરિણામી જીવો જ, એટલે જીનાજ્ઞાનુસારે (યથા–તથ્ય–ભાવે) "**ज्ञान क्रियाभ्याम् मोक्षः**" એ સૂત્રાનુસારે વર્તતો આત્મા–આત્મશુદ્ધિએ ગુણસ્થાનક ક્રમારોહણ વડે મોક્ષપદ મેળવી શકે છે એમ જણાવેલ છે.

હવે પ. પૂ. શ્રી ય. ઉ. જીએ રચેલ બંને ગાથાનો અર્થ જણાવીએ છીએ. બીજા અંગસૂત્ર તે સૂયગડાંગ સૂત્રમાં નવમા અધ્યયનમાં, શ્રાવકો સૂત્રરૂપી દીવો પ્રાપ્ત કરી શકતા નથી, માટે દીક્ષા લેવી જરૂરી છે. એમ કહી તે સૂત્રના ચૌદમા અધ્યયનની સાક્ષી આપી જણાવે છે કે સંસાર છોડી દીક્ષા લઇ, સૂત્રો ભણી–તે અનુસારે સાધુ ઉત્તમ પ્રકારનું જીવન–જીવે તો તેનું ભણવું અને જીવવું તે બંને સફળ છે. વળી આગળ દશમી ગાથામાં જણાવે છે કે–સાતમા–ઉપાસક દશાંગ સૂત્રમાં શ્રાવકોને સંવરભાવવાળા તો કહ્યા છે પરંતુ આચારાંગાદિ સૂત્રો ભણેલા જણાવ્યા નથી, તેથી સ્પષ્ટ થાય છે કે શ્રાવકોને આચારાંગાદિ સૂત્રો ભણવાનો અધિકાર નથી. ઉપર પ્રથમ તો શ્રાવકોને સંવરભાવવાળા કહીને, આચારાંગાદિ સૂત્ર રહિત કહીને, તેઓ શું એમ કહેવા માંગે છે–કે, તેઓનું સંવરપણું ભાવ શૂન્ય હતું, અથવા તો સૂત્રાર્થથી રહિત હતું, અથવા શું હીન કક્ષાનું હતું ? જો તેઓને ઉત્તમ પ્રકારનું ભાવસંવર પણું હતું જ તો પછી તેઓને સાધુ–આચારને યોગ્ય–સૂત્રજ્ઞાન ન હતું એમ કહીને, તેઓ શું તેઓને (ભાવ શ્રાવકોને) સર્વવિરતિપણાની ભાવનાથી રહિત હતા તેમ કહેવા માંગે છે ?

શાસ્ત્રોમાં તો ચૌદપૂર્વી પણ સંસારમાં ડૂબે છે એમ જણાવ્યું છે અને અગીયાર અંગ ભણી–નિરતિચાર–ચારિત્ર પાળી–અનેક સાધુ મહાત્માઓ મોક્ષે ગયા છે એમ જણાવ્યું છે. વળી સામાયિક પદના જ્ઞાન માત્રથી, અનેક જીવ સિદ્ધમાં ગયા છે એમ

જણાવ્યું છે તેમજ વળી તત્ત્વાર્થમાં "શુક્લે પૂર્વવિદ" એમ જણાવ્યું છે, તેમજ વળી ક્રોડ પૂર્વના છટ્ઠા ગુણસ્થાનકના (હિંડોલા ન્યાયે પ્રવર્તન કરવા છતાં) સમસ્ત સંયમ પર્યાયમાં, સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકની સ્થિતિ માત્ર એક જ અંતર્મુહૂર્તની જણાવી છે, તેમ છતાં ક્ષપક શ્રેણીએ ચડેલો આત્મા એક જ અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જાય છે એમ પણ સ્પષ્ટ જણાવ્યું છે. આથી શાસ્ત્રોમાં જણાવેલ પંદર ભેદે-શ્રી સિદ્ધ ભગવંતો જાણવા, એ વચનનો આડકતરી રીતે-અપલાપ-કરનારાઓને-નિન્હવો જાણવા જરૂરી છે.

આ સંબંધે અત્રે વધુ-ચર્ચા કરવી યોગ્ય નથી એમ જાણીને છેવટે જણાવીએ છીએ કે, શાસ્ત્રોમાં જણાવ્યા મુજબ કેટલાક (મોટા ભાગના) પાખંડી-સ્વચ્છંદાચારી-શિથિલાચારી સાધુઓએ, પોતાના અહમ્ અને મમત્વને પોષવા, શાસ્ત્રોના જુઠ્ઠા અર્થો કરીને, અજ્ઞાની તેમજ ભવાભિનંદી જીવોને-જુઠું સમજાવીને, કેવળ બાહ્ય સાધુતામાંજ સંવેગ અને નિર્વેદ પણું સ્થાપીને, આપ બડાઇમાં અંધ બનીને શ્રી જૈન શાસનને જીનાજ્ઞાથી અલિપ્ત રાખવાનો જ પ્રયત્ન કરેલો છે જે કટુ વિપાકો-આજે સાધુઓ અને શ્રાવકો પ્રત્યક્ષ ભોગવી રહ્યા છે. એટલે કે જીનાજ્ઞા-વિરુદ્ધ વિચાર-વાણી અને વર્તન કરતાં પ્રત્યક્ષ જોવાય છે.

(૧૧)

ઉત્તરાધ્યયને રે કોવિદ જે કહ્યો, શ્રાવક પાલિત ચંપ;
તે પ્રવચન નિર્ગ્રન્થ વચન થકી, અરથ વિવેક અકંપ.
સમકિત સૂધું રે તેહને જાણીયે. ॥૧૨૮॥

ભાવાર્થ :- શ્રી ઉત્તરાધ્યયન સૂત્રને વિષે, શ્રી મહાવીર સ્વામીજીના શિષ્ય ચંપ (ચંપાલાલજી) નામના શ્રાવકને કોવિદ-એટલે પંડિત હોવાનું સ્પષ્ટ જણાવેલું છે, તેથી તેને આચારાંગાદિ સર્વ-સૂત્રોનો જાણકાર (ભણેલો) સમજવાનો નથી, પરંતુ તેને સૂત્રાર્થનો વિશિષ્ટ પ્રકારે-બોધવાન હતો, એમ જાણવો જરૂરી છે. હા-સાધુઓની જેમ અનુક્રમે-સાદ્યંત સૂત્ર પાઠોનો અભ્યાસ કરેલો હતો-એમ-કહેવાનું અત્રે-કોઈ પ્રયોજન નથી, કેમકે શ્રાવકને સાધુઓની જેમ સમસ્ત સૂત્રો-મુખપાઠ ભણવાની આવશ્યકતા તેમજ અનુકુળતા પણ હોતી નથી-તે અનુસારે ભણાવનાર પણ હોતા નથી, તેથી તથા વિધ, યાને સાધુઓની જેમ,

સાધંત સૂત્રોનું અધ્યયન શ્રાવકોને હોતું પણ નથી, પરંતુ શ્રાવકોને સર્વથા સૂત્ર બોધ રહિત, અર્થાત્ સૂત્ર-બાહ્ય-પણે જ સમ્યગ્ અર્થ-ધારક-પંડિતો હતા એમ કહેવું તે-તો, સૂત્રની તેમજ તેના અર્થ-બોધરૂપ જ્ઞાનની તેમજ તેના ધારક જ્ઞાનીની પણ આશાતના કરવા વડે કેવળ જ્ઞાનાવરણીય કર્મ બાંધવાની-પ્રક્રિયા છે-એમ સમજવું.

એક બાજુ શ્રાવકોને ભાવ સંવરવાળા કહેવા-કોવિદ યાને પંડિત કહેવા-તત્ત્વ અર્થના બોધવાળા કહેવા, અને સાથે આગમ-સૂત્ર-વાંચવા-ભણવા-સાંભળવાના પણ અનધિકારી કહેવા એટલું જ નહિ પરંતુ આગમ જ્ઞાનથી તેઓને સર્વથા અનભિજ્ઞ કહેવા-આ વાત તો કેવળ સાધુઓ જ મોક્ષે જઇ શકે છે એવું માનનારા મૂર્ખ-મિથ્યાદૃષ્ટિઓ જ સ્વીકારે.

(૧૨)

સૂત્રે દીધું રે સત્ય તે સાધુને, સુરનરને વળી અત્થ;
સંવર દ્વારે રે બીજે એમ કહ્યું, અંગ દશમે સમરત્થ.
સમકિત સૂધૂં રે તેહને જાણીયે. ॥૧૨॥

ભાવાર્થ :- જેઓ શાસ્ત્રમાં જણાવ્યા મુજબ, આત્માગમ, અનંતરાગમ અને પરંપરાગમ એ ત્રણ પ્રકારના બોધ (જ્ઞાન)ને, સૂત્રથી, અર્થથી-તેમજ તદુભયથી ત્રણે પ્રકારે પ્રાપ્તિના સ્વરૂપને યથાર્થ જાણે છે' તેઓ એમ કેવી રીતે માની શકે કે, શ્રી તીર્થંકર પરમાત્માએ ગણધરો-તેમજ સાધુઓને-સૂત્રથી તેમજ અર્થથી (હેય-જ્ઞેય ઉપાદેયનું સ્વરૂપ) જણાવ્યું હતું અને અર્થ-માત્રથી દેવો-મનુષ્યો-તેમજ તિર્યંચોને જણાવ્યું હતું ? શાસ્ત્રોમાં તો પ્રત્યક્ષ પ્રમાણરૂપ અર્થથી-તીર્થંકરોએ પ્રરૂપેલ સત્યને ગણધરોએ સૂત્ર (દ્વાદશાંગી) રૂપે ગુંથ્યું છે, એમ સ્પષ્ટ જણાવ્યું છે તેમ છતાં સૂત્રોનાં તમામ વચનો માત્ર ગણધરોના જ છે એમ કહેવું કેવી રીતે ઉચિત છે? કેમ કે સૂત્રોમાં કેટલાક જે પ્રમાણ-ભાવને જણાવનાર વચનો છે તે તો શ્રી તીર્થંકર ભગવંતોના વચનો જાણવાના છે, પરંતુ તે અર્થ-સંબંધે જે-જે વિધિ-નિષેધ-પ્રતિ સાપેક્ષ નય વચનો છે, તેને ગણકૃત (રચિત) સમજવા જરૂરી છે. અન્યથા આગમ પ્રમાણ તે, આગમ-પ્રમાણરૂપ બનશે નહિ આથી જ તો પ્રશ્ન વ્યાકરણરૂપ દશમા અંગમાં, બીજા સંવર દ્વારમા જે કહ્યું છે તે મુજબ-ઉત્તમ સાધુઓએ ભગવંતના કેટલાક વચનોને સૂત્રરૂપે ગ્રહણ કરીને, તેને સૂત્રરૂપે જ સૂત્રોમાં રાખીને, તેના ઉપર નિર્યુક્તિ, ટીકા-ચૂર્ણિ-ભાષ્ય વિગેરેની રચના કરી, અલ્પજ્ઞાની આત્માઓ માટે, તે સપ્ત ભંગાત્મક પ્રમાણ વચનને નય-નિક્ષેપે કરી સાપેક્ષભાવે

સમજાવી ભગવંતના વચનમાં, અવિસંવાદિતા સ્થાપી છે. આથી જ તો શ્રી તત્ત્વાર્થ કારે સકળ ભાવોને "प्रमाणनयैरधिगमः" એ સૂત્રથી પ્રમાણ તેમ જ નયથી જાણવાની સૂચના કરી છે જેથી એકાંત દુરાગ્રહ દૂર થાય.

અત્રે આ જાણવું ખાસ જરૂરી છે કે, વીરાત્ ૫૯૭ મે વર્ષે સ્વર્ગે ગયેલા શ્રી આર્યરક્ષિત આચાર્યે–સૂત્રોનો પૃથક્ અનુયોગ કરેલો છે. જેઓ સાડાનવ પૂર્વનું જ્ઞાન ધરાવતા હતા.

આજે પ્રાપ્ત આગમ સૂત્રોમાં મોટાભાગે કથાનુયોગ, તેથી અલ્પ–ચરણ કરણાનુયોગ, તેથી અલ્પ ગણિતાનુયોગ, અને તેથી અલ્પ દ્રવ્યાનુયોગના સૂત્રો પ્રાપ્ત છે. શાસ્ત્રોમાં તો દ્રવ્યાનુયોગના જ્ઞાનને દર્શન વિશુદ્ધિમાં શેષ ઉપકારક જણાવેલ છે. અને દર્શન શુદ્ધિને ચારિત્ર શુદ્ધિનું કારણ જણાવ્યું છે.

(૧૩)

પલિય વિગય પડિબદ્ધને, વાચના, શ્રી ઠાણાંગે નિષેધ;
નવિય મનોરથ શ્રુત ભણવાતણો, શ્રાવકને સુપ્રસિદ્ધ,
સમકિત સૂધૂં રે તેહ જાણીએ ॥૧૩૦॥

**ભાવાર્થ** :–શ્રી સ્થાનાંગ સૂત્રના ત્રીજા ઉદ્દેશામાં જણાવ્યું છે કે—

(૧) **અવિનીત** :–એટલે જેનામાં વિનય–બહુમાન કરવાનો પરિણામ નથી તેવો.

(૨) **ક્રોધી** :–એટલે–જે શાંત સ્વભાવી ન હોય–તેવો, અર્થાત્ ક્રોધી.

(૩) **વિગય પડિબંધો** :–શાસ્ત્રમાં જણાવેલ ચાર મહાવિગઈ તેમજ છ લઘુવિગઈ (જે આત્માને વિકારી બનાવનાર છે) તેના પ્રતિબંધ વાળો હોય, એટલે જેને વિગઈ–વગર ચાલતું ન હોય, તેવો, ઉપર જણાવેલા ત્રણ પ્રકારના દૂષણવાળા આત્માઓને ઉત્તમ–ગીતાર્થોએ સૂત્રાર્થની વાચના આપવી નહિ–પરંતુ જેઓ વિનીત હોય, શાંત સ્વભાવવાળા હોય, તેમજ વિગઈ પદાર્થોના–પ્રતિબંધ વગરના હોય તેઓને આપવી એમ જણાવ્યું છે. આમ છતાં પાખંડી સાધુઓ પોતાના પાખંડોને પોષવા અહંકાર તેમજ મમત્વ ભાવે માયાએ કરીને તેઓ કેવળ પોતાના જ શિષ્યો યા, શ્રાવકોને કે જેઓ ઉપર જણાવેલા દોષોથી યુક્ત હોય તો પણ તેઓને જ સૂત્ર વાંચના આપે છે એમ પ્રગટ દેખાય છે, આથી જ તો આજે સૂત્રાર્થનું સમ્યક્પણું–દૂષિત થયેલું હોવાથી, સાધારણ લોકો પણ સૂત્રાર્થ પ્રતિ અનાદર બુદ્ધિવાળા થવાથી, સ્વચ્છંદારી જીવન–જીવતા થઈ ગયા છે.

(૧૪)

વાચના દેતાં રે ગિહિને સાધુને, પ્રાયચ્છિત્ત ચઉમાસ;
કહ્યું નિશીથે રે તો શું એવડી, કરવી હોંસ-નિરાશ.
સમકિત સૂધૂં રે તેહને જાણીએ ॥૧૩॥

ભાવાર્થ :-શ્રી નિશીથ સૂત્રના ઓગણીશમા ઉદ્દેશામાં કહ્યું છે કે જે કોઇ સાધુ, અન્ય તીર્થિને (દ્રવ્ય યા ભાવથી અન્ય તીર્થિક હોય, તેવા સાધુને) તેમજ ગૃહસ્થ હોય તેને, જો સૂત્ર ભણાવે, તો-વચના દેનારને, અને તેને સહાય કરનારને, ચાર માસનું પ્રાયશ્ચિત્ત આવે છે, આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે સૂત્ર આપવાને-અયોગ્ય એવા-સાધુ યા શ્રાવકને સૂત્ર આપવું જોઈએ નહિ. પ્રથમ તો-આ વાતના સંબંધમાં નીચેની હકીકત ધ્યાનમાં લેવી જરૂરી છે. કે અયોગ્યને સૂત્ર કે અર્થ આપવો જોઈએ નહિ, આ વાત તો સર્વત્ર સ્વીકાર્ય જ હોય છે. પરંતુ પાસત્થા સાધુઓ તો એમ કહેતાં હોય છે કે શ્રાવકને સૂત્ર સંભળાવવા જોઇએપણ નહિ તેમ છતાં તેઓ જ પૈસા લેવા માટે તેમજ પોતાની મોટાઇનું પ્રદર્શન કરવા માટે-સૂત્રોની જાહેરમાં વાચનાઓ આપતાં હોય છે. હકીકતમાં તો સૂત્ર-અને અર્થના પ્રમાણ સ્વરૂપમાં, તેઓ અજ્ઞાની હોવાથી પોતાની જ્ઞાન સંબંધિની (મોનોપોલી) એક હથ્થુ ઇજારાશાહી ટકાવી રાખવા માટે જ તેઓ ભિન્ન-ભિન્ન સ્વરૂપે, સાધારણ ભાવે બોલતાં હોય છે. આ સંબંધે કેટલાક આચાર્યો અયોગ્યને અપવાદે, શ્રી ભદ્રબાહુ સ્વામીજીએ શ્રી સ્થુલભદ્રજીને પાછળના ચાર પૂર્વો માત્ર સૂત્રથી ભણાવ્યા હતા અર્થ આપ્યો ન હતો તેમ કહી-સૂત્ર માત્ર અપાય એમ કહે છે. તો વળી કેટલાકો અર્થ અપાય પણ સૂત્ર ન અપાય એમ કહે છે. હકીકતમાં તેઓને વાસ્તવિક સ્વરૂપે તો સૂત્ર-અર્થ સંબંધે ગુરૂ-પરંપરાએ સાચો-સમ્યગ્ બોધ પ્રાપ્ત થયેલ હોતો નથી. પ્રથમ તો શ્રી તીર્થંકર પરમાત્માએ-પ્રત્યક્ષ પ્રમાણથી ત્રિકાલિક જગતમાંના સમસ્ત જડ-ચૈતન દ્રવ્યોના પરિણમનને-હેય-જ્ઞેય-તેમજ ઉપાદેયભાવે અર્થથી જણાવેલ છે. તેને ગણધરોએ-સૂત્રરૂપે નિબદ્ધ કરેલ, તે ચારે અનુયોગમય સૂત્રોને શ્રી આર્યરક્ષિતાચાર્યે, પૃથક્-અનુયોગ રૂપે કર્યાં હતા તે સ્વરૂપે પણ કાળક્રમે સૂત્ર નાશ પામતું જોઈ, શ્રી દેવર્ધિગણી ક્ષમાશ્રમણજીએ, આગમો પુસ્તકારૂઢ કરેલ છે, તે પહેલા-સાધુઓ આગમ સૂત્રો-મુખપાઠે ધારણ કરતાં હતાં, એટલે કે યોગ્ય શિષ્યને ગુરૂ યોગ્ય વિધિએ સૂત્ર પાઠોની વાચના

આપતા હતાં. કાળક્રમે સૂત્રો મુખ પાઠે રાખવાનો વિધિ સાધુ વર્ગમાંથી લુપ્ત થયો, અને આગમો લખાવવા-કોતરાવવા તેમજ છપાવવા પણ માંડયા અને વેચાવા પણ માંડયા છે તો-શું આગમ-પુસ્તક, યા આગમ-પાઠ સહિતના પુસ્તકો-વેચાતા આપીને, લેનારને તે વાંચવા-ભણવાની મનાઈ કરવી તે વ્યાજબી છે? ખરેખર જોઈએ તો આ તો પ્રગટ સ્વરૂપે માયા-મૃષાવાદ જ સમજાય છે, જો કે અત્રે કેટલાક માયાવી પાખંડીઓ-એમ કહેતા ફરે છે કે, આ રીતે આગમ-સૂત્રોને બજારૂ બનાવવા તે અનુચિત કર્તવ્ય છે, તેમ છતાં તેઓ પણ એક યા બીજી રીતે તેમજ કરતા હોય છે, એટલે તેઓનું તેમ કહેવાપણું તે પણ માયા-મૃષાવાદ જ છે, તેમજ વળી આજે તો પેસા-ઉઘરાવવા માટે આગમસૂત્રો વાંચવાનો ધંધો-તો ધમધોકાર ચાલી રહ્યો છે, આ જોતાં પ. પૂ. શ્રી ય. ઉ એ જે અયોગ્યને આગમ સૂત્ર પાઠ ન ભણાવવા સંબધી જે વાત નિશીથ સૂત્રની સાક્ષીએ કહી છે, તે સંબંધી જણાવવાનું કે હકીકતમાં તો આજે નિષેધ સૂત્રમાં કહેલી સર્વવાતોનો, સૂત્રના જાણકારો દ્વારા જ, નિષેધ થઇ રહ્યો છે, કેમકે આજે તો તેઓ દ્વારા, નિશીથ સૂત્રમાં જણાવેલ અપવાદ માર્ગને જ મુખ્યમાર્ગ તરીકે સ્વીકાર કરવામાં આવી રહ્યો છે, તો પછી પ્રાયશ્ચિત્ત કરવાનું તો રહે છે જ કયાં? ખરેખર તો આવી વિષમ પરિસ્થિતિનું મૂળ જોઇએ તો, પાખંડીઓના પાખંડોને પોષનારા અજ્ઞાની-લોભી-વિષય-કષાયનાં લાલચુ આત્માઓની માયા જાળને ભેદવા માટે શ્રાવકો તેમજ સાધુઓ માટે જરૂરી એવું શાસ્ત્રાર્થનું અજ્ઞાન જ જવાબદાર છે. એમ સ્પષ્ટ સમજાય છે. આથી આત્માર્થી-આત્માએ, આત્માર્થ સાધક બોધ વડે, પ્રથમ જ્ઞ-પરિજ્ઞાએ શુદ્ધ સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરીને, એટલે આત્માર્થ સાધક મોક્ષ માર્ગ-પ્રતિ શ્રી જીનવચનમાં નિશંકતા પ્રાપ્ત કરીને શમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા અને આસ્તિકય (ભાવે) લક્ષણ વડે, પચ્ચક્ખાણ-પરિજ્ઞાએ નીચે જણાવ્યા મુજબ આત્મ શુદ્ધિ કરવી જોઇએ.

(૧) સૌ-પ્રથમ ષટ્ સ્થાનમાં આસ્તિકયતાની પ્રાપ્તિ અર્થે જ્ઞાનાચારનું અષ્ટવિધ આચાર વડે આરાધન કરવુ જોઈએ.

(૨) પ્રાપ્ત આસ્તિકય ભાવથી પોતાના આત્મામાં ભાવ-અનુકંપા પ્રગટાવવા અષ્ટવિધ-દર્શનાચારનું સેવન કરવું જોઇએ.

(૩) પ્રાપ્ત ભાવ અનુકંપા વડે, નિર્વેદ ભાવ પ્રગટાવવા (વિષય-વૈરાગ્ય પ્રાપ્ત કરવા) અષ્ટવિધ ચારિત્રાચારનું સેવન કરવું જોઇએ.

(૪) પ્રાપ્ત નિર્વેદ ભાવથી–આત્માર્થે–આત્મામાં સંવેગભાવ (મોક્ષાભિલાષ) ઉત્પન્ન કરવા બાહ્ય–અભ્યંતર બંને પ્રકારના તપાચારમાં પ્રવૃત્ત રહેવું જોઇએ.

(૫) સંવેગ પૂર્વકની તપાચારની પ્રવૃત્તિમાં પણ નિષ્કામ–પણે સમભાવ (ઉત્તમ ક્ષમા) ધારણ કરવા રૂપ, શુદ્ધ–ઉપયોગમાં વીર્ય પ્રવર્તાવવું–તે, પરમ આત્મશુદ્ધિનો હેતુ છે એમ જાણવું.

ઉપર જણાવ્યા મુજબ પાંચ લક્ષણ યુક્ત નિશ્ચય–સાપેક્ષ અથવા વ્યવહાર સમ્યક્ત્વ ગુણે કરી, સાધ્ય–સાધનદાવે પંચાચારનું પાલન કરતો આત્મા, અનુક્રમે જ્ઞાન–દર્શન–ચારિત્રાદિ પોતાના સમસ્ત આત્મિકગુણોને કર્મના બંધનથી છોડાવી–શાશ્વત સિદ્ધિ પ્રાપ્ત કરે છે. આવા ઉત્તમોત્તમ આત્માર્થે અવિસંવાદી શાસ્ત્ર–સિદ્ધાંતને અવગણીને, પાખંડી સાધુઓ, તો પોતાના અહમ્ અને મમત્વને પોષવા, સૌ પ્રથમ જ્ઞાનાચાર સંબંધી અનેક વિકલ્પો ઉભા કરી પોતા પ્રત્યે અનુરાગી થયેલા સાધુઓને (શિષ્યો) તેમજ શ્રાવકોને, એવા તો દૃષ્ટિરાગી (તેમનામાંજ સર્વજ્ઞતા જોતા) કરી દે છે કે, તેઓ સર્વજ્ઞ ભગવંતના શાસ્ત્ર વચનોને છોડીને, કેવળ તે પાખંડીગુરૂના વચનને જ અનુસરવામાં પોતાનું હિત–કલ્યાણ જોતા હોય છે.

**આ સંબંધે વળી કેટલાકો તો પ્રત્યક્ષ સદ્‌ગુરૂના ઉપકારને, પરોક્ષ જીનેશ્વરના ઉપકારથી પણ વિશેષ જાણવો જોઇએ એમ કહે છે, પરંતુ કુયુક્તિમાં ફસાયેલા તેઓને, પોતાના ગુરૂ–આજે પ્રત્યક્ષ નહિ હોવા છતાં પણ, દૃષ્ટિરાગમાં અંધ બનેલા તેઓ, પોતાના ગુરૂને પ્રત્યક્ષ સમજીને, શ્રી જીનવચનનો અનાદર કરે છે.** આવા તત્ત્વ–મૂઢ દૃષ્ટિ રાગીઓમાં પ્રથમ તો પોતામાં–પોતાપણાનું કોઇ–જ્ઞાન–ભાનજ હોતું નથી. તો પછી આવા અબુજ ધર્માંધ આત્માઓ–આત્મશુદ્ધિ કેવી રીતે કરી શકે? અર્થાત્ કરી શકતા નથી, કેમકે આત્મશુદ્ધિ તો પ્રત્યેક આત્માએ, પોતે પોતાના શુદ્ધ ક્ષાયોપશમિક આત્મભાવથી કરવાની હોય છે. અન્યથા અન્ય કોઈ પણ વિશિષ્ટ–ગુણવાન્ આત્મા પણ અન્ય કોઇપણ આત્માની શુદ્ધિનો કર્તા બની શકતો નથી.

(૧૫)

ત્યજિય અસજ્ઝાઈ ગુરૂવાચના, લેઈ યોગ ગુણવંત;
જે અનુયોગ ત્રિવિધ સાચો લહે, કરે તે કર્મનો અંત.
સમકિત સૂધૂં રે તેહને જાણીયે ॥૧૩૨॥

ભાવાર્થ :-વળી પણ પ. પૂ શ્રી ય. ઉ. જી શાસ્ત્રાનુસારે જણાવે છે કે સાધુઓએ શાસ્ત્રમાં જણાવ્યા મુજબ, ક્ષેત્ર-કાળ અને દ્રવ્ય સંબંધી અસ્વાધ્યાયનો અવસર ટાળીને ગુરૂ પાસે ત્રણ પ્રકારે સૂત્રનો અનુયોગ કરવો જોઈએ. આવી રીતે સૂત્રાર્થનું ગ્રહણ કરનાર આત્મા તે થકી કર્મ-ક્ષય-કરી મોક્ષપદ-પ્રાપ્ત કરી શકે છે. અસ્વાધ્યાયનો-અવસર ગીતાર્થ-ગુરૂભગવંત પાસેથી-સમજી લેવો. હવે પૂર્વે જણાવેલ ઉદ્દેશ-સમુદ્દેશ-અનુજ્ઞા રૂપ, શાસ્ત્રાર્થને પ્રાપ્ત કરવા સંબંધી ત્રણે અનુયોગનું સ્વરૂપ સૂત્રાનુસારે-પ. પૂ. શ્રી ય. ઉ. જી પોતે જણાવે છે, આ ક્રમ પણ માત્ર સાધુઓને જ લાગુ પડે છે. એમ કેટલાકો માને છે. કેમકે તેઓ શ્રાવકોને સૂત્ર ભણવા-સાંભળવા-વાંચવાની મનાઇ છે એમ સિદ્ધ કરવા માંગતા હોય છે. જો કે શાસ્ત્રમાં તો સૂત્ર-અર્થનું કથંચિત્ ભિન્ના-ભિન્ન પણું જણાવ્યું છે. પરંતુ અર્થ શૂન્ય સૂત્ર તેમજ સૂત્ર રહિત અર્થ જયારે એક બીજાથી વિરૂદ્ધ થઇ જાય છે ત્યારે બંને અનર્થ-કારી બને છે. તે માટે સ્યાદ્વાદ દષ્ટિએ સૂત્ર-અર્થ ઉભયમાં અવિરૂદ્ધતા આણવાથી આત્માર્થ સધાય છે એમ જાણવું. અન્યથા મતિ-કલ્પિત ભાવે વિરાધકતા પ્રાપ્ત થશે.

(૧૬)

સૂત્ર અરથ પહેલો બીજો કહ્યો, નિજ્જુત્તિએ રે મીસ;
નિરવશેષ ત્રીજો અંગ પાંચમે, એમ કહે તું જગદીશ.
સમકિત સૂધું રે તેહને જાણીએ ॥૧૨૩॥

ભાવાર્થ :-(૧) પ્રથમ સૂત્ર પણ સામાન્ય અર્થ સહિત જ આપવું તે.

(૨) તે પછી તે સૂત્રાર્થને, અન્ય વિરોધી સૂત્રાર્થથી અવિરોધી જણાવવા પંચાંગી માંહેથી નય વિશેષથી અર્થ સમજાવવો તે.

(૩) નિરવશેષ બોધ કરાવવો તે-એટલે સૂત્ર-અર્થમાં તદુભયથી અવિરૂદ્ધતા આણવી, તેમાં વ્યવહારથી તદુભયતામાં પરંપરા યોજવી, અને નિશ્ચયથી તદુભયતામાં વિષય-કષાય ભાવને ટાળવા રૂપ અનુભવની યોજના કરવી તે, આ ત્રિવિધ પ્રકારે સૂત્રાર્થનો બોધ પ્રાપ્ત કરેલો છે જેણે એવો આત્મા, અન્ય આત્માને નિઃશંક ભાવે આત્માર્થ સાધકતાનો યથાર્થ માર્ગ બતાવી શકે છે. અન્યથા વ્યાખ્યાનના બદલે વખાણ એટલે પરસ્પર પ્રશંસાઓ કરવી તે, તેમજ પ્રતિપક્ષી ભાવે કેવળ વિરોધ પ્રગટ કરવારૂપ પ્રવચનો જ સાંભળવા મળશે.

(૧૭)

સૂત્ર નિજ્જુત્તિ રે બેઉ ભેદે કહે, ત્રીજું અનુયોગ દ્વાર;
કૂડા કપટી રે જે માને નહિ, તેહને કવણ આધાર.
સમકિત સૂધૂ રે તેહને જાણીયે ॥૧૩૪॥

(૧૮)

અર્દ્ધ તે સૂત્રે રે અર્થ નિકાચિયા, નિજ્જુતિએ અપાર;
ઉપધિમાં ન ગણુગણાદિક કિહાં લહે, તે વિણું માર્ગ વિચાર.
સમકિત સૂધૂ રે તેહને જાણીયે ॥૧૩૫॥

ભાવાર્થ :–શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં સ્પષ્ટ જણાવ્યું છે કે–

"प्रमाणनयैरधिगमः" અર્થાત્ જગત માંહેલા સમસ્ત–ઉત્પાદ–વ્યય–ધ્રુવાત્મક તત્ત્વોને યથાર્થ અવિરૂદ્ધ સ્વરૂપે ઓળખવા માટે સૂત્ર સ્થિત પ્રથમ–પ્રત્યક્ષ પ્રમાણથી પ્રરૂપિત, ત્રિભંગાત્મક પ્રમાણ વચનના પ્રત્યેક ભંગ વચનને, સ્યાત્ થકી જાણીને, તેને વિશેષ સ્વરૂપથી જાણવા–જણાવવા માટે નય–નિક્ષેપની યોજના કરવી જરૂરી છે, આ માટે કહ્યું છે કે,

त्रिकाल त्रिलोक त्रिशक्ति त्रिसंध्य, त्रिवर्ग त्रिदेव त्रिरत्नादि भावैः;
यदुक्ता त्रिपद्येव विश्वानि वव्रे, सएकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥१॥
यदाज्ञा त्रिपद्येव मान्या ततोऽसौ, तदस्येव नो वस्तु यन्नाधितष्ठौ;
अतो ब्रूमहे वस्तु यत्तद्यदीयं, सएकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥२॥

અર્થ :– ઉપર જણાવેલ ત્રિવિધ બોધજ્ઞાન વિના પ્રમાણ–નયગર્ભિત સૂત્રના કેવળ શબ્દાર્થ માત્રનું જ્ઞાન પણ ઉલટાનું અંધારામાં દોડવા જેવું અનર્થકારી થાય છે, આ માટે કહ્યું છે કે :—

अपरिच्छिय सुय निहसस्स, केवलमभिन्न सुत्त चारिस्स;
सव्वुज्जमेण वि कयं, अन्नाण तवे बहुं पडई.

અર્થ :–આજે તો, સૂત્ર–અર્થ અને નિર્યુક્તિ સહ તેના મર્મને વિશેષાર્થથી જણાવનાર સુગુરૂના યોગની દુર્લભતા પૂર્વે પ. પૂ. શ્રી આનંદઘનજીના વચનથી જણાવી છે, ખરેખર તો કુગુરૂઓએ સૂત્ર વાંચવા–ભણવાની સોનોપોલી પોતાની પાસે રાખેલી, તેથી, આજે સૂત્રાર્થ તો દૂર રહ્યો પણ એકલા સૂત્રને પણ શુદ્ધ પણે એટલે શુદ્ધ ઉચ્ચાર

કરીને પણ વાંચનાર આચાર્ય પણ શોધવા જતાં, જડે તેમ નથી, ઉપરની હકીકત જણાવીને, હવે પ. પૂ. શ્રી ય. ઉ.જીએ ઉપરની કહેલી (૧૭)મી તથા (૧૮)મી ગાથાનો અર્થ જણાવીએ છીએ.

શ્રી અનુયોગદ્વાર સૂત્રને વિષે, ત્રીજા અનુયોગ દ્વારમાં સૂત્રને અનુકૂળ અર્થ કહેવો, તે અનુગમ, બે પ્રકારનો જણાવ્યો છે. (૧) સૂત્રાનુગમ (૨) નિર્યુક્તિ અનુગમ, આથી સ્પષ્ટ સમજવું જરૂરી છે કે, સૂત્રાર્થને, વિસ્તારથી યથાર્થ (યુક્તિ યુક્ત) અવિરૂદ્ધ ભાવે, જણાવનાર નિર્યુક્તિ આદિ ગ્રંથોને પ્રમાણ માની તેનો પણ શુદ્ધ પ્રરૂપક આશ્રય કરવો જોઈએ, અન્યથા જેઓ સૂત્રોના પોત-પોતાને મન ફાવતાં અર્થો કરી પરંપરા તોડી, કપટ ભાવે, સાધુપણું યા શ્રાવકપણું પાળવા પ્રયત્નો કરે છે તેઓને, વ્યવહાર ધર્મ સંબંધે પણ "ત્રણ સાંધતાં-તેર તુટે"ની સ્થિતિમાં મૂકાવું પડે છે,

**નિર્યુક્તિ, ચૂર્ણિ, ટીકા, ભાષ્યાદિ ગ્રંથોમાં પૂર્વાચાર્યોએ શ્રી વીર ભગવાનની વાણીને વફાદાર રહીને જે જે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ-તેમજ ભવ-આદિ સાપેક્ષ-વિસ્તારાર્થ જણાવ્યો છે, તેને ભણવા-ગણવાથી તેમજ પરંપરાને અનુસરવાથી જ આજે શ્રી જૈન શાસન જયવંતુ વર્તે છે,** અન્યથા મતિ કલ્પિત વિચાર-વાણી વર્તન કરવા થકી તો, ઉલ્ટો શાસનનો ઉડ્ડાહ થાય છે, અને તેથી તો અન્ય બાળજીવો ઉલ્ટા શ્રી જૈન શાસનથી વેગળા રહેવાનું પસંદ કરતા હોય છે. આવું પાપ કોઈ પણ આત્માર્થી આત્મા તો કેમ કરી શકે નહિ.

(૧૯)

**જો નિર્યુક્તિ ગઇ કુમતિ કહે, સૂત્ર ગયાં નહિ કેમ?**
**જેહ વાચનાએ આવ્યું તે સવે, માને તો હોવે એમ.**
**સમકિત સૂધૂં રે તેહને જાણીએ ॥૧૩૬॥**

**ભાવાર્થ** :-આજે કેટલાકો નિર્યુક્તિ-ટીકા-પ્રમુખ ગ્રંથોને પ્રમાણ માનવાની ના પાડે છે, તેઓ વળી કાલે તેમને ન ગમતા સૂત્રોને તેમજ પાઠોને પણ સ્વીકારવાની ના પાડવાનાં જ છે કેમકે તેવા આપમતિ-અહંકારી પાખંડીઓ તો સૂત્ર-અર્થ અને તદુભય એટલે વ્યવહારથી પરંપરા, તે-તમામને અવગણીને કેવળ સ્વચ્છંદાચારીપણે કષ્ટ-ક્રિયાઓ કરી-કરાવીને-અજ્ઞાની-સંસારાભિલાપી લોભી તેમજ લાલચુ આત્માઓને પોતા પ્રતિ આકર્ષીને, પોતાની માયા જાળમાં ફસાવતાં હોય છે, જ્યારે ઉત્તમ

સંવિજ્ઞ–પાક્ષિક ગીતાર્થ–ગુરૂભગવંત તો–સૌ પ્રથમ અન્ય આત્માને આત્મજ્ઞાન (ષટ્ સ્થાનનું સ્વરૂપ સમજાવી) આપી–સમ્યગ્–દષ્ટિ બનાવીને, આત્માર્થ સાધકતા ભણી જરૂરી સૂત્રજ્ઞાન–અર્થજ્ઞાન–તેમજ તે બંને સંબંધે–તદુભયતા રૂપે પરંપરાનો પણ અવિરૂદ્ધ બોધ આપી વિશેષતઃ પોતાના આત્માનુભવના બળે–ઉત્તરોત્તર મોક્ષ–માર્ગની સાધના કરવાની પ્રેરણા આપતા હોય છે. જ્યારે પાખંડી સાધુઓ તો કેવળ પોત–પોતાની જ આજ્ઞાએ (નિશ્રાએ) સમસ્ત–પ્રવર્તન કરવાનું જણાવતાં રહી પોતાનો મતલબ જ સાધતા હોય છે.

(૨૦)

આંધા આગળ દરપણ દાખવો, બહેરા આગળ ગીત;
મૂરખ આગે રે કહેવું યુક્તિનું, એ સવિ એક જ રીત.
સમકિત સૂધૂ રે તેહને જાણીએ ॥૧૩૭॥

ભાવાર્થઃ–જે આત્માઓ ભવાભિનંદીપણાના અગીયાર દૂષણે–દૂષિત છે તેવા આત્માઓ પાસે આત્મ શુદ્ધિના ઉપાયની વાતો કરવી તે આંધળાને દર્પણ દેખાડવા સમાન, તેમજ બહેરા આગળ ગીતો–ગાવા જેવું (વૃથા) કાર્ય જાણવું.

(૨૧)

મારગ અરથી રે પણ જે જીવ છે, ભદ્રક અતિહિ વિનીત;
તેહને એ હિત શિખ સોહામણી, જે સુનય અધીત.
સમકિત સૂધૂં રે તેહને જાણીએ ॥૧૩૮॥

ભાવાર્થ :–જેને સુનય દષ્ટિ પ્રાપ્ત થઈ છે, એટલે કે જે એકાંત હઠવાદમાં–શ્રી જીનેશ્વર પરમાત્માની આજ્ઞાનું વિરાધક પણું સમજે છે. અને સ્યાદ્વાદ શૈલીએ ધર્મ–પુરૂષાર્થ તેમજ મોક્ષ–પુરૂષાર્થ પ્રતિ યથાશક્તિ જ્ઞાનક્રિયાએ પ્રવર્તન કરવાથી આત્મ શુદ્ધિ–પ્રાપ્ત થાય છે એવું જાણીને, ભદ્રક પરિણામે જ્ઞાન–ક્રિયાનો વિનય કરે છે. અર્થાત્ આરાધના કરે છે. તે આત્માને–સમસ્ત શાસ્ત્ર વચનો–હિત–શિખામણ રૂપે અમૃત સમાન મીઠાં લાગે છે.

(૨૨)

પ્રવચન સાખે રે એમ ભાખિયા, વિગતે અર્થ વિચાર;
તુજ આગમની રે ગ્રહિય પરંપરા, લહિએ જગ જયકાર.
સમકિત સૂધૂં રે તેહને જાણીએ ॥૧૩૯॥

ભાવાર્થ:-અત્રે શ્રી. ય. ઉ. જી પણ સ્પષ્ટપણે જણાવે છે કે, મેં-જે પૂર્વે-જે-જે વાતો કહી છે તે, સૂત્ર-યાને આગમ પાઠોને, પરંપરાએ અનુસરીને (વિધિપૂર્વક જાણીને) શાસ્ત્ર પાઠોની સાક્ષીએ કહી છે. પરંતુ મેં મારી મતિ કલ્પનાએ કાંઇજ કહ્યું નથી. આ રીતે જે આત્માઓ, સર્વજ્ઞ અને સર્વદર્શી-તીર્થંકર પરમાત્મા શ્રી મહાવીર સ્વામીજીના-ઉપદેશનો, આગમ-સૂત્રાર્થથી તેમજ પરંપરાથી અવિરૂદ્ધ બોધ પ્રાપ્ત કરી આત્માર્થ-સાધકતા ભણી પોતાના અનુભવ-પ્રમાણે કરી આદર કરશે, તે આત્મા સમસ્ત જગતમાં પોતાનો જય જયકાર પ્રસરાવનારો થશે એમ જાણવું (૧) સુજ્ઞ વાંચકને સમજાયું હશે કે, શ્રી જીનેશ્વર પરમાત્માની વાણીથી (સૂત્ર-અર્થથી) અન્ય આત્માઓને વંચિત રાખવા, તેમજ પોતે પણ વંચિત-અનભિજ્ઞ) રહેવું, એ ઉત્તમ સાધુનું કર્તવ્ય હોઈ શકે નહિ. કેમકે તેથી શાસનની સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ સમૃદ્ધિનો નાશ થાય છે.

(૨૩)

ગુણ તુજ સઘલા રે પ્રભુ કોણ ગણી શકે, આણા ગુણલવ એક;
એમ મેં થુણતાં રે સમકિત દૃઢ કર્યું, રાખી આગમ ટેક.
સમકિત સૂધું રે તેહને જાણીએ ॥૧૪૦॥

(૨૪)

આણા તાહરી રે જો મેં શિર ધરી, તો શું કુમતિનું જોર ?
તિહાં નવિ પ્રસરે રે બલ વિષધર તણું, કિંગારે જીહાં મોર.
સમકિત સૂધું રે તેહને જાણીયે ॥૧૪૧॥

ભાવાર્થ :-શ્રી જીનાગમને વિષે જણાવ્યું છે કે જે આત્માઓએ-ચારે આત્મ-ગુણઘાતિ કર્મોનો ક્ષય કરી, સર્વજ્ઞ અને સર્વદર્શીપણું પ્રાપ્ત કરીને સમસ્ત છએ દ્રવ્યોને, તેના ત્રિકાલિક સમસ્ત પર્યાયો સહિતને-પ્રત્યક્ષપણે (હસ્તામલકવત્) જોયા છે અને જાણ્યાં છે તેવા કેવળી પરમાત્માઓએ આ છ દ્રવ્યાત્મક-સમસ્ત જગતને, કથંચિત્-ઉત્પાદ, કથંચિત્-વ્યય તેમજ કથંચિત્ ધ્રુવ સ્વરૂપ વાળું જણાવ્યું છે, તેમાં અનંતા જીવ તેમજ અજીવ દ્રવ્યોના અનંત-પરિણામોને સામાન્ય સ્વરૂપે તેમજ વિશેષ સ્વરૂપે ભિન્ના-ભિન્ન સ્વરૂપે તેમજ તેઓના શુદ્ધ પરિણમનને તેમજ અશુદ્ધ પરિણમનને, બંનેને, તેના ભિન્ના-ભિન્ન હેતુઓ સહિત, ભિન્ના-ભિન્ન સ્વરૂપે જે સ્વતઃ તેમજ પરતઃ પરિણામી પણું પ્રવર્તે છે તેને યથાર્થ અવિરૂદ્ધ ભાવે

જણાવેલ છે. તેમાં જીવ દ્રવ્ય સંબંધે જણાવ્યું છે કે જે-જે જીવો-કર્મબંધના હેતુઓમાં પરિણામ પામી-કર્મબંધ કરતા રહે છે. તેઓ ચારે ગતિમાં (નારકી-તિર્યંચ અને મનુષ્ય-દેવગતિ) ભટકયા કરે છે. અને બીજા જે જીવો કર્મબંધના કારણોથી અળગા થઈ સર્વ કર્મનો ક્ષય કરે છે. તેઓ પોતાના અનંતા-અનંત આત્મિક ગુણોને અક્ષય ભાવે પ્રાપ્ત કરી-સાદિ-અનંતમે ભાગે સિદ્ધગતિમાં અવ્યાબાધપણે પોતાના અનંત જ્ઞાનાદિ ગુણોમાં ક્ષાયિક ભાવે નિરંતર સહજ કર્તૃત્વ પણે પરિણામ પામ્યા કરે છે. શ્રી કેવળી પરમાત્માઓએ ઉપર જણાવેલ આત્મતત્ત્વના સિદ્ધ સ્વરૂપમાં નિઃશંક બોધવાન્ એવો આત્મા શ્રી સિદ્ધપદ પામવાનો અર્થી બનીને કેવળી પરમાત્માએ-બતાવેલા મોક્ષ-માર્ગ પ્રતિ-અનન્ય શ્રદ્ધાએ, અવિચલિત ભાવે, પ્રવર્તન કરવાવાળો હોય છે, એમ જણાવ્યું છે અન્યથા જે આત્માને કેવળી-પરમાત્માના વચનમાં શ્રદ્ધા-પ્રાપ્ત થઇ નથી તેઓ આપ મતિએ-અવળી પ્રવૃત્તિએ સંસારમાં ભટકયા કરે છે.

જે આત્માઓએ, કેવળી પરમાત્માએ પ્રકાશેલ તત્ત્વોને યથાર્થ સ્વરૂપે જાણ્યા છે, અને તેમાં કેવળી પરમાત્માએ બતાવેલાં-હેય-ઉપાદેય સ્વરૂપમાં વિધિ પૂર્વક-વિધિ નિષેધ સ્વરૂપે પ્રવર્તન કરવા વડે, પોતાના શુદ્ધ આત્મિક ગુણોનો (ક્ષયોપશમિક ભાવે) અનુભવ પ્રાપ્ત કરેલો છે તેવા આત્માઓ કદાપિ-કુતર્કવાદીઓની માયાજાળમાં ફસાતા નથી કેમકે જ્યાં મોર-કેકારવ કરતો હોય, ત્યાં જવાની, સર્પ (વિષધર) હિંમત પણ કરતો નથી.

(૨૫)

પવિત્ર કરી જે જીહા તુજ ગુણે, શિર ધરીએ તુજ આણ;
દિલથી કદીએ રે પ્રભુ ન વિસારીએ, લહીએ સુજશ કલ્યાણ.
સમકિત સૂધૂં રે તેહને જાણીયે ॥૧૪૨॥

ભાવાર્થઃ-શ્રી જીનેશ્વર પરમાત્માના ચોત્રિશ અતિશય યુક્ત તેમજ પાંત્રીશ પ્રકારની વાણી યુક્ત પરમ પરમાત્મ સ્વરૂપને, મન-વચન-અને કાયાએ કરી અવલંબીને જે આત્માઓ પોતાના આત્મભાવમાં તેનું અનન્ય ભાવે શરણું લે છે અર્થાત્ તેને આજ્ઞારૂપે અનુસરે છે તે આત્માઓએ આલોક પરલોકમાં યશ-કલ્યાણને પ્રાપ્ત કરી, પૂર્વે મોક્ષપદને પ્રાપ્ત કર્યું છે, વર્તમાનમાં કરે છે અને ભવિષ્યમાં પમ મોક્ષ પદ પ્રાપ્ત કરશે, આ નિર્વિવાદ સત્ય સ્વરૂપમાં, જેઓએ નિઃશંકતા પ્રાપ્ત કરી છે, તેઓને સાચા સમ્યગ્દષ્ટિ આત્માઓ જાણવા.

## ॥ કળશ ॥

(૧)

વર્તમાન શાસનનો સ્વામી, ચામીકર સમ દેહોજી,
વીર જીનેશ્વર મેં એમ થુણિઓ, મન ધરી ધર્મ સનેહોજી;
એહ સ્તવન જે ભણશે–ગણશે, તસ ઘર મંગલમાલાજી,
સમકિત ભાણ હોશે ઘટ તેહને, પરગટ ઝાક ઝમાલાજી. ॥૧૪૩॥

ભાવાર્થ : આ હુંડા અવસર્પિણીના આજના પાંચમા આરામાં છેલ્લા ચોવીસમા તીર્થંકર પરમાત્મા શ્રી મહાવીર સ્વામીજી જેમનું સાત હાથનું શરીર હતુ અને જેમનો દેહ સુવર્ણ સરખો હતો તેમનું શાસન ચાલે છે, એટલે તમામ સાધુ–સાધ્વી–શ્રાવક અને શ્રાવિકા, એ ચતુર્વિધ શ્રી સંઘ, શ્રી મહાવીર સ્વામીજીની આજ્ઞાએ–મોક્ષ પુરુષાર્થ તેમજ ધર્મ પુરુષાર્થમાં પોતાનું ક્ષાયોપશમિક આત્મ વીર્ય ફેરવીને, આત્મારાધન કરી રહેલા છે. તેમની આજ્ઞાને અનુસરીને મેં એટલે આ સ્તવનના કર્તા શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ પણ ધર્માર્થે આ સ્તવન વડે શ્રી મહાવીર પરમાત્માની સ્તુતિ કરી છે અને જણાવ્યું છે કે જે કોઈ આત્મા આ સ્તવનને ભણશે–ગણશે એટલે આ સ્તવનમાં જણાવેલા ભાવોને શ્રદ્ધાએ, અનુસરશે તેને અનેક પ્રકારના મંગળ (કલ્યાણની)ની પ્રાપ્તિ થશે તેમજ તેના આત્મામાંથી મિથ્યાત્વ મોહનીય કર્મ દૂર થતાં તેનામાં સમ્યક્ત્વ રૂપી સૂર્યનો પ્રકાશ ઝળહળશે, તેથી સઘળું સુધું થાશે.

(૨)

અરથ એહના છે અતિ સૂક્ષ્મ, તે ધારો ગુરૂ પાસેજી,
ગુરૂની સેવા કરતાં લહીએ, અનુભવ નિત્ય અભ્યાસેજી;
જે બહુ શ્રુત ગુરૂ ગીતારથ, આગમના અનુસારીજી,
તેહને પૂછી સંશય ટાળો, એ હિત શિખ છે સારીજી. ॥૧૪૪॥

ભાવાર્થ :–શ્રી જીનેશ્વર પરમાત્માએ, પ્રત્યક્ષ પ્રમાણથી પ્રરૂપેલ તત્ત્વ અર્થને સંપૂર્ણ ભાવે તો, શ્રી ગણધર પરમાત્માઓ પણ સમજી શકતા નથી, તેમજ શ્રી ગણધર પરમાત્માઓએ રચેલ દ્વાદશાંગીના ધારક મહાપુરૂષો પણ આજે અત્રે નથી. એટલું જ નહિ પરંતુ આજે ખંડિત આગમ શ્રુતના પારગામી એવા સંવિજ્ઞ–પાક્ષિક–ગીતાર્થ–ગુરૂ મળવા પણ ખૂબ જ મુશ્કેલ છે. તેમ છતાં પરમાત્માએ પ્રકાશેલ આત્માર્થ સાધક-

ભાવોને યથાર્થ—અવિરૂદ્ધ ભાવે સમજવા માટે ઉપર જણાવ્યા મુજબના સંવિજ્ઞપાક્ષિક ગીતાર્થ-ગુરૂનો યોગ સાધવો જરૂરી છે કેમકે સંવિજ્ઞ—પાક્ષિક ગીતાર્થનો યોગ—પ્રાપ્ત કર્યા સિવાય-આત્માર્થ સાધના પ્રતિ ઉત્પન્ન થતા સંદેહો ટાળવાનું (સૂક્ષ્મ અર્થ બોધ પ્રાપ્ત થવો) મુશ્કેલ છે.

(૩)

ઇંદલપુરમાં રહિય ચોમાસું, ધર્મ ધ્યાન સુખ પાયાજી,
સંવત સત્તર તેત્રીશાવરસે, વિજય દશમી મન ભાયાજી;
શ્રી વિજય પ્રભ સૂરિ સવાયા, વિજય રતન યુવરાયાજી,
તસ રાજે ભવિજન હિતકાજે, એમ મેં જીન ગુણ ગાયાજી. ॥૧૪૫॥

ભાવાર્થ :—અમદાવાદ શહેરની બાજુમાં ઇંદલપુર નામનુ એક પરૂ હતું ત્યાં સંવત ૧૭૩૩ની સાલના ચોમાસામાં—આસો સુદ ૧૦ને દિવસે પ. પૂ. શ્રી ય. ઉ. જીએ આ સ્તવનની રચના ભવ્ય આત્માઓના હિતાર્થે કરી છે, તે વખતે શ્રી વિજય પ્રભસૂરિ આચાર્ય તેમ જ તેમના યુવરાજ સમાન શ્રી વિજયરત્નસૂરિ વિચરતાં હતાં તેમ તેઓએ જણાવ્યું છે.

(૪)

શ્રી કલ્યાણ વિજય વરવાચક, તપગચ્છ ગયણ દિણિંદાજી,
તાસ શિષ્ય શ્રી લાભ વિજય બુધ, ભવિજન કૈરવ ચંદાજી;
તાસ શિષ્ય શ્રી જિત વિજય બુધ, શ્રી નય વિજય મુણીંદાજી,
વાચક જશ વિજયે તસ શિષ્યે, થુણીયા વીર જિણંદાજી. ॥૧૪૬॥

ભાવાર્થ :—આ ગાથામાં પ. પૂ. શ્રી ય. ઉ.જી પોતાની ગુરૂ પરંપરા જણાવે છે. તપ—ગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન શ્રી કલ્યાણ વિજય વાચક થયા છે. તેમના શિષ્ય લાભ વિજયજી થયા, તેઓ ચંદ્રવિકાશી કમળરૂપી, ભવ્ય જીવોને, ચંદ્રમા સરખા થયા છે, તેમના બે શિષ્યો, એક પંડિત જિત વિજયજી અને બીજા પંડિત નય વિજયજી હતાં તે શ્રી નય વિજયજીના શિષ્ય—વાચક ન્યાય વિશારદ—ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજીએ આ શ્રી મહાવીર સ્વામીજીના (૧૫૦) ગાથાના સ્તવનની રચના કરેલી છે.

(૫)

દોસી મૂલા સુત સુવિવેકી, દોસી મેઘા હેતેજી,
એહ સ્તવન મેં કીધું સુંદર, શ્રુત અક્ષર સંકેતેજી;
એ જિનગુણ સુરતરૂનો પરિમલ, અનુભવ તો તે લેશેજી,
ભમર પરે જે અરથી હોઈને, ગુરૂ આણા શિર વહેશેજી. ॥૧૪૭॥

**ભાવાર્થ**:-દોશી અટકવાળા મૂલાજીના સુવિવેકી પુત્ર મેઘાજીના તત્ત્વ બોધાર્થીપણાને સંતોષવા માટે આ સ્તવનની રચના પ. પૂ. શ્રી. ય. ઉ. જીએ સૂત્ર સિદ્ધાંતને અનુસારે કરી છે, તે માટે જે કોઇ આત્મા-આત્માર્થી થઈને ગુરૂમુખે-આ સ્તવનનો અર્થ (પરિમલ) ધારણ કરશે તે આત્મા પરમાર્થને પ્રાપ્ત કરી પરમપદને પ્રાપ્ત કરનારો થશે.

આ દોઢસો (૧૫૦) ગાથાના સ્તવનનો-સૂત્ર સાક્ષીએ શ્રી જ્ઞાનવિમળ સૂરિ રચિત ટબા પરથી વિસ્તારથી પ્રથમ બાલાવબોધ અર્થ વિક્રમ સંવત ૧૮૪૯માં વસંત પંચમીને બુધવારે શ્રી પદ્મ વિજયજીએ કર્યો છે. જેની સહાયતાએ, તેમજ બીજા પણ પ્રકાશનોના વાંચનની સહાયતા લઈને અમો પંડિત શાંતિલાલ કેશવલાલે અમારા ક્ષયોપશમ મુજબ સૂત્ર-સિદ્ધાંતને અનુસરી અવિરોધી ભાવે આ સંક્ષિપ્ત ભાવાર્થ કરેલ છે. વિદ્વાનોએ ભૂલચૂક સુધારી આત્માર્થ-સાધક સમ્યગ્ અર્થ અવધારવો એ અભ્યર્થના.

ઢાળ છઠ્ઠી સમાપ્ત

जो हवई असंमूढो, चेदा सदिट्ठि सव्व भावेसु;
सो खलु अमूढदिट्ठि, सम्मादिट्ठि मुणेयव्वो.

**અર્થ** : જે આત્માએ શ્રી જીનેશ્વર ભગવંતોએ ભાખેલા-સૂત્ર-અર્થમાં નિશંકતા પ્રાપ્ત કરી છે, અર્થાત્ જે આત્મા-જડ-ચેતન દ્રવ્યના-ગુણ-પર્યાયમાં-યથાર્થ ગતિવાળો છે, તે આત્મા ખરેખર અમૂઢદષ્ટિવાળો હોઇ-સમ્યગ્દષ્ટિવાળો છે.

પૂર્વે અનેક મહાપુરૂષોએ પ-પૂ-શ્રી-ચ-ઉ-જીને અનેક સ્વરૂપે ભવ્ય અંજીલીઓ આપેલી છે તે અનુસારે અમોએ પણ તેમને પરમ-પૂજ્ય-પ્રાતઃ સ્મરણીય-અધ્યાત્મ યોગીરાજ શ્રી આનંદઘનજીનો યોગ (સયોગ) પ્રાપ્ત કરીને પરમ પૂજ્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ પોતાની ગુણ-ગ્રાહક દષ્ટિએ શ્રી આનંદઘનજીના અધ્યાત્મ યોગની જે (અષ્ટપદીએ) પ્રશંસા કરી છે, તે તેઓશ્રીએ ગુણ-ગ્રાહક દષ્ટિએ-ગુણ પ્રાપકતાએ પ્રાપ્ત અધ્યાત્મ દૃષ્ટિથી હર્ષિત થઈ કરેલી હોઈ, તે તેમના પોતાના અવિસંવાદી શાસ્ત્રજ્ઞાનનો પણ પ્રકાશ કરનાર હોઈ અમોએ અત્રે તે પ્રદર્શિત કરેલ છે. આ રીતે અમોએ તેમના જ ઉત્તમ-ઉચ્ચારણોનું સ્મરણ-ચિંતન કરી તેઓશ્રીને અંજીલી આપવાનો આ નમ્ર પ્રયાસ કરેલ છે.

(૧) (રાગ કાનડો)

મારગ ચલત ચલત ગાત, આનંદ ઘન પ્યારે રહત આનંદ ભરપૂર—મારગ૦
તાકો સરૂપ ભૂપ ત્રિહું લોક થેં ન્યારો બરસત મુખ પર નૂર—મારગ૦
સુમતિ સખી કે સંગ, નિત નિત દોરત કબહુ ન હોત હી દૂર—મારગ૦
જશ વિજય કહે સૂનો આનંદ ઘન હમ તુમ મિલે હજુર—મારગ૦

(૨)

આનંદઘનકો આનંદ સુજશ હી ગાવત રહત આનન્દ સુમતા સંગ—આનંદ૦
સુમતિ સખી ઓર ન બલ આનંદ ઘન મિલ રહે ગંગતરંગ—આનંદ૦
મનમંજન કરકે નિર્મળ કિયો હે ચિત્ત તા પર લગાયો હે અવિહડ રંગ—આ૦
જશવિજય કહે સુનત હી દેખા સુખ પાયો બોત અભંગ—આનંદ૦

(૩)

આનંદ કોઉ નહિ પાવે, જો પાવે સોઈ આનદઘન ધ્યાવે—આ૦
આનંદ કોનરૂપ, કોન આનંદઘન, આનંદગુણ કોણ લખાવે—આ૦
સહજ સંતોષ આનંદ ગુણ પ્રગટે, સબ દુવિધા મીટ જાવે—આ૦
જસ કહે સોહી આનંદ ઘન પાવત, અંતર જ્યોત જગાવે—આ૦

(૪)

આનદ ઠોર ઠોર નહિ પાર્યા, આનન્દ આનન્દ મેં સમાયા—આ૦
રતિ-અરતિ દોઉ સંગ લીયો વરજિત, અરથને હાથ તપાયા—આ૦
કોઉ આનંદઘન છિદ્રહી પેખત, જશરાય સંગ ચઢી આયા—આ૦
આનંદઘન આનંદરસ ઝીલત, દેખત હી જશ ગુણ ગાયા—આ૦

(૫)

આનંદ કોઉ હમ દિખલાવો, આનંદ કોઉ હમ દિખલાવો—આ૦
કહાં ઢુંઢત તું મુરખ પંછી, આનંદ હાટ ન બિકાવે—આ૦
એસી દશા આનન્દ સમ પ્રગટત, તા સુખ અલખ લખાવે—આ૦
જોઈ પાવે સોઈ કછુન કહાવત, સુજસ ગાવત તાકે બધાવે—આ૦

(૬)

આનન્દકી ગત આનન્દઘન જાણે—આનંદકી
વાઈ સુખ સહજ અચલ અલખ પદ, વા સુખ સુજશ બખાને—આ૦
સુજશ વિલાસ અબ પ્રગટે આનન્દ રસ, આનંદ અખય ખજાને—આ૦
એસી દશા જબ પ્રગટે ચિત્ત અંતર, સોહી આનન્દ ઘન પિછાને—આ૦

(૭)

એરી આજ આનન્દ ભયો મેરે—એરી
તેરો મુખ નીરંખ નીરખ કર રોમ રોમ શીતલ ભયો અંગ-અંગ-એરી૦
શુદ્ધ સમજણ સમતા રસ ઝીલત, આનંદ ભયો-અંગ-અંગ-એરી૦
એસી આનંદ દશા પ્રગટો ચિત્ત અંતર, યાકો પ્રવાહ ચલત નિર્મલ ગંગ-એરી૦
વાહી ગંગ-સમતા દોઉ મિલ રહે, જશવિજય શીતલકે સંગ-એરી૦

(૮)

આનંદ ઘન કે સંગ સુજશહી મિલે જબ, તબ-આનંદ સમ ભયો સુજશ
પારસ સંગ લોહા જો ફરસત, કંચન હોત હી તાકે કસ-આ૦
ખીરનીર નીમિલ રહે આનંદ જશ, સુમતિ કે સંગ ભયો-એકરસ-આ૦
ભાવ ખપાઇ સુજશ વિલાસ ભયે, સિદ્ધ સ્વરૂપ લીયે ધસમસ-આનંદ

તા. ક : શ્રી આનંદઘનજીને વિશેષતઃ જાણવા માટે અમોએ પ્રકાશિત કરેલ પરમ પૂજ્ય પ્રાતઃ સ્મરણીય અધ્યાત્મક યોગીરાજ શ્રી આનંદઘનજી કૃત ચોવીશી-સાર્થ યાને પરમાત્મ-પથ-દર્શની-વેધ-સંવેધ-વેદવાણી પુસ્તિકા જોવી.

# પ્રસ્તાવના

## ચત્તારિ લોગુત્તમા

અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા
સાહુ લોગુત્તમા, કેવલીપન્નત્તો ધમ્મો લોગુત્તમો.

સચરાચર એવા આ સમસ્ત જગતમાં પ્રથમ (૧) શ્રી અરિહંત પરમાત્માઓ ઉત્તમ છે, કેમકે તેઓ ચાર આત્મગુણઘાતી કર્મોમાંથી સૌ પ્રથમ મોહનીય કર્મનો સર્વથા ક્ષય કરી, વીતરાગતા પ્રાપ્ત કરી, સર્વજ્ઞ અને સર્વદર્શી થયા પછી શ્રી ચતુર્વિધ સંઘની સ્થાપના કરી, અનેક ભવ્ય આત્માઓને, મોક્ષ-સુખના સ્વામી બનાવતા હોય છે.

બીજા (૨) શ્રી સિદ્ધ પરમાત્માઓ ઉત્તમ છે, કેમકે તેઓએ સર્વકર્મોનો ક્ષય કરી સિદ્ધત્વ પ્રાપ્ત કરેલ હોવાથી, તેઓ સૌ પોતપોતાના અનંત જ્ઞાનાદિગુણોમાં નિરંતર ક્ષાયિક ભાવે, સાદિ-અનંતમે ભાંગે (જન્મ મરણ રહિતપણે) પરિણામ પામી રહેલા છે. એવા સિદ્ધ પરમાત્મ સ્વરૂપને (ધ્યેય સ્વરૂપે) અવલંબીને, અનેક આત્માઓ, મોક્ષ-પુરૂષાર્થવડે શ્રી સિધ્ધપદની પ્રાપ્તિ કરતા હોય છે. ત્રીજા (૩) શ્રી સાધુ ભગવંતોમાં શ્રી આચાર્ય-શ્રી ઉપાધ્યાય તથા શ્રીસાધુ (સર્વવિરતિ ધર) ભગવંતો તે અનેક આત્માઓને મોક્ષ-પુરુષાર્થ પ્રતિ આદર- પ્રીતિ વાળા કરી મોક્ષ-માર્ગને સુવ્યવસ્થિત રાખતા હોવાથી ઉત્તમ છે અને ચોથા (૪) તે શ્રી સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી વીતરાગ તીર્થંકર ભગવંતોએ પ્રત્યક્ષ પ્રમાણવડે પ્રરૂપેલ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપરૂપ જે આત્મધર્મ, તે ભવ્ય આત્માઓને કર્મના બંધનથી છોડાવી, પોતાના સહજ શુધ્ધ અનંત-અક્ષય જ્ઞાનાદિ ગુણોની સંપદાને સ્વાધીન પણે (ક્ષાયિકભાવે) પ્રાપ્ત કરાવી આપનાર હોવાથી, લોકમાં-ઉત્તમ છે.

(૧) શ્રી તીર્થંકર પરમાત્માઓ, ચોત્રીશ અતિશયવાળા હોય છે, તેમજ વાણીના પાંત્રીશ ગુણે કરી, તેઓ ભવ્ય આત્માઓને, સમસ્ત આશ્રવ તત્ત્વને હેય સ્વરૂપે તેમજ સંવરતત્ત્વને અને નિર્જરા તત્ત્વને ઉપાદેય (આદરવા યોગ્ય) સ્વરૂપે જણાવની એવી ધર્મ દેશના આપતા હોય છે, તેઓશ્રીના ચોત્રીશ અતિશયોનું તેમજ વાણીના પાંત્રીશ ગુણોનુ સ્વરૂપ અમોએ પ્રકાશિત કરેલ શ્રીદેવચંદ્રજી કૃત વર્તમાન ચોવિશીના અર્થવાળી પુસ્તકામાંથી જોઈ લેવું.

(૨) શ્રી જૈન શાસન વિષે, શ્રી સિધ્ધપદને નિયમા પ્રાપ્ત કરનાર શ્રી કેવળી પરમાત્માઓના, કેવળ જ્ઞાનની પ્રાપ્તિ સંબંધી પંદર (૧૫) ભેદ જણાવેલા છે, પરંતુ તે સઘળાએ કેવળી ભગવંતો અંતે તો (૧) જ્ઞાનાવરણીય (૨) દર્શનાવરણીય (૩) વેદનીય (૪) મોહનીય (૫) આયુષ્ય (૬) નામ-કર્મ (૭) ગોત્રકર્મ (૮) મું અંતરાયકર્મ એ આઠે કર્મોનો સર્વથા ક્ષય કરી સિધ્ધત્વ પ્રાપ્ત કરતાં હોવાથી, તે સર્વે સિધ્ધ ભગવંતો ક્ષાયિકભાવે પોતાના જ્ઞાનાદિ આઠે (૮) ગુણોમાં પોતાના સહજ કર્તૃત્વભાવે કરી, ક્ષાયિકભાવે નીચે જણાવેલ ગુણભાવમાં નિરંતર (પ્રત્યેક સમયે સમયે) અવ્યાબાધપણે પરિણામ પામતા હોય છે

(૧) કેવળજ્ઞાન (સર્વજ્ઞતા) (૨) કેવળ દર્શન (સર્વદર્શિતા) (૩) અવ્યાબાધસુખ (સ્વગુણ-સંપદાનું) (૪) ક્ષાયિક સમ્યક્ત્વ (યથાતથ્યતત્ત્વાવબોધ) (૫) અક્ષય સ્થિતિ (૬) અરૂપીપણું (૭) સમસ્ત ગુણ સંપદાઓનું અગુરૂલઘુત્વ ભાવે અગુરૂલઘુંપણે પરિણામીપણું (૮) અનંતવીર્ય (પ્રેરક શક્તિ) ગુણ.

(૩) ત્રીજા જે સર્વવિરતિધર સાધુભગવંતો, ઉપાધ્યાયજીઓ, અને શ્રી આચાર્યભગવંતો અનુક્રમે પોત પોતાના બાહ્ય તેમજ અભ્યંતર વિશિષ્ટ ગુણોએ કરી, **અજ્ઞાની આત્માઓને ષટ્સ્થાનનું સ્વરૂપ સમજાવીને** શુધ્ધ આત્માર્થ સાધવા પ્રતિ, આદર-પ્રીતિવાળા બનાવી, શ્રી જૈન શાસનની અભિવૃધ્ધિ કરતા હોય છે.

(૪) સુધર્મ તે-શ્રીઅરિહંત તીર્થંકર પરમાત્માઓએ જણાવેલ અહિંસા ધર્મને. દ્રવ્યથી તેમજ ભાવથી યથાર્થ અવિરૂધ્ધ ભાવે અનુસરવું તે, જે થકી નિશ્ચેથી પોતાનો આત્મા આત્માર્થ સાધી મુક્તિના શાશ્વત સુખોનો ભોક્તા બને છે. તેમાં (૧) પ્રથમ દ્રવ્ય હિંસાથી વિરમવું એટલે કે, જે થકી પોતાના કે અન્ય આત્માના દ્રવ્ય (દશવિધ) પ્રાણોનો, ઘાત-ઉપઘાત થાય તેવી યોગ પ્રવૃત્તિથી થકી અળગા રહેવું.

આ સંબંધે શાસ્ત્રમાં જણાવેલ છે કે

पंचेन्द्रियाणि त्रिविध बलं च, उच्छ्वास निच्छ्वासमथान्यदायुः
प्राणादशैस्ते भगवद् भिरुक्ता, तेषां वियोगी करणं तु हिंसा

(૫) પાંચ ઇન્દ્રિયો (૩) બળ (મનબળ-વચનબળ અને કાયબળ) શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એ-દશે પ્રાણો પૈકી કોઈનો પણ ઘાત-ઉપઘાત કરવો તે હિંસા છે.

તેમજ (૨) બીજી ભાવ હિંસા-તે, આત્માના જ્ઞાનદિ ગુણો પ્રતિ, કર્મબંધન ઉપાર્જન કરવારૂપ છે. કેમકે એથી આત્માની શુધ્ધ ચેતનાના પરિણામમાં વ્યાઘાત ઉપજે છે, આ ભાવહિંસાના સંબંધે શાસ્ત્રમાં જણાવ્યું છે કે

जं जं समयंमि जीवो, आवस्सइ जेण जेण भावेण;
सो त मि तंमि समये, सुहासुहं बंधए कम्मं

જે-જે સમયે આત્મા જે-જે ભાવે પોતાના સ્વરૂપથી બહાર નીકળે છે, અર્થાત્ બહિરાત્મભાવમાં પરિણમે છે તે-તે સમયે-તે આત્મા તે થકી શુભાશુભ કર્મોનો બંધ કરે છે.

શ્રી અરિહંત તે સર્વજ્ઞ અને સર્વદર્શી તીર્થંકર પરમાત્માઓએ જણાવેલ આત્માના પરમશુદ્ધ સ્વરૂપી, શ્રી સિદ્ધપદને અવિસંવાદી ભાવે જાણનારો આત્મા, શ્રી અરિહંત પરમાત્મા પ્રતિ-અત્યંત આદર-ભક્તિ બહુમાન કરવા વડે, સમ્યક્ત્વભાવે કરી મોક્ષ-પુરુષાર્થ આદરવાની આજ્ઞાને અતિ હર્ષોલ્લાસ પૂર્વક સ્વીકારતો હોય છે.

**આ માટે સૌ પ્રથમ તો શ્રી તીર્થંકર ભગવંતની આજ્ઞાના જાણપણા માટે યોગાવંચકતા પ્રાપ્ત કરવી જરૂરી છે અને તે માટે પ. પૂ. શ્રી ગુરૂ ભગવંતની સંયમ યાત્રા સંબંધે, સુખ શાતાની પૃચ્છા કરવા પૂર્વક, તેમને સંયમ યાત્રામાં નિરાબાધપણે પ્રવર્તન કરવા માટે જરૂરી એવા, અશન-પાન, શય્યા, વસ્ત્ર, પાત્ર, ઔષધ તેમજ ભેષજ એ છ જરૂરીયાતોની સંપૂર્ણ વ્યવસ્થા કરવાવાળો સમ્યગ્દૃષ્ટિ આત્મા, નિશ્ચેથી આત્મ-કલ્યાણ સાધી-મુક્તિનો યાને શાશ્વત સુખોનો ભોક્તા બને છે. આ સંબંધે શ્રી ભગવતી સૂત્રમાં પ્રશ્નોત્તર રૂપે જણાવેલ છે કે......**

प्रश्न (१) गुरुशुश्रुया किं फलं — उत्तर (१) गुरुशुश्रूषया श्रवण फलं;
प्रश्न (२) श्रवणेण किं फलं — उत्तर (२) श्रवणेण नाण फलं

प्रश्न (३) नाणेण किं फलं  उत्तर (३) नाणेण विन्नाण फलं,
प्रश्न (४) विन्नाणेण किं फलं  उत्तर (४) विन्नाणेण अनाश्रव फलं,
प्रश्न (५) अनाश्रवेन किं फलं  उत्तर (५) अनाश्रवेन संवर फलं,

ઈત્યાદિ પ્રશ્નોત્તરમાં છેવટે, મોક્ષ પ્રાપ્તિરૂપ ફળની પ્રાપ્તિનું મૂળ કારણ, તે ગુરૂ-શુશ્રુષા છે, એમ સ્પષ્ટ જણાવેલ છે.

આ અર્થને જ આ ત્રણે સ્તવનોની રચનાએ કરી, પ. પૂ. શ્રી ય. ઉ. જી.એ વિસ્તારથી પ્રકાશેલ છે.

વળી પણ આ સંબંધે ખાસ જણાવવાનું કે ષટ્સ્થાન સંબંધી આત્માના સાચા સ્વરૂપને, વિધિ-નિષેધ ભાવથી પ. પૂ. અધ્યાત્મ યોગીરાજ શ્રી આનંદઘનજીએ (૨૦) માં શ્રી મુનિસુવ્રત સ્વામીજીના સ્તવનમાં ઘણા જ સ્પષ્ટ અર્થ સહિત સમજાવેલ છે તેમજ વળી જેઓ કેવળ મૂઢ ભાવે (હિતાહિતના વિવેક શૂન્યભાવે) શાસ્ત્ર વચનોનો આપમતિએ મિથ્યા સમન્વય કરી, પોતાની જાતને અન્ય અજ્ઞાની જીવોમાં મહાજ્ઞાની, તેમજ મધ્યસ્થ તરીકે ઓળખાવી રહ્યા છે, તે સ્વરૂપને પણ સાચા સ્વરૂપમાં ઓળખવા માટે પ. પૂ. શ્રી આનંદઘનજીએ (૨૧) માં શ્રી નમિનાથ ભગવાનના સ્તવનમાં સાપેક્ષવાદની શૈલીએ તેઓના મિથ્યા વચનોને પણ શાસ્ત્રાનુસારે સમ્યગ્ભાવે સમજવાની યુક્તિ પણ સ્પષ્ટપણે જણાવી છે. જે બે સ્તવનો અત્રે નીચે આપેલા છે તેનો વિશેષાર્થ અમોએ પ્રકાશિત કરેલ "શ્રી આનંદઘનજી કૃત ચોવીશી સાર્થ" પુસ્તિકા જોવાથી સુજ્ઞ-વાચકોને, ઘણું જાણવા-સમજવાનું મળશે

વિશેષમાં જણાવવાનું કે અમારા સમગ્ર લખાણમાં શાસ્ત્રજ્ઞોને, જ્યાં જ્યા સિદ્ધાંત વિરૂદ્ધતા જણાય, તે બાબત અવશ્ય અમો (ભાવાર્થકાર)ને લખી જણાવવા કૃપા કરવી, કેમકે અમોએ અમારા ક્ષયોપશમ મુજબ (કેવળ શાસ્ત્ર શ્રદ્ધાએ) આ સર્વ ભાવાર્થ લખેલ છે. ઉપરની સ્વલ્પ હકીકતથી સુજ્ઞ વાંચકોને સમજાયું હશે કે અમોએ અત્રે મધ્યમ મંગલરૂપે શાસ્ત્રાનુસારિતાએ જે ચાર લોકોત્તમ સ્વરૂપ જણાવેલ છે તે ખરેખર સર્વ જીવોને નિર્વિવાદ સ્વરૂપે મંગલકારી હોઈ લોકોત્તમ છે. આથી અમોએ આદ્ય, મધ્યમ અને અંત્ય એમ ત્રિવિધ મંગલ સ્વરૂપે તેને જણાવેલ છે, આ સંબંધે-

શાસ્ત્રમાં જણાવેલ છે કે-सव्वाइ जिणेसर भासियाइं, वयणाइं नन्नहा हुंति;

इय बुद्धि जस्स मणे, सम्मत्तं निच्चलं तस्स.

સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી જીનેશ્વર ભગવંતોએ ભાખેલુ (જણાવેલ) જગત સ્વરૂપ તે સત્ય છે, તેમાં કોઈ અન્યથા સ્વરૂપ નથી, એવી નિશ્ચળ બુધ્ધિ જે આત્માને પ્રાપ્ત થઈ છે તે આત્માને શાસ્ત્રકારોએ સમ્યગ્ દૃષ્ટિ કહ્યો છે. આથી અમોએ આ પુસ્તિકામાં શાસ્ત્રાનુસારે આદ્યમંગલ, મધ્યમ મંગલ, તેમજ અંત્ય મંગલરૂપે શાસ્ત્ર નિર્દિષ્ટ ચારે-સ્વરૂપને-કિંચિત્ વિસ્તારથી જણાવેલ છે તો-તે ચારે સ્વરૂપમાં, જેમણે સુદેવ-સુગુરૂ અને સુધર્મપણું જાણ્યું છે, સ્વીકાર્યું છે, અને માન્યું છે, એટલે તેમા રૂચી ઉત્પન્ન કરી છે, તેવા આત્માને સમ્યગ્ દૃષ્ટિ જાણવામાં કોઈ બાધકતા સંભવતી નથી, અન્યથા કેવળ ઉપચારે કુળાચારે-યા-ગતાનુગતિકતાએ શ્રી વીતરાગ-ભગવંતની કેવળ આપમતિએ સેવા-પૂજા-ભક્તિ કરવાથી, વીતરાગતા પ્રાપ્ત કરી શકાતી નથી. આ સંબંધે પ. પૂ. અધ્યાત્મયોગીરાજ શ્રી આનંદઘનજીએ સ્પષ્ટ જણાવેલ છે.

"કારણ જોગે હો કારજ નિપજે રે, એમાં કોઇ ન વાદ,
પણ કારણ વિણુ કારજ સાધીયે રે, એ નિજમત ઉન્માદ."

આ માટે આત્માર્થી-આત્માએ પ્રથમ શ્રી વીતરાગ પરમાત્માની વાણીનું પાન કરી (જ્ઞાન મેળવી) તેમાં શ્રધ્ધા પ્રગટાવીને, આત્માર્થ સાધવાનો ઉદ્યમ કરવો જરૂરી છે.

## (૨૦) શ્રી મુનિસુવ્રત પરમાત્માનું સ્તવન :-

મુનિસુવ્રત જીનરાજ ! એક મુજ વિનતિ નિસુણો...... મુનિ૦
આત્મતત્ત કયું જાણું જગતગુરૂ, એહ વિચાર મુજ કહિઓ;
આતમતત્ત જાણ્યા વિણ નિરમળ, ચિત્ત સમાધ નવિ લહિઓ૦ મુનિ૦(૧)
કોઈ અબંધ આતમતત્ત માને, કિરિયા કરતો દીસે;
ક્રિયા તણું ફળ કહો કુણ ભોગવે, ઇમિ પૂછયું ચિત્ત રીસે૦ મુનિ૦(૨)
જડ ચેતન એ આતમ એક જ, સ્થાવર જંગમ સરિખો;
સુખ દુઃખ શંકર દૂપણ આવે, ચિત્ત વિચારી જો પરિખો૦ મુનિ૦(૩)
એક કહે નિત્ય જ આતમતત્ત, આતમ દરિસણ લીનો;
કૃત વિનાશ અકૃતાગમ દૂષણ, નવિ દેખે મતિ હીણો૦ મુનિ૦(૪)
સૌગત મતિ રાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો;
બંધ-મોક્ષ-સુખ-દુઃખ ન ઘટે, એહ વિચાર મન આણો૦ મુનિ૦(૫)
ભૂત ચતુષ્ક વર્જિત આતમતત્ત, સત્તા અળગી ન ઘટે;
અંધ શકટ જો નજર ન દેખે, તો શું કીજે શકટે૦ મુનિ૦(૬)
એમ અનેક વાદી મત વિભ્રમ, સંકટ પડિયો ન લહે;
ચિત્ત સમાધિ તે માટે પૂછું, તુમ વિણ તત્ત કોઈ ન કહે૦ મુનિ૦(૭)
વળતુ જગગુરૂ ઇણિ પરે ભાંખે, પક્ષ પાત સબ છંડી;
રાગ-દ્વેષ મોહ પખ વર્જિત, આતમ શું રઢ મંડી૦ મુનિ૦(૮)
આતમ ધ્યાન કરે જો કોઉ, સો ફિર ઇણમે નાવે;
વાગ-જાળ બીજું સહુ જાણે, એહ તત્ત ચિત્ત ચાવે૦ મુનિ૦(૯)
જેણે વિવેક ધરી એ પખ ગ્રહિયો, તે તત્તજ્ઞાની કહીએ;
શ્રી મુનિસુવ્રત કૃપા કરો તો, આનંદઘન પદ લહીએ૦ મુનિ૦(૧૦)

## (૨૧) શ્રી નમિનાથ તીર્થંકર પરમાત્માનું સ્તવન :–

ષડ્ દર્શન જીન અંગ ભણીજે, ન્યાય ષડંગ જો સાધે રે;
નમિ જીનવરેના ચરણ ઉપાસક, ષડ્ દર્શન આરાધે રે...ષડ્૦ (૧)
જીન સુરપાદપ પાય વખાણો, સાંખ્ય જોગ દોય ભેદે રે;
આતમ સત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદે રે...ષડ્૦ (૨)
ભેદ—અભેદ સુગત—મિમાંસક, જીવનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજીએ, ગુરૂગમથી અવધારી રે...ષડ્૦ (૩)
લોકાંયતિક કૂખ જીનવરની, અંસ વિચારી જો કીજે રે;
તત્ત્વ વિચાર સુધારસ ધારા, ગુરૂગમ વિણ કિમ પીજે રે...ષડ્૦ (૪)
જૈન જીનેશ્વર વરઉત્તમ અંગ, અંત રંગ બહિ રંગે રે;
અક્ષર–ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગે રે...ષડ્૦ (૫)
જીનવરમાં સઘળા દરશન છે, દર્શને જીનવર ભજના રે;
સાગરમાં સઘળી તટની સહી, તટનીમાં સાગર ભજના રે...ષડ્૦ (૬)
જીન સ્વરૂપ થઈ જીન આરાધે, તે સહિ જીનવર હોવે રે;
ભૃંગી ઇલીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે...ષડ્૦ (૭)
ચૂર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે;
સમય પુરૂષના અંગ કહ્યાએ, જે છેદે તે દૂર ભવ્ય રે...ષડ્૦ (૮)
મુદ્રા બીજ ધારણા અક્ષર, ન્યાસ અરથ વિનિયોગે રે;
જે ધ્યાવે તે નવિ વંચીજે, ક્રિયા અવચંક ભોગે રે...ષડ્૦ (૯)
શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરૂ તથાવિધ ન મિલે રે;
કિરિયા કરી નવિ સાધી શકીએ, એ વિખવાદ ચિત્ત સઘળે રે . ષડ્૦ (૧૦)
તે માટે ઉભા કર જોડી, જીનવર આગળ કહીયે રે;
સમય ચરણ સેવા શુદ્ધ દેજો, જીમ આનંદઘન લહીએ રે...ષડ્૦ (૧૧)

॥
# અનુક્રમણિકા

ઢાળ (૧) લી ગાથા–૨૪. પા–૧૬૧ થી ૧૭૪ સુધી. આ ઢાળમાં મુખ્યપણે જેઓએ, શ્રી જીનેશ્વર ભગવંતે પ્રકાશેલ મોક્ષ-માર્ગનું સ્વરૂપ યથાર્થ અવિસંવાદિ ભાવે જાણ્યું નથી, એવા આપ મતિએ (ગુરુગમ પ્રાપ્ત કર્યા વિના) આત્માર્થ સાધવાનો ઉમંગ ધરતા એવા. મિથ્યામતિઓને સાચા માર્ગ સંબંધમાં, અનેક કુવિકલ્પો રજુ કરી, પોતપોતામાં આગ્રહ પૂર્વક ઉન્માર્ગે પ્રવર્તન કરી રહ્યા છે, તેઓને શાસ્ત્રાર્થથી ખુલ્લા પાડયા છે.

ઢાળ (૨) જી ગાથા–૧૮. પા–૧૭૫ થી ૧૮૪ સુધી. આ ઢાળમાં પ. પૂ. શ્રી ય. ઉ. જીએ, જેઓ **"गुणाः पूजास्थानं न च लिंगं नच वयः"** આ ત્રિકાળાબાધિત અવિસંવાદી સિધ્ધાંતનો દ્રોહ કરીને જેઓ કેવળ લિંગાચારમાં–અજ્ઞાનપણે અંધ શ્રધ્ધાએ આત્માર્થ સાધવા માટે અવિધિએ (સ્વમતિકલ્પનાએ) પ્રવર્તન કરી રહ્યા છે, અને તેને કાળાદિ ભાવના ઓઠા નીચે (અપવાદ માર્ગે) સાચો–માર્ગ જણાવીને અનેક બાળ ધર્માથી જીવોને ભોળવીને (અજ્ઞાની રાખીને) પોતપોતાના માર્ગમાં જોડી રહ્યા છે, તેવો પાખંડીઓની માયા જાળમાં નહિ ફસાવા માટેનો સાચો–ઉપદેશ કરેલો છે.

ઢાળ (૩) જી ગાથા ૧૫. પા–૧૮૫ થી ૧૯૬ સુધી. આ ઢાળમાં જે પાસત્થા–અહછંદા–કુશીલીયા સાધુઓ, શાસ્ત્રાજ્ઞા વિરુધ્ધ પ્રગટ ભાવે પ્રવર્તન કરીને પણ, પોતાના તે દુર્વિચારી–દુરાચારી માર્ગને સાચો માર્ગ (અસંબંધક દૃષ્ટાંતો દ્વારા) જણાવી રહ્યા છે, તેઓનો સંસર્ગ વર્જવાનો ઉપદેશ આપેલો છે.

ઢાળ (૪) થી ગાથા ૧૯. પા–૧૯૭ થી ૨૦૬ સુધી. આ ઢાળમાં પ પૂ શ્રી ય–ઉ–જી એ, જેઓ પોતાના–પાખંડોને પોષવા માટે ધર્માથી જનોને અજ્ઞાની રાખવા માગે છે, તેઓ સાચા આત્માર્થ સાધક–મોક્ષ માર્ગનું સ્વરૂપ, પોતે તો જણાવી શકે તેમ હોતા નથી તેમ છતાં સાચો માર્ગ–પ્રરૂપનારને, તેઓ ખોટા આળો (જુઠા આરોપો) આપતા રહે છે તેવા દુષ્ટ–દુરાગ્રહીઓને શાસ્ત્ર વચનોથી ખુલ્લા પાડયા છે

ઢાળ (૫) મી ગાથા ૨૩. પા–૨૦૭ થી સુધી ૨૧૮ સુધી. આ ઢાળમાં જેઓ ગુરૂ–ગમનો યાને પરંપરાનો ત્યાગ કરી આપમતિએ એકાકી ભાવે (સ્વચ્છંદાચારે) સાધુપણું પાળવામાં ઉત્સાહ સહ–આદર–પ્રયત્નો કરી રહ્યા છે. અને તે સાથે શાસ્ત્ર-વચનોનો પોતાને મન ફાવતો અર્થ કરી, પોત પોતાના ચેલા (શિષ્યો) એ કરી અનેક ગૃહસ્થોને પણ પોતા પ્રત્યે અનેકવિધ માયાએ કરી આકર્ષીને પોતા–પોતાના ગચ્છો–મંડળો–સંસ્થાઓ–પેઢીઓ વિગેરેના પ્રતિબંધોમાં બંધાયેલા છે તેઓને ઉત્તરાધ્યયન સૂત્રની સાક્ષીએ પાપશ્રમણો જણાવ્યા છે

ઢાળ (૬) ઠ્ઠી ગાથા ૨૬. પા–૨૧૯ થી ૨૩૭ સુધી. આ ઢાળમાં **"पढमं नाणं तओ दया"** એ સૂત્ર વચનાનુસારે, પ્રથમ તો આત્માર્થી આત્માએ આમાર્થ સાધના માટે જરૂરી વિધિ–નિષેધનું શાસ્ત્રાનુસારી જ્ઞાન પ્રાપ્ત કરીને પછી યથાશક્તિ વ્રત–પચ્ચક્ખાણ સહ આત્માર્થ સાધવાનો ઉદ્યમ (પુરુષાર્થ) કરવો જોઈએ એમ જણાવી તેઓ ઉપર જણાવ્યા મુજબ પ્રથમ જરૂરી એવું જ્ઞાન મેળવવાનો માર્ગ છોડીને જેઓ અજ્ઞાની–પાખંડી પાસત્થા સાધુઓના પાશમાં પડે છે, તેઓ સૌ આત્માર્થથી નષ્ટ–ભ્રષ્ટ થાય છે એટલું જ નહિ પરંતુ શ્રી જીનેશ્વર ભગવંતે પ્રરૂપેલ સાચા માર્ગનો લોપ કરવાનું પાપ પણ તે સાથે તેઓ કરતા હોય છે.

ઢાળ (૭) મી ગાથા ૧૨. પા-૨૩૮ થી ૨૪૭ સુધી. આ ઢાળમાં પ-પૂ-શ્રી-ય-ઉ-જીએ જેઓ ગીતાર્થ-ગુરુ ભગવંતની નિશ્રાનો ત્યાગ કરી (ગચ્છાચારથી અળગા થઈ) એકાકી-યા-સ્વચ્છંદાચારે પ્રવર્તન કરી રહ્યા છે, તેઓને અનુક્રમે જે અનેકવિધ દોષોની પ્રાપ્તિ થાય છે, તેનું સ્વરૂપ બતાવવા સાથે જેઓ ગચ્છાચારની મર્યાદામાં રહેલા હોય છે તેઓને અનુક્રમે જે-જે વિશિષ્ટ ગુણોની પ્રાપ્તિ થાય છે તેનું સ્વરૂપ જણાવ્યું છે.

ઢાળ (૮) મી ગાથા ૨૭ પા-૨૪૮ થી ૨૬૭ સુધી. આ ઢાળમાં જેઓએ શાસ્ત્રોક્ત દ્રવ્ય-ભાવથી અહિંસકતાનું સ્વરૂપ-ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી-નિશ્ચય-વ્યવહારથી તેમજ ઉત્સર્ગ-અપવાદમાર્ગ સહિત યથાર્થ જાણેલું હોતું નથી તેમ છતાં પોતપોતાને શુધ્ધ અહિંસક ભાવમાં વર્તવાપણું જાણે છે અને અન્ય જીવોને કેવળ બાહ્યસ્થુલ હિંસાના વિરમણમાં જ સાચી અહિંસકતા જણાવે છે, તેઓને શાસ્ત્રાનુસારે-નય-ભંગ વિશેષથી હિંસા-અહિંસાનું સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કરેલ છે.

ઢાળ (૯) મી ગાથા. ૨૯ પા.-૨૬૮ થી ૨૮૪ સુધી. આ ઢાળમાં પ-પૂ-શ્રી-ય-ઉ-જી એ જેઓ કેવળ શાસ્ત્ર વચનોના શબ્દાર્થને પકડીને ચાલે છે, તેમજ વળી બીજા કેટલાકો પોતાને-મન ફાવતાં અર્થને જ મુખ્યપણે થાપે છે, તેઓ સૌ મિથ્યાભાવમાં રાચતાં થકાં, શાસ્ત્રાર્થથી વિરૂધ્ધ વર્તન કરવા વાળા હોવાથી અનેક દોષોનું ભાજન બનતા હોય છે. આ સંબંધમાં શ્રી ભગવતી સૂત્રમાં શ્રી ગૌતમ સ્વામીજીના પ્રશ્નના ઉતરમાં શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીજીએ જણાવ્યું છે કે કેટલાક શ્રમણ નિર્ગ્રંથ મુનિઓ તત્ત્વમાં શંકાવાળા થઈ-નીચેના તેર કારણોસર કાંક્ષા મોહનીયકર્મ વેદે છે. (૧) જ્ઞાનાંતરથી (૨) દર્શનાંતરથી (૩) ચારિત્રાંતરથી (૪) લિંગાંતરથી (૫) પ્રવચનાંતરથી (૬) પ્રાવચન-કાંતરથી (૭) કલ્પાંતરથી (૮) માર્ગાંતરથી (૯) મતાંતરથી (૧૦) ભંગાંતરથી (૧૧) નયાંતરથી (૧૨) નિયમાંતરથી (૧૩) પ્રમાણાંતરથી.

આથી શાસ્ત્રમાં જણાવ્યા મુજબ સૂત્ર-અર્થ-અને તદુભય, આચારે કરી જ્ઞાનાચારને સેવતો આત્મા, સર્વત્ર નિશંક થઈ સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરવાવાળો થાય છે, તે માટે સૌ પ્રથમ જ્ઞાનાચારને આઠે આચારે કરી વિશુધ્ધપણે સેવવાનો ઉદ્યમ કરવો જોઈએ, એમ સ્પષ્ટ જણાવેલ છે.

ઢાળ (૧૦) મી ગાથા ૨૧. પા-૨૮૫ થી ૨૯૪ સુધી. આ ઢાળમાં અજ્ઞાની આત્માઓ-જે-જે ધર્મ કરણી કહે છે તેમાં પ્રથમથી જ મન (ચિત્ત) શુધ્ધિ નહિ હોવાથી એટલે કે પાંચ આશય તે (૧) પ્રણિધાન (૨) પ્રવૃત્તિ (૩) વિઘ્નજય (૪) સિધ્ધિ અને (૫) વિનિયોગ શૂન્ય પણે પ્રવર્તન કરતા હોવાથી, તેઓમાં ચિત્તના આઠ દોષોનો સંભવ હોવાથી, તેઓને કોઈ ઈષ્ટાર્થ સિધ્ધિ પ્રાપ્ત થતી નથી તેનું સ્વરુપ વિસ્તારથી સમજાવ્યું છે.

ઢાળ (૧૧) મી ગાથા ૨૨. પા-૨૯૫ થી ૩૦૧ સુધી. આ ઢાળમાં ધર્મ કરવાને યોગ્ય, એવા આત્મામાં જે એકવીશ ગુણો હોય છે તેનું સ્વરૂપ વિસ્તારથી સમજાવેલું છે. તે સાથે (૧૫) પંદર ગુણવાળાને મધ્યગુણવાળો, તેમજ (૧૧) અગીયાર ગુણવાળાને જઘન્ય ગુણવાળો જાણવો એમ જણાવ્યું છે.

ઢાળ (૧૨) મી ગાથા ૧૭. પા-૩૦૨ થી ૩૦૯ સુધી. આ ઢાળમાં ઉપર જણાવેલા (૨૧) એકવીશ ગુણોવાળા આત્મામાં ભાવ-શ્રાવકપણાને યોગ્ય એવા જે ક્રિયાગત ૭ લક્ષણો હોય છે તેનું સ્વરૂપ વિસ્તારથી જણાવેલ છે.

ઢાળ (૧૩) મી ગાથા ૧૯. પા–૩૧૦ થી ૩૧૫ સુધી. આ ઢાળમાં ભાવ–શ્રાવકના ભાવગત (૧૭) સત્તર લક્ષણો જણાવેલ છે. અત્રે જે ભાવ–શ્રાવકપણું જણાવ્યુ છે, તે દ્રવ્યથી ભાવશ્રાવકપણુ જાણવુ કેમકે ભાવથી ભાવ શ્રાવકપણું તો સમ્યક્ત્વ સહિત વ્રત–પચ્ચખ્ખાણ યુક્ત પરિણામ સ્વરૂપ હોય છે. આથી એ સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે–ધર્મીઆત્મા અવશ્ય વિશિષ્ટ ગુણવાળો હોય છે અન્યથા દાંભિક ભાવે– યા તો કેવળ પ્રસિધ્ધિ મેળવવા ધર્મકરણી કરનાર આત્મામાં કોઈ ગુણ હોતો નથી– જે અત્રે બતાવવામાં આવેલા છે.

ઢાળ (૧૪) મી ગાથા ૧૯. પા–૩૧૬ થી ૩૨૬ સુધી. આ ઢાળમા વળી જે શ્રાવકમાં ઉત્તમ સાધુ પણું પ્રાપ્ત કરવાની પ્રબળ ઈચ્છા–રૂચી પ્રગટી છે, તેને સફળ કરવાવાળા સાત લક્ષણોને જણાવી–મુખ્યપણે શ્રાવક કેવા હોવા જોઈએ તેનું સ્વરૂપ શાસ્ત્રાધારે જણાવેલ છે કેમકે વાસ્તવમાં આ સઘળા ગુણોનો આધાર–સુદેવ– સુગુરૂ અને સુધર્મ પ્રત્યેની તેની સાચી–સમજ–શ્રધ્ધા અને તે થકી પોતાના આત્માને શુધ્ધ કરવાની વૃત્તિ–પ્રવૃત્તિ સાથે સંકળાએલ છે.

ઢાળ (૧૫) મી ગાથા ૨૪ પા–૩૨૭ થી ૩૩૯ સુધી. આ ઢાળમાં પ–પૂ–શ્રી–ય–ઉ–જી–એ શ્રી જૈન શાસન વિષે ગુરુતત્ત્વ કેવા મહાન ગુણવાળું હોય છે, તે શાસ્ત્રાર્થથી સ્પષ્ટ પણે અસંદિગ્ધ ભાવે જણાવ્યુ છે. કેમકે તેવા ગુણવાળા સાધુઓજ સ્વ–પર આત્મકલ્યાણ સાધવાને સમર્થ હોય છે, તેમજ શ્રી જીનેશ્વર ભગવંતે જણાવેલ આત્મશુધ્ધિનો સાચો માર્ગ તે–આત્માએ–આત્માથકી–આત્મભાવની શુધ્ધિ કરવાનો છે તેની શુધ્ધ પ્રરૂપણા કરવા વડે અનેક આત્માઓમાં–ધર્મ–બીજની સ્થાપના કરતા હોય છે અન્યથા કેવળ બાહ્યભાવની–લોકરંજનની– લોકભક્તિકારી–વિષય–કષાય પોષક ધર્મક્રિયાઓ કરી–લોક–પ્રસિધ્ધ પ્રાપ્ત કરવાના લોભીઓમાં કોઈ આત્મિક (અધ્યાત્મિક દષ્ટિ) ગુણ હોતો નથી એમ સ્પષ્ટ જણાવેલ છે.

ઢાળ (૧૬) મી ગાથા ૨૫. પા–૩૪૦ થી ૩૫૯ સુધી. આ ઢાળમાં જે આત્માને, આત્મજ્ઞાન પ્રાપ્ત થવા વડે, જેણે સમસ્ત જડ દ્રવ્ય પરિણત સ્વરૂપનો, તેમજ શુધ્ધ આત્મ પરિણમનનો ભેદ, યથાર્થ સ્વરૂપે જાણ્યો છે, તેવા સમ્યક્ત્વવાન આત્માની–આત્મ પરિણતીનું સ્વરૂપ જણાવી–તેની આત્મશુધ્ધિ કરવા માટેની–જે–ઇચ્છા–રૂચી–પ્રવૃત્તિ હોય છે તેનું સાચું સ્વરૂપ સમજાવ્યું છે, આ સાથે ગુરૂ પરંપરા જણાવી છે

ઢાળ (૧૭) મી ગાથા–(૧૩) તથા કળશની (૧) ગાથા પા–૩૬૦ થી ૩૬૫ સુધી. આ ઢાળમાં પં–પૂ–શ્રી–ય–ઉ–જી એ આ સ્તવનની રચના કરવારૂપ સ્વાધ્યાય કરતા થતાં પોતાને–જે–જે–ભાવો પ્રગટેલા, તેનો અદભુત ચિતાર આપી–વાંચક વર્ગને પણ તે થકી અવશ્ય તેવા ગુણ–ભાવ પ્રાપ્ત થઈ શકે તેમ છે એમ જણાવ્યું છે.

છેવટે અમોએ પણ આ સ્તવનના વાંચન–મનનથી પ્રાપ્ત ક્ષયોપશમવડે ધર્મતત્ત્વનો યુક્તિ પૂર્વક ઉહાપોહ કરવાના પ્રયોજનવાળા– (૩૧) એકત્રીશ કૂટ પ્રશ્નોના– જે–ઉત્તરો આપ્યા છે–તે વાંચી–સમજી–ધર્માર્થી જીવોએ ધર્મ મર્મ ને જાણી, સમજી ધર્મતત્ત્વમાં શ્રધ્ધાવાન બનવું એજ સભ્યર્થના.

લી. સિદ્ધાંત પાક્ષિક પંડિત શાંતિલાલ કેશવલાલ

મુમુક્ષુ–કિ–અહુના.

## ન્યાય-વિશારદ ન્યાયાચાર્ય

## શ્રી યશોવિજયજી ઉપાધ્યાય રચિત

## [૩૫૦] ગાથાનું સ્તવન, સંક્ષિપ્ત ભાવાર્થ સહિત

ઢાળ-૧-લી

(૧)

શ્રી સીમંધર સાહિબ આગે, વિનતડી એક કીજે;
મારગ શુદ્ધ મયા કરી મુજને, મોહન મૂરતિ દીજે રે.
જિનજી-વિનતડી અવધારો ॥ એ આંકણી ॥ ૧ ॥

(૨)

ચાલે સૂત્ર વિરૂદ્ધાચારે, ભાખે સૂત્ર વિરૂદ્ધ;
એક કહે અમે મારગ રાખું, તે કેમ માનું શુદ્ધ રે ..
જિનજી...વિનતડી અવધારો. ॥ ૨ ॥

ભાવાર્થઃ-મહાવિદેહ ક્ષેત્રને વિષે, પુષ્કલાવતી વિજયને વિષે, હાલમાં એટલે વર્તમાન સમયમાં, ચોત્રીશ અતિશય યુક્ત, પાંત્રીશ પ્રકારના વાણીના ગુણે કરી સહિત-ધર્મ દેશના આપી રહેલા છે એવા સર્વજ્ઞ અને સર્વદર્શી ત્રિલોકનાથ તીર્થંકર-પરમાત્મા, શ્રી સીમંધર સ્વામીની સ્તુતિ કરતાં થકાં, શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ "શુદ્ધ-મોક્ષમાર્ગની પ્રાપ્તિ અર્થે" સ્વ-પર હિતાર્થે શ્રી અરિહંત પરમાત્માઓએ ભાંખેલા અર્થની, સૂત્ર-સિદ્ધાંતની સાક્ષીએ શ્રી સીમંધર પરમાત્માને વિનંતિ કરવા રૂપે, અત્રે તેમની પોતાની વિચારધારા રજૂ કરી છે. આ સંબંધે વિશેષતઃ જણાવવાનું કે યદ્યપિ શ્રી કલ્પસૂત્રને વિષે, સર્વકાળે અને સર્વક્ષેત્રમાં રહેલા મોક્ષમાર્ગના સાધક સાધુ-ભગવંતોનો, મુખ્યતયા દશપ્રકારનો નિયત-તેમજ અનિયત પ્રણાનો કલ્પ, એટલે આચારધર્મ તો, સ્પષ્ટ સ્વરૂપે બતાવેલો જ છે. તેમજ વળી વર્તમાનમાં પ્રાપ્ત શાસ્ત્રોમાં સાધુ ધર્મના આચાર સંબધે (૯) નવ જીવનિકાય સંબંધી તેમજ એક (૧) સમસ્ત અજીવકાય એમ દશકાય સંબંધી (૧૭) પ્રકારનાં સંયમ ધર્મને, તેમજ ક્ષમા આદિ દશવિધ યતિ ધર્મને, નિશ્ચય વ્યવહાર સ્વરૂપથી તેમજ દશવિધ સમાચારી યુક્ત, સાધુ ધર્મને, યથાર્થ સ્વરૂપે, અવિસંવાદી ભાવે સ્પષ્ટ પણે જણાવેલ છે,

તેમ છતાં હાલમાં અત્રે આ ભરત ક્ષેત્રમાં હૂંડા અવસર્પિણી કાળના પાંચમા આરામાં શ્રી મહાવીર ભગવંતના શાસનમાં, કેટલાક–કેવળ વેષધારી (૩૬૩) ભેદ માંહેલા પાખંડી સાધુઓ, પોત–પોતાના અહમ્ અને મમત્વને પોષતાં થકાં, શ્રી મહાવીર ભગવંતે પ્રરૂપેલ મોક્ષ માર્ગથી (સૂત્ર–સિદ્ધાંતથી) વિપરીત–પ્રરૂપણાઓ કરી રહ્યા છે. કારણ કે પ્રથમથી જ તેઓને શાસ્ત્રમાં જણાવેલ સાધુઓના આચાર–વિચારનું ગુરૂગમથી સાચું જ્ઞાન પ્રાપ્ત થયેલું હોતું નથી, તેમજ–સાધુતા ધારણ કર્યા પછી પણ તેઓમાં સૂત્ર–સિદ્ધાંતને જાણવાની વૃત્તિ દેખાતી નથી, એટલું જ નહિ પરંતુ સાધુતા ધારણ કરતી વખતે તેઓએ સમસ્ત શ્રી સંઘની સાક્ષીએ સ્વીકારેલ, સર્વ સામાયિક ભાવમાં રહેવાની પ્રતિજ્ઞારૂપે સ્વીકારેલ (ઉચ્ચારેલ) કરેમિ ભંતે સામાઇયં પચ્ચક્ખાણ સૂત્રના આચારને પણ નિશ્ચય–વ્યવહારથી જાણવા સંબંધમાં તેઓ પ્રથમથી જ અજ્ઞાની હોય છે. તેમ છતાં આજે તો તેઓ પોતે જ શ્રી મહાવીર સ્વામીજીના શાસનના સાચા રખેવાળો છે એવું અજ્ઞાની–ભોળા જીવોને કેવળ વેશધારી સાધુમાં ગુરૂ–બુદ્ધિ સ્થાપવા સંબંધી અનેક વિકલ્પો ઉભા કરીને, જે રીતે શાસ્ત્રાર્થથી પ્રગટભાવે જૂઠું સમજાવી રહ્યા છે. તેનું સ્વરૂપ શાસ્ત્રાર્થના સંબંધ પૂર્વક હવે આગળ કહેવાશે.

આ સંબધે અત્રે ખાસ જણાવવાનું કે, **"સમ્યગ્–દર્શન–જ્ઞાન–ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ"** એ સૂત્રાનુસારે મોક્ષ–માર્ગના આરાધક આત્મામાંથી વિષય–કષાયની બહુલતા ટળતી હોય તો, તે, શુદ્ધ માર્ગે છે. એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે, અન્યથા ઉપરના સૂત્ર–માત્રનાં ઓઠા નીચે અહમ્ અને મમત્વ પોષક સમસ્ત પ્રકારના આચાર–વિચારો તે તેઓનું અનાદિ–ઓઘ સંજ્ઞાનું, પ્રવર્તન છે તેમ પણ શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલું છે.

(૩)

**આલંબન કુડાં દેખાડી, મુગ્ધ લોકને પાડે;**
**આણા ભંગ તિલક તે કાળું, થાયે આપ નિલ્લાડે રે...**
**જિનજી...વિનતડી૦ ॥ ૩ ॥**

**ભાવાર્થ** :–તીવ્ર મિથ્યાત્વના ઉદયે, જીવને, સ્વ–પર સંબંધે ક્રોધ–માન–માયા અને લોભ રૂપ કષાય ભાવને વધારનારા–પાંચે ઇન્દ્રિયોના વિષયોના આસ્વાદનમાં આનંદી બનાવનારા કૂડા (ધર્મ–ધ્વંસક) આલંબનો (આરાધનાના પ્રકારો)માં

જોઈને, જે વેશધારી સાધુઓ-શાસન-રક્ષક હોવાનો ઢોંગ કરી રહ્યા છે તેઓ ખરેખર તો શ્રી અરિહંત પરમાત્માની આજ્ઞાના (શુદ્ધ માર્ગના) લોપક હોઇ પોતાના આત્માને અને પોતા-પ્રતિ મુગ્ધ આત્માઓને સંસારમાં ડૂબાડનારાઓ છે એમ જાણવું.

(૪)

વિધિ જોતાં કળિયુગમાં હોવે, તિરથનો ઉચ્છેદ;
જિમ ચાલે-તિમ ચલવે જઇએ, એહ ધરે મતિ-ભેદ રે...
જિનજી...વિનતડી૦ ॥ ૪ ॥

ભાવાર્થ :-આપ મતિમાં, હઠીલા તે પાખંડી વેષધારી સાધુઓ (મોક્ષ-માર્ગ પ્રતિ સાધકતાનો ડોળ કરનારાઓ) જીનાજ્ઞા મૂલક શાસ્ત્ર વચનોથી (ઉત્સર્ગ અપવાદ માર્ગથી) ભ્રષ્ટ થવા થકી, સ્વમતિ-કલ્પનાએ આજે તો કેવળ લોકભક્તિ અર્થે લોક-રંજન ધર્મને, અપનાવવાનું પ્રગટપણે જણાવી રહ્યા છે. અને પ્રગટ પણે જ કહી રહ્યા છે કે શાસ્ત્ર-મુજબ ધર્મ-કરવાનું કહીએ તો અમારી પાસે કોઈજ આવે નહિ-તેથી જ અમો શાસનની રક્ષા અર્થે-અપવાદ માર્ગે ધર્મ-પ્રવર્તન કરી રહ્યા છીએ તેમજ કરાવી રહ્યા છીએ.

(૫)

ઇમ ભાખી તે મારગ લોપે, સૂત્ર ક્રિયા સવિ પીસી;
આચરણા શુદ્ધિ આચરિયે, જોઇ યોગની વીસી રે...
જિનજી..વિનતડી૦ ॥ ૫ ॥

ભાવાર્થ :- ઉપર મુજબ જેઓ વિષય-કષાય પોષક, લોક-રંજનનો ધર્મ કરે છે, અને કરાવે છે, તેઓ ખરેખર તો, શ્રી મહાવીર ભગવાનના શાસનના (શુદ્ધ-મોક્ષમાર્ગના) લોપકો છે. એમ જાણીને ઉત્તમ આત્માર્થી આત્માઓએ, યોગવિંશિકા આદિ (દશવૈકાલિક સૂત્ર-તેમજ ઉત્તરાધ્યયન સૂત્ર) નો સંવિજ્ઞ ગીતાર્થ ગુરૂભગવંત પાસેથી અભ્યાસ કરી, શુદ્ધ માર્ગમાં શ્રદ્ધા કરી, યથાશક્તિ જીનાજ્ઞા મુજબ, આત્મ શુધ્ધર્થે-ધર્મારાધન કરવું જોઇએ. પરંતુ અજ્ઞાન અને સંમોહમૂલક વિષય-કષાયોના પોષક ધર્માનુષ્ઠાનોમાં, આત્મશુદ્ધિના ભ્રમમાં-ભ્રાંત થઇને, ભટકવું જોઇએ નહિ. કેમકે શ્રી જીનશાસનમાં એકાંતે ઉત્સર્ગમાર્ગ યા એકાંતે અપવાદ માર્ગને અનુસરવું તે આત્માર્થે બાધક છે એમ સ્પષ્ટ જણાવેલ છે.

(૬)

પંચમે આરે જિમ વિષ મારે, અવિધિ દોષ તિમ લાગે;
ઇમ ઉપદેશપદાદિક દેખી, વિધિ રસિઓ જન જાગે રે...
જિનજી...વિનતડી૦ ॥ ૬ ॥

ભાવાર્થ :–જાણીને ઝેર ખાનારને, જેમ તે વિષ મરણ આપે છે તેમ અજ્ઞાનથી ઝેર ખાનારને પણ વિષ તો મરણ જ આપે છે, ઉલ્ટું અજ્ઞાનીને તો તે વિષ દૂર કરવાનું પણ લક્ષ પ્રાપ્ત થતું નથી, તેથી તો તે નિશ્ચેથી મરણને જ પ્રાપ્ત કરે છે. શ્રી જીનાગમને વિષે તો સર્વત્ર (ઉપદેશપદાદિક ગ્રંથોમાં) "જ્ઞાન-ક્રિયાભ્યામ્ મોક્ષઃ" એમ સ્પષ્ટ જણાવેલું છે. તેમજ શ્રી દશવૈકાલિક સૂત્રમાં પણ સ્પષ્ટ જણાવેલું જ છે કે "પઢમં નાણં તઓ દયા" અર્થાત્ પ્રથમ તો ધર્મ ક્રિયાનું જાણપણું કરવું જરૂરી છે. એટલે પ્રત્યેક ધર્મ-ક્રિયામાં-પ્રથમ તે સંબંધી શાસ્ત્ર વિહિત વિધિ નિષેધનો યથાર્થ જાણકાર આત્મા, સાચો આજ્ઞાપાલક બનવા થકી, આત્મ શુદ્ધિના યથાતથ્ય માર્ગે, પ્રવર્તન કરવાવાળો થાય છે એમ જાણવું.

આમ છતાં પાખંડી સાધુઓ તો કેવળ પોતાનો મતલબ સાધવા માટે અજ્ઞાન સહ આડંબરીય ધર્મને પણ પુણ્યબંધનું કારણ જણાવી પરંપરાએ તેને આત્મ-શુદ્ધિનો હેતુ જણાવીને, આજે તો શુદ્ધ-માર્ગનો ઉચ્છેદ કરી રહેલા પ્રગટ પણે જોવાય છે. અને તેના ફળ સ્વરૂપે પણ તેઓ બંનેમાં આત્માર્થ શૂન્યતા તેમ જ બાહ્ય-વ્યવહારમાં પણ કેવળ ક્લેશ-કંકાશની વૃદ્ધિ થતી પ્રત્યક્ષ દેખાય છે.

(૭)

કોઈ કહે જિમ બહુજન ચાલે, તિમ ચલિયે, શી-ચર્ચા;
મારગ-મહાજન ચાલે ભાખ્યો, તેહમાં લહીએ અર્ચા રે...
જિનજી...વિનતડી૦ ॥ ૭ ॥

ભાવાર્થ :–તે પાંખડી-વેષધારી સાધુઓ, સર્વત્ર કેવળ દષ્ટાંત વચનોનાં હવાલાઓ આપીને જણાવે છે કે શાસ્ત્રમાં જણાવેલ છે કે "મહાજનો યેન ગતઃ સ પન્થાઃ" એ ન્યાયે દરેકે દરેક આત્માએ પ્રવર્તન કરવું જોઈએ અને અમો પણ તે ન્યાયે જ ધર્મારાધન કરી-કરાવી રહ્યા છીએ. આથી જ અમારા માર્ગ સંબંધી, અન્ય કોઇને પણ, કોઇપણ પ્રકારની શાસ્ત્રાજ્ઞાની ચર્ચા કરવાનો અધિકાર

ઉભો થતો નથી, આ રીતે તેઓ ખરેખર તો અંધોઅંધ પુલાયના ન્યાયે વર્તી રહ્યા છે એમ જાણવું. આ સંબંધે જણાવવાનું કે "મહાજનનો અર્થ જો, ઘણાં માણસો કરે તેમ કરવું જોઇએ, એવો અર્થ કરીશું તો, જગતમાં સર્વકાળે મિથ્યાવાદીઓ વધુ હોય છે. તેથી મિથ્યા દૃષ્ટિઓના-હિંસા મૂલક માર્ગને અનુસરવાનું પ્રાપ્ત થશે, અથવા તો કોઇ એક આત્માને-કોઇ એક વિશિષ્ટ પ્રત્યેક બુદ્ધ ભાવે, એટલે અચ્છેરારૂપે કોઇકને કોઈ સિદ્ધિ પ્રાપ્ત થઈ હોય, તેને પણ જો મુખ્ય માર્ગરૂપે અનુસરવું જોઇએ એમ જણાવવામાં આવે, તો તે સ્વરૂપે પણ હરેકે હરેક વ્યક્તિને પોતા માટે, તો તે માર્ગ અયથાર્થ હોઇ પોતાને શુદ્ધ-માર્ગથી નષ્ટ-ભ્રષ્ટ થવા પણું પ્રાપ્ત થશે એમ જાણવું.

(૮)

એ પણ બોલ મૃષા મન ધરીયેં, બહુજન મત આદરતાં;
છેહ ન આવે બહુલ અનારય, મિથ્યામતમાં ફિરતાં રે...
જિનજી...વિનતડી૦ ॥ ૮ ॥

**ભાવાર્થ** :-વળી પણ શુદ્ધ સાધ્ય, સાધન દાવ નિર્પેક્ષ, મિથ્યામતિઓની બહુમતિને અનુસરનારાઓ અથવા તો કોઈ એક એકાકી ભાવે વિશિષ્ટ સ્વરૂપે આરાધક આત્માના દૃષ્ટાંતને મુખ્ય કરીને શાસ્ત્ર નિર્પેક્ષ, વિચાર-વાણી-યા વર્તનને અનુસરવા વડે, જે-જે મૂઢ આત્માઓ-વિવિધ પ્રલોભનોમાં ફસાઇને, પોત-પોતાના સ્થાન-સ્વરૂપથી તેમજ પોતાના સ્વમતિ કલ્પિત અધિકારથી શાસ્ત્ર વિરૂદ્ધ આચરણાઓ કરે છે, તેઓ નિશ્ચેથી મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થાય છે એમ જાણવું. કેમકે શ્રી તીર્થની સ્થાપના સર્વકાળે કેવળ શ્રી તીર્થંકર પરમાત્માઓ જ કરતાં હોય છે. અન્ય કોઇ કેવળી ભગવંત, ગણધર ભગવંત કે આચાર્યને તીર્થ યાને શ્રી સંઘની સ્થાપના કરવાનો કોઈ અધિકાર નથી. તેમ છતાં જે કોઈ શ્રી સંઘની સ્થાપના કરે, અને તેને અનુસરે, તેઓ સૌને પણ શ્રી તીર્થંકર ભગવંતની આશાતના કરવાનો દોષ લાગે છે એમ જાણવું. તેમ છતાં અત્રે-ગચ્છભેદ તેમજ કુળભેદના ભેદોને, સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા રૂપ શ્રી સંઘમાં શાસ્ત્રાજ્ઞાને અનુસરનાર અંગ-અંગીના ભેદાભેદથી સમ્યક્ સ્વરૂપે જાણવા જરૂરી છે.

(૯)

થોડા આર્ય અનાર્ય જનથી, જૈન આર્યમાં થોડા;
તેમાં પણ પરિણત જન થોડા, શ્રમણ અલપ બહુ મોડા રે..
જિનજી...વિનતડી૦ ॥ ૯ ॥

ભાવાર્થ :-સર્વકાળે, આ જગતમાં નિરંકુશપણે વિષય-કષાયમાં આસકત અનાર્ય મનુષ્યો ઘણાં હોય છે. જ્યારે કેટલાંક મનુષ્યો-આત્મા-કર્મ અને કર્મના ફળના સ્વરૂપમાં શ્રદ્ધાળુઓ હોય છે. તેમાં પણ તેને યથાર્થ સમજનારા જૈનો થોડા હોય છે. તે જૈનોમાં પણ કર્મના બંધનને તોડીને મોક્ષ-માર્ગની આરાધના માટે ઉજમાળ થયેલા એવા આત્મ પરિણામી, આત્માઓ થોડા હોય છે, તેમજ કેવળ બાહ્યલિંગ ધારી માથું મુંડાવી સાધુ બનેલાઓમાં પણ, સાચા શ્રમણ-સાધુઓ તો અલ્પ એટલે થોડા જ હોય છે. આ સંબંધે જાણવું કે આજે કેવળ લિંગધારી સાધુઓ જેઓ શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ વર્તન કરતાં થકાં પણ પોતાના વ્યવહારને આજે તો કેવળ જીત-વ્યવહાર જ પ્રવર્તે છે એમ જણાવીને પ્રથમના ચારે વ્યવહાર માર્ગનો નિષેધ-(ઉચ્છેદ) કરીને, પોતાના મતિ-કલ્પિત ઉન્માર્ગને માર્ગ સ્વરૂપે જણાવી રહ્યા છે. અને અજ્ઞાની-ભોળા સંસારાભિલાષી જીવોને વિષય-કષાય પોષક ઉન્માર્ગમાં પ્રવર્તન કરાવી રહ્યા છે. તેઓનું તે સમગ્ર પ્રવર્તન શાસ્ત્ર દૃષ્ટિએ તો પ્રાયશ્ચિત્તને યોગ્ય છે એમ જાણવું.

(૧૦)

ભદ્રબાહુ ગુરૂવદન વચન એ, આવશ્યકમાં લહિયે;
આણા શુદ્ધ મહાજન જાણી, તેહની સંગે રહિયે રે...
જિનજી...વિનતડી૦ ॥ ૧૦ ॥

ભાવાર્થ :-ચૌદ પૂર્વધારી ભદ્રબાહુ સ્વામીજીએ આવશ્યક સૂત્રની નિર્યુક્તિ કરતાં સ્પષ્ટ જણાવેલ છે કે, મહાજન યા તો શ્રી સંઘ એટલે સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા રૂપ સંઘને એટલે કે જેઓ શાસ્ત્રાજ્ઞા મુજબ (વિધિ-નિષેધ સાપેક્ષ) ધર્મારાધન કરવાના અભિલાષી હોય તેને જ અનુસરવું જોઇએ કેમકે તેઓમાં સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોનું કથંચિત્ આવિર્ભાવે અસ્તિત્વ હોય છે. અન્યથા મતિ-કલ્પિત ધર્મારાધન કરનારાઓનો સંગ કરવાથી તો કેવળ-કષાયની વૃદ્ધિ જ થાય છે. એટલે જ તો, જ્ઞાનાદિ ગુણરહિત સંઘને (સમુદાયને) શાસ્ત્રોમાં પણ હાડકાંનો માળો કહ્યો છે.

(૧૧)

અજ્ઞાની નવિ હોવે મહાજન, જો પણ ચલવે ટોળું;
ધર્મદાસ ગણી વચન વિચારી, મન નવિ કીજે ભોળું રે...
જિનજી...વિનતડી૦ ॥૧૧॥

ભાવાર્થ :-જેઓ અજ્ઞાની છે એટલે કે સ્વ-પરના (આત્મ) હિતાહિત પ્રતિ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અને ભવ સાપેક્ષ નિશ્ચય-વ્યવહાર તેમજ ઉત્સર્ગ-અપવાદ માર્ગના જાણકાર નથી. પરંતુ લોક-સંજ્ઞાને આધીન થઇને, લોકભક્તિ અર્થે લોક રંજનનો જ ધર્મ પ્રવર્તાવતાં હોય છે. તેઓ ઘણા શિષ્ય-પ્રશિષ્યના પરિવાર વાળાં હોય, યા તો ઘણાં અજ્ઞાની મનુષ્યોમાં પૂજાતાં હોય, તો પણ તેનાઓને મહાજન ન સમજવા જોઈએ એમ શ્રી મહાવીર સ્વામીજીનાં હસ્તદીક્ષિત સાધુ શ્રી ધર્મદાસ ગણીજીએ ઉપદેશમાળા નામના ગ્રંથમાં સ્પષ્ટ જણાવેલ છે. અત્રે એ ખાસ જણાવવું જરૂરી છે કે છેલ્લા કેટલાક સમયથી માયાવી-પાખંડી સાધુઓએ શ્રાવક-શ્રાવિકાને સૂત્ર-સિદ્ધાંત ભણવાની-વાંચવાની મનાઈ ફરમાવી છે આથી આત્માર્થી શ્રાવકોએ એ સ્પષ્ટપણે સમજી લેવું જરૂરી છે કે, તેઓ તરફથી સૂત્ર-સિદ્ધાંત ભણવા-ભણાવવા સ્વરૂપે જ્ઞાન મેળવવાની આશા રાખવી તે વ્યર્થ જ છે. આમ છતાં ઉપરની સત્ય હકીકતના સમર્થનમાં આજે તો વળી તે પાખંડી સાધુઓ શ્રાવકોને કેવળ શાસ્ત્ર સંભળાવવા માટે પણ તેઓની પાસેથી મન-માન્યા પૈસા પડાવતા રહીને તેમજ તે અજ્ઞાની શ્રાવકોને શાસ્ત્ર વચનોનાં જૂઠાં અર્થો સમજાવી મૂર્ખ બનાવી પોતાના-દષ્ટિરાગી બનાવી રહ્યા છે. આથી જ તો આજે પ્રત્યેક અજ્ઞાની સાધુઓનાં અનેક ભિન્ન-ભિન્ન સંઘો અંતરમાં પરસ્પર ઈર્ષા સાથે દ્વેષભાવ રાખતાં થકાં, કેવળ પોત-પોતાના મતલબ સાધવા ખાતર, બહારથી માયાવી પણે, સૌ સાથે મિત્રતાનો ડોળ કરતાં હોય છે. શ્રી જૈન શાસનમાં તો દંભી આચારને દુરાચાર જણાવેલ છે.

(૧૨)

અજ્ઞાની નિજ છંદે ચાલે, તસ નિશ્રાયે વિહારી;
અજ્ઞાની જે ગચ્છને ચલવે, તે તો અનંત સંસારી રે...
જિનજી વિનતડી૦ ॥૧૨॥

ભાવાર્થ :- જેઓ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ આત્મિક ગુણોને પ્રાપ્ત કરવા સંબંધે અજ્ઞાનીઓ છે, તેઓ હંમેશા પોત-પોતાની મતિ કલ્પનાએ (શાસ્ત્રાજ્ઞા નિર્પેક્ષ) ધર્માનુષ્ઠાનો કરતાં હોય છે. તેઓને અનુસરનારાઓ પણ તેવા જ હોય છે એમ જાણીને, સંસાર પરિભ્રમણને વધારનારા મમત્વી ગચ્છાચારથી આત્માર્થી આત્માઓએ અળગા રહેવું જરૂરી છે.

(૧૩)

ખંડ ખંડ પંડિત જે હોવે, તે નવિ કહીએ નાણી;
નિશ્ચિત સમય લહે તે નાણી, સમ્મતિની સહિ નાણી રે...
જિનજી...વિનતડી૦ ॥૧૩॥

ભાવાર્થ :- જે આત્માએ, અનેકવિધ-શાસ્ત્રાભ્યાસ વડે અનેક પ્રકારની વિદ્યાઓ પ્રાપ્ત કરી હોય, તેમજ વાક્ચાતુરી પણ પ્રાપ્ત કરી હોય, તેમ છતાં જે આત્માને-આત્માર્થ સાધવા માટેનું લક્ષ (ધ્યેય) પ્રાપ્ત થયું હોતું નથી, અર્થાત્ જેણે શમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા (ભાવથી) અને ષટ્સ્થાનમાં આસ્તિકયપણું પ્રાપ્ત કર્યું નથી, એવા સમ્યક્ત્વ પરિણામથી શૂન્ય (રહિત) અજ્ઞાની આત્માઓ કોઇપણ કાળે-સ્વ-પરનું આત્મકલ્યાણ સાધવા માટે અસમર્થ હોય છે એમ જાણવું.

(૧૪)

જિમ જિમ બહુશ્રુત બહુજન સમ્મત, બહુ શિષ્યે પરવરિઓ;
તિમ તિમ જીનશાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરિઓ રે...
જિનજી...વિનતડી૦ ॥૧૪॥

ભાવાર્થ :- પ્રથમ જણાવ્યા મુજબ જે બહુશ્રુત, અર્થાત્-દ્રવ્ય-ગીતાર્થ, ગમે તેટલું ભણેલો હોય, અને અનેક શિષ્ય-પ્રશિષ્યના પરિવારવાળો હોય, તો પણ, જો તેને સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ આત્મિક ગુણોને (કર્મોના આવરણો તોડીને) આવિર્ભાવે પ્રાપ્ત કરતાં આવડતું નથી, તો તેને શ્રી જીનશાસનનો રક્ષક નહિ પણ ભક્ષક એટલે વૈરી જાણવો.

(૧૫)

કોઇ કહે લોચાદિક કષ્ટે, મારગ ભિક્ષાવૃત્તિ;
તે મિથ્યા નવિ મારગ હોવે, જન-મનની અનુવૃત્તિ રે...
જિનજી...વિનતડી૦ ॥૧૫॥

ભાવાર્થ :- અત્રે કેટલાક મિથ્યામતિમાં અંધ બનેલાઓ કહે છે કે ઘર-ઘરની ભિક્ષાવૃત્તિએ જીવન-જીવનારાઓને, અને તે સાથે લોચાદિક અનેક પ્રકારના કષ્ટો સહન કરવાવાળાઓને, ઉત્તમ સાધુઓ (મોક્ષમાર્ગના સાધક આત્માઓ) જાણવા જોઇએ. આવા મિથ્યામતિવાળાઓ સંબંધે, શ્રી યશોવિજયજી ઉપાધ્યાય જણાવે છે કે જેઓ કેવળ બાહ્ય કષ્ટ ક્રિયાઓ કરવા વડે લોકોના મનમાં પોતામાં સાધુતા દેખાડવા માટે, જે અનેક પ્રકારના પાખંડી પ્રવર્તનો (વ્યવહારો) કરતાં હોય છે તેઓ થકી સ્વ-પર કોઇપણ આત્માની કાંઇપણ આત્મશુદ્ધિ થતી નથી એમ નિશ્ચેથી જાણવું.

(૧૬)

જો કષ્ટેં મુનિ મારગ પાવે, બળદ થાયે તો સારો;
ભાર વહે જે તાવડે ભમતો, ખમતો ગાઢ પ્રહારો રે.
જિનજી...વિનતડી૦ ॥૧૬॥

ભાવાર્થ :- જો કેવળ કષ્ટ ક્રિયાઓ કરવાથી જ મોક્ષ માર્ગની પ્રાપ્તિ થતી હોય અર્થાત્-આત્મશુદ્ધિ થતી હોય તો, બળદીયાઓ જે ઘણો ભાર વહન કરે છે, તાપ સહે છે, અને તે ઉપરાંત પ્રહારો પણ સહે છે. તો શું તે સ્વરૂપને આત્મશુદ્ધિનું કારણ જાણવું જોઈએ ? નહિ જ. કેમકે ખરેખર તો, પ્રથમ સમ્યગ્ દર્શન પ્રાપ્ત કર્યા વગર કોઈ જીવે અદ્યાપિ પર્યંત આત્મશુદ્ધિ કરી નથી, અને કરતો પણ નથી અને કરશે પણ નહિ એમ શ્રી જીનશાસનને વિષે સ્પષ્ટ જણાવેલ છે.

(૧૭)

લહે પાપ અનુબંધી પાપે, બલહરણી જન ભિક્ષા;
પૂરવ ભવ વ્રત ખંડન ફળ એ, પંચ વસ્તુની શિક્ષા રે...
જિનજી...વિનતડી૦ ॥૧૭॥

ભાવાર્થ :- જેઓ સંયમનો (આત્માર્થ-સાધકતાનો) ઘાત કરનારી વિવિધ પ્રકારની ભિક્ષા અજ્ઞાનીઓ તેમજ ભોળા-ભક્તજનો પાસેથી મેળવીને, પોતાનામાં સાધુતાનો આરોપ કરી હર્ષિત થાય છે તે તેઓએ પૂર્વે વ્રત ખંડન કરીને, બાંધેલા પાપાનુબંધી પુણ્યોદયનું સ્વરૂપ જાણવું. આ વાત વિસ્તારથી પંચ-વસ્તુ આદિ ગ્રંથોમાંથી સંવિજ્ઞ-ગીતાર્થ પાસેથી જાણી લેવી.

(૧૮)

કોઈ કહે અમે લિંગે તરશું, જૈન લિંગ છે વારૂ;
તે મિથ્યા નવિ ગુણ વિણુ તરિયે, ભુજ વિણ ન તરે તારૂ રે...
જિનજી...વિનતડી૦ ॥૧૮॥

ભાવાર્થ :- કેટલાક માત્ર જૈન સાધુના વેષધારી લિંગીયા સાધુઓ, અજ્ઞાની જીવોને એમ ભરમાવતાં ફરે છે કે, શ્રી જીનેશ્વર ભગવંતના શાસનમાં- સાધુવેષ માત્ર-આત્મ-શુદ્ધિનું કારણ જણાવેલ છે. તો ભલે અમો સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્રથી રહિત હોઇએ તો પણ સાધુવેષે ગીતાર્થની નિશ્રાએ રહેવા માત્રથી જ અમારું નિશ્ચેથી કલ્યાણ થશે જ. એમ અમો શાસ્ત્રાધારે માનીએ છીએ.

ઉપર જણાવ્યા મુજબના માયાવી-સાધુઓ અને તેમના દષ્ટિરાગી અનુયાયીઓ, એ નથી સમજતાં કે, કોઈપણ આત્માનું કલ્યાણ કે અકલ્યાણ કોઈ અન્ય આત્મા વડે થઈ શકતું જ નથી, દરેક દરેક આત્માએ પોત-પોતાના કર્મનું જ ફળ ભોગવવાનું હોય છે અને પોતે જ પોતાના કર્મોનો ક્ષય કરી મોક્ષે જઇ શકે છે એમ શ્રી જીનેશ્વર ભગવંતોએ સ્પષ્ટ જણાવેલ છે. આ સંબંધે જાણવું કે જેમ હાથ (ભુજા) વગરનો માણસ તરવા માટે અસમર્થ હોય છે તેમ સમ્યગ્ દર્શનાદિ ગુણ વગરનો આત્મા આ સંસાર સમુદ્ર તરી શકતો નથી.

(૧૯)

કૂટ લિંગ જિમ પ્રગટ વિડંબક, જાણી નમતાં દોષ;
નિદ્ધંધસ જાણીને નમતાં, તિમ જ કહ્યો તસ પોષ રે...
જિનજી...વિનતડી૦ ॥૧૯॥

ભાવાર્થ :- જેમ બનાવટી (જૂઠ્ઠા) સાધુવેષ ધારીને નમસ્કાર કરતાં, અનેક પ્રકારના દોષના ભાગી થવું પડે છે તેમ બહારથી અતિ સુંદર સાધુવેષ હોય, પરંતુ તે જો નિર્ધ્વંસ પરિણામે (કોઇ જાતની પાપની બીક કે શંકા વગર) હિંસાદિ પાંચે પાપાચાર સેવતો હોય તો, તેને નમસ્કાર કરનારો આત્મા તેની પાપ પ્રવૃત્તિઓને સહકાર (અનુમોદન) આપનારો હોઇ તે પણ તે થકી અનેક પ્રકારનાં પાપકર્મને બાંધનારો થાય છે એમ જાણવું.

(૨૦)

શિષ્ય કહે જિમ જિન પ્રતિમાને, જિનવર થાપી નમિયે;
સાધુવેષ થાપી અતિ સુંદર, તિમ અસાધુને નમિયે રે...
જિનજી...વિનતડી૦ ॥૨૦॥

(૨૧)

ભદ્રબાહુ ગુરૂ બોલે પ્રતિમા, ગુણવંતી નહીં દુષ્ટ;
લિંગ માંહે બે વાના દીસે, તે તું માન અદુષ્ટ રે...
જિનજી...વિનતડી૦ ॥૨૧॥

ભાવાર્થ :- કેટલાક અજ્ઞાની કુગુરુઓએ ભણાવી રાખેલા શિષ્યો તેમજ-શ્રાવકો એમ કહી રહ્યા છે કે, જેમ જીનેશ્વર-ભગવંતની પ્રતિમા સ્થાપીને-તેમાં જીનેશ્વર ભગવંતના ગુણોનો આરોપ કરીને, તેને પૂજતાં જેમ ગુણવૃદ્ધિ થાય છે તેમ અમો પણ અમારા ગુરુમાં-અમારી મરજી મુજબ ગુણોનો આરોપ કરીને પૂજશુ તો તે સુંદર સાધુ-વેષધારી, અમારા ગુરૂ વડે, અમોને જરૂર ગુણોની પ્રાપ્તિ થશે જ એમ અમો માનીએ છીએ. આવું કહેનારને શ્રી ભદ્રબાહુ સ્વામીજીએ કહ્યું છે કે, હે મુમુક્ષુ ! તું તારા દૃષ્ટિરાગીપણાને છોડીને, સમ્યગ્ વિચારથી સમજવા પ્રયત્ન કરીશ તો તને સ્પષ્ટ સમજાશે કે જિન પ્રતિમાના નિમિત્તે તો, પ્રત્યેક પૂજકને પણ તેના પોતાના ભાવ પ્રમાણે (ગુણાવલંબન મુજબ) ફળ પ્રાપ્તિ (આત્મશુદ્ધિ) થાય છે. જ્યારે અસાધુ તો અનેક દુર્ગુણોનો ભંડાર હોઈ, તેનામાં ગુણોનો મિથ્યા-આરોપ કરી તેને-પૂજનાર તે થકી, પોતે કેવળ-અજ્ઞાન અને સંમોહની વૃદ્ધિ કરવાવાળો થશે, કેમકે મિથ્યાભાવ-મિથ્યાત્વને વધારે છે.

આ સંબધે સુગુરૂ-કુગુરૂને વંદન-નમસ્કારની ચૌભંગી આ રીતે વિચારવી ખૂબ જ જરૂરી છે.

(૧) સુગુરૂને :- સુગુરૂ બુદ્ધિએ નમે તો તે જરૂરથી તે-નિમિત્તે (યોગા-વંચકતાએ) પોતાનું આત્મ કલ્યાણ સાધી શકે છે.

(૨) સુગુરૂને :- કુબુદ્ધિએ (સ-શલ્યભાવે) વંદન-નમસ્કાર કરનારો આત્મા આત્મ-શુદ્ધિ કરી શકતો નથી, એટલું જ નહિં પણ પોતાની કુબુદ્ધિ થકી વિરાધક થાય છે.

(૩) કુગુરૂને :- (ઓઘે) સુગુરૂ માનીને, તેને વંદન-નમસ્કાર કરનારો વ્યવહાર શુદ્ધિ પ્રાપ્ત કરે છે પરંતુ નિશ્ચય શુદ્ધિ (આત્માર્થ)થી તો તે નષ્ટ-ભ્રષ્ટ થાય છે.

(૪) કુગુરુને—કુબુદ્ધિએ એટલે કે લોભી ગુરૂ અને લાલચુ ચેલાના ન્યાયે, વંદન-નમસ્કાર કરનારો આત્મા-આ ભવમાં તેમ જ પરભવમાં પણ આત્મ વિડંબકતા પ્રાપ્ત કરે છે. એટલે અનેક પ્રકારનાં દુઃખોને પ્રાપ્ત કરવાવાળો થાય છે.

(૨૨)

કોઈ કહે જિન આગે માગી, મુક્તિ મારગ અમે લેશું;
નિરગુણને પણ સાહેબ તારે, તસ ભક્તે ગહગહિશું રે...
જિનજી...વિનતડી૦ ॥૨૨॥

**ભાવાર્થ** :- આજે તો વળી કેટલાક તેમની સંયમ-યાત્રામાં, સુખ-શાતાની પૃચ્છા કરતાં "દેવ-ગુરુ-પસાય" એવો જ ઉત્તર આપતાં હોય છે આથી સ્પષ્ટ સમજાય છે કે જૈનદર્શનથી અતિરિક્ત, સર્વ દર્શનકારો જેમ, પોત-પોતાના ઇષ્ટ દેવને આ સર્વ જગતના કર્તા-હર્તા તેમજ સુખ-દુઃખના આપનાર માની તેમની કૃપા મેળવવા તેમની અનેક પ્રકારે ભક્તિ કરે છે તેમજ કેટલાક જૈનાભાષી સાધુઓ પણ શ્રી જીનેશ્વર ભગવંતને તેમ જ ગુરુ ભગવંતને રીઝવવા તેમની અનેક પ્રકારની સેવા-ભક્તિના અતિરેકમાં રાચતા પ્રત્યક્ષ દેખાય છે. કેમકે તેઓ પણ એમ જ માનતા હોય છે કે, શ્રી જીનેશ્વર ભગવંતની સેવા-પૂજા કરનારને ભગવાન આ સંસારમાં અનેક પ્રકારનાં સુખ આપીને અંતે મુક્તિનું શાશ્વત સુખ પણ આપે છે. જો કે આથી તો ખરેખર તો એમ સમજવાનું છે કે, શ્રી અરિહંત પરમાત્માએ-પ્રરૂપેલ, નવ-તત્ત્વના હેયોપાદેય ભાવોમાં શ્રદ્ધા શૂન્ય આત્માઓ જ, અન્યને પોતાના સુખ-દુઃખનો નિર્માતા (કર્તા-હર્તા) માને છે. જ્યારે શ્રી અરિહંત પરમાત્માએ પ્રરૂપેલ નવે-તત્ત્વોમાં યથાર્થ શ્રદ્ધા-પ્રતીતિ અને રૂચી ધરાવનાર આત્માઓ તો, પોતાના જ સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્ર વડે, પોતે જ મુક્તિના શાશ્વત સુખ મેળવી શકે છે એમ માને છે, આથી જ તો સમ્યગ્-દૃષ્ટિ આત્માઓ સુદેવ તેમ જ સુગુરૂની ભક્તિ સ્વરૂપે, શાસ્ત્ર વિહિત ભાવે, યથા-યોગ્ય વંદન-નમસ્કારાદિ ભાવે, યા તો સેવા-પૂજાદિ તેમજ સ્મરણ-સ્તવન કે ધ્યાનાદિ વડે, જે-જે ભાવે તેમનું આલંબન લે છે તે સઘળુંએ પોતાના જ્ઞાનાદિ

ગુણોના આવિર્ભાવના હેતુભૂત પોતાના અજ્ઞાન અને સંમોહજનક કર્મોનો ક્ષય કરવા માટે કરતા હોય છે.

(૨૩)

પામી બોધ ન પાલે મૂરખ, માંગે બોધ વિચાલે;
લહિયે તેહ કહો કુણ મૂલે, બોલ્યું ઉપદેશમાલે રે...
જિનજી...વિનતડી૦ ॥૨૩॥

ભાવાર્થ :- શ્રી જીનેશ્વર ભગવંતોએ, મોક્ષ પ્રાપ્તિ માટેના ચાર અંગોની એક એકથી અધિક સ્વરૂપે દુર્લભતા જણાવી છે. તેમાં (૧) મનુષ્યભવ (૨) જીનેશ્વર ભાષિત ધર્મનું શ્રવણ. આ બંને પ્રકારની દુર્લભતા-અનંતી પુણ્યાઈના યોગે, જીવને જો કે અનંતીવાર પ્રાપ્ત થઈ શકે છે. જે આજે પ્રાપ્ત પણ થઈ છે. પરંતુ (૩) તત્ત્વશ્રદ્ધા (૪) સંયમ માર્ગમાં વીર્ય ફોરવવું તે, આ પાછળની બંને દુર્લભતાઓને તો પ્રત્યેક આત્માએ, પોતે જ દર્શન મોહના ક્ષયોપશમથી, તેમજ ચારિત્ર મોહના ક્ષયોપશમથી મેળવવાની છે અને તે થકી મોક્ષમાર્ગની આરાધના કરવાની હોય છે. તો આજે હવે જે પ્રાપ્ત કરવાનું છે તે-નહી કરતાં આવતાં ભવે પ્રાપ્ત કરવાની ઇચ્છા કે માંગણી કરનાર-તેની ઈચ્છાને કે માંગણીને કેવી રીતે સિદ્ધ કરી શકશે ? અર્થાત્ તે આત્મા પ્રાપ્ત મનુષ્ય ભવને નિષ્ફળ ગુમાવવાવાળો થાય છે એમ જાણવું.

(૨૪)

આણા પાલે સાહેબ તૂસે, સકલ આપદા કાપે;
આણાકારી જે જન માગે, તસ જસ લીલા આપે રે...
જિનજી...વિનતડી૦ ॥૨૪॥

ભાવાર્થ :- અમોએ પ્રથમથી જ આ વાત સ્પષ્ટપણે જણાવી છે કે, સર્વકાળે, સર્વ તીર્થંકર ભગવંતોએ જે-જે ભાવે અનેક ભવ્ય આત્માઓએ મોક્ષમાર્ગની આરાધના કરી છે, કરે છે, અને કરશે, તે-તે માર્ગને, મોક્ષમાર્ગ તરીકે પ્રરૂપેલ હોય છે. તેથી પ્રત્યેક આત્માર્થી આત્માને, તે (આશ્રવ હેય અને સંવર ઉપાદેય) માર્ગે ચાલવું અનિવાર્ય આવશ્યક લાગે છે એટલે જ તો તેઓ

શ્રી જીનેશ્વર ભગવંતે પ્રરૂપેલા હેય-ઉપાદેય રૂપ મોક્ષ માર્ગને, પોતાની આત્મ શુદ્ધિ માટે, ભગવંતની આજ્ઞારૂપ જાણે છે અને તેથી શાસ્ત્રવિહિત, વિધિ-નિષેધ ભાવે યથાર્થ-અવિરૂદ્ધ સ્વરૂપે આરાધના કરીને, સ્વયં આત્મશ્રેયને પ્રાપ્ત કરવાનો ઉદ્યમ કરે છે. અત્રે એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે ભવ્ય આત્માઓ મુક્તિ ગમનને યોગ્ય સ્વભાવવાળા તો હોય છે, પરંતુ મોક્ષ-માર્ગની આરાધનાના અધિકારીઓ, તો-સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલ, સમ્યગ્દૃષ્ટિ આત્માઓ જ હોય છે. આમ છતાં શુદ્ધ વ્યવહાર નયદૃષ્ટિએ તો પાંચમા-છઠ્ઠા ગુણસ્થાનકવર્તી-દેશ-વિરતિધર તેમજ સર્વવિરતિધર આત્માઓને મુક્તિ-માર્ગના આરાધક જાણવા.

**પહેલી ઢાળ સમાપ્ત**

सच्छ्रध्धा संगतो बोधो, दृष्टिरित्यभिधीयते
असत्प्रवृत्ति व्याघातात्, सत्प्रवृत्तिः पदावहः

-યોગ-સમુ-ગા-૧૭

સત્-સમ્યક્-શ્રદ્ધા યુક્ત જે બોધ જ્ઞાન તેને સુદૃષ્ટિ જાણવી, કેમકે તે થકી શાસ્ત્ર વિરૂદ્ધ (આત્માર્થબાધક) પ્રવૃત્તિથી અળગા રહેવા-પણું પ્રાપ્ત થાય છે તેમજ શાસ્ત્રાર્થ અવિરૂદ્ધ (આત્માર્થસાધક) પ્રવૃત્તિમાં, પ્રવૃત્તિ કરાય છે.

ઢાળ-૨ જી

(૧)

કોઈ કહે અમે ગુરૂથી તરશું, જિમ નાવાથી લોહા રે;
તે મિથ્યા ન લહે સહવાસે, કાચ પાચની સોહા રે... ॥૨૫॥

(૨)

શ્રી સીમંધર સાહેબ સુણજો, ભરત ક્ષેત્રની વાતો રે;
લહું દેવ કેવળ રતિ ઇણે યુગે, હું તો તુજ ગુણ રાતોરે.
શ્રી૦ સી૦ ॥૨૬॥

ભાવાર્થ :- પૂર્વે જે "આણાએ ધમ્મો" એ સૂત્ર વચનથી સમસ્ત વ્યવહાર, પરમાત્માની આજ્ઞાપૂર્વકનો કરવાનો કહ્યો છે એટલે પરમાત્માએ જણાવેલ "આશ્રવ હેય, સંવર ઉપાદેય" ભાવે પ્રત્યેક આત્માએ આત્મશુદ્ધિ પ્રાપ્ત કરવાનો ઉદ્યમ કરવો જોઈએ. તેને આજે કેટલાક અજ્ઞાની કુગુરૂઓએ તેમના દષ્ટિરાગી જીવોને તેમના પોતાનામાં જ ગુરૂબુદ્ધિ ધારણ કરવી એવું સમજાવેલું હોય છે. આ સાથે તેઓ પોતે શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાએ જ વર્તી રહ્યા છે એવું જણાવતાં હોય છે. આથી તે દષ્ટિરાગીઓ આજે પ્રગટપણે એમ જ કહી રહ્યા છે કે અમો તો અમારા ગુરૂની આજ્ઞાને જ (તેઓની નિશ્રામાં રહેવા રૂપે) અનુસરી રહ્યા છીએ, તેથી અમો અજ્ઞાની હોવા છતાં તેમના કહેવા મુજબ તેમની નિશ્રામાં રહેવા થકી અમારૂં જરૂરથી કલ્યાણ થશે જ. કેમકે ઉત્તમ જ્ઞાની આત્માઓનાં સહવાસ માત્રથી અન્ય આત્મા ઉત્તમતા પામે છે. જેમ લોખંડના ખીલા નાવમાં જડેલ હોવાથી સમુદ્ર તરે છે (ખીલાનો સ્વભાવ ડૂબવાનો હોવા છતાં) આવી વાતો કરનારા દષ્ટિ-રાગી આત્માઓ આજે તો વળી તેમના અજ્ઞાની, માયાવી, પાખંડી, ગુરૂઓની તેમના કહેવા મુજબ શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ સેવા-ભક્તિ તેમજ વિવિધ પ્રકારે અર્ચન-પૂજા પણ પ્રગટપણે કરી રહ્યા છે પરંતુ ખરેખર તો સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી વીતરાગ પરમાત્માની-ભવદુઃખવારિણી તેમજ શિવ સુખકારિણી ધર્મ-દેશનાને જેઓ આજ્ઞારૂપે એટલે અનન્યભાવે અનુસરે છે તેઓ જ આત્મ-કલ્યાણ સાધી શકે છે એમ સમજવું જોઈએ. કેમકે મણિ અને કાચના નંગને એકી સાથે એક જ ડબ્બીમાં હજારો વર્ષ પર્યંત સાથે રાખવા છતાં કોઈ કાળે

પણ તે કાચનું નંગ મણિ સ્વરૂપ બનતું નથી. તેમ છતાં માયાવી કુગુરૂઓ નાવ અને ખીલાનું દષ્ટાંત આપીને, અજ્ઞાની-ભોળા જીવોને છેતરી રહ્યા છે, પરંતુ તેમાં દષ્ટાંત અને દર્ષ્ટાંતિક-તત્ત્વમાં ઘણો જ ફેર છે. તે સ્વરૂપને, ઉત્તમ સંવિગ્ન-ગીતાર્થ ગુરૂ પાસેથી સમજવું ખૂબ જ જરૂરી છે. તેમ છતાં આ સંબંધે એટલું સમજવું તો અનિવાર્ય આવશ્યક છે કે, સર્વજ્ઞ-ભગવંતના ખોળામાં બેસી રહેવાથી સર્વજ્ઞતા પ્રાપ્ત થતી નથી પરંતુ જે આત્મા પોતાના ચારે ઘાતિકર્મોનો ક્ષય કરે છે તે આત્મા સર્વજ્ઞ થાય છે.

(૩)

કોઇ કહે જે ગચ્છથી ન ટળ્યા, તે નિરગુણ પણ સાધો રે;
ન્યાતિ માંહે નિરગુણ પણ ગણીયેં, જસ નહીં ન્યાતિ બાધો રે...
શ્રી સીમંધર૦ ॥૨૭॥

ભાવાર્થ :- વળી કેટલાંક, મોહગર્ભિત અને દુઃખગર્ભિત વૈરાગી સાધુઓ કહે છે કે, જેમ જ્ઞાતિની અંદર, કોઇક જ્ઞાની-બુદ્ધિમાન હોય, તેમ કોઇ અજ્ઞાની પણ હોય છે. તેમજ કોઈક ઉત્તમ દાનાદિ ગુણવાન હોય છે તો કોઇ નિર્ધન-દુર્બુદ્ધિવાળા પણ હોય છે. તે સૌએ પણ, જ્ઞાતિમાં રહ્યા થકાં જ્ઞાતિમાં જ ગણાતા હોઇ જ્ઞાતિના ઉત્સવો તેમજ લહાણાના સરીખા અધિકારી હોય છે. તેમ અમો પણ અજ્ઞાની તેમ જ પ્રમાદી હોવા છતાં સાધુઓ સાથે જ રહીએ છીએ અને બાહ્યક્રિયાઓ પણ સમાન કરીએ છીએ તેમ જ સાધુ સંઘ (સમુદાય)માં રહી-વિનય-વૈયાવચ્ચ પણ કરીએ છીએ, તો અમોને પણ સૌના સમાન જ સાધુ ગણવા જોઇએ. ખરેખર તો આમ કહીને તેઓ પોતાના દુર્ગુણોને બાહ્ય-સદ્‌ગુણોના ઓઠે છુપાવવા માંગતા હોઇ-તેમને આત્માર્થ સાધક સાધુ જાણવા તે મિથ્યા છે.

(૪)

ગુણ અવગુણ ઇમ સરિખા કરતો, તે જિનશાસન વૈરી રે;
નિરગુણ જો નિજ છંદે ચાલે, તો ગચ્છ થાયે સ્વૈરી રે...
શ્રી સીમંધર૦ ॥૨૮॥

ભાવાર્થ :- આથી જેઓ સ્વમતિ કલ્પિત સાધુ આચારને, આચરનારા સાધુઓ છે તેઓ તો ઉત્તમ શાસ્ત્ર વચનને અનુસરવાની બુદ્ધિવાળા જે-જે ગુણી સાધુઓ છે તેઓને પોતાના સમાન જ જાણીને, તેઓ પ્રતિ-અબહુમાન ધરનારા

હોઇ, અન્ય ઉત્તમ સાધુઓને પણ પોતાના સ્વેચ્છાચારી સાધુ માર્ગમાં જોડવામાં પ્રયત્નશીલ હોય છે; આથી એ સ્પષ્ટ સમજવુ જરૂરી છે કે, જ્ઞાનાદિ ગુણરહિત નિર્ગુણી, અહંકારી સાધુઓ તો બીજા સાધુઓને પણ અહંકારી અને સ્વચ્છંદાચારી બનાવે છે, તેથી તેવા પાખંડી સાધુઓને–સ્વ–પરનું અહિત કરનારા જાણીને તેઓનો સંસર્ગ વર્જવો.

(૫)

નિરગુણનો ગુરૂ પક્ષ કરે જે, તસ ગચ્છ ત્યજવો દાખ્યો રે;
તે જિનવર મારગનો ધાતક, ગચ્છાચારે ભાખ્યો રે...
શ્રી સીમંધર૦ ॥૨૯॥

ભાવાર્થ:–અનેક આગમ શાસ્ત્રનો અભ્યાસ અને પરિશીલન કર્યા પછી પ. પૂ. ન્યાય વિશારદ ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ જણાવ્યું છે કે, જે ગુર્વાદિકો (આચાર્યાદિ પદવીધરો) નિર્ગુણી સાધુઓનો પક્ષ કરતા હોય અર્થાત્ જે ગચ્છમાં અસંયમીઓને પણ સંયમી તરીકે સ્વીકારવામાં આવતા હોય, તે ગચ્છનો ઉત્તમ આત્માર્થી આત્માએ ત્યાગ કરવો જરૂરી છે, કેમકે જેઓ સાપેક્ષ શાસ્ત્રવચનોના મતિ કલ્પિત અર્થો કરીને છઠા સર્વવિરતિ ગુણસ્થાનકના સાધુપણાનાં આચાર–વિચારને–પ્રમત્તતાના નામે ચઢાવી, અનેક પ્રકારનાં કૌભાંડો કરી રહ્યા છે. તેવાઓનો પણ, જેઓ પોતાના–અહમ્ અને મમત્વને પોષવા માટે સાચા–માર્ગરક્ષક સાધુઓ તરીકે સ્વીકાર કરી રહ્યા છે, તે સમસ્ત ગચ્છ, ખરેખર તો શ્રી જીનેશ્વર ભગવંતે પ્રવર્તાવેલ મોક્ષ–માર્ગનો ધાતક છે એમ ગચ્છાચાર પયન્નાની સાક્ષી આપીને શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ જણાવ્યું છે. અત્રે એ ખાસ સમજવું જરૂરી છે કે, જેઓ પોતાના વિચાર–વાણી અને વર્તનમાં ઉન્માર્ગનો (અસંયમનો) સાચા માર્ગ સ્વરૂપે પોતાની મતિકલ્પનાએ સ્વીકાર કરનારાઓ છે, તેઓ નિશ્ચેથી સ્વ–પર ઉભયને માટે નિરંતર અકલ્યાણકારી જ હોય છે. આ સાથે એ પણ સ્પષ્ટ સમજાયેલું હોવું જોઈએ કે સંયમ માર્ગ તો દ્રવ્યથી કે ભાવથી હોય તો પણ અવશ્ય સ્વ–પર ઉભયને સદા કલ્યાણકારી જ હોય છે. આમ સાચા આત્માર્થી આત્માઓ તો શુદ્ધ જીનાજ્ઞાનુસારી સંયમ માર્ગને જ આત્મહિતનો માર્ગ જાણતાં હોઇ તેઓ કદાપી અસંયમને આત્મહિતકારી જાણતાં નથી.

(૬)

દુઃષમ કાળમાં નિરગુણ ગચ્છે, કારણથી જો વસીયે રે;
દ્રવ્ય થકી વ્યવહારે ચલીયે, ભાવે નવિ ઉલ્લસીયે રે...
શ્રી સીમંધર૦ ॥૩૦॥

ભાવાર્થ:– આજે આ ભરતક્ષેત્રમાં હુંડા અવસર્પિણીના પાંચમા આરાના વિષમકાળમાં જો–નિર્ગુણી ગચ્છમાં જ રહેવાનો પ્રસંગ આવે તો, તે ગચ્છના સાધુઓને અપ્રીતિ ન ઉપજે તે રીતે રહેવું–પરંતુ તેઓની અસંયમી અસત્–પ્રવૃત્તિમાં ઉલ્લાસ (હર્ષ) ધરવો નહિ એટલું જ નહિ પરંતુ ભાવ થકી તો શુદ્ધ સંયમ માર્ગની જ ગવેષણા કરતાં રહેવું જોઈએ, કેમકે અસંયમીઓની ભક્તિ–બહુમાન કરવાથી તો, શુદ્ધ સંયમ–માર્ગનો ઉચ્છેદ થાય છે.

(૭)

જિમ કુવૃષ્ટિથી નગર લોકને, ઘહેલા દેખી રાજા રે;
મંત્રી સહિત ઘહેલા હોઈ બેઠા, પણ મનમાંહે તાજા રે....
શ્રી સીમંધર૦ ॥૩૧॥

ભાવાર્થ :–ઉપર જણાવેલ સ્વરૂપને દષ્ટાંત–વિશેષથી જણાવતાં થકાં શ્રી ઉપદેશપદ ગ્રંથના આધારે પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી જણાવે છે કે કોઇ એક પૃથ્વીપુર નામના નગરમાં પૂર્ણ નામના રાજાને સુબુદ્ધિ નામે મંત્રી પાસેથી કોઇએક નિમિત્તિયાના કહેવાથી જાણવામાં આવેલું કે "એક મહિના પછી જે વરસાદ થશે તે વરસાદનું પાણી જે લોકો પીશે તે લોકો ગાંડા થઇ જશે. તેમ જ તે પછી કેટલોક કાળ ગયા પછી જે વરસાદ થશે, તે–પાણી પીવાથી ગાંડા થયેલા ડાહ્યા થઈ જશે." આ વાત સત્ય તરીકે સ્વીકારી રાજા–મંત્રીએ પ્રથમ વરસાદનું પાણી પીધું નહિ. તેથી તેઓ બંને તો ગાંડા ન થયા પરંતુ નગરના સર્વે લોકોએ તે વરસાદનું પાણી પીધું તેથી ગાંડા થઈ ગયા. આ સમય દરમ્યાન–રાજા અને મંત્રી બંનેએ પણ બહારથી તો સર્વ નગરલોકની જેમ ગાંડપણની ચેષ્ટાઓ કરી, પરંતુ અંતર હૃદય શુદ્ધ હોવાથી તમામ કાર્ય સુષ્ઠુ જ કરતાં રહ્યા. તે પછી કેટલાક કાળે બીજો સારો વરસાદ થયો, તેનું પાણી પીવાથી સર્વ નગરલોકો ડાહ્યા થઈ ગયા. તે અવસરે પ્રથમથી જ ડાહ્યા એવા રાજા અને મંત્રીએ–રાજ્યને સુવ્યવસ્થિત કર્યું, આથી એ સમજવાનું છે કે કોઇક વખત કોઈક કારણસર

બાહ્ય-સ્વરૂપથી જીનાજ્ઞા વિરૂદ્ધ વર્તવું પડે તો તે વખતે પણ આંતર-શુદ્ધિ જાળવી રાખવી જેથી યોગ્ય સમય પ્રાપ્ત થતાં શુદ્ધ આરાધના કરી શકાય.

(૮)

ઇમ ઉપદેશ પદે એ ભાખ્યું, તિહાં મારગ અનુસારિ રે;
જાણીને ભાવે આદરીયે, કલ્પભાષ્ય નિરધારી રે...
શ્રી સીમંધર૦ ॥૭૨॥

ભાવાર્થ :-ઉપરની હકીકત ઉપદેશપદ ગ્રંથમાં છે. પરંતુ તે સંબંધી-વિશેષ હકીકત તો બૃહત્ કલ્પભાષ્ય-મૂળ-સૂત્રમાં છે ત્યાં સ્પષ્ટ જણાવેલ છે કે રાજા અને મંત્રી ડાહ્યા હોવાથી બહારથી ગાંડાની ચેષ્ટાઓ કરવા છતાં અંતરથી ડાહ્યા હોવાથી સુષ્ઠુ કાર્યો જ કરતાં હતાં, તેમ નિર્ગુણ ગચ્છમાં રહીને પણ આત્માર્થી આત્મા તો જે-જે કોઈ વ્યક્તિમાં પોતાને મેળવવા યોગ્ય જે-જે ગુણો હોય તે તે વ્યક્તિનું-વંદન-નમસ્કારાદિ વડે આલંબન લઇ પોતાના આત્માને ગુણોથી પુષ્ટ બનાવવાનું જ કાર્ય કરે.

(૯)

જ્ઞાનાદિ ગુણવંત પરસ્પર, ઉપકારે આદરવો રે;
પંચવસ્તુમાં ગચ્છ સુગુણને, અવર કહ્યો છે ત્યજવો રે...
શ્રી સીમંધર. ॥૭૩॥

ભાવાર્થ :-ઉપરની વાતને વિશેષ-પુષ્ટિ આપવા માટે, પંચ વસ્તુક નામના ગ્રંથની સાક્ષી આપીને જણાવે છે કે, જે કોઇ ગચ્છમાં રહેવાથી જો-પરસ્પર જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપાદિ આત્મ-ગુણોમાં ગુણ-વૃદ્ધિ થઈ શકે તેમ હોય તો, ત્યાં વસવું પરંતુ જો તેમ ન હોય તો તેવા ગચ્છનો ત્યાગ કરવો જરૂરી છે.

(૧૦)

જે નિર્ગુણ ગુણ રત્નાકરને, આપ સરિખા દાખે રે;
સમકિત સાર રહિત તે જાણો, ધર્મદાસ ગણી ભાખે રે...
શ્રી સીમંધર૦ ॥૭૪॥

ભાવાર્થ :-જે કોઇ અહંકારી અને માયાવી આત્માઓ છે તેઓ પોતાથી અધિક-જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણયુક્ત આત્માઓને ઈર્ષાદિ દોષો થકી પોતાના

સરીખા જ યા તો દૂષણયુક્ત જણાવે છે. તે આત્માઓ નિશ્ચયથી સુબુદ્ધિ રહિત હોવાથી, ક્યારેય સુવિશુદ્ધ સમ્યક્ત્વાદિ ગુણો પ્રાપ્ત કરી શકતાં નથી, કેમકે ગુણપ્રાપ્તિ માટે પ્રાથમિક જરૂરી એવા વિનય-વૈયાવચ્ચાદિક ગુણોએ કરીને તેઓ રહિત હોય છે.

(૧૧)

**કોઇ કહે જે બકુશ કુશીલા, મૂલોત્તર પડિસેવી રે;**
**ભગવઈ અંગે ભાખ્યા તેથી, અંતવાત નવિ લેવી રે...**
**શ્રી સીમંધર૦ ॥૩૫॥**

**ભાવાર્થ** :-મુખ્ય પણે તો સર્વકાળે-સર્વક્ષેત્રે જે-જે મનુષ્યોને જેવા જેવા સુગુરૂ યા કુગુરૂનો યોગ પ્રાપ્ત થાય છે, તે તે મનુષ્યો પોત-પોતાના ગુરૂએ બતાવેલા જ દેવતત્ત્વના પૂજક અને ધર્મ સ્વરૂપના આરાધક બનતા હોય છે. અને તેથી જ તો કુગુરૂના યોગે અનાદિથી જે-જે જીવો અધર્મમાં ધર્મબુદ્ધિ સ્થાપી, ઉન્માર્ગે પ્રવર્તન કરતાં હોય છે, તેઓ નિશ્ચયથી પોતા માટે સંસાર-પરિભ્રમણ વધારતાં હોય છે. આ માટે-મોક્ષાર્થી-મુમુક્ષુ આત્માઓને સૌ પ્રથમ સુગુરૂ અને કુગુરૂના સ્વરૂપ (લક્ષણોની)ની સૂત્ર સિદ્ધાંતને અનુસારે સાચી ઓળખાણ કરાવવા માટે પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે, સૌ પ્રથમ અત્રે આ પ્રયત્ન કરેલો છે.

પૂર્વે જે-અનેક બાબતો જણાવી, તે થકી કુગુરૂઓની માયા-જાળ ખુલ્લી પડી જતી હોઇ-પોતાના સ્વચ્છંદાચારી પાપાચારનો, ધર્માચરણ રૂપે સ્વીકાર કરાવવા માટે, તે-પાસત્થા-કુશીલીયા સાધુઓ-સૂત્ર સાક્ષીએ જણાવે છે કે "શાસ્ત્રોમાં બકુશ-કુશીલ ચારિત્રીઓથી ભગવાન શ્રી મહાવીર-સ્વામીજીનું શાસન ૨૧૦૦૦ વર્ષ સુધી (પાંચમા આરાના છેડા સુધી) જયવંતુ રહેવાનું છે એમ જણાવેલું છે તેમજ શ્રી ભગવતી સૂત્રમાં સ્પષ્ટ જણાવેલ છે કે મૂળ ગુણો તેમજ ઉત્તર ગુણો એટલે ચરણ-સિત્તરી અને કરણસિત્તરી રૂપ સાધુઓના આચારના પ્રતિ સેવી તેમજ ઇન્દ્રિયો અને મનને નિયમમાં નહીં રાખનારા, તેમ જ રસગારવ, રિદ્ધિગારવ અને શાતાગારવમાં-ગૃદ્ધ, બકુશ કુશીલ સાધુઓને પણ વંદનીક સમજવા" આ વચનને આગળ કરીને પાખંડી સાધુઓ પોતાના અનેકવિધ પ્રલોભનકારી પાખંડો વડે અજ્ઞાની

જીવોને પોતા પ્રતિ-દૃષ્ટિ-રાગી કરીને ઉન્માર્ગે પ્રવર્તાવતા હોય છે. શ્રી ભગવતી સૂત્રના-ઉપર જણાવેલ સૂત્રના શબ્દાર્થને જ જો વળગી રહેવામાં આવે તો કોઇપણ અન્યદર્શની કે અજ્ઞાની આત્મા પણ ઉપર જણાવેલ લક્ષણવાળા આત્માને સાધુ માનવા પણ હરગીજ તૈયાર હોઇ શકે નહીં તો પછી તેવાઓની નિશ્રાએ મોક્ષ-માર્ગની આરાધના કરવી કેવી રીતે કલ્પે? આનો સ્પષ્ટ જવાબ શ્રી ઉપાધ્યાયજીએ નીચેની બારમી ગાથાથી સૂત્ર-સિદ્ધાંતના સમ્યગ્ (અર્થથી) ભાવથી આપેલ છે.

(૧૨)

**તે મિથ્યા નિઃકારણ સેવા, ચરણઘાતીની ભાખી રે;**
**મુનિને તેહ છે સંભવ માત્રે, સત્તમ ઠાણું સાખી રે....**
**શ્રી સીમંધર૦ ॥૩૬॥**

**ભાવાર્થ** :- પ્રથમ તો એ જણાવવું જરૂરી છે કે પાસત્થા, કુશીલીયા, સ્વચ્છંદાચારી સાધુઓએ શાસ્ત્રોના મૂળપાઠો, જે પોતાના આચરણને, અન્-અનુરૂપ હતા, તે બધાનો હેતુપૂર્વક નાશ કરેલો હોઈ, અત્રે જે **સત્તમ ઠાણું સાખી રે** એમ જે જણાવ્યું છે, તે સૂત્રપાઠ કયાંય જડતો નથી, એમ પૂર્વના તમામ અર્થ-કારોએ જણાવેલ છે. તેમ છતાં જે-જે સૂત્રો પ્રગટ હયાત છે, તેમાંથી પણ પોતાને મનફાવતા જૂઠા અર્થો કરીને પોતાને જ શાસન રક્ષક જણાવતાં રહીને, સર્વમાન્ય સૂત્રાનુસારી" "સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ" તેનો ઉચ્છેદ કરીને, પુણ્યની કરણીમાં આત્મશુદ્ધિ તેમજ આત્મકલ્યાણ રહેલું છે એમ સમજાવી મતિ કલ્પિત ધર્માનુષ્ઠાનો કરતાં-કરાવતાં થકાં, પોતાના ભ્રષ્ટાચારીપણા વડે, સર્વત્ર ક્લેશ-કંકાસની હોળીઓ સળગાવતાં આજે તો પ્રત્યક્ષ જણાય છે. આમ છતાં શ્રી વીરવચનાનુસારે આજે પણ સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્ર સહિતનું શ્રી જીનશાસન જયવંતુ વર્તે છે. એમ પણ શાસ્ત્રાનુસારિતાના, બહુમાન થકી સ્પષ્ટ સમજાય છે. શ્રી વીર ભગવંતે સર્વવિરતિ ધર્મને પાચ પ્રકારના ચારિત્રવાળો કહ્યો છે. **(૧) સામાયિક (૨) છેદોપસ્થાપનીય (૩) પરિહાર વિશુદ્ધિ (૪) સૂક્ષ્મસંપરાય (૫) યથાખ્યાત.** આથી સમજવું કે બકુશ અને કુશીલપણું એ બંનેના જુદા જુદા ભેદોવાળું ચારિત્ર શાસ્ત્રોમાં કયાંય જણાવેલું નથી પરંતુ શાસ્ત્રોમાં જે બકુશ-કુશીલ સાધુઓ વડે શાસન જયવંતુ રહેવાનું જણાવેલું છે તેઓને પણ શાસ્ત્રાનુસારે સામાયિક તેમજ છેદોપસ્થાપનીય એ ભેદના-ચારિત્રવાળા જાણવાનાં છે કેમકે તેઓએ કરેમિ ભંતે

સૂત્રથી સર્વવિરતિ ભાવે સામાયિક ભાવમાં રહેવાની પ્રતિજ્ઞા કરેલી હોય છે. આમ છતાં તેઓને તે પ્રતિજ્ઞાનું પાલન કરવામાં કોઇક વખત સકારણ અથવા તો અનુપયોગતાએ, અલ્પાધિક જે કોઇ જીનાજ્ઞા વિરૂદ્ધ પ્રતિસેવા થઇ જાય છે તે થકી તેઓને બકુશ-યા કુશીલ સાધુઓ જણાવેલ છે. તે-પણ, જો તેઓ પડિસેવાનું, નિંદા-ગર્હાદિ ભાવે યથાયોગ્ય પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત કરે તો, અન્યથા જો પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત ન કરે અને પ્રતિસેવાને જીનાજ્ઞાનુસારી સમજે તો તેવા પાસત્થા, સ્વચ્છંદાચારી, અસંયમી સાધુઓને શાસ્ત્રોમાં સ્પષ્ટપણે અવંદનિક જણાવેલા છે.

(૧૩)

પડિસેવા વચને તે જાણો, અતિચાર બહુલાઈ રે;
ભાવ બહુલતાયેં તે ટાલે, પંચવસ્તુ મુનિ ધ્યાઈ રે...
શ્રી સીમંધર૦ ॥૩૭॥

ભાવાર્થ :-પૂર્વે જણાવ્યા મુજબ સર્વવિરતિધર સાધુને પ્રમાદાદિ દોષોનો સંભવ હોવાથી તે થકી એટલે કર્મોદયની વિચિત્રતાના યોગે ક્યારેક (કારણ વિશેષથી અથવા તો અનુપયોગે) જે-જે સ્વરૂપે જીનાજ્ઞા વિરૂદ્ધ વર્તન થતું હોય છે, તેને શાસ્ત્રોમાં સાતિચાર ચારિત્ર કહ્યું છે. કેમકે તે થકી ઉત્તમ મુનિઓ તો, પોતાને લાગેલા તે-તે સમસ્ત અતિચારોને સારી રીતે જાણીને, તેને વિધિ પૂર્વક પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્તાદિ વડે આલોઇને શુદ્ધ થાય છે. પરંતુ જેઓ અકર્તવ્યને કર્તવ્ય સમજીને-જીનાજ્ઞા વિરૂદ્ધ વર્તે છે તેઓને તે સંબંધી આલોચના ન હોવાથી તેવા પાસત્થા-અહછંદા-કુશીલીયા-સાધુઓને તો શાસ્ત્રોમાં સ્પષ્ટપણે અવંદનિક જણાવેલા છે.

(૧૪)

સહસા દોષ લાગે તે છૂટે, સંયતને તત્ કાલે રે;
પાચ્છતે આકુટ્ટિએ કીધું, પ્રથમ અંગથી ભાલે રે...
શ્રી સીમંધર૦ ॥૩૮॥

ભાવાર્થ :-જો કે મોક્ષાર્થી એવા શુદ્ધ સંયમના અર્થી આત્માને સંયમ ચર્યામાં અર્થાત્ પ્રભુ આજ્ઞાની મુખ્યતાએ જયણાએ પ્રવર્તન કરતાં થકાં-પણ, કર્મબંધનના હેતુઓ વડે-કર્મબંધ તો થતો જ હોય છે. આ માટે કહ્યું છે કે-"तीव्र मंदज्ञाताज्ञात भाव वीर्यादि करण विशेषेभ्यः तद् विशेषः" એટલે કે તીવ્ર કે

મંદ ભાવે જાણપણાએ કે અજાણપણા થકી, ઉપયોગ શુદ્ધિએ, કે કષાય ભાવે-અલ્પ કે અધિક માત્રાએ યોગ પ્રવર્તન કરવા વડે, દરેકે દરેક સંસારી જીવો પ્રત્યેક સમયે સમયે કર્મો તો બાંધે છે. તેમાં ઉપર જણાવેલા વિવિધ હેતુઓ વડે વિવિધ પ્રકારનો કર્મબંધ થાય છે. આમ છતાં "कृत्स्न कर्म क्षयान् मोक्षः" એ સૂત્રવચનાનુસારે મોક્ષાર્થી આત્માઓ તો નિરંતર કર્મક્ષય કરવાના ઉદ્યમી હોય છે. તેથી દરેકે-દરેક મોક્ષાર્થી આત્માઓએ પોતે-જેવો-જેવો કર્મબંધ પ્રાપ્ત કરેલો હોય છે, તેને ક્ષય કરવા માટે સમ્યગ્-ઉપયોગ શુદ્ધિએ શાસ્રાનુસારી યથા-યોગ્ય પુરૂષાર્થ પણ કરવો જ પડે છે એમ જાણીને તેઓ નિરંતર મોક્ષ-પુરુષાર્થ પ્રતિ જીનાજ્ઞાનુસારે પંચાચાર પ્રતિ ઉદ્યમશીલ હોય છે.

આ સંબંધે યોગ પ્રવૃત્તિએ થતાં કર્મબંધના સંબંધમાં શાસ્રમાં (આચારાંગ સૂત્રમાં) જણાવેલ છે કે અનાયાસે યા તો સહસાત્કારે જે કર્મ બાંધેલું હોય છે, તે ઉત્તમ સંયત આત્માને નિંદા-ગર્હાદિ ભાવે પ્રતિક્રમણ કરવા માત્રથી ક્ષય પામી જાય છે. આ કર્મબંધ સંબંધે શાસ્રમાં જણાવેલ છે કે "साम्परायिकेर्य्यापथयोः" પરંતુ જે કોઈ આત્માએ આકુટ્ટીએ, એટલે અભિમાને કરી પ્રમાદાદિ દોષે કરી જીનાજ્ઞા વિરૂદ્ધ વર્તન કરવા વડે જે કર્મ બાંધેલું હોય, તેને તો-યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત દ્વારા જ ક્ષય કરી શકાય છે. એમ પ્રથમ અંગ સૂત્ર શ્રી આચારંગ સૂત્રમાં જણાવેલ છે.

(૧૫)

પ્રાયચ્છિત્તાદિક ભાવ ન રાખે, દોષ કરી નિઃસૂકો રે;
નિદ્ધંધસ સેઢીથી હેઠો, તે મારગથી ચૂકો રે...
શ્રી સીમંધર૦ ॥૩૯॥

ભાવાર્થ :-જે કોઇ આત્મા ઉપર જણાવ્યા મુજબ જીનાજ્ઞા વિરૂદ્ધ પાપાશ્રવની કરણી કરીને પણ પોતાના તે કાર્યને, અપવાદ માર્ગમાં-કર્તવ્યરૂપે ખપાવે છે. અને વળી ઉલ્ટો તેથી પોતાને વિશેષતઃ આરાધક માનતો થકો, જીનાજ્ઞા ભંગનું યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત પણ કરતો નથી તે આત્મા નિશ્ચેથી સંયમ માર્ગ (સેઢી)થી નષ્ટ થાય છે અને અંતે સમ્યક્ત્વથી પણ ભ્રષ્ટ થાય.

(૧૬)

કોઇ કહે જે પાતિક કીધાં, પડિક્કમતાં છૂટીજે રે;
તે મિથ્યા ફળ પડિક્કમણાનું, અપુણ કરણથી લીજે રે...
શ્રી સીમંધર૦ ॥૪૦॥

ભાવાર્થ :-અત્રે કેટલાક પાખંડી પાપશ્રમણો પોત-પોતાના પાપાચારને પણ એમ કહીને સેવતા રહે છે કે, અમો બંને વખત શાસ્ત્રાજ્ઞાનુસારે પ્રતિક્રમણ તો કરીએ જ છીએ તેથી અમારા તો તમામ પાપો ધોવાઈ જ જાય છે. એમ શાસ્ત્રવચનોથી જ અમો માનીએ છીએ. કેમકે શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલ છે કે જે આત્મા-પોતે કરેલા પાપનું પ્રતિક્રમણ કરવા રૂપ પ્રાયશ્ચિત્ત કરે છે તેનું પાપ નષ્ટ થાય છે. આમ કહેનારા મૃષાવાદીઓ (જૂઠું બોલનારા) એ નથી જાણતાં કે શાસ્ત્રમાં તો **"પાપ નહીં કરવાની વૃત્તિને જ સાચું પ્રતિક્રમણ કહ્યું છે."**

(૧૭)

**મિચ્છામિ દુક્કડં દેઇ પાતિક, તે ભાવે જે સેવે રે;**
**આવશ્યક સાખે તે પરગટ, માયા મોસને સેવે રે...**
**શ્રી સીમંધર૦ ॥૪૧॥**

**ભાવાર્થ** :-જેઓ સૂત્રાનુસારી બે વખત પ્રતિક્રમણ તો કરે છે, પરંતુ પાપાશ્રવની કરણીમાં ઉપાદેય બુદ્ધિ સ્થાપેલી હોવાથી પોતે પ્રતિક્રમેલી પાપની કરણીઓ તો, ફરી ફરીને વધુ ને વધુ હર્ષ ઉત્સાહથી કરતાં રહે છે. આથી તેઓની સાધ્ય શૂન્ય પ્રતિક્રમણની કરણીને આવશ્યક સૂત્રમાં માયા-મૃષાવાદની કરણી કહી છે.

(૧૮)

**મૂળપદે પ્રતિક્રમણ ભાખ્યું, પાપ તણું અણકરવું રે;**
**શક્તિ ભાવ તણે અભ્યાસે, તે જસ અર્થે વરવું રે...**
**શ્રી સીમંધર૦ ॥૪૨॥**

**ભાવાર્થ** :-મૂળમાર્ગે તો શ્રી જીનેશ્વર ભગવંતોએ સમસ્ત આશ્રવની કરણી હેય જણાવેલી છે. તેમ છતાં જે-જે આત્માઓએ જે-જે સ્વરૂપે હેય ભાવથી અળગા રહેવાની પ્રતિજ્ઞા કરેલી હોય છે, તેઓને તો તે-તે સ્વરૂપની કરણી કરવાની હોતી નથી. તેમ છતાં અનુપયોગે-યા તો કોઇ કારણ વશાત્ પ્રતિજ્ઞા ભંગ થયો હોય તો તેને સૌ પ્રથમ યથાર્થ સ્વરૂપે-આલોઇને એટલે પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્તાદિથી શુદ્ધ થવું જરૂરી છે, અન્યથા પ્રતિજ્ઞાભંગ કરનારો આત્મા નિશ્ચેથી દુર્ગતિમાં જાય છે એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલ છે.

જે કોઇ મોક્ષાર્થી આત્મા ઉપર જણાવ્યા મુજબ શુદ્ધ ઉપયોગે જીનાજ્ઞાનું પાલન કરશે, તે આત્મા અવશ્ય મુક્તિનાં શાશ્વત સુખને પામશે એમ પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ જણાવ્યું છે.

**બીજી ઢાળ સમાપ્ત**

ઢાળ–૩ જી

(૧)

દેવ ! તુજ સિદ્ધાંત મીઠો, એક મને ધરિયે;
દુષ્ટ આલંબન નિહાળી, કહો કેમ તરીયે ?....દેવ૦....॥૪૩॥

ભાવાર્થ :– પૂર્વે જણાવ્યા મુજબ પાપાચારમાં રક્ત, પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત પાખંડી–માયાવી–કુગુરૂઓ, પોતાના દૃષ્ટિ–રાગી આત્માઓને કુદેવની પૂજા અને કુધર્મ એટલે હિંસાદિ પાપાચાર રૂપે પાંચે આશ્રવભાવની અધર્મની પ્રવૃત્તિમાં ધર્મ (હિત)ની સ્થાપના કરીને પોતાની માયાજાળમાં ફસાવીને અનેક પ્રકારના પાખંડોનું પ્રગટપણે પ્રસારણ કરતાં પ્રત્યક્ષ દેખાય છે. તો તેવા પ્રગટ કુદેવ, કુગુરૂ અને કુધર્મનું આલંબન કેવી રીતે આત્મ–શુદ્ધિનો હેતુ બને ? અર્થાત્ ન જ બને, તેમ મેં તમારા સ્વરૂપ અને સિદ્ધાંતને જાણીને નિશ્ચય કરેલો હોઈ, અન્ય આત્માર્થી આત્માના હિતાર્થે તેનું કિંચિત્ સ્વરૂપ આપના સિદ્ધાંતાનુસારે અત્રે હું (યશોવિજયજી ઉપાધ્યાય) રજૂ કરું છું.

પ્રથમ તો કુગુરૂ પોતે જ સ્વ–પર શુભાશુભ યોગ પ્રવૃત્તિમાં ઉન્મત્ત ભાવે રાગ–દ્વેષયુક્ત યુક્તિ–પ્રયુક્તિ સહ પ્રવૃત્તિ કરતાં પ્રગટ દેખાય છે. કેમકે પ્રથમ તો તેઓ જે–જે દેવતત્ત્વનું સ્વરૂપ બતાવે છે, તે દેવતત્ત્વને જગતનાં સર્વ ભાવોના કર્તા–હર્તા જણાવી તેમની સેવા–પૂજા–ભક્તિ, ભક્તજનોને આ સંસારમાં, મનમાન્યા સુખને આપનારી, અને દુઃખોને દૂર કરનારી છે. એમ અગડંબગડં સમજાવીને, તે જુદા જુદા દેવોની અનેક પ્રકારે અનેક દ્રવ્યોથી સેવા–પૂજા કરવી તે મુખ્ય ધર્મ છે, એમ ભોળા ભક્તજનોને જણાવીને અજ્ઞાની–વિષયાંધ ભક્તજનોની તથાવિધ દ્રવ્ય પૂજાની સહાયતા વડે, તેઓની સાથે પોતે પણ, મોજ મજાહ ઉડાવતા હોય છે. આવા વિષયાંધ કુગુરૂઓ પાસેથી આત્મશુદ્ધિકારક ધર્મની અપેક્ષા રાખવી તે તો પ્રગટ મૂર્ખાઈ છે. આથી અમો આત્માર્થી આત્માઓ માટે, સર્વજ્ઞ અને સર્વદર્શી વીતરાગી શ્રી તીર્થંકર પરમાત્માઓએ પ્રકાશેલ મોક્ષમાર્ગ (સિદ્ધાંત)નું અવિસંવાદી સ્વરૂપ સપ્તનય સાપેક્ષ–સૂત્ર–સિદ્ધાંતાનુસારે જણાવીએ છીએ.

[૧] અંશગ્રાહી તેમજ ઉપચાર ગ્રાહી નૈગમનય દૃષ્ટિએ :–

પ્રથમ તો માયા રહિત એટલે સ્વાર્થરહિત તેમ જ નિષ્કપટ ભાવે કરેલો પરોપકાર તેમજ વિષમ પરિસ્થિતિમાં સ્વસ્થતા ધારણ કરવારૂપ ઉપશમનાકરણ વડે

વિશેષતઃ જે-જે જીવો જે-જે ભાવે અકામ નિર્જરા કરે છે તે બંને ભાવો થકી, અનંતી પુણ્યાઇના યોગે, અનુક્રમે પ્રથમ તો જે-જે જીવો મનુષ્યભવ પામે છે, તેને ઉપચારે દ્રવ્ય ધર્મ જાણવો જરૂરી છે કેમકે મનુષ્યભવ તે વિશેષતઃ આત્મ-શુદ્ધિનો હેતુ છે. આ નય અનેકવિધ વિચારધારા વાળો હોઇ જે-જે ભાવે આત્મા, દ્રવ્યથી યા ભાવ સ્વરૂપથી અંશે પણ આત્મિક વિકાસ સાધતો હોય, તે તમામ સ્વરૂપને, ધર્મ સાધના લેખે છે.

[૨] શુદ્ધ-સત્તા ગ્રાહક સંગ્રહ નય દૃષ્ટિએ :-

યથાપ્રવૃત્તિકરણ કરી, અપૂર્વકરણ કરી, અનિવૃત્તિકરણ કરી, આત્માએ પ્રથમ તો જે સમ્યક્ત્વ પ્રાપ્ત કરવું, એટલે આત્માના શુદ્ધાશુદ્ધ સ્વરૂપની સાચી ઓળખાણ (આત્માર્થતા) પ્રાપ્ત કરવી તેને શુદ્ધ-સત્તાગ્રાહક-સંગ્રહનયનો ધર્મ જાણવો.

[૩] લોક પ્રસિદ્ધ અર્થને ગ્રહણ કરનાર, તેમજ નિશ્ચયતા-સાધક અર્થને ગ્રહણ કરનાર વ્યવહાર નય દૃષ્ટિએ :-

પાંચે ઇન્દ્રિયોનાં ત્રેવિશે વિષયોથી, તેમજ ક્રોધ, માન, માયા, લોભાદિક કષાય ભાવોથી, નિવર્તાવનાર, ત્રણ શલ્યરહિત, તેમજ સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ આત્મિક ગુણોમાં શુદ્ધિ વૃદ્ધિ કરનાર (મન-વચન-કાય યોગની શુભ પ્રવૃત્તિરૂપે) જે-જે અનુષ્ઠાનો કરવા તેને વ્યવહાર ધર્મ જાણવો.

[૪] વર્તમાનમાં અર્થક્રિયા કારિત્વ સ્વરૂપી ઋજુસૂત્ર નય દૃષ્ટિએ :-

સ્વપર આત્મતત્ત્વ પ્રતિ, યથાયોગ્ય મૈત્રી-પ્રમોદ-માધ્યસ્થ અને કારુણ્ય ભાવના સહ તેમજ અનિત્યાદિ બાર ભાવના વડે, ભાવુક-બનીને, તે થકી યથા તથ્ય ભાવશુદ્ધિ વડે જે ધ્યાનયોગ સાધવો, તેને ધર્મ જાણવો.

[૫] શાસ્ત્રાનુસારી-અવિરૂદ્ધ-ધર્મસાધક, શબ્દનય દૃષ્ટિએ :-

પોતાના આત્માના શુદ્ધ ક્ષાયોપશમિક સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રાદિ આત્મિક ગુણોમાં એકરૂપતા સાધવી (લાવવી) તે, અર્થાત્ અપ્રમત્ત ભાવે આત્મસાધના કરવી તે ધર્મ જાણવો.

[૬] શુદ્ધ-પર્યાય-પરિણામગ્રાહી સંભિરૂઢ નય દૃષ્ટિએ :-

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચારે આત્મગુણ-ઘાતિકર્મોનો સર્વથા ક્ષય કરવા માટે ક્ષપક શ્રેણી માંડવી તે ધર્મ જાણવો.

**[૭] શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાયની એકત્વતા ગ્રાહક એવંભૂત નય દૃષ્ટિએ :-**

કેવળી પરમાત્માઓ, અયોગી થઇને, જે સર્વ કર્મના સંબંધથી મુક્ત થઈ, સાદિ અનંતમે ભાંગે-સિદ્ધત્વ પ્રાપ્ત કરે છે, તે ધર્મ જાણવો.

આથી એ સમજવું અનિવાર્ય આવશ્યક છે કે દરેક દરેક નય સાપેક્ષ ધર્મને, પૂર્વોત્તર ભાવ સ્વરૂપે સાધ્ય-સાધન હાવે, યથાર્થ-અવિરૂદ્ધભાવે યોજવાનો છે. અન્યથા તેનું કેવળ જાણપણું મૃષા સમજવું. ગુણસ્થાનક-ક્રમારોહણ સ્વરૂપથી ઉપર જણાવ્યા મુજબ સપ્તનય સાપેક્ષ પોતાના આત્માને પરમ-પરમાત્મા સ્વરૂપી દેવપદની પ્રાપ્તિ કરાવી આપનાર સપ્તનય સાપેક્ષ ઉત્તરોત્તર-વિશુદ્ધ-ધર્મ-તત્ત્વની પ્રથમ સાચી ઓળખાણ સહ યથાતથ્ય સ્વરૂપે સાધના કરાય તેવા સુગુરૂના યોગને, શાસ્ત્રમાં, સૌ પ્રથમ-આવશ્યક એવા, યોગાવંચકતાની પ્રાપ્તિ કહેલ છે, કે જે થકી ક્રિયાવંચકતા-તે, ઉપયોગશુદ્ધિ વડે ફળાવંચકતા-તે, મોક્ષ-પદની પ્રાપ્તિ થાય છે. અન્યથા સમસ્ત શુભાશુભ પ્રવૃત્તિ-નિવૃત્તિ, તે માત્ર શુભાશુભ લેશ્યારૂપ હોઈ ઔદયિક ભાવનું સ્વરૂપ છે એમ જાણવું.

(૨)

દુષ્ટ આલંબન ધરે જે, ભગ્ન પરિણામી;
તેહ આવશ્યકે ભાખ્યા, ત્યજે મુનિ નામી...દેવ૦ ॥૪૪॥

ભાવાર્થ :- જે સાધુ-મુનિઓ આત્મશુદ્ધિની સાધનાના માર્ગથી, ભ્રષ્ટ થયેલા છે, અર્થાત્ દુઃખગર્ભિત તેમજ મોહગર્ભિત વૈરાગ્યવાળા છે તેઓ અજ્ઞાની ભોળા જીવોના ગુરૂ બનીને આત્મશુદ્ધિમાં બાધક એવા જીનાજ્ઞા વિરૂદ્ધ, જૂઠાં આલંબનો-એટલે નિમિત્તોમાં પોતાના ભક્ત લોકોને જોડીને, સંસારની માયાજાળમાં વધુ ને વધુ ફસાવતાં રહે છે. અને પોતે પણ માયામાં ફસાયેલા જ રહેતા હોઇ, આત્મશુદ્ધિરૂપ સમ્યગ્જ્ઞાન-દર્શન, ચારિત્રાદિ ગુણોથી ભ્રષ્ટ હોઈ કેવળ અંધોઅંધ પુલાયના ન્યાયે ધર્મ પ્રવર્તન કરતાં કરાવતાં હોય છે, તેવા કેવળ લિંગધારી સાધુઓનો, આત્માર્થી મુમુક્ષુઓએ અવશ્ય ત્યાગ કરવો જોઈએ એમ શ્રી આવશ્યક સૂત્રમાં કહેલું છે.

(૩)

નિયતવાસ વિહાર, ચૈઇય ભક્તિનો ધંધો;
મૂઢ અજ્જાલાભ થાપે, વિગય પડિબંધો...દેવ૦ ॥૪૫॥

ભાવાર્થ :– હવે આત્માર્થી–મુમુક્ષુઓને પ્રથમ તો દુષ્ટ એટલે આત્મ-શુદ્ધિના ઘાતક આલંબનોનું સ્વરૂપ બતાવતાં થકાં પ. પૂ. શ્રી ય. ઉ.જી શાસ્ત્રાનુ-સારે મુખ્યતયા સાધુઓ સંબંધી, (૪) ચાર પ્રકારની જીનાજ્ઞા વિરૂદ્ધ પ્રવૃત્તિઓનું સ્વરૂપ જણાવે છે.

[૧] નિયતવાસ વિહાર :–એટલે અગાઉથી સ્વેચ્છાનુકૂળ, નિશ્ચિત કરેલા સ્થાન પ્રતિ વિહાર કરવો, અને તે સ્થાનમાં પોતાનું નિયતપણું સ્થાપવું તે.

[૨] ચૈત્ય :–એટલે દેવમંદિર તેની ભક્તિ કરવી તેમજ અનેક પ્રકારે દેવ-મંદિરનાં ચમત્કારોને વર્ણવી, તેને લોકાભિમુખ બનાવી તેની આવક વધારી તે થકી પોતાનો મહિમા વધારી, લોકોમાં વધુ ને વધુ પૂજનીક થવાના પ્રયત્નો કરવા તે.

[૩] અજ્જાલાભ :–એટલે ઉત્તમ સાધ્વી યા શ્રાવિકા દ્વારા પોતાના (જીનાજ્ઞા વિરૂદ્ધ) કાર્યો કરાવવા તે.

[૪] વિગઇ–પડિબંધો :–એટલે શાસ્ત્રોમાં જેને આત્મામાં વિકાર ઉત્પન્ન કરનારા દ્રવ્યો કહ્યાં છે, તેવાં દ્રવ્યોમાં આસક્ત રહી, તેનો નિત્ય ભોગ–ઉપભોગ કરતાં રહેવું તે.

ઉપર જણાવેલા દોષોનો–પક્ષ કરતાં એવા સાધુ–મુનિઓનો, તેમજ તેઓની નિશ્રાએ કરાવાતા બાહ્ય–ધર્મ અનુષ્ઠાનોનો, ઉત્તમ આત્માર્થી મુમુક્ષુ આત્માઓએ પૂર્વે જણાવ્યા મુજબ આત્મ રક્ષણાર્થે ત્યાગ કરવો એમ શાસ્ત્રાજ્ઞા છે. જેનું સ્વરૂપ આગળ બતાવવામાં આવશે. આ સમજીને પૂર્વે જે સપ્તનય સાપેક્ષ ધર્માનુષ્ઠાનોનું વિવિધ સ્વરૂપ બતાવ્યું છે, તે પ્રતિ–સૌ પ્રથમ પોતાની તત્વબોધ રૂપ શક્તિ અનુસારે–પ્રથમ સાચી ઈચ્છાયોગ રૂપ પ્રવૃત્તિનું મૈત્રાદિ ભાવના સ્વરૂપે આયોજન કરવું કે જેથી યથાતથ્ય શાસ્ત્ર યોગે–આત્મશુદ્ધિનો અનુભવ પ્રાપ્ત થતાં, મોક્ષ–પુરુષાર્થ પ્રતિ આદર બહુમાન વધતાં સામર્થ્ય–યોગ વડે મોક્ષ-પદની પ્રાપ્તિ થશે.

(૪)

કહે ઉગ્ર વિહાર ભાગા, સંગમ આયરિયો;
નિયત વાસ ભજે બહુ શ્રુત, સુણિયો ગુણ દરિઓ. દેવ૦ ॥૪૬॥

ભાવાર્થ :–પોત પોતાના મતિકલ્પિત ત્યાગ માર્ગના ગર્વે ગરિષ્ટ, પાખંડી-પાસત્થા સાધુઓ તો જીનાજ્ઞાથી ભ્રષ્ટ થયેલા હોવાથી સર્વ–માન્ય શાસ્ત્રાનુસારી પરિસહ

સહન કરવાના પરિણામથી તેઓ નષ્ટ-ભ્રષ્ટ થયેલા હોઇ-પોતે છદ્મસ્થ હોવા છતાં જ્ઞાનના અહંકારે કરી, મોક્ષાર્થી સાધુઓ માટે સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી તીર્થંકરોએ ઉત્સર્ગ-અપવાદ સાપેક્ષ જે મોક્ષમાર્ગ પ્રવર્તાવેલ છે. તે મોક્ષ-માર્ગ પથપ્રદર્શક ચરણ-કરણાનુયોગમાંના દૃષ્ટાંતોમાંથી કેવળ એકદેશીય પોતાને મન ફાવતાં અર્થો ગ્રહણ કરીને પોતાને અનુકુળ એવા ભોળા-ભાવુક આત્માઓને સૂત્રાર્થથી અજ્ઞાની રાખીને, પોતાના ભ્રષ્ટાચારી-પાખંડી સાધુ જીવનને ભગવાનની આજ્ઞાનુસારી બતાવવા માટે તેઓ મોટા આડંબરો સહિત દેવ-ગુરૂની બાહ્ય દ્રવ્યપૂજા ભક્તિ આદિના અનુષ્ઠાનો કરવા-કરાવવા રૂપે આજ દિન સુધી અનેક પ્રકારના પ્રચાર-પ્રયત્નો કરતાં આવ્યાં છે અને આજે પણ કરી રહ્યા છે. આ સંબંધે શાસ્ત્રાર્થથી એ સમજવું જરૂરી છે કે જે-જે શાસ્ત્ર વચનો પોતપોતાના સ્થાને દ્રવ્ય-ક્ષેત્ર-કાળાદિ ભાવે નયરૂપે (સાપેક્ષભાવે) ઉપકારક છે, તે-તે વચનોનું અન્ય સ્થાને (બીન જરૂરી ઉત્તરીય યાને પ્રતિપક્ષી નયવચનને કેવળ તોડવા માટે) યુંજન કરવું તે સર્વે દુર્નય વચનો છે અર્થાત્ તે-મિથ્યાત્વ મોહનીય કર્મનાં ઉદય તેમજ બંધના હેતુભૂત છે એમ જાણવું.

આ સંબંધે વિશેષે જણાવવાનું કે જેઓ પૂર્વે જણાવેલ ચાર પ્રકારનાં સાધુ જીવનને નષ્ટ-ભ્રષ્ટ કરનારા નિંદિત આચારને, શાસ્ત્રાનુસારે જે રીતે કર્તવ્ય રૂપે જણાવી રહ્યા છે, તેઓનું પણ કિંચિત્ સ્વરૂપ જણાવવું જરૂરી હોઇ આ સાથે જ પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ જણાવ્યું છે કે-

**કેટલાક પાસત્થા** :-પાખંડી-સાધુઓ પોતાના જીનાજ્ઞા વિરૂદ્ધ નિયતવાસી પણાનાં સાધુ આચારનો બચાવ કરવા, પૂર્વે જે કારણ વિશેષને પામીને, ઉત્તમ સંગમ નામનાં આચાર્યે, જીનાજ્ઞાને હૃદયમાં જીવંત રાખવા સ્વરૂપે જે સ્થિરવાસ કરેલો છે, તે દૃષ્ટાંત આપીને, પોતાના જીનાજ્ઞા વિરૂદ્ધ નિયતવાસી પણાનો બચાવ કરે છે. પરંતુ તેમનુ કહેવું અને નિયતવાસી પણું બંને જીનાજ્ઞાનો ભંગ કરનારૂં હોઈ પરમાર્થે તો સ્વ-પરને અહિતકર જ થાય છે. તે માટે ઉત્તમ સાધુઓએ તો શાસ્ત્રાજ્ઞાએ માસકલ્પની તેમ જ પર્યુષણા કલ્પની શુદ્ધ આચરણા વડે, જીનાજ્ઞાનું યથાર્થ-પાલન કરવું જરૂરી છે.

(૫)

ન જાણે તે ખીણ જંઘા, બલ થિવિર તેહો;
ગોચરીના ભાગ કલ્પી, બહુ રહ્યો જેહો...॥ દેવ૦ ॥૪૭॥

ભાવાર્થ :-સ્થિરવાસમાં વૃદ્ધ થયેલા, પાસત્થા-કુશીલીયા સાધુઓ, પોતાના નિયતવાસી પણાના બચાવમાં જે સંગમ-આચાર્યાદિના દષ્ટાંતો આપી, પોતાના પ્રગટ દુરાચારી વર્તનને પણ, સદાચારી તરીકે અજ્ઞાની લોકોને સમજાવીને, પોતામાં શ્રદ્ધા રાખવાનું સમજાવી રહ્યા છે. તેઓને ઉપદેશ કરવા સંબંધી શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી જણાવે છે. કે સંગમાચાર્યને તો વૃદ્ધ ઉમરે પગનું (જંઘાનું) બળ ખીણ થઇ ગયેલું હતું, જેથી તેઓ વિહાર કરવાને બીલકુલ અસમર્થ હતા, તેથી જ્ઞાનબળે એક જ સ્થળે રહેવું ઉચિત જાણીને એક જ સ્થળે રહ્યાં હતાં, તેમ છતાં નવકલ્પી વિહારના ભગવંતના વચનને અનુસરવા રૂપે એક જ નગરના નવ ભાગ પાડીને, તેમજ ગોચરીની શુદ્ધતા જાળવતાં થકાં રહ્યાં છે તેમની ભગવંતની આજ્ઞાપાલન કરવાની ઉત્કટ ઇચ્છા, અને પ્રવૃત્તિ જોઈને, હર્ષિત થયેલી તે નગરની અધિષ્ઠાયિકા દેવી, તેમના પ્રત્યે પ્રસન્ન થઈ હતી. એમ શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલું છે.

(૬)

ચૈત્ય પૂજા મુક્તિ મારગ, સાધુને કરવી;
જેમ કીધી વયર મુનિવર, ચૈત્યવાસ ઠવી...॥ દેવ૦ ॥૪૮॥

ભાવાર્થ :-વળી પણ જેઓ સ્વચ્છંદાચારી પાસત્થાઓ છે તેઓ ચૈત્ય (દેરાસર-પ્રતિમાદિની) પૂજા પણ મોક્ષનું કારણ હોવાથી સાધુઓને પણ જો લાભ થતો જણાતો હોય તો, દ્રવ્યાદિ વડે દેવ-પૂજા કરવા થકી પણ કોઇ દોષ નથી એટલું જ નહિ પરંતુ શ્રાવક-શ્રાવિકા તેમજ સાધુ-સાધ્વીરૂપ સમસ્ત શ્રી શ્રમણસંઘને ઉપકાર થાય છે. આમ કહીને તેઓ ચૈત્ય (દેરાસર-પ્રતિમા આદિ)ની સમસ્ત પ્રકારે દ્રવ્ય-ભક્તિ પણ કરતાં-કરાવતાં રહે છે અને તે માટે શાસ્ત્રમાં જણાવેલ શ્રી વજસ્વામીજીનું (એક દેશીય ભાવનું) દષ્ટાંત પણ આપતાં હોય છે. તેઓનું આમ કહેવું અને દ્રવ્યાદિક વડે પૂજા-ભક્તિ કરવી-કરાવવી તે બંને જીનાજ્ઞા વિરૂદ્ધનું કર્તવ્ય છે. એમ પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીનું કહેવું છે.

(૭)

તીર્થ ઉન્નતિ અન્ય શાસન, મલિનતા ટાળે;
પૂર્વ અવિચિત પુષ્પ મહિમા, તેહ નવિ જાણે...॥ દેવ૦ ॥૪૯॥

ભાવાર્થ :-પ્રથમ તો દ્રવ્યાદિ થકી દ્રવ્ય પૂજાનો વ્યવહાર સાધુઓને પણ કરવો કલ્પે છે. અને તે સબંધે શ્રી વજસ્વામીજીનાં દષ્ટાંત મુજબ તેઓ પણ શાસ્ત્રવચનને જ અનુસરી રહ્યા છે. એમ કહીને જેઓ ભોળા-અજ્ઞાની જીવોને

પોતા તરફ આકર્ષવા વિવિધ પ્રકારે-દ્રવ્યાદિ વડે, તીર્થ-ચૈત્યોની પૂજાભક્તિ કરતાં કરાવતાં રહે છે તેઓને શ્રી વજ્રસ્વામીજીનું દૃષ્ટાંત લાગું પડતું જ નથી કેમકે શ્રી વજ્રસ્વામીજીએ જે સંજોગોમાં અને જે રીતે, જે હેતુ માટે કેવળ પુષ્પો લાવી આપવા રૂપ કરણી કરી છે તે સમસ્ત હકીકતને તો-તેઓ છૂપાવતા હોય છે. શ્રી વજ્રસ્વામીજીએ પર્યુષણા પર્વમાં કોઇક અવસરે અન્ય ધર્મીઓ વડે, શાસનની લઘુતા કરવાના ઇરાદાપૂર્વકનાં પ્રયત્નોનો ઉપહાસ કરવા, અને શાસનની વિશેષતા દર્શાવવા, વિધિપૂર્વક શ્રાવકોને, પૂજા કરવા માટે પુષ્પો લાવી આપ્યા છે.

આમ હોવા છતાં શાસ્ત્રોમાં કોઈ સ્થાને દૃષ્ટાંતોને અનુસરીને માર્ગ ચલાવવાનો કહ્યો નથી, પરંતુ માયા-રહિત, આત્મ હિતાર્થે-શાસ્ત્રાજ્ઞાએ, ગુણસ્થાનક યોગ્ય-હેયોપાદેયતાએ પ્રવર્તન કરવું હિતાવહ છે.

(૮)

**ચૈત્ય પૂજા કરત સંયત, દેવભોઈ કહ્યો;**
**શુભ મને પણ માર્ગનાશિ, મહાનિશીથે લહ્યો...॥ દેવ૦ ॥૫૦॥**

**ભાવાર્થ :-** શ્રી મહાનિશીથ સૂત્રને વિષે જે કોઇ સાધુ અથવા સાધ્વી સારા-શુભ આશયથી પણ ચૈત્યની (પ્રભુ પ્રતિમા તેમજ દેવમંદિરની) વિવિધ દ્રવ્યોથી વિવિધ પ્રકારે દ્રવ્ય પૂજા-ભક્તિ કરે છે, તેને દેવ દ્રવ્યનો ભોગ કરનારો કહ્યો છે, તેમજ તેને સદ્ધર્મનો ઉચ્છેદક, કુશીલ-સ્વેચ્છાચારી ઉન્માર્ગનો પ્રવર્તક છે એમ કહ્યું છે કેમકે સર્વવિરતિધર સાધુઓને માટે તો વ્રતાનુસારિ સંયમ ધર્મનું પાલન તેજ દેવપૂજા છે અને તેજ મુખ્યપણે સાધુઓએ કરવી જોઈએ એમ સ્પષ્ટ જણાવેલું છે. અન્યથા વ્રતભંગ કરવો તે કોઈપણ સાધુને કોઈ પણ રીતે ઉપકારક ન હોઇ શકે. કેમકે વ્રતભંગ તો દુર્ગતિનું કારણ છે. આથી ચૈત્યની દ્રવ્ય ભક્તિ કરનારા સાધુઓ શ્રી જૈન શાસનને પણ, ઉન્માર્ગે પ્રવર્તાવતા થકી તેઓ સ્વ-પર ઉભય આત્માઓને મિથ્યાત્વશલ્ય એટલે કે મિથ્યાત્વ મોહનીયનાં ઉદયમાં નાચતા-નચાવતા રહેતા હોવાથી તેઓ સંસાર પરિભ્રમણના હેતુવાળી બાહ્ય સ્વરૂપે જે-જે શુભ ક્રિયાઓ કરે છે, તે ઉત્તમ આત્માઓ માટે, અનુમોદનીય પણ નથી એમ પણ શાસ્ત્રમાં જણાવેલું છે. આ સાથે એ પણ સ્પષ્ટ જણાવ્યું છે કે જે ચૈત્યને પાસત્થા-કુશીલીયા-સ્વચ્છંદાચારી સાધુઓએ પોતાનું કરી ગ્રહણ કર્યું હોય તે ચૈત્ય પ્રતિ અન્ય ઉત્તમ આત્માર્થી આત્માએ ભાવથી

સેવન પૂજન કરવા-કરાવવાના ઉદ્યમથી વિરમવું જરૂરી છે. છેવટે આટલું ખાસ ધ્યાનમાં રાખવું કે જે કોઈ પ્રવૃત્તિ જીનાજ્ઞાનો ભંગ કરનારી હોય તેમજ વળી જે કોઇ પ્રવૃત્તિ શ્રી જીનેશ્વર ભગવતોની આશાતના કરનારી હોય, તેને દ્રવ્યથી પણ ભક્તિકારી પ્રવૃત્તિ કહેવાય નહિ કેમકે તે સંસાર વૃદ્ધિનું ફળ આપનારી હોય છે વળી તે ક્રિયા મુખ્યપણે વિધિ નિર્પેક્ષ હોવાથી તેમાં ભાવશુદ્ધિની કારણુતા પણ હોતી નથી આથી મોક્ષાર્થી આત્માઓ માટે તે અકર્તવ્ય છે એમ જાણવું જરૂરી છે.

(૯)

પુષ્ટ કારણ વિના મુનિ, નવિ દ્રવ્ય અધિકારી;
ચૈત્યપૂજાયે ન પામે, ફળ અનધિકારી...દેવ૦ ॥૫૧॥

ભાવાર્થ :- સર્વવિરતિધર સાધુ મહાત્માઓને દેવગુરુની વિવિધ દ્રવ્યોથી દ્રવ્ય ભક્તિ કરવી કલ્પે નહિ તે જીનાજ્ઞા છે કેમકે તે થકી અનેક-વિધ આરંભ-પરિગ્રહાદિ દોષોનો ઉદ્ભવ થાય છે અને મહાવ્રતોનું નિષ્કારણ ખંડન થાય છે આથી કોઈ અનિવાર્ય આવશ્યક કારણ ઉપસ્થિત થયે છતે કોઈ મુનિ કોઈક પ્રકારે દ્રવ્ય ભક્તિ કરે, તો તેને માર્ગ જાણવો નહિ, તેમજ તેને માર્ગ બનાવવો જોઇએ પણ નહિ. આ સાથે-ક્વચિત તે ક્રિયા પ્રતિ કે તેના કરનાર મુનિ મહાત્મા પ્રતિ શ્રી સંઘે અપ્રીતિ કે અનાદર બુદ્ધિ યા તિરસ્કાર બુદ્ધિ પણ ધારણ કરવી જોઈએ નહિ. શ્રી જૈન શાસનમાં સમસ્ત આચારોને, ઉત્સર્ગ-અપવાદથી જાણનાર ગીતાર્થ ભગવંતોએ સમસ્ત બાબત વિચારવાની હોય છે. આથી તેઓનું અપવાદનું આચરણ જીનાજ્ઞાનો ભંગ કરવા માટેનું હોતું નથી (કેમકે શ્રી જીનેશ્વર ભગવતની આજ્ઞા, ઉત્સર્ગ-અપવાદ સાપેક્ષ જ હોય છે) અત્રે આ સમજવું ખૂબ જ જરૂરી છે કે અતિચારનું તો પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવાનું હોય છે. આમ છતાં કેટલાક આચાર્યો અતિચાર અને અપવાદ માર્ગને એકાંતે અભિન્ન જાણીને તેને કથંચિત્ જીનાજ્ઞા-ભંગ સમાન જ ગણે છે. અને તેને પણ પ્રાયશ્ચિત્ત યોગ્ય જાણે છે પરંતુ તેવી જ રીતે કેટલાક આચાર્યો ઉત્સર્ગ-અપવાદ માર્ગને સાધારણરૂપે જીનાજ્ઞા જ લેખે છે. અને એ રીતે તેઓ અપવાદ માર્ગને, ઉત્સર્ગ નિર્પેક્ષ ભાવે કેવળ સ્વતંત્ર માર્ગ જાણતા-કહેતા હોઈ, નિષ્કારણ ઉત્સર્ગ માર્ગનો ઉચ્છેદ કરતાં હોય છે. આ સંબંધે શ્રી જીનાગમને વિષે ઉત્સર્ગ અપવાદ માર્ગ સંબંધી ઘણી ચર્ચા છે પરંતુ અત્રે પ્રસંગાનુરૂપ તેની કાઈ

વિશેષ ચર્ચા ન કરતાં પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ સ્પષ્ટ જણાવ્યું છે કે જે-જે ક્રિયા કરવાને જે-જે આત્માઓએ જેવું જેવું અબાધિત (જીનાજ્ઞાનુસારી) અધિકારીત્વ પ્રાપ્ત કરેલું હોય છે, તેને તે પ્રમાણે વર્તવાથી પોતાની તે ક્રિયા મંગળરૂપ થાય છે, જ્યારે અનધિકારીને મંગળકારી ક્રિયાઓ પણ બાધક (સંસાર પરિભ્રમણના હેતુભૂત) થાય છે એમ જાણવું. આથી જ તો શ્રાવકને ઉપકારક દ્રવ્યપૂજાની કરણી તે પંચમહાવ્રતધારી સાધુ મુનિઓને સામાન્ય= તયા સંયમનો ઘાત કરનારી થાય છે એમ જાણવું જરૂરી છે.

(૧૦)

માર્ગ અન્નિયપુત્ત અજજા, લાભથી લાગા;
કહે નિજલાભે અતૃપ્તા, ગોચરી-ભાગા...દેવ૦ ॥૫૨॥

**ભાવાર્થ** :- કેટલાએક શિથિલાચારી-પાસત્થા, પાખંડી, કુશીલીયાઓ, સાધ્વીજીઓ પાસે પોતાનુ કાર્ય કરાવતા રહે છે અને તેને સ્વ-પરને હિતકારી જ છે એમ કહીને પાછા ગૌરવ અનુભવે છે. આ સંબંધે કેટલાક સાધુઓ તો ગોચરી પણ સાધ્વીજીઓ પાસેથી (સીધી કે આડકતરી રીતે) મેળવતાં રહે છે અને પોતાના તે જીનાજ્ઞા વિરૂદ્ધ વર્તનનાં બચાવમાં અર્ણિકા પુત્ર આચાર્યનું એકદેશીય દૃષ્ટાંત બતાવીને, પોતાને જીનાજ્ઞાના આરાધક જ જણાવતાં હોય છે. તેવા શિથિલાચારીઓના તથા પ્રકારનાં મિથ્યા વચનોને, શાસ્ત્રમાં જણાવેલા અર્ણિકાપુત્ર આચાર્યના સમસ્ત સ્વરૂપ (દૃષ્ટાંત)ને તેના સાચા સ્વરૂપે જણાવીને પ. પૂ. શ્રી યશોવિજયજી મહારાજ જણાવે છે કે શિથિલાચારી પાખંડી સાધુઓ હંમેશા કેવળ એકદેશીય દૃષ્ટાંતો વડે પોતાના પાખંડોને પોષતા હોય છે તેથી તેમની વાતોમાં ઉત્તમ આત્માર્થી-આત્માએ ફસાવું નહિ.

(૧૧)

ન જાણે ગત શિષ્ય અવગમે, થિવિર બલ હીણો;
સુગુણ પરિચિત સંયતિ કૃત, પિંડ વિધિ લીણો...॥ દેવ૦ ॥૫૩॥

**ભાવાર્થ** :-પ્રથમ તો અર્ણિકપુત્ર આચાર્યે, ગોચરી માટે-રાજાના ઘરનો જ આહાર લેવાના વચનબદ્ધ પુષ્પચૂલાને લાભાલાભ જાણીને દીક્ષા આપી હતી દુષ્કાળ પ્રસંગે શિષ્યોને વિહાર કરાવેલ હતો, અને પોતાની વૃદ્ધાવસ્થાને લીધે તે જંઘાબળથી ક્ષીણ થયેલા હોવાથી, પુષ્પચૂલા સાધ્વી તેમને માટે અંતઃપુરમાંથી

શુદ્ધ ભીક્ષા લાવીને આપતી હતી, અને વિધિપૂર્વક ગોચરીને અનુસરતા હોઈ શુદ્ધ અધ્યવસાયથી, પ્રથમ પુષ્પચૂલા સાધ્વીજીને કેવળજ્ઞાન થયા પછી, તેમના કહેવાથી ગંગા નદી ઉતરતાં, તે અર્ણિકાપુત્ર આચાર્ય પણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયેલા છે. આવા મહાન આત્માઓનાં કથંચિત્ આજ્ઞા બહારનાં વર્તનનો દાખલો લઈ તેને માર્ગ સ્થાપવો તે જીનાજ્ઞાનો ભંગ કરવા બરાબર છે.

(૧૨)

**વિગય લેવી નિત્ય સૂજે, લષ્ટ પુષ્ટ ભણે;**
**અન્યથા કિમ દોષ એહનો, ઉદાયન ન ગણે...॥ દેવ૦ ॥ ૫૪ ॥**

**ભાવાર્થ :-** કેટલાક રસગારવ, રિદ્ધિગારવ અને શાતાગારવમાં ગૃદ્ધ બનેલા પાસત્થા સાધુઓ પોતાની રસવૃત્તિને પોષવા પોતાના ભક્તજનોને "**शरीर' आद्यं खलु धर्म साधनम्**" એ વચનાનુસારે એવું ભરમાવતા હોય છે કે શરીર સારૂં હોય તો ધર્મસાધના સારી રીતે થઇ શકે. પરંતુ તે સૂત્રવચનનો ભાવાર્થ તો એ છે કે "મનુષ્ય જીવનનું શરીર વિશેષતઃ ધર્મસાધના માટે જ છે" સત્ય આ હોવા છતાં માત્ર શરીરને પોષવા ખાતર જ તેઓ અનેક પ્રકારના વિગઈ દ્રવ્યો (વિકારી દ્રવ્યો એટલે કે આત્માને પ્રમાદ દોષે દૂષિત કરનારા દ્રવ્યો)નો યથેચ્છ ભોગ-ઉપભોગ કરતાં રહે છે અને અન્યને પણ તથા પ્રકારનો ઉપદેશ આપતાં રહે છે. શાસ્ત્રોમાં વિગઇ દ્રવ્યો કારણ વિશેષે આત્મારાધનમાં બાધકતા ન આપે તે રીતે લેવાની મર્યાદા છે તેને અનુસરીને જેઓ માત્ર ગોકુળમાંથી, પોતાના શરીર સંબંધી પીડાઓ દૂર કરવાને અર્થે, નિત્ય દહીં વાપરતાં હતાં તે શ્રી મહાવીર ભગવાનના હસ્તદીક્ષિત શ્રી ઉદયન-રાજર્ષિ (જેઓ છેલ્લા રાજર્ષિ થયા છે) તેમનું દષ્ટાંત (એકદેશીય સ્વરૂપે) અજ્ઞાની-મૂઢ-ભોળા ભક્તજનોની આગળ પ્રકાશીને-પણ નિત્ય-વિગઇ-વાપરવા વડે, કોઈ જીનાજ્ઞા ભંગનો દોષ લાગતો નથી, એમ જણાવીને, લુષ્ટ-પુષ્ટ રહેવા ઈચ્છે છે. પરંતુ આખરે તો તે પાસત્થાઓમાં વિગઈ વાપરવાના દોષો પ્રગટ થાય જ છે. અને તેથી સંયમ માર્ગથી નષ્ટ-ભ્રષ્ટ થઈ સ્વેચ્છાચારીપણે ભમતા ફરે છે.

(૧૩)

**ઉદાયન રાજર્ષિ તનું, નવિ-શીત લુક્ષ સહે;**
**તેહ વ્રજમાં વિગય સેવે, શું તે ન લહે....દેવ૦ ॥૫૫॥**

ભાવાર્થ :- ઉદાયન રાજર્ષિનું શરીર-લુખ્ખુ-ઠંડુ વાપરવાથી રોગમય બની જતું હતું તેથી ઉત્તમ વૈદ્યની સૂચનાથી તેઓ દહીં વાપરવા માટે ઉદ્દેશિક આહાર નહિ લેવાની ભગવાનની આજ્ઞાનો ભંગ ન થાય તેનું ધ્યાન રાખીને, ગોકુળમાંથી જ દહીંની ગવેષણા કરી દહી વાપરતા હતાં તેનું દષ્ટાંત લઇને, નિષ્કારણ નિત્ય વિવિધ પ્રકારની વિગઈયો વાપરવી સાધુને કલ્પે નહિ. એમ શ્રી પ. પૂ. યશોવિજયજી ઉપાધ્યાયજીનું સ્પષ્ટપણે કહેવું છે.

(૧૪)

લોક આલંબન ભરિઓ, જન અસંયતને;
તેહ જગતાં કાંઇ દેખે, ધરે તેહ મને....દેવ૦ ॥૫૬॥

ભાવાર્થ :- અનાદિ-અનંત એવા આ જગત્‌માં, જેઓ ભ્રષ્ટાચારી (સંયમ ભ્રષ્ટ) અસંયમીઓ છે, તેઓ પોતાના ભ્રષ્ટાચરણને અનુરૂપ દષ્ટાંતો-દાખલાઓ આપી, પોતામાં સાધુતા યા સંયમીપણું સ્થાપતા થકાં, ભોળા-બાળ અજ્ઞાની જીવોને પોતાની માયાજાળમાં ફસાવીને ઉન્માર્ગે પ્રવર્તાવતા હોય છે, પરંતુ શ્રી જીનેશ્વર ભગવંતોએ તો હિંસાદિ-પાપાચારની (૧૮ પ્રકારની) સમસ્ત પ્રવૃત્તિને હેય એટલે ત્યાગ કરવા યોગ્ય કહી છે. એટલું જ નહિ સમસ્ત આશ્રવતત્ત્વ (મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ) ને હેય એટલે ત્યાગ કરવા યોગ્ય કહેલ છે. કેમકે તે થકી આત્મા નવિન કર્મબંધ કરતો થકો આ સંસારમાં ચારેગતિમાં ભટકયા કરે છે આ સાથે જ સવર તત્ત્વ (૫૭ ભેદવાળુ) તેમજ નિર્જરાતત્ત્વ (૧૨ ભેદવાળુ) એ બને, આત્માને કર્મબંધનથી અળગો રાખનાર, તેમજ પૂર્વે બાંધેલા કર્મોનો વિશેષ સ્વરૂપે ક્ષય કરનાર છે, એમ સ્પષ્ટ જણાવેલું છે. જે ખરેખર મોક્ષ હેતુ હોઈ મોક્ષમાર્ગ રૂપ છે. આમ છતાં મૂઢ આત્માઓને કુગુરૂઓ વિવિધ પ્રકારના પુણ્યકર્મો કરવાથી, આત્માની મુક્તિ થાય છે એવું શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ સમજાવી રહ્યા છે. અને પોતે જાતે પણ, પુણ્યબંધ માટે અનેક પ્રકારનાં અનુષ્ઠાનો કરતાં હોય છે. તત્ત્વમૂઢ-દૃષ્ટિરાગી આત્માઓ પણ તે કુગુરૂની વાણીમાં શ્રદ્ધા કરીને, ચતુર્ગતિ ભ્રમણના હેતુભૂત પુણ્ય-પાપબધનનાં કાર્યો હર્ષોલ્લાસથી કરતાં રહે છે તેનું કારણ પણ અજ્ઞાન અને મિથ્યાત્વ મોહનો તીવ્ર ઉદય છે એમ પણ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે જેઓ આશ્રવ તત્ત્વના સ્વરૂપને ઉપાદેય સ્વરૂપે પ્રરૂપે છે અને સંવર નિર્જરાતત્ત્વને કાલાદિદોષોને આગળ કરીને હેય સ્વરૂપે સમજાવે છે તેઓને શાસ્ત્રોમાં કુગુરૂઓ કહ્યા છે. શાસ્ત્રમાં જે "આસવા તે

પરિસવા અને પરિસવા તે આસવા" એમ જે કહ્યું છે. તેનો પરમાર્થ તો એ છે કે અપેક્ષા વિશેષથી અર્થાત્ દ્રવ્ય તેમજ ભાવધર્મની મુખ્યતા ગૌણતાની અપેક્ષાએ આશ્રવનું સ્વરૂપ, સંવરરૂપ તેમજ સંવરનું સ્વરૂપ આશ્રવરૂપ હોઇ શકે છે. જે વિશિષ્ટ જ્ઞાનીને ગમ્ય હોય છે. પરંતુ તે નિશ્ચય વચનનો આશ્રય લઇને "आश्रव सर्वथा हेयः उपादेय श्च संवरः" એ સર્વજન સાધારણ નિશ્ચય-વ્યવહાર સાપેક્ષ વચનને ઉત્થાપવા માટે જે કોઈ આત્માવડે ઉપર જણાવેલ નિશ્ચયનય ગર્ભિત વચનનું વ્યવહારમાં આયોજન કરાય તો તેને પણ જીનાજ્ઞાનો લોપક, ઉત્સૂત્ર પ્રરૂપક જાણવો જોઇએ.

(૧૫)

**શિથિલ આલંબન ગ્રહે મુનિ, મંદ સંવેગી;**
**સંયતાલંબન સુજસ ગુણ, તીવ્ર સંવેગી...દેવ૦ ॥૫૭॥**

**ભાવાર્થ :-** જે કોઈ આત્માએ પ્રથમ મિથ્યાત્વ ભાવને દૂર કરીને સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલ છે. અને મોક્ષાર્થે સંયમ ધર્મનો સ્વીકાર કરેલો છે. અને તે સંયમ માર્ગમાં વિશુદ્ધ અનુભવના બળે, જેઓમાં તીવ્ર સંવેગ જાગેલો છે. એવા સંયત એટલે સાધુ મુનિરાજો તો, પૂર્વે થઇ ગયેલા ઉત્તમ-તીવ્ર સંવેગી આત્માઓના કે જેઓ પ્રાણાંતે પણ, જીનાજ્ઞાથી નષ્ટ-ભ્રષ્ટ થયા નથી, અર્થાત્ નિરતિચાર ચારિત્ર પાળી મોક્ષપદ પ્રાપ્ત કર્યું છે તેવા ઉત્તમ આત્માઓના દૃષ્ટાંતોને અનુલક્ષીને પોતે-પોતાના શુદ્ધ સંયમ જીવનથી પોતાના આત્માને, કર્મ જંજાળથી અળગો કરી, શુદ્ધ કરી વિશિષ્ટ ગુણોથી શોભાવતાં હોય છે. જ્યારે, શિથિલાચારી અર્થાત્ મોક્ષમાર્ગ (મોક્ષ તત્ત્વના સાધ્ય)થી ચ્યુત થયેલા દુરાચારી-કુશીલિયા સાધુઓ, તો હંમેશા નિરંતર કેવળ અપવાદમાર્ગને આગળ ધરી કેવળ સાતિચારી સંયમીપણાનો સ્વાંગ સજીને નિરંતર પાપાચારમાં રચ્યા-પચ્યા રહેતા હોય છે.

**ત્રીજી ઢાળ સમાપ્ત**

**मग्गो आगमनीइ, अहवा संविग्ग बहु जणाइया;**
**उभयाणुसारिणी जा, सा मग्गाणु सारिणी किरिया.**

ધર્મરત્ન ॥૮૦॥

**અર્થ :** આગમ (સૂત્ર-સિદ્ધાંત)ને અનુસરનારી, તેમજ અનેક સંવિજ્ઞ પાક્ષિકોએ આચરેલી, જે ક્રિયા (વ્યવહાર) તે બન્ને થકી જે અવિરૂદ્ધ યોગ ક્રિયા તેને માર્ગાનુસારી ક્રિયા વ્યવહાર જાણવો.

## ઢાળ-૪ થી

(૧)

સુણજો સીમંધર સ્વામી, વળી એક કહું શીરનામી;
મારગ કરતાને પ્રેરે, દુર્જન જે દુષણ હેરે...સુણજો૦ ॥૫૮॥

**ભાવાર્થ** :- આ ચોથી ઢાળમાં પણ પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી શ્રી સીમંધર સ્વામીને નમસ્કાર કરતાં થકાં જણાવે છે કે-આજે આ ભરતક્ષેત્રમાં કેટલાક જે શિથિલાચારી સાધુઓ છે, તેઓ બીજા જે શુદ્ધ-મોક્ષમાર્ગની પ્રરૂપણા કરી રહ્યા છે, તેમના અવર્ણવાદો-બોલીને ભોળા જીવો આગળ તેમના અછતા દોષોને આગળ કરીને તેમને બોલતા બંધ કરવાની યુક્તિ-પ્રયુક્તિઓ યોજી રહ્યા છે. તે સામે-શિથિલાચારીઓની જે-જે યુક્તિ-પ્રયુક્તિઓ છે તે-તે જણાવીને તેનો સૂત્ર-સિદ્ધાંતની સાક્ષીએ પ. પૂ. શ્રી ય. ઉ. જી જવાબ આપે છે.

(૨)

કહો નિજ સાખે વ્રત પાળો, પણ ધર્મ દેશના ટાળો;
જન મેલ્યાનું શું કામ, બહુ બોલ્યું નિંદા ઠામ...
સુણજો૦ ॥૫૯॥

**ભાવાર્થ** :- તે પાસત્થાઓ કહેતાં હોય છે કે દરેક દરેક આત્માએ પોતાના આત્માની સાક્ષીએ ધર્મ કરવો જોઈએ એમ શાસ્ત્રમાં કહ્યું છે, તે માટે ધર્મતત્ત્વ સંબંધી વિધિ-નિષેધની જાહેરમાં પ્રરૂપણા કરવાથી તો અન્ય ધર્માત્માઓની નિંદા કરવારૂપ દોષની પ્રાપ્તિ થશે. તે માટે જાહેરમાં ઘણા લોકોની આગળ ધર્મતત્ત્વની શુદ્ધ-અશુદ્ધ સ્વરૂપની ચર્ચા-વાર્તા કરવી તે ઉત્તમ આત્માનું કર્તવ્ય નથી આમ કહેતા રહીને પણ તેઓ પોતે તો મોટા આડંબર સહિત, ધામધૂમથી ઉન્માર્ગની પ્રરૂપણાઓ-અને પ્રકાશનો કરતાં જ રહે છે.

(૩)

એમ કહેતાં મારગ લોપે, ખોટું દૂષણ આરોપે;
જે નિર્ભય મારગ બોલે, તે કહ્યો દ્વીપને તોલે....
સુણજો૦ ॥૬૦॥

**ભાવાર્થ** :- ઉપર મુજબ ખોટું દૂષણ આપનારા તે પાસત્થા-સાધુઓને પ. પૂ. શ્રી ય. ઉ.જી જણાવે છે કે શાસ્ત્રમાં તો જે-નિર્ભય પણે (દેવ-ગુરૂ-અને

ધર્મ સંબંધી) તત્ત્વાતત્ત્વરૂપ શુદ્ધ-ધર્મદેશના આપે છે તેને તો સંસાર સમુદ્રમાં અજ્ઞાન તેમજ મોહે કરી ડુબતા આત્માઓ માટે દ્વીપ સમાન એટલે બેટસમાન (રક્ષણ કરનાર) કહ્યો છે.

(૪)

અજ્ઞાની ગારવ રસીયા, જે જન છે કુમતે ગ્રસીયા;
તેહને કુણ ટાલણહાર, વિણ ધર્મ દેશના સાર...
સુણજો૦ ॥૬૧॥

ભાવાર્થ :- મુખ્ય પણે તો અજ્ઞાન અને મિથ્યાત્વ મોહના ઉદય થકી જેઓ કેવળ પરંપરાનુસારે-લોક ભક્તિ-પ્રતિ, સ્વચ્છંદાચારે પ્રવર્તન કારી સાધુઓ છે, તેઓ તો પોતાની જેમજ તેમના અનુયાયી ભક્ત જનોને પણ, ઉન્માર્ગમાં પ્રવર્તાવવા વડે રસગારવ, રિદ્ધિગારવ, અને શાતાગારવમાં મગ્ન રાખતા હોય છે. અને તે થકી પોતાની આજીવિકા અને મહિમા વધારવાના નિરંતર મિથ્યા પ્રચાર-પ્રયત્નો પણ કરતાં હોય છે. આથી મુમુક્ષોઓને-મોક્ષમાર્ગની સાચી ધર્મ દેશના આપવી જરૂરી છે. જો-કે વાસ્તવિક રીતે તો સાચી ધર્મ દેશના, અજ્ઞાનીઓનાં તેમજ દષ્ટિરાગમાં ફસાયેલા જીવોના હિતમાં જ હોય છે.

(૫)

ગીતારથ જયણાવંત, ભવ ભીરૂ જેહ મહંત;
તસ વયણે લોકે તરીયે, જેમ પ્રવહણથી ભવ દરીયે....
સુણજો૦ ॥૬૨॥

ભાવાર્થ:- હવે કેવા પુરુષોની પાસેથી શુદ્ધ-દેશના સાંભળવી જોઇએ, તે માટે શુદ્ધ ધર્મોપદેશકનું શાસ્ત્રાનુસારી લક્ષણ બતાવતાં થકાં-પ. પૂ. શ્રી ય. ઉ.જી જણાવે છે કે-પ્રથમ તો જે ઉત્તમ ગીતાર્થ (સૂત્ર-અર્થનો જાણકાર) હોય તે સાથે વળી તે ષટ્કાયની રક્ષા કરવાના પરિણામ વાળો, જયણાવત હોય, તેમજ ભવ-ભીરૂ હોય એટલે કે જુઠ-અન્યાય-અનીતિ રહિત પણે વ્રતાદિ પાળવામાં ઉદ્યમ-વંત હોય, અર્થાત્ ત્રણ શલ્ય રહિત યથાશક્તિ ધર્મકરણી કરતો હોય, તેવા આત્માનો ઉપદેશ ગ્રહણ કરવા યોગ્ય જાણવો કેમકે તેમનો ઉપદેશ આ સંસાર સમુદ્ર, જે વિષય કષાયોથી કલુષિત, ક્લેશ-કંકાશની હોળીરૂપ છે, તેમાંથી તારવાને માટે વહાણ સમાન (નિર્વિઘ્ન પણે) સુખકારી હોય છે.

(૬)

બીજો તો બોલી બોલે, શ્યું કી જે નિર્ગુણ ટોળે;
ભાષા કુશીલનો લેખો, જન મહાનિશીથે દેખો....

સુણજો૦ ॥૬૩॥

**ભાવાર્થ** :- જ્ઞાન ક્રિયા સ્વરૂપમાં નિશ્ચય-વ્યવહાર તેમજ ઉત્સર્ગ-અપવાદ સાપેક્ષ ભાવે સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂભગવંત પાસેથી જેઓ શુદ્ધ-દેવ-ગુરૂ-ધર્મ તત્ત્વનું યથાર્થ સ્વરૂપ જાણવાનો ઉદ્યમ નથી કરતાં, પરંતુ ઇધર-ઉધરથી ગમે તેવા વાચાળ આત્માઓ પાસેથી, ગમે તેવા એકાંત પાક્ષિક સાવદ્ય કિંવા નિરવદ્ય કેવળ વિષય-કષાય પોષક વચનો સાંભળીને, તે ભણી અંધ શ્રદ્ધાએ આચરણ કરીને, પોતાની જાતને ધર્મી માનતા-મનાવતા રહીને, જેઓ કેવળ પોત-પોતાના ગચ્છ મતના સમુદાયોમાં અહંકારી પણે આગ્રહ ધરતાં રહે છે. અને કેવળ-પોતાના મતનો જ પ્રચાર કરતાં રહે છે, તેઓને મહાનિશીથ શાસ્ત્રમાં ભાષા-કુશીલ સાધુઓના અનુયાયીઓ કહ્યા છે. તેવા નિર્ગુણી ટોળાઓનો સંસર્ગ ન કરવો એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે. શાસ્ત્રોમાં જે પાંચ પ્રકારનાં સાધુઓને અવંદનીક કહ્યા છે તેમનું સ્વરૂપ નીચે મુજબ જાણવું જરીરૂ છે, તેમજ આ સાથે એટલું તો સ્પષ્ટ સમજાઇ જવું જોઇએ કે ગૃહસ્થોને તો શાસ્ત્રમાં ક્યાંય વંદનીક કે અવંદનીક કહ્યા નથી હોઇ શકે પણ નહિ.

(૧) **પાસત્થા** :-જેઓ સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોથી રહિત હોય તે.

(૨) **ઓસન્ના** :-સાધુ આચાર સંબંધી ક્રિયાઓમાં શિથિલ હોય તે.

(૩) **કુશીલીયા** :- શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાથી વિરૂદ્ધ મન-માની, ઉલ્ટી પ્રરૂપણા તેમજ લોકરંજનની પ્રવૃત્તિઓ કરતાં હોય તે.

(૪) **સંસક્ત** :-કોઈ એક અશુભ નિમિત્તનો કે દુરાચારીનો ગોગ મળતાં જ પોતે તેવાદુષ્ટ શિથિલ ભાવવાળા થઈ જાય છે તેવા શિથિલાચારીઓ.

(૫) **અહછંદા** :-એટલે સ્વેચ્છાચારી જેઓ. સ્વ. પ્રશંસા તેમજ સ્વ પ્રસિદ્ધિ અર્થે શાસ્ત્રવચનોના મન ફાવતાં અર્થો કરી લોકભક્તિના ધંધારૂપે-લોકોને, મનભાવતા વિષય-કષાયને પોષક ધર્માનુષ્ઠાનો કરતાં-કરાવતાં હોય છે-તે.

ઉપર જણાવેલ પાંચે પ્રકારના સાધુઓને-વંદન-નમસ્કાર કે તેમનું બહુ-માનાદિ કરવાં, તે સંસાર-વૃદ્ધિના હેતુઓ છે. એમ જાણીને આત્માર્થી આત્માઓએ તેમનાથી અળગા રહેવું જરૂરી છે, અન્યથા આત્માર્થથી ભ્રષ્ટ થવાપણું પ્રાપ્ત થશે.

(૭)

જન મેલનની નહિં ઈહા, મુનિ મારગ ભાષે નિરીહા;
જો બહુ જન સુણવા આવે, તો લાભ ધરમનો પાવે....
સુણજો૦ ॥૬૪॥

ભાવાર્થ :- જે મોક્ષાર્થી સાધુઓ હોય છે તેઓને તો, ઘણાં માણસોને યેન-કેન પ્રકારે ભેગા (એકઠાં) કરીને શ્રી જીનેશ્વર ભગવંત કથિત-સ્યાદ્‌વાદ સ્વરૂપી તત્ત્વની વાતો પણ અન્ય આત્માઓને ગમે તે રીતે અવિધિપૂર્વક સંભળાવવાની ઉત્કંઠા કે ઇચ્છા હોતી નથી, પરંતુ ઉત્તમ-સાધુ-આચારને નુસરીને, ધર્મ-દેશના આપતાં રહે છે, તે વખતે જો ઘણાં માણસો તેમને સાંભળવા આવે તો, ઘણાં જીવોને ધર્મ-રૂચી ઉત્પન્ન થશે એમ જાણે. પરંતુ પોતાની તે દેશનાના સબંધે પોતાનું મહત્ત્વ યા ગૌરવ વધારવાનો એટલે કે દેશનાના નિમિત્તે પોતાની પ્રશંસા યા પ્રસિદ્ધિ મેળવવાનો યાતો કોઈ પૈસા ભેગાં કરવાનો પ્રયત્ન કરે નહિ.

(૮)

તેહને જો મારગ ન ભાષે, તો અંતરાય ફળ ચાખે;
મુનિ શક્તિ છતી નવી ગોપે, વારે તેહને શ્રુત કોપે....
સુણજો૦ ॥૬૫॥

ભાવાર્થ :- જ્યારે જ્યારે (યથા-અવસરે) ધર્મી-આત્માર્થી-આત્માઓ થોડાક જણ (અલ્પ સખ્યામાં) કે વધુ જણ (અધિક-સંખ્યામાં) ઉત્તમ મુનિ ભગવંત પાસે, ધર્મ સાંભળવાની યાચના કરે, તેને જો તે મુનિ ખોટા બહાના કાઢી ધર્મ-દેશના ન આપે તો-તે થકી તે મુનિ અંતરાયકર્મ બાંધનારો થાય છે. એમ શાસ્ત્રમાં જણાવેલ છે. તે માટે ઉત્તમ મુનિઓએ દ્રવ્યાદિનો (ધનાદિનો) લાભ થતો હોય તો જ, દેશના આપવી અન્યથા ન આપવી એવું શાસ્ત્રોમાં ક્યાંય વિધાન નથી. એમ જાણી ઉત્તમ આત્માઓ તો નિરભિમાનપણે, નિઃશલ્યભાવે નિરંતર યથાયોગ્ય ભાવે ધર્મદેશના આપતાં હોય છે.

(૯)

નવિ નિંદા મારગ કહેતાં, સમ પરિણામે ગહગહતાં;
મુનિ અદ્દ ચરિત્ત મન રંગે, જોઇ લીજે બીજે અંગે....
સુણજો૦ ॥૬૬॥

ભાવાર્થ :- શુદ્ધ માર્ગ (તે સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્ર)નાં હેતુભૂત શુદ્ધ ધર્મ-દેશના, જે ઉત્તમ મુનિ ભગવંતો સમપરિણામે, એટલે સ્વ-પર સંબંધે રાગ-દ્વેષ રહિત પણે, વસ્તુ સ્વરૂપને યથાર્થ-હેય-ઉપાદેય સ્વરૂપે જીનાજ્ઞાનુસારે શાસ્ત્રાર્થથી-અબાધિત સ્વરૂપે, અન્ય-જાણ કે અજાણ આત્માઓને, સ્વ-પરના હિતમાં ઉપયોગ રાખીને આપે છે તેમાં તેઓને તત્ત્વાતત્ત્વનો જે વિવેક કરવો પડે છે, તે નિંદારૂપ હોતો નથી, પરંતુ આત્માર્થ સાધવા માટે બાધિત ભાવથી અળગા થવા રૂપ, તેમજ સાધક ભાવ પ્રતિ અનુસરણ કરાવનાર હોઇ, સ્વ-પરને હિતકારી થાય છે. આ વાતની યથાર્થતા આર્દ્ર કુમારના ચરિત્ર (સૂયગડાંગસૂત્રમાં)થી જાણી લેવી.

(૧૦)

કોઈ ભાખે નવી સમજાવો, શ્રાવકને ગૂઢા ભાવો;
તે જુઠ કહ્યા લદ્ધટ્ઠા, શ્રાવક સૂત્રે ગહિયટ્ઠા...
સુણજો૦ ॥૬૭॥

18967

ભાવાર્થ:-અત્રે કેટલાક પાસત્થા-કુશીલીયા સાધુઓ એમ કહે છે કે-શ્રાવકોને શાસ્ત્રોના ગૂઢ ભાવો સમજાવવા જોઇએ નહિ, કેમકે તેથી તો તેઓ આપણાં દુષણો જોતા થશે, અને આપણું માન-સન્માન નહિ કરે, આમ કહેનારને પ. પૂ. શ્રી ય. ઉ. જી કહે છે કે-આમ કહેનારાઓ પોતાના સ્વાર્થ ખાતર જુઠું બોલનારાઓ છે. કેમકે શાસ્ત્રોમાં શ્રાવકોને પણ ઉત્તમ પ્રકારની બુદ્ધિવાળા અર્થાત્ લદ્ધટ્ઠા ગહિયટ્ઠા વિગેરે ભાવથી યુક્ત શ્રી ભગવતી સૂત્રમાં વર્ણવેલા છે. જો કે સૂત્રોનો સાધંત એટલે અનુક્રમથી અખંડ અભ્યાસ તેઓને હોતો નથી પરંતુ-વિવિધ અર્થોને કહેતા સૂત્ર પાઠોના પણ તેઓ જાણકાર હોય છે. કેમકે સૂત્ર વગર કેવળ અર્થનું સ્થિર અવધારણ સંભવી શકે નહિ તેમજ વિશેપ પર્યાયાલોચન પણ સંભવી શકે નહિ.

(૧૧)

કોઇ કહે નવી શી જોડી, શ્રુતમાં નહિ કોઇ ખોડી;
તે મિથ્યા ઉદ્ધત ભાવા, શ્રુત જલધિ પ્રવેશે નાવા...સુણજો૦ ॥૬૮॥

ભાવાર્થ :- વળી કેટલાક સ્વચ્છંદાચારી-પાસત્થા સાધુઓ સૂત્રોના મનફાવતા અર્થો કરી અજાણ-ભોળા લોકોને ભરમાવી રહ્યા છે. અને તે માટે તેઓ એમ કહી

રહ્યા છે કે, નવ-નવા ગ્રંથો-પ્રકરણો-સ્તવનો કે સજ્ઝાયાદિની રચનાઓ કરવી જરૂરી નથી. કેમકે તેમાં તેઓ અમો જે કહી રહ્યા છીએ તે સૂત્રાર્થથી કાંઈ વિશેષ તો કહેવાના નથી. તે માટે અમો જે સૂત્રાર્થો કહીએ છીએ તેમાં શ્રદ્ધા કરીને, તેને જ સત્ય સમજીને સૌ એ અમારા કહેલા અર્થોનો જ-આદર-સ્વીકાર કરવો જોઇએ. એમાં જ આપણા સૌનું શ્રેય છે. એમ જણાવી તેઓ પોતે-પોતા પાસે જ સૂત્ર-શાસ્ત્રાર્થનો એક હથ્થુ ઈજારો રાખીને પોતાના સ્વચ્છંદાચારીપણાને શાસ્ત્રાજ્ઞાનુસારી જણાવતાં રહે છે, આવું કહેનારાઓ પણ પોતાના સ્વાર્થ ખાતર જુઠું બોલી રહ્યા છે. એમ પ. પૂ. શ્રી ય. ઉ. જી એ કહ્યું છે કેમકે દેશ-કાળ તેમજ ભાષા વિશેષે કરીને ભણનાર વ્યક્તિને અનુલક્ષીને મૂળ-સૂત્ર-સિદ્ધાંતને પૂરેપૂરા વફાદાર રહીને જે-જે નવ-નવા ગ્રંથોની રચના કરવામાં આવે છે, તે ભણવા થકી તો મૂળ સૂત્રો ઉપર વધુ બહુમાન ઉત્પન્ન થાય છે. અને સૂત્રો ભણવાની ઉત્કંઠા સહ સુગમતા પણ પ્રાપ્ત થતી હોઈ પ્રત્યેક આત્માને પોતાને સ્વયં-સહજ શુદ્ધ જીનાજ્ઞાની આરાધકતા પ્રાપ્ત કરવાની પણ સુગમતા પ્રાપ્ત થાય છે. અન્યથા કેવળ નિશ્રાર્થી-પરાવલંબી આત્મા, આત્મ શુદ્ધિમાં આગળ વધી શકતો નથી.

(૧૨)

**પૂરવ સૂરિયે કીધી, તેણે જો નવિ કરવી સિદ્ધિ;**
**તો સર્વે કીધો ધર્મ, નવી કરવો જોયો મર્મ...સુણજો૦ ॥૬૯॥**

**ભાવાર્થ :**-કેટલાક મિથ્યા દષ્ટિ પાસત્થાઓ તો કેવળ દેવ-ગુરૂના નિમિત્તને જ કર્તા-કારક સમજાવતાં હોય છે, અને દેવ-ગુરૂની કેવળ પૂજા-ભક્તિ કરવાથી જ આત્માનું કલ્યાણ થતું હોય છે, એવું વિવિધ-દૃષ્ટાંતો વડે અણુઝ આત્માઓને સમજાવતાં રહીને, પોતાનો મતલબ સાધતા રહે છે, એવા પાખંડીઓ તો જૈનોને પણ જ્ઞાન ભણવાનો તેમજ ભણાવવાનો પણ આડકતરી રીતે તો નિષેધ જ કરતાં રહે છે. અને પોતાના મિથ્યા જ્ઞાનને તેમજ પુસ્તક-પાનાને મૂઢલોકો પાસે પૂજાવતાં રહી કેવળ ભોળા-અજ્ઞાની જીવોને અંધ-શ્રદ્ધામાં નાંખીને, પોતાના પાખંડને પોષતા રહે છે. તેવા અહંકારી-પાખંડીઓને, અન્ય જ્ઞાની આત્માઓ પ્રત્યે અંતરંગ દ્વેષ વર્તતો હોવાથી તેઓ કેવળ પોતાની મતિ કલ્પનાએ, પોતાની મહત્તા વધારવાના એક માત્ર ઉદ્દેશથી અન્ય અજ્ઞાની લોકોની પાસે સૂત્ર વાચનાનો ડોળ કરીને, ધન પડાવતાં રહે છે અને તે ભોળા-અજ્ઞાની લોકોને કોઈપણ પ્રકારનો તત્ત્વ-બોધ નહિ કરાવતાં, કેવળ

એક માત્ર પોતાની માયા જાળમાં ફસાવતાં હોય છે. આથી જ તો પ. પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી જણાવે છે કે-જેમ પૂર્વે અનેક ગણધરાદિ તેમ જ ગીતાર્થ ગુરૂભગવંતોએ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવાદિને અનુસરીને-શ્રી જીનાજ્ઞાને અનેક પ્રકારના ભેદ-પ્રભેદથી પોત-પોતાના ક્ષયોપશમ પ્રમાણે જણાવી છે, તેને અનુસરીને પ્રત્યેક સમ્યક્ત્વધારી આત્માએ પણ પોત-પોતાની શક્તિ અનુસારે શાસ્ત્ર વચનોનું ઉપજીવન અવશ્ય કરવું જોઈએ, કેમકે એમ કરવું તે સ્વ-પર પ્રકાશક શ્રુત જ્ઞાનનો, યથાર્થ વિનય છે. એમ શાસ્ત્રકારોએ જણાવ્યું છે. અને અનુભવ પ્રત્યક્ષથી પણ તે અવિરૂદ્ધ સમજાય છે. તે માટે નવી શાસ્ત્રાનુસારી ગ્રંથ રચના ન કરવી જોઈએ, એવું કહેનારને કહેવું જોઈએ કે પૂર્વે જે-જે મહા-પુરુષોએ જે-જે પ્રકારનું વિશિષ્ટ ધર્માચરણ કરેલું છે તેમની કેવળ મૂર્તિઓનું વંદન-પૂજન કરવા માત્રથી જ શું આપણું કલ્યાણ થઈ જશે? ખરેખર તો એવા મિથ્યા ભાવમાં રાચીને આપણે તો, કોઈ વિશેષ ધર્માચરણ કરવાની જરૂરત નથી. એમ કહેવું તે જેમ આત્માર્થ સાધક આત્માને સ્વાનુભવ-પ્રત્યક્ષ-વિરોધી વચન સમજાય છે, તેમ ધર્મ-શાસ્ત્ર સંબંધી પાંચ પ્રકારના સ્વાધ્યાયનો ધ્વંસ કરવાવાળું-તે મિથ્યાવાદીઓનું ઉપર મુજબ કહેવું અને કરવું તે શ્રી જિનાજ્ઞાનો ભંગ કરનારૂં છે એમ જાણવું.

(૧૩)

**પૂરવ બુધને બહુમાને, નિજ શક્તિ મારગ જ્ઞાને;**
**ગુરૂકુલવાસીને જોડી, યુગતિ એહમાં નહી ખોડી સુણજો૦ ॥૭૦॥**

**ભાવાર્થ** :-કેવળ પૂર્વ-પરંપરાને જ, જો માત્ર અનુસરવાનું હોય તો, શાસ્ત્રમાં-અંધોઅંધ પલાયના ન્યાયે વર્તવું, તે તો આત્માઘાતક છે એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ કહ્યું છે, કેમકે પૂર્વે પણ અનેક પાખંડી-સ્વેચ્છાચારી-પાસત્થાઓ થયેલા છે, તેમને અને તેમના વચનોની કેવળ-પ્રશંસા કરવાથી કોઇ આત્મકલ્યાણ થતું નથી, પરંતુ કેવળ અંધશ્રદ્ધા રાખવાથી તો કર્તવ્યમૂઢતા પ્રાપ્ત થતી હોય છે. જેમણે ઉત્તમ સંવેગી-ગીતાર્થ-ગુરૂભગવંતોના ગુરૂકુલ વાસમાં રહીને, પોતે શાસ્ત્રોમાં જણાવ્યા મુજબ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તપાદિ ગુણોને પ્રાપ્ત કરેલા છે. તેઓ વડે, પૂર્વે થઈ ગયેલા મહાપુરુષો પ્રતિ આદર-બહુમાન-સહિત, શાસ્ત્રવચનને બાધા ન ઉપજે એ રીતે જે-જે નવીન ગ્રંથ રચનાઓ થઈ છે, તે આજે પણ અનેક આત્માર્થીઓને આત્માર્થ સાધવામાં ખૂબ જ ઉપકારક થઇ રહી છે એમ સ્પષ્ટ દેખાય છે.

(૧૪)

એમ શ્રતનો નહીં ઉચ્છેદ, એ તો એક દેશનો ભેદ;
એ અર્થ સુણી ઉલ્લાસે, ભવિ વરતે શ્રુત અભ્યાસે....સુણજો૦ ॥૭૧॥

ભાવાર્થ :- કાળાનુસારે આવશ્યક લોક ભોગ્ય શુદ્ધ ભાષામાં, શાસ્ત્રથી અવિરૂદ્ધ જીનાજ્ઞાના અર્થને પ્રકાશવા માટે જે-જે ગ્રંથ રચનાઓ પૂર્વાચાર્યોએ કરી છે, તેમજ ' ાજે પણ કરાય છે. તેને સૂત્ર-સિદ્ધાંતથી અવિરૂદ્ધતા હોઈ માત્ર (રચના વિશેષથી) એક દેશથી ભિન્નતા સમજવી, કેમકે તે થકી તો સૂત્ર-સિદ્ધાંતનું ઉપજીવન થતું હોઇ, ભવ્ય આત્માર્થી આત્માઓ હર્ષોલ્લાસ સહિત તે-તે ગ્રથોનું પઠન-પાઠન કરતાં હોય છે. અને તે અનુસારે સૂત્રો ઉપર બહુમાન ધરાવવા સાથે શ્રી જીન-વચનને પ્રાપ્ત કર્યાના હર્ષ આનંદ સહ શુદ્ધ અનુભવ કરવા વડે શુદ્ધ-શ્રદ્ધાવાન બનતા હોય છે.

(૧૫)

ઇહાં દૂષણ એક કહાય, જે ખલને પીડા થાય;
તો પણ એ નવી છોડીજે, જો સજ્જનને સુખ દીજે...સુણજો૦ ॥૭૨॥

ભાવાર્થ:-પ્રત્યેક કાળે જે-જે જીન વચનને બાધાકારી, મિથ્યા પ્રવાહોનું જે-જે સ્વરૂપે જોર, પ્રવર્તતું હોય છે, તે તે મિથ્યા પ્રવાહોનો શાસ્ત્ર-વચનોનો આધાર લઇને ગીતાર્થ-ગુરૂભગવંતોએ યથાતથ્ય પ્રતિકાર કરી, ઉત્તમ આત્માર્થી-આત્માઓને અખંડ મોક્ષ-માર્ગની આરાધનામાં સ્થિર કરવા-તે, તે-તે કાળના ગીતાર્થોનું મુખ્ય કર્તવ્ય હોય છે.

જોકે તેમ કરવાથી મિથ્યા પ્રવાહમાં-રાચતાં-માચતાં, પાસત્થા-કુશીલીયાઓને, પોતાના સ્વચ્છંદાચારી પણામાં જરૂર કાંઇક બાધા-પીડા ઉપજશે, એમ કહેવાય. પરંતુ ખરેખર તો તેઓને પણ શુદ્ધ શાસ્ત્રાર્થનું જાણકારી પણું ઉપકાર કરવાવાળું જ હોય છે, કેમકે તેઓમાં પણ કેટલાક જે ભોળા-ભદ્રિક પરિણામી હોય છે તેઓને, સત્યાર્થની પ્રાપ્તિ થતાં, પોતાના મિથ્યા-આગ્રહવાળા પ્રવર્તનથી અળગા થવાનું યોગ્ય લાગે છે. તે માટે ઉત્તમ ગીતાર્થ-ગુરૂભગવંતોએ નિર્ભયપણે આશંસારહિત અનુભવથી અવિરૂદ્ધ એવા શ્રી જીનેશ્વર ભગવંતોએ ભાખેલા મોક્ષમાર્ગને સર્વત્ર સદાકાળ-અવિસ વાદિતાએ ઉજમાળતા રહેવું જરૂરી છે.

(૧૬)

તે-પુણ્યે હોશે-તોષ, તેહને પણ ઇમ નહિ દોષ;
ઉજમતાં હીયડે હીસી. જોઇ લીજે પહેલી વીસી .સુણજો૦ ॥૭૩॥

ભાવાર્થ :-સંવિજ્ઞ-ગીતાર્થો દ્વારા મિથ્યા-પ્રવાદને તોડવા રૂપ વિવિધ ગ્રંથ રચનાઓ કરવા સાથે પોતા થકી પાંચ મહાવ્રત સહિત-પંચાચારને પાળવારૂપ-મોક્ષ માર્ગમાં પ્રવર્તન કરતાં થકાં, એટલે યથાતથ્ય ઉચિત પ્રવૃત્તિ કરવા વડે, જે-જે વિવિધ કાર્યો થતાં હોય છે, તેના પુણ્ય પ્રકર્ષે કરી સમસ્ત જન સમુદાયને હર્ષ-સંતોષ સહ જૈન માર્ગની પ્રાપ્તિ થતાં, અન્ય ભવ્ય આત્માઓમાં પણ મોક્ષ-માર્ગને અનુસરવાની ઈચ્છા-રૂચી પ્રગટે છે.

(૧૭)

કહે-કોઇક, જુદી રીતે, મુનિ ભિક્ષા ભાંજે બીતે;
તે જુઠું શુભમતિ ઇહે, મુનિ અંતરાયથી બીહે....સુણજો૦ ॥૭૪॥

ભાવાર્થ :-શુદ્ધ મોક્ષમાર્ગને અનુસરવારૂપ, શુદ્ધ-સાધુ ધર્મનું સ્વરૂપ બતાવવાથી પાસત્થા-કુશીલીયાઓનું સ્વરૂપ ખુલ્લું પડી જતું હોઈ, તેઓ એમ કહેવા મંડી પડે છે કે, શુદ્ધ પ્રરૂપક તો સાધુ-મુનિ ભગવંતોની ગોચરીમાં અંતરાય કરવાનું કામ કરતાં હોય છે. આમ કહેવું તે તેઓનું જુઠું બોલવા પણું છે. કેમકે ઉત્તમ મુનિ ભગવતો તો શું, પરંતુ ઉત્તમ ગૃહસ્થો પણ, કોઇને પણ ભાત-પાણીનો અંતરાય પડે એવું ક્યારેય બોલતા નથી, એટલું જ નહિ પરંતુ સર્વેને સાધારણ ભાવે યથાતથ્ય સ્વરૂપે દાન-આપવા-અપાવવા ઈચ્છા-રૂચીવાળા જ હોય છે.

(૧૮)

જે જન છે અતિ પરિણામી, વલી જેહ નહી પરિણામી;
તેહને નિત્ય સમજાવે, ગુરૂ કલ્પ વચન મન ભાવે....
સુણજો૦ ॥૭૫॥

ભાવાર્થ :- જે આત્માઓ ઉત્સર્ગ માર્ગને જ કેવળ ઈચ્છે છે, તેઓને અપરિણામી જીવો જાણવાના છે, તેમજ વળી જે આત્માઓ ઉત્સર્ગ નિર્પેક્ષ પણે એટલે સ્વતંત્ર ભાવે જ કેવળ અપવાદ માર્ગે જ પ્રવર્તન કરતાં હોય છે, તેઓને પણ અતિ પરિણામી જીવો જાણવાના છે. તેમજ વળી જેઓ આત્માના પરમ શુદ્ધ સ્વરૂપને જ કેવળ આત્મ શુદ્ધતા કહે છે. અને શુદ્ધ ક્ષયોપશમિક ભાવનો અપલાપ કરે છે, તેવા કેવળ એકાંત નિશ્ચય દૃષ્ટિવાળા જીવોને પણ અતિ પરિણામી જીવો જાણવાના છે. અને જેઓ શુદ્ધ ક્ષાયિક ભાવનો અપલાપ કરીને, કેવળ આત્માના ઔદયિક તેમજ ક્ષયોપશમિક ભાવને જ આત્મ-ધર્મ કહેનારા છે. અને કેવળ બાહ્ય વ્યવહાર દૃષ્ટિએ-યથેચ્છભાવે ધર્મ-પ્રવર્તન કરી રહ્યા છે. તેઓને

પણ વળી અપરિણામી જીવો જાણવાના છે. ઉપર જણાવ્યા મુજબ એકાંતે ઉત્સર્ગ માર્ગ તેમજ એકાંતે અપવાદ માર્ગ ગ્રહણ કરનાર અપરિણામી તેમજ અતિપરિણામી બને પ્રકારના ક્રિયાવાદીઓને, તેમજ વળી જેઓ એકાંતે નિશ્ચય શુદ્ધ સ્વરૂપને, તેમજ એકાંતે બાહ્ય વ્યવહાર સ્વરૂપને જ આગ્રહ પૂર્વક શુદ્ધ સ્વરૂપે ગ્રહણ કરનારાઓ છે,-તે બંને પ્રકારના અતિપરિણામી તેમજ અપરિણામી રૂપ એકાંત જ્ઞાનવાદીઓને, આ રીતે બંને પક્ષવાળાઓ એટલે કે એકાંત જ્ઞાનવાદી તેમજ એકાંત ક્રિયાવાદીઓને જ્યારે ઉત્તમ સંવિજ્ઞ પાક્ષિક સુગુરૂઓ, શ્રી જીનેશ્વર ભગવંતોએ જણાવેલ સ્યાદ્વાદથી એકાંત પક્ષપાતનો આગ્રહ છોડાવી, મધ્યસ્થ ભાવમાં લાવીને, ગુણસ્થાનક યોગ્ય સમ્યગ્ મોક્ષ-માર્ગની આરાધનાનો માર્ગ સમજાવે છે. ત્યારે તેઓ સમ-પરિણામી બની યથાતથ્ય સ્વરૂપે મોક્ષ-માર્ગની આરાધના કરી, આત્મશુદ્ધિ કરી, મોક્ષપદને પ્રાપ્ત કરવાવાળા બને છે, આ રીતે શુદ્ધ ધર્મ-દેશનાનું નિરંતર ઉપકારી પણું, ઉત્તમ મોક્ષાર્થી આત્માઓને અનુભવે આત્માર્થથી અવિરૂદ્ધ સમજાયેલુ હોય છે. તેથી તેઓમાં કોઈ કદાગ્રહ હોતો નથી.

(૧૯)

ખલ વયણ ગણે કુણ સૂરા, જે કાઢે પયમાં પૂરા;
તુજ સેવામાં જો રહીએ, તો પ્રભુ જશ લીલા લહીએ...
સુણજો૦ ॥૭૬॥

**ભાવાર્થ** :- આ રીતે ચોથી ઢાળમાં અનેક પ્રપંચી-મિથ્યાવાદીઓના મિથ્યા-તર્કોના (જે દૂધમાંથી પોરા શોધવા રૂપ હતાં તેના) સૂત્ર સિદ્ધાંતની સાક્ષીએ યથાર્થ-ઉત્તરો આપી. પ. પૂ શ્રી ય. ઉ. જી.એ જે નિડર પણે શુદ્ધ માર્ગ જણાવ્યો છે. તેને શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રકાશેલ નિશ્ચય-વ્યવહારથી તેમજ ઉત્સર્ગ-અપવાદરૂપ સ્યાદ્-વાદ શૈલીએ અવિરૂદ્ધ જાણી, તે થકી જે આત્માઓ, પ્રથમ પોતાનામાં સાચી આત્માર્થતા પ્રગટાવી, આત્માર્થ સાધવા યથાતથ્ય પ્રયત્ન કરશે તેઓ જરૂરથી સમસ્ત જશની લીલા રૂપ મોક્ષ-પદને પ્રાપ્ત કરવાવાળા થશે.

**ચોથી ઢાળ સમાપ્ત**

## ઢાળ ૫ મી

(૧)

વિષમ કાલને જોરે કેઇ, ઉઠયા જડ-મલધારી રે;
ગુરૂગચ્છ છોડી મારગ લોપી, કહે અમે ઉગ્ર વિહારી રે...
॥૭૭॥

(૨)

શ્રી જિન તું આલંબન જગને, તુજ વિણ કવણ આધારો રે;
ભક્ત લોકને કુમતિ જલધિથી, બાહ્ય ગ્રહીને તારો રે...
શ્રી જિન તું આલંબન જગને૦ ॥૭૮॥

ભાવાર્થ :- આજે ભરત ક્ષેત્રમાં હૂંડા અવસર્પિણીનો પાંચમો દુઃષમા નામે આરો પ્રવર્તે છે તેથી આ કાળ ઘણો વિષમ છે. એટલે અનેક વિધ આશ્ચર્યકારક બનાવો બનવા થકી આત્માર્થી-આત્માઓમાં ભ્રાંતિ ઉપજાવનાર તેમજ અનેકવિધ આકસ્મિક દુઃખોની પરંપરાથી ઘેરાયેલો છે. તેમાં વળી કેટલાક કુગુરૂઓ, પોતાની મનોકામનાઓને પોષવા, સ્વચ્છંદાચારી બનીને, એટલે ગુરૂની આજ્ઞા-તોડીને તેમજ ગચ્છ થકી પણ એકલા-જીનાજ્ઞા બાહ્યપણે વિચરતા રહીને, પોતામાં ઉગ્ર વિહારીપણું સ્થાપતાં થકાં અનેક ભોળા-ભદ્રિક-ભક્ત જનોને પોત-પોતાની કષ્ટ ક્રિયાઓ કરવા-કરાવવા વડે ભોળવીને ઉન્માર્ગમાં એટલે કેવળ વિષય-કષાય પોષક પોતાની (ગુરૂની) આજ્ઞામાં જ પ્રવર્તાવવા રૂપે, આરંભ-પરિગ્રહરૂપ-આશ્રવ માર્ગમાં, પોત-પોતાનો માર્ગ-સ્થાપીને, જીનાજ્ઞા વિરૂદ્ધ પોતે સ્વચ્છંદાચારે પ્રવર્તે છે. અને અન્યને પ્રવર્તાવતા રહે છે.

આવા સ્વચ્છંદાચારી કુગુરૂઓના પાસમાંથી હે-શ્રી જીનેશ્વર પરમાત્મા ! તમો સાચો અવિસંવાદી ધર્મ બતાવીને, આત્માર્થી-આત્માઓને દુર્ગતિમાં પડતા બચાવો, એટલે કે આજે પ્રાપ્ત શાસ્ત્રવચન રૂપ તમારા-વચનમાં શ્રદ્ધા, પ્રાપ્ત કર્યા વગર તેઓને બચવા માટે આત્મ શુદ્ધિ કરવાનો બીજો કોઇ ઉપાય નથી.

(૩)

ગીતારથ વિણુ ભૂલા ભમતા, કષ્ટ કરે અભિમાને રે;
પ્રાયે ગ્રંથી લગે નવિ આવ્યા, તે ખૂતા અજ્ઞાને રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૭૯॥

ભાવાર્થ :- જે આત્માઓ-ગીતાર્થ-ગુરૂભગવંતોની જીનાજ્ઞાનુસારી દેશનાનો અપલાપ કરીને, આજ્ઞા-નિર્પેક્ષ (સ્વચ્છંદાચારી) પણે વર્તે છે, તેઓએ પાપ-જુગુપ્સારૂપ યથાપ્રવૃત્તિકરણ પણ પ્રાપ્ત કરેલું છે, એમ પણ માની શકાય તેમ નથી, તો પછી શુદ્ધ સમ્યકત્વ ગુણની તો વાત જ કયાં ? આથી તેઓ ગમે તેટલી કષ્ટ ક્રિયાઓ કરે-તો પણ તેથી તેમને મિથ્યા-અભિમાનની જ વૃદ્ધિ થતી રહેવાની. કેમકે આજ્ઞા બાહ્યપણે તેઓ-અજ્ઞાનમાં ખુપેલા હોવાથી તેમને ઇષ્ટાર્થ સિદ્ધિ હોતી નથી. આમ છતાં તેઓ બાહ્યાચાર સંબંધી-સૂત્રોનું પઠન-પાઠન સ્વેચ્છાચારી પણે કરતાં રહી સાપેક્ષ શાસ્ત્ર વચનોના સ્વમતિ કલ્પિત જુટ્ઠા અર્થો કરીને પોતાના ભક્ત જનોને પોતાની માયાજાળમાં ફસાવતાં હોય છે.

(૪)

તેહ કહે ગુરૂ ગચ્છ ગીતારથ, પ્રતિબંધે શું કીજે રે;
દર્શન-જ્ઞાન-ચારિત્ર આદરિયે, આપો આપ તરીજી રે ...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૮૦॥

ભાવાર્થ:- વળી તે સ્વચ્છંદાચારી સાધુઓ અને તેમના ભક્તજનો નિશ્ચયધર્મ અને વ્યવહાર ધર્મ બંને સ્વરૂપવાળા ધર્મ-માર્ગમાં અજ્ઞાન હોવાથી-તે જીવો ઉલ્ટા પ્રગટ પણે એમ કહેતા હોય છે કે દરેક આત્માએ પોતે એકલાએ જ પોતા વડે જ એટલે કે પોતાને પ્રાપ્ત દર્શન-જ્ઞાન-ચારિત્ર વડે જ પોતાનું આત્મકલ્યાણ સાધવું જોઈએ, એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે. તે માટે ગુરૂ આજ્ઞાની તેમજ ગચ્છાચારમાં રહેવાની કોઇ જરૂર નથી, એમ જણાવતાં થકાં કેવળ પોતાના સ્વચ્છંદાચારીપણાને મિથ્યા-સ્વરૂપે એકાકીપણાના ધર્મારાધનમાં ખપાવતાં રહીને, અજ્ઞાની જીવોને પોતાની માયાજાળમાં ફસાવવા જીનાજ્ઞા-વિરૂદ્ધ ઉગ્ર વિહારીપણે વિચરતાં રહે છે.

પૂર્વે જણાવ્યા મુજબ પ્રથમ તો સમ્યગ્-દર્શન ગુણે કરીને જ નષ્ટ-ભ્રષ્ટ એવા તે જીવોમાં સમ્યગજ્ઞાન કે સમ્યક્ ચારિત્રની સંભાવના કરવી તે પણ શાસ્ત્રાર્થથી-તો, જીનાજ્ઞાના ભંગ સ્વરૂપ છે. તો પછી તેમની નિશ્રાએ ધર્મારાધન કરવું, તે-તો, કલ્પે જ કઇ રીતે ?

(૫)

નવિ જાણે તે પ્રથમ અંગમાં, આદિ ગુરૂ કુલ વાસો રે;
કહ્યો ન તે વિણ ચરણ વિચારો, પંચાશક નય ખાસો રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૮૧॥

ભાવાર્થ :- જેઓને શ્રી જીનેશ્વર ભગવંતના આગમ શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત થયેલું હોતું નથી તેઓને શ્રી જીનનું (પ્રતિમાનું) આલંબન પણ ઉપકારી થતું નથી કેમકે શુદ્ધાનુભવમાં હેતુ-હેતુમત્ ભાવે શાસ્ત્રાર્થને અને પ્રતિમા દર્શનને કાર્યકારણ પણું છે. તેથી કરીને તેવા જીવોમાં શાસ્ત્રાજ્ઞા પાલન કરવાની ઇચ્છા માત્રનો સંભવ હોવો એ પણ અસંભવિત છે. આ માટે પ. પૂ. શ્રી ય. ઉ.જી શાસ્ત્રાનુસારે જણાવે છે કે આત્માર્થી આત્માઓએ અવશ્ય સંવિજ્ઞ-પાક્ષિક ગુરૂ ભગવંતની આજ્ઞાએ ધર્મારાધન કરવું જોઈએ એટલું જ નહિ પણ શ્રી સંઘ-કુળ અને ગચ્છની મર્યાદાઓમાં પણ રહેવું જોઇએ, કે જેથી ઉન્માર્ગથી બચી શકાય. કેમકે ગચ્છની તેમજ શ્રી જૈન સંઘની મર્યાદાઓ જાળવનારો આત્મા શ્રી જીનાજ્ઞાનુસારે અભક્ષ્ય-ભક્ષણથી બચતો હોઇ તે થકી ચારિત્ર ગુણને પ્રાપ્ત કરવાવાળો થાય છે.

(૬)

નિત્યે ગુરૂ કુલ વાસે વસવું, ઉત્તરાધ્યયને ભાખ્યું રે;
તેહને અપમાને વળી તેહમાં, પાપશ્રમણપણું દાખ્યું રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૮૨॥

ભાવાર્થ:-જે સાધુઓ યા ગૃહસ્થો ઉપર જણાવ્યા મુજબ ગુરૂકુલવાસમાં તેમજ ગુરૂની આજ્ઞાએ વર્તે છે, તેઓ શ્રી જીનાજ્ઞાને અનુસરનારા હોઇ, આત્મ શુદ્ધિ કરતાં રહે છે પરંતુ જેઓ ગુરૂનો દ્રોહ કરે છે, અને જીનાજ્ઞા વિરૂદ્ધ આરંભ-પરિગ્રહમાં આસક્તિ ધરતાં થકાં નિષુકપણે સ્વચ્છંદાચારે પ્રવર્તીને, પોતાને બકુશ-કુશીલીયા સાધુઓ જણાવે છે અને મનાવે છે. તેવા તત્ત્વતઃ (૩૬૩) પ્રકારનાં પાખંડીઓને બીજા સૂયગડાંગ શાસ્ત્રોમાં પાપશ્રમણો કહ્યા છે.

(૭)

દશવૈકાલિક ગુરૂ શુશ્રૂષા, તસ નિંદાફળ દાખ્યા રે;
આવંતિમાં દ્રહ સમ સદ્ગુરૂ, મુનિકુલ મચ્છસમ ભાખ્યા રે....
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૮૩॥

ભાવાર્થ :-શ્રી દશવૈકાલિક સૂત્ર, જે ચૌદપૂર્વધર શય્યંભવસૂરિનું રચેલું છે, અને જે બાળ મુનિને માટે રચેલું, તેમાં તેઓએ ગુરૂ-નિંદા કરનારને જે કડુઆ ફળ પ્રાપ્ત થાય છે તેનું સ્વરૂપ, તેમજ ગુરૂની શુશ્રૂષા એટલે ગુરૂનો-

વિનય-વૈયાવચ્ચ અને બહુમાન કરનારને જે જ્ઞાનાદિ ઉત્તમ ગુણોની પ્રાપ્તિ થાય છે તેનું સ્વરૂપ પણ તે સાથે જ યથાર્થ સ્વરૂપે બતાવેલું છે. તેમજ વળી પ્રથમ અંગસૂત્ર તે શ્રી આચારાંગ સૂત્રને વિષે સદ્ગુરૂને દ્રહ સમાન એટલે સરોવર યા સાગર સમાન કહ્યા છે. એટલે કે મત્સ્યાદિ જળચર જીવોને, તેમાં જ રહેવું સલામત હોય છે. અન્યથા જો બહાર નીકળે તો મરણને શરણ થાય છે, તેમ આત્માર્થી છદ્મસ્થ આત્માઓએ પણ શ્રી જીનાજ્ઞાના દ્રહ સમાન શ્રી ચતુર્વિધ સંઘની (શાસનની) મર્યાદામાં રહેવામાં જ પોતાની આત્મ-શુદ્ધિની નિમિત્તકારકતાને અનુભવથી અવિરૂદ્ધ ભાવે જાણી, શાસન સેવામાં ઉદ્યમી રહેવું.

(૮)

ગુરૂ દૃષ્ટિ અનુસારે રહેતા, લહે પ્રવાદ પ્રવાદે રે;
એ પણ અર્થ તિહાં મન ધરિયે, બહુ ગુણ સુગુરૂ પ્રસાદે રે.
શ્રીજીન તું આલબંન જગનેo ॥૮૪॥

ભાવાર્થ :- જે આત્માને સંવિજ્ઞ-પાક્ષિક ગીતાર્થ ગુરૂભગવંતની આજ્ઞાનુસારે, સંયમ માર્ગમાં પ્રવર્તન કરતાં થકાં, પ્રકર્ષ-વાદ, એટલે શ્રીજીનાજ્ઞાનો પ્રવાદે લાભ એટલે સુગુરૂઓની પરંપરાએ પ્રકર્ષે કરી આત્મતત્ત્વના હિતાહિતનો-નિઃશંક બોધ પ્રાપ્ત થયેલો હોય છે, તે સમ્યગ્ દૃષ્ટિવંત આત્મામાં, જીનાજ્ઞાનુસારે-સુગુરૂએ બતાવેલ "સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષ માર્ગ." એ વચનમાં પૂર્ણ શ્રદ્ધા-રૂચી પ્રગટેલા હોવાથી તેણે તે સ્વરૂપે મન ઉપર વિજય મેળવેલો હોય, તે સમ્યગ્દૃષ્ટિ આત્મા અજ્ઞાન મૂલક શુભ કે અશુભ મોહ-પોષક નિમિત્તોથી પગભવ પામતો નથી. આથી જ તે સમભાવે (સામાયિક ચારિત્ર વડે) જીવન જીવવા સમર્થ બને છે. અને પંડિત વીર્યે પ્રવર્તન કરતો હોઈ, પરલોકના સુખની પણ આશંસા રહિત સમાધિ-મરણની આકાંક્ષા પૂર્વક-સંયમ માર્ગને અનુસરતો થકો, વિશેષતઃ કર્મક્ષય કરતો થકો આવિર્ભાવે પ્રાપ્ત, આત્મરિદ્ધિમાં રમણતા કરતો રહે છે.

(૯)

વિનય વધે ગુરૂ પાસે વસતાં, જે જિન શાસન મૂલો રે;
દર્શન નિર્મળ ઉચિત પ્રવૃત્તિ, શુભરાગે અનુકુલો રે....
શ્રી જીન તું આલંબન જગનેo ॥૮૫॥

ભાવાર્થ :- સુગુરૂની નિશ્રાએ રહેતા થકાં, વિનય ગુણમાં વધારો થાય છે. વિનયગુણને જૈન શાસ્ત્રકારોએ સર્વે ઉત્તમ ગુણોની પ્રાપ્તિનું મૂળ જણાવ્યું છે, તેમજ તેથી આઠે કર્મોનો ક્ષય થાય છે એમ પણ જણાવેલ છે. વળી શાસ્ત્રોમાં તેર જણાનો. (૪) ચાર પ્રકારે તેમજ (૭) સાત પ્રકારે વિનય કરવાનો કહ્યો છે તેથી તેનાં (૫૨) ભેદ તેમજ (૯૧) ભેદોને નીચે મુજબ જાણી વિનય-વાન બનવા પ્રયત્ન કરવો.

પ્રથમ (૧૩) તેર જણાનો વિનય કરવો તેમાં (૧) અરિહંત (૨) સિદ્ધ (૩) કુળ (૪) ગણ (૫) સંઘ (૬) જીનાજ્ઞાનુસારી આવશ્યકાદિ ક્રિયાનો (૭) ધર્મનો-તે ક્ષમાદિ દશ પ્રકારના યતિ ધર્મનો (૮) જ્ઞાનનો એટલે પાંચ પ્રકારના જ્ઞાનની શ્રદ્ધા કરવી તે (૯) જ્ઞાનીનો-ત્રણેય પ્રકારના જ્ઞાનીઓને ઓળખવા તે (૧૦) આચાર્યનો (૧૧) સ્થવિરોનો (૧૨) ઉપાધ્યાયનો (૧૩) ગણીનો. આ તેરેનો પ્રથમ (૧) અનાશાતના વિનય કરવો. (૨) ભક્તિ (૩) બહુમાન (૪) વર્ણ સંજ્વલન એટલે તેમના શુદ્ધ-સ્વરૂપની (વખાણ)-પ્રશંસા કરવી તે, તેમજ વળી ઉપરના તેરનો (૧) જ્ઞાન વિનય (૨) દર્શન વિનય (૩) ચારિત્ર વિનય તેમજ (૪) મન વિનય (૫) વચન વિનય (૬) કાય વિનય અને (૭)મો ઉપચાર વિનય. એ સાત પ્રકારે નિર્દંભભાવે વિનય કરવો તેમજ વળી કેટલીક જગ્યાએ દશનો વિનય કરવાનો કહ્યો છે, તેમાં ઉપરના તેરને આઠમાં સમાવી લેઇને વિશેષમાં ચૈત્ય અને સમ્યક્ત્વનો પણ વિનય કરવો કહ્યો છે. આ પ્રમાણે શાસ્ત્રમાં જણાવ્યા મુજબ વિનય કરનાર આત્મામાં સમ્યગ્-દર્શનની શુદ્ધિ-વૃદ્ધિ થાય છે. તેમજ તે થકી આત્માર્થ સાધવાની પ્રવૃત્તિમાં પણ અનુકુળતા પ્રાપ્ત થાય છે.

(૧૦)

વૈયાવચ્ચે પાતિક ત્રૂટે, ખંત્યાદિક ગુણ શક્તિ રે;
હિતોપદેશે સુવિહિત સંગે, બ્રહ્મચર્યની ગુપ્તિ રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૮૬॥

ભાવાર્થ :- વળી પણ સુવિહિત-સુગુરૂઓની સંગે રહેવાથી, જે-જે ગુણોની પ્રાપ્તિ થાય છે તે કહે છે, પ્રથમ તો શાસ્ત્રમાં જણાવેલ દશે જણાની વૈયાવચ્ચ એટલે સેવા કરવાનો યોગ પ્રાપ્ત થાય છે. અને તે થકી જેમ જેમ પૂર્વે બાંધેલા ઘોર પાપકર્મોનો ક્ષય થાય છે, તેમ તેમ ક્ષમાઆદિ જે દશવિધ યતિ-ધર્મના ગુણો છે, તેમાં અભિવૃદ્ધિ થાય છે. તેમજ નિત્ય ગુરૂ-ભગવંતનો હિતોપદેશ (વ્યાખ્યાન) સાંભળવા

મળતાં બ્રહ્મચર્યાદિ ગુણોની વૃદ્ધિ થતાં, ગુપ્તિ ધર્મ સાધવાની શક્તિ પ્રાપ્ત થાય છે. હવે જે ઉપર દશ જણાનો વૈયાવચ્ચ-એટલે યથાયોગ્ય સેવા કરવારૂપ ધર્મની પ્રાપ્તિ થાય છે તેમ કહ્યું ને દશ જણનું સ્વરૂપ બતાવે છે. (૧) આચાર્ય (૨) ઉપાધ્યાય (૩) સાધુ (૪) તપસ્વી (૫) ગણ (ગચ્છ) તે જુદા જુદા આચાર્યોના સહાધ્યાયી સાધુઓનો સમુદાય (૮) કુળ (એક આચાર્યનો શિષ્ય-પ્રશિષ્ય-સમુદાય) (૯) સંઘ (સમસ્ત શ્રી ચતુર્વિધ સંઘ) (૧૦) સમનોજ્ઞ (જ્ઞાનાદિ ગુણની સમાનતાવાળા) એ દશે જણાઓની અવશ્ય-યથાયોગ્ય સેવા-ભક્તિ કરવી.

પ્રથમ પૂર્વે વિનય ધર્મમાં તો શ્રી અરિહંત અને શ્રી સિદ્ધ ભગવંતોનો વિનય કરવાનો જણાવ્યો છે. પરંતુ અત્રે વૈયાવચ્ચ ધર્મમાં તેઓ બંનેને લીધા નથી તેનું કારણ યથાર્થ-સ્વરૂપે-ગીતાર્થ ગુરૂ ભગવંતને પૂછીને શાસ્ત્રાર્થમાં નિશંક બનવું.

(૧૧)

મન વાધે મૃદુ બુદ્ધિ કેરા, મારગ ભેદ ન હોવે રે;
બહુ ગુણ જાણે એ અધિકારે; ધર્મરયણ જે જોવે રે...
શ્રી જીન તું આલંબન જગનેo ॥૮૭॥

**ભાવાર્થ** :- વળી પણ ઉત્તમ સાધુઓનું-સુવિહિત સુગુરૂઓની સંગે રહેવા પણું જે છે, તે અન્ય આત્માઓને પણ જે સ્વરૂપે અનેક ગુણોનું કારણ બને છે, તે જણાવે છે.

પ્રથમ તો જે સાધુઓ તેમજ શ્રાવક વર્ગમાં ઋજુ-પરિણામી-એટલે સરળ એટલે માયા રહિત તેમજ વક્રતારહિત પરિણામી જીવો હોય છે, તેમને તો ગુરૂ શુશ્રૂષા કરતાં એવા સાધુઓ પ્રતિ આદર-બહુમાન સહ પ્રીતિ (ધર્મરાગ) ઉપજે છે. તેમજ વળી તેઓ થકી જુદી-માર્ગ-પ્રરૂપણા થવાનો સંભવ રહેતો નથી. કેમકે એક જ સુગુરૂના મુખેથી અનેક શિષ્યોને જે સાંભળવા-આદરવા પણું પ્રાપ્ત થયેલ હોય છે તેથી તેમાંથી કોઈ પણ સાધુ અન્યથા એટલે શાસ્ત્રાર્થ વિરૂદ્ધ પ્રરૂપણા કરી શકતો નથી. તેથી શ્રી જીનાજ્ઞામાં મતભેદો ઉત્પન્ન થતા નથી. આથી સર્વ શ્રી સંઘમાં ધર્મારાધન પ્રતિ એકતા જળવાઇ રહેતી હોવાથી, માંહો માંહે ઉપકારકતા સધાય છે. આ ઉપરાંત પણ અનેક ગુણો જીનાજ્ઞાનુસારે વર્તવામાં છે. તે સઘળીએ વાત ધર્મ-રત્ન પ્રકરણ આદિ ગ્રંથોથી અવશ્ય-જોઇ-વિચારી લેવી જરૂરી છે.

(૧૨)

નાણુ તણો સંભાગી હોવે, થિર મન દર્શન ચરિત્તે રે;
ન ત્યજે ગુરૂ-ગણુ એ-બુધ ભાખ્યું, આવશ્યક નિર્યુક્તે રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૮૮॥

ભાવાર્થ :- શ્રી આવશ્યક સૂત્રમાં જણાવ્યા મુજબ અનેક ગુણોની પ્રાપ્તિના હેતુભૂત શ્રીસંઘ તેમજ સુગુરૂના યોગને અનુભવ-પ્રત્યક્ષથી અવિરૂદ્ધપણે હિતકારી જાણુનાર આત્માને સુગુરૂથી અળગા થવું ઉચિત લાગતું નથી, કેમકે સુગુરૂના યોગે તો પોતાને અનેક શંકા-કુશંકાઓ દૂર થતાં, મન દઢ થવાથી સમ્યગ્‌ દર્શન-જ્ઞાન-ચારિત્રની શુદ્ધિ-વૃદ્ધિ થયાનો અનુભવ પ્રાપ્ત થયેલો હોય છે.

(૧૩)

ભીંત પ્રતે જેમ બાણે હણતાં, પગ અણુ ફરસી સબરા રે,
ગુરૂ છાંડિ આહારતણો ખપ, કરતા તેમ મુનિ નિવરા રે....
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૮૯॥

ભાવાર્થ : કેટલાક સાધુઓ શુદ્ધમાન ગોચરી કરવાના એકાંત પક્ષપાતી થયા થકાં (વાસ્તવિક રૂપે તો શુદ્ધ-ગોચરીથી ભ્રષ્ટ થયેલા હોય છે) ગુરૂકુળવાસનો ત્યાગ કરી એકલા જ સ્વચ્છંદાચારી પણે વિચરે છે, તેઓ સૌએ ઉત્કૃષ્ટપણે જીનાજ્ઞા પાલન કરવાના ઓઠા નીચે, ખરેખર તો જીનાજ્ઞાનો-મર્મ નહિ જાણવા વડે જીનાજ્ઞાનો ભંગ કરેલો હોવાથી, તેઓ સૌ સાધુતાથી નષ્ટ-ભ્રષ્ટ થયાં થકાં વિચરે છે. અને પોતે એમ માનતા-મનાવતાં રહે છે કે અમો શુદ્ધ સાધુપણું પાળીએ છીએ. આ હકીકતને આ દષ્ટાંત જીનાજ્ઞાના ભ્રષ્ટ સાધુઓ અને તેમના અનુયાયીઓના વર્તનને કેવી રીતે લાગુ પડે છે તે બુદ્ધિમાન મનુષ્યોએ વિચારી લેવું. કોઈ એક સબર રાજાને ત્યાં તેનો માનનીય ગુરૂ આવ્યો, તેની પાસે, માથે એક સુંદર મોર પીછાનો મુગટ હતો, રાજા-રાણી તેને વંદન કરવા ગયા, તે દેશમાં મોર નહિ હોવાથી રાણીને સાધુના માથે રહેલો મોરપીંછનો મુગુટ લેવાની અતિ ઉત્કંઠા થઈ, રાણીએ-રાજાને તે લાવી આપવા આગ્રહ કર્યો, રાજાએ રાણીના સ્નેહ રાગના વશથી, તે મુગટ લેવા સુભટોને મોકલ્યા અને કહ્યું કે સાધુ-ગુરૂ મહારાજને પગે પણુ અડકશો નહિ, કેમકે તેમ કરવાથી ગુરૂની આશાતના કરવાનું પાપ લાગે છે. પરંતુ મુગુટ તો જરૂર લઈને જ આવજો, સુભટાએ

જઈ ગુરૂ પાસે તે મુગુટ માંગ્યો પરંતુ ગુરૂએ રાજાના સુભટોને પોતાનો તે સોંપી છતો મુગુટ કેમે કરી આપ્યો નહિ, તેથી સુભટોએ રાજાની ગુરૂને સ્પર્શ કરવારૂપ આજ્ઞાનો ભંગ ન થાય તેમ, દૂરથી જ તે સાધુને બાણથી મારી નાંખ્યો. તેથી દૂર પડી ગયેલો તે મુગુટ લેઈ આવીને રાજાને આપ્યો, અને કહ્યું કે અમો ગુરૂને અડકયા વગર જ મુગુટ લાવ્યા છીએ, આ ઉપરથી એ સમજવાનું છે કે શ્રી જીનાજ્ઞાનો સર્વથા ભંગ કરીને, સ્વચ્છંદાચારી પણે વિચરવું અને જીનાજ્ઞાના પાલનહાર કહેવડાવવું તે ઉપરના દષ્ટાંતે રાજાની તેમજ તેના સુભટોની ગુરૂ-ભક્તિ જેવું છે.

(૧૪)

ગુરૂકુલ વાસે જ્ઞાનદિક ગુણ, વાચંયમને વાધે રે;
તો આહારતણો પણ દૂષણ, ખપ કરતાં નવિ બાધો રે...
શ્રી જીન તું આલંબન જગનેં૦ ॥૯૦॥

**ભાવાર્થ** :- જે કોઈ ઉત્તમ સાધુઓ ગુરૂકુલ વાસમાં રહીને વિશેષતઃ જ્ઞાન-ધ્યાનનો અભ્યાસ કરી રહ્યા હોય છે, તેમને દ્રવ્યાનુયોગે કરી (આત્મપરિણતી શોધવારૂપ) આત્મ ઉપયોગમાં વર્તતા થકાં, ગોચરીમાં કોઈક સૂક્ષ્મદોષ લાગતો હોય તો તે પણ, જ્ઞાન-ધ્યાન ને અખંડિત રાખવા માટે થતો હોઈ, તેઓને તેવી ગોચરી વાપરતાં કર્મબંધ થતો નથી, અર્થાત્ તે દોષ વિશેષતઃ આત્માને બાધક થતો નથી, એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે. પરંતુ જેઓ જીનાજ્ઞા-વિરૂદ્ધ સ્વમતિ કલ્પિત ભાવે, જે કોઈ શુદ્ધા-શુદ્ધ ગોચરી વાપરે છે તેઓને તો ગોચરી પણ શાસ્ત્રાજ્ઞા મુજબ ચાર પ્રકારના અદત્ત રહિત ન હોવાથી, તેઓમાં અનેક દોષોની ઉત્પત્તિ થતી હોય છે. આ માટે ગુરૂકુલ વાસમાં ઘણાં ગુણોનો પ્રાદુર્ભાવ થતો હોઈ ગોચરી આદિના નાના દુષણો-ઉત્તમ-જ્ઞાની આત્માને દૂષિત કરતાં નથી એમ અનુભવથી પણ સ્પષ્ટ સમજાય છે.જ્યારે સ્વમતિ કલ્પિત-દોષ રહિત ગોચરી વાપરનારાઓમાં ગુણ-વૃદ્ધિ તો દૂર રહી પરંતુ ગુણ-હાની અને દોષની (વિષય-કષાયની) વૃદ્ધિ કરનારી થાય છે, એમ સ્પષ્ટ દેખાય છે.

(૧૫)

ધર્મ રતન-ઉપદેશપદાદિક, જાણી ગુરૂ આદરવો રે;
ગચ્છ કહ્યો તેહનો પરિવારો, તે પણ નિત અનુસરવોરે...
શ્રી જીન તુ આલંબન જગનેં૦ ॥૯૧॥

ભાવાર્થ :- અત્રે આ ખાસ સમજવું જરૂરી છે કે પ. પૂ. શ્રી યશોવિજયજી-ઉપાધ્યાયજીએ જે જે ગ્રંથ રચનાઓ કરી છે, તે તમામ શાસ્ત્રાનુસારે, તેમજ પૂર્વે થયેલાં ઉત્તમ ગીતાર્થ-ગુરૂઓએ રચેલા ગ્રંથોના અનુસારે જ કરેલી છે. એટલે પ્રથમ તો તે સકળ સૂત્ર ગ્રંથોનુ અધ્યયન કરી તે બંનેથી પણ અવિરૂદ્ધ ભાવે કરેલી છે. તેથી તેઓએ જ અનેક જગ્યાએ સૂત્ર-ગ્રંથોની સાક્ષી પણ આપેલી છે. તેમાં સૌ પ્રથમ સુગુરૂના તેમજ કુગુરૂના લક્ષણો બતાવીને, પછી સંવિજ્ઞ-પાક્ષિક-ગીતાર્થ ગુરૂ ભગવંતની નિશ્રાએ રહેવું એમ જણાવ્યું છે. એટલે કે ગુરૂકુલવાસમાં રહેવા થકી જે જે ગુણોની પ્રાપ્તિ થાય છે, તે જણાવવા સાથે-ગુરૂકુલવાસમાં રહીને જેમણે આત્મ-સાધનાના રૂડા માર્ગો જાણ્યા છે એવા ઉત્તમ-પરિવારનો પણ સાથ-સંગાથ કે યોગ કરવો, આત્માર્થી આત્મા માટે અનિવાર્ય આવશ્યક છે એમ જણાવ્યું છે. આથી સ્પષ્ટ સમજાય છે કે એકાકી વિચરવાથી, અથવા તો ગુરૂ આજ્ઞા તેમજ નિશ્રારહિત પણે વર્તવાથી, તેમજ ગુરૂકુળવાસમાં એટલે સાથ-સગાથ સાથે રહીને પણ ભિન્ન-બુદ્ધિએ વર્તન કરનારમાં, જે અનેક દોષો ઉત્પન્ન થતાં રહે છે, તે પણ જણાવીને, તેથી સમ્યગ્ભાવે પાછા વળવાની આથી પ્રેરણા (શીખ) આપી છે.

આ સ્તવનમાંની સર્વ હકીકત પ. પૂ. શ્રી ય. ઉ. જીએ તો શ્રી દશવૈ-કાલિક સૂત્ર તેમજ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર તેમજ શ્રી આચારાંગ સૂત્ર, શ્રી આવશ્યક નિર્યુક્તિ સૂત્ર, ધર્મરત્ન પ્રકરણ, ઉપદેશપદ, પંચવસ્તુ, ઇત્યાદિ અનેક ગ્રંથોની સાક્ષીએ સૂત્રાર્થથી અવિરૂદ્ધ પણે શુદ્ધાવબોધાર્થે જણાવી છે કેમકે-પ્રથમ તો

તેઓએ-પોતે જ સૂત્રાર્થમાં શ્રદ્ધા કરીને, પછી પોતાના અનુભવથી આ સઘળીએ હકીકત જણાવેલી છે એમ સ્પષ્ટ સમજાય છે.

(૧૬)

**સારણ-વારણા પ્રમુખ લહીને, મુક્તિ મારગ આરાધો રે;**
**શુભ વીરય તિહાં, સુવિહિત કિરિયા, દેખાદેખે વાધે રે...**
**શ્રી જીન તું આલંબન જગને૦ ॥૯૨॥**

ભાવાર્થ : જે ગચ્છમાં સંવિજ્ઞ-ગીતાર્થ-ગુરૂ ભગવંત દ્વારા શિષ્યોને, સારણા, વારણા-ચોયણા-પડિચોયણા દ્વારા ઉન્માર્ગથી પાછા વાળીને, સન્માર્ગમાં સ્થિર કરવામાં આવતાં હોય છે, તે મુનિઓને ગીતાર્થ ગુરૂભગવંતની આજ્ઞાએ વર્તવાપણું હોવાથી તેને ગચ્છ જાણવો અને તેવા ગચ્છમાં રહેવું તે ગુરૂકુળવાસ જાણવો.

સારણા-એટલે સાધુને વિસ્મૃત થયેલા અર્થને સંભારી આપવો તે.

વારણા એટલે–સાધુને સાવદ્ય વ્યાપારથી નિવર્તાવવો તે.

ચોયણા એટલે–ઉપર જણાવેલા બને અર્થોને ન અનુસરે તો, તે સાધુને ઠપકો આપવો તે.

પડિચોયણા એટલે–ઠપકો આપવા છતાં પણ, જો તે સાધુ ન સુધરે તો, તેને ગુરૂ યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત આપવા રૂપ શિક્ષા પણ કરે.

ઉપર જણાવ્યા મુજબ ગીતાર્થ–ગુરૂ–ભગવંતની નિશ્રાએ રહેતા આત્માર્થી સાધુઓને–પરસ્પર–દેખાદેખી પણે પણ, આત્માર્થ–સાધનતા પ્રાણી–વધુ ને વધુ ઉત્સાહ અને જાગૃતી રહેતી હોય છે.

(૧૭)

જલધિ તણો સંક્ષોભ અસહતા, જેમ નીકળતા મીનો રે;
ગચ્છ સારણાદિક અણ સહતા, તિમ મુનિ દુખિયા દીનોરે...
શ્રી જીન તું આલંબન જગનેં ॥૯૩॥

ભાવાર્થ :– પૂર્વે જણાવ્યા મુજબ જે ગચ્છમાં સારણા–વારણાદિક વિધિ પ્રવર્તતી હોય તે ગચ્છમાં સ્થિરતા પામવાની, ક્રિયા–વિધિનો અનાદર કરીને–જેઓ ગચ્છનો ત્યાગ કરી, ગચ્છની મર્યાદાઓનો ભંગ કરી વિચરે છે–તેવાં મુનિઓ જેમ સમુદ્રમાં રહેવાવાળા જલચર જીવો–જેવા કે માછલા વિગેરે, જો તે સમુદ્રના મોજાના, સંક્ષોભને (પછાડવાના દુઃખને) અણ સહતાં થકાં બહાર નીકળે તો, તેઓ જેમ મરણને જ પ્રાપ્ત કરવાવાળા થાય છે, તેમ ગચ્છથી અળગા થતાં મુનિઓ, પણ સ્વયં આત્મ–ઘાતને, પ્રાપ્ત કરવાવાળા થાય છે.

(૧૮)

કાક નર્મદા તટ જેમ મૂકી, મૃગ તૃષ્ણા જલ જાતારે;
દુઃખ પામ્યા તેમ ગચ્છ-તજીને, આપ મતિ મુનિ થાતારે...
શ્રી જીન તું આલંબન જગનેં ॥૯૪॥

ભાવાર્થ :– જેમ કાક વિગેરે પક્ષીઓ, નર્મદા નદીના તટે (કિનારે) હોવા છતાં, તૃષ્ણા છીપાવવા દૂર દૂર (મૃગ–તૃષ્ણાવત્) પાણી પીવા જતાં થકાં પાણી ન મળવાથી જેમ દુઃખી થાય છે, તેમ ગચ્છમાંથી અળગા થયેલા મુનિઓને આરાધનાથી ભ્રષ્ટ થવાનું તેમજ ડગલ ને પગલે વિરાધક ભાવમાં ખેંચાવાનું બનતું હોય છે. જ્યારે ગચ્છમાં રહ્યા થકાં, મુનિ ભગવંતોને તો અનેક પ્રકારે આરાધના પ્રાપ્ત કરવાનું સુગમ બનતું હોય છે, એટલું જ નહિ, પરંતુ અનેક દોષોથી પણ સહેજે બચવા પણું પ્રાપ્ત થતું હોય છે,

(૧૯)

પાળ વિના જેમ પાણી ન રહે, જીવ વિના જેમ કાયા રે;
ગીતારથ વિણુ મુનિ ન રહે, જુઠ કષ્ટની માયા રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૯૫॥

ભાવાર્થ :- વળી પણ કહે છે કે જેમ-વરસાદના પાણી, પાળ બાંધ્યા થકાં તળાવરૂપે સ્થિર રહે છે. અન્યથા વહી જાય છે. તેમ જ આત્માશ્રિત શરીર તે કાયા, તે પણ જ્યાં સુધી અંદર જીવ હોય ત્યાં સુધી સુખ દુઃખની લાગણીએ પ્રવર્તે છે. પરંતુ શરીરમાંથી જીવ ગયા પછી કાયા જેમ ગંધાઈ ઉઠે છે, તેમ જાણીને ઉત્તમ મોક્ષ માર્ગના આરાધક મુનિ ભગવંતો પણ સંવિજ્ઞ-પાક્ષિક ગીતાર્થ ગુરૂ ભગવંતની નિશ્રાએ (આજ્ઞાએ) આરાધના કરવાનું પસંદ કરે છે. કેમકે ગુરૂ આજ્ઞા રહિત, અજ્ઞાની આત્માઓ વડે સ્વચ્છંદે જે કોઈ કષ્ટક્રિયાઓ કરાય તે, મુખ્યપણે કષાયસહિત કરાતી હોઈ, અંતે દુર્ગતિનું કારણ થાય છે એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે.

(૨૦)

અંધ પ્રતે જેમ નિર્મળ લોચન, મારગમાં લેઈ જાય રે;
તેમ ગીતારથ મૂરખ મુનિને, દૃઢ આલંબન થાય રે...
શ્રી જીન તું આલંબનં જગને૦ ॥૯૬॥

ભાવાર્થ : પ્રથમ તો જે કોઇ આત્માર્થ સાધવા સંબંધી માર્ગના અજાણ (પરંતુ) આત્માર્થી આત્માઓ છે, તેમને સંવિજ્ઞ-પાક્ષિક ગીતાર્થ-ગુરૂભગવંત યથાતથ્ય સ્વરૂપે પંચાચારમાં પ્રવર્તાવીને, (દૃઢ આલંબન ભૂત બનીને) અનુક્રમે સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ આત્મિક ગુણોનો, શુદ્ધ ક્ષયોપશમ પ્રાપ્ત કરાવી આપીને, મોક્ષ-માર્ગની આરાધનામાં જોડી આપતાં હોય છે. માટે-શુદ્ધ જીનાજ્ઞાના પાલન માટે સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થનું આલંબન લેવું અનિવાર્ય આવશ્યક છે એમ જાણવું જોઈએ.

(૨૧)

સમભાષી ગીતારથ નાણી, આગમ માંહે લહિયે રે;
આતમ અરથી શુભમતિ સજ્જન, કહો તે વિણ કેમ રહિયે રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૯૭॥

ભાવાર્થ :- જે સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ આચાર્યાદિ-સમભાષી-શુદ્ધપ્રરૂપક આત્માઓ, હોય છે, તેઓ કદાગ્રહ રહિત તેમજ માયારહિત હોઈ સ્યાદ્વાદ દૃષ્ટિએ પ્રત્યેક આત્માને આત્માર્થ સાધવાનો યથાતથ્ય ઉપદેશ અને માર્ગ બતલાવતા હોય, આથી જે ગુરૂ ભગવંતો શ્રી જીનેશ્વર ભગવંતોની આજ્ઞા-મૂલક સૂત્રો અને

અર્થના જાણકાર હોય, તેમજ સમ્યગ્દર્શન ગુણે કરી સહિત હોવાથી સમ્યગ્જ્ઞાની હોય એટલે હેયોપાદેય ભાવોના યથાર્થ જાણકાર હોય, તેમજ પોતે આત્માર્થી હોય એટલે મોક્ષપુરુષાર્થી હોય; એવા ગુરૂભગવંતની નિશ્રા (આલંબન) પ્રત્યેક શુભ-મતિ એટલે આત્માર્થી-મુમુક્ષુ આત્માઓને ઈષ્ટ હોય છે. આથી મુમુક્ષુ આત્માઓ તેઓની આજ્ઞાથી અળગા રહેવાનું કેમે કરી વિચારતાં હોતાં નથી.

(૨૨)

લોચન આલંબન જિન શાસન, ગીતારથ છે મેઢી રે;
તે વિણ મુનિ ચઢતી સંયમની, આરોહે કેમ સેઢી રે...
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૯૮॥

ભાવાર્થ :-અનાદિ અનંત આ સંસારમાં રહેલા છ એ દ્રવ્યોનું જે ત્રિકાલિક સ્વરૂપ છે, તેને તેના હેતુઓ સહિત-ઉત્પાદ-વ્યય-ધ્રુવાત્મક ભાવે શ્રી જીનેશ્વર ભગવંતોએ યથાર્થ અવિરૂદ્ધ ભાવે જણાવેલું છે, તેનું યથાર્થ શ્રદ્ધાન-પ્રાપ્ત કરેલું હોવાથી એટલે સમ્યગ્દર્શન (દૃષ્ટિ) રૂપ લોચન, જેમણે પ્રાપ્ત કર્યું હોય છે, તેવા આત્માઓને દેશવિરતિ યા સર્વવિરતિ સ્વરૂપે પ્રવર્તન કરવા માટે, ગીતાર્થ ભગવંતની નિશ્રાનું આલંબન તે મેઢી સમાન ઉપકારક થાય છે. અર્થાત્ ઉન્માર્ગથી બચાવનાર અને સન્માર્ગ ભણી આગળ વધારવા માટે, ગીતાર્થ ગુરૂ ભગવંતના વિશિષ્ટ ક્ષયોપશમના સહકારે, મુનિભગવંતો, ઉત્તરોત્તર વિશુદ્ધ સંયમ સ્થાનકોની સ્પર્શના કરતાં રહે છે. અન્યથા સ્વચ્છંદાચારે-મૂઢભાવે, કેવળ પ્રમાદાચરણ વડે મુનિ જીવનને વ્યર્થ ગુમાવતાં રહે છે. એટલું જ નહિ પરંતુ દોષિત બનાવતાં હોય છે.

(૨૩)

ગીતારથને મારગ પૂછી, છાંડી જે ઉન્માદો રે;
પાલે કિરિયા તે તુજ ભક્તિ, પામે જગજશ વાદો રે....
શ્રી જીન તું આલંબન જગને૦ ॥૯૯॥

ભાવાર્થ :-સમસ્ત શ્રી ચતુર્વિધ સંઘને વિષે જે કોઇ ઉત્તમ આત્માઓ-મોક્ષમાર્ગના જાણ અને મોક્ષાર્થે શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાએ પ્રવર્તતા હોય છે, તેવા ઉત્તમ ગીતાર્થ-ગુરુ ભગવંતોને માર્ગ પૂછીને જે કોઇ આત્માર્થી આત્માઓ, તેમણે કહેલા-વિધિ-નિષેધ મુજબ નિશ્ચય-વ્યવહાર પ્રતિ, બાહ્યઅભ્યંતરભાવે, સાધ્ય-સાધન દાવે પ્રવર્તન કરે છે, તેવા આત્માઓ પોતાના આત્મ-તત્ત્વને નિર્મળ બનાવવા થકી ઉત્તમ જશને (મોક્ષને) પ્રાપ્ત કરવાવાળા થાય છે એમ જાણવું.

પાંચમી ઢાળ સમાપ્ત

ઢાળ ૬-છટ્ઠી

(૧)

પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, દશવૈકાલિક સાખી રે;
જ્ઞાનવંત તે કારણ ભજીયે, તુજ આણા મન રાખી રે...
સાહેબ સુણજો રે. ॥૧૦૦॥

ભાવાર્થ :-પૂર્વે કહેલા વચનોના અનુસંધાનમાં હવે આ છઠ્ઠી ઢાળમાં શ્રી જીનશાસનને વિષે જાણપણાની જે વિશેષતા છે, તે બતાવી છે. તેની કોઈપણ આત્માર્થ-સાધક આત્માએ અનિવાર્ય આવશ્યકતા સ્વીકારવી જોઈએ, કેમકે શ્રી જૈન શાસનને વિષે સર્વત્ર સ્પષ્ટ જણાવેલું છે કે, મોક્ષાર્થી આત્માએ પ્રથમ મોક્ષ-માર્ગનું જ્ઞાન કરવું અને તે પછી યથાતથ્ય સ્વરૂપે હિંસાદિ પાંચ આશ્રવનો ત્યાગ કરવા રૂપ મોક્ષ પુરુષાર્થ કરવો જોઇએ. અન્યથા અજાણ પણે-સ્વચ્છંદાચારી પણે કરેલો સમસ્ત શુભ પુરુષાર્થ પણ કલેશકારી-સંસાર વધારનારો થાય છે. (આ સંબંધે પ્રથમ અંગસૂત્ર, તે આચારાંગ સૂત્ર તેમજ બીજું અંગસૂત્ર, તે સૂયગડાંગસૂત્ર, એ બંને સૂત્રોનો અવબોધ મોક્ષાર્થી આત્માઓ માટે અનિવાર્ય આવશ્યક જણાવેલ છે. જો કે હાલમાં શ્રી દશવૈકાલિક સૂત્રના ચાર અધ્યયનનું જ્ઞાન જરૂરી માનવામાં આવેલું છે, તેમાં પણ આ જ વાત જણાવી છે. કેમકે શ્રી જીનશાસનને વિષે સ્પષ્ટ જણાવેલું છે કે જ્યાં સમ્યગ્દર્શન નથી, ત્યાં ગમે તેટલું જ્ઞાન હોય તો તે સમ્યગ્ હોતું નથી. તેથી તે જ્ઞાન-આત્માર્થ સાધવા ઉપકારક બની શકતું નથી તે માટે સૌ પ્રથમ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી સમ્યગ્-જ્ઞાનવંત બનવું જરૂરી છે. સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ સંબંધે શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં જણાવ્યું છે કે "તન્નિસર્ગાદધિગમાદ્વા" સમ્યગ્દર્શન-સહિતનું જે સમ્યગ્જ્ઞાન તે અલ્પાધિક ભાવે પણ સમ્યક્ ચારિત્રનું કારણ બને છે. તથાપિ ઉત્સર્ગ-અપવાદ સાપેક્ષ વિશિષ્ટ સમ્યગ્જ્ઞાન તે આત્માર્થ-સાધકતા ભણી, સ્વ-પર ઉભયને, યથાર્થ-વિધિ-નિષેધમાં પ્રવર્તન કરાવનાર થાય છે એમ સમજવું જરૂરી છે. અન્યથા અહંકાર યુક્ત-મમત્ત્વ મૂલક, સમસ્ત શુભકરણી-તે ભવ-ભ્રમણનો હેતુ જાણવી. આ માટે મોક્ષાર્થી આત્માએ મોક્ષાર્થ માટે તો અવશ્ય સંવિજ્ઞ-પાક્ષિક-ગીતાર્થ-ગુરૂભગવંતની પાસેથી મોક્ષપુરૂષાર્થ સબંધી શ્રી જીનેશ્વર ભગવંતે ભાખેલા સૂત્ર-અર્થનું નિરંતર ગ્રહણ કરવું જોઈએ- જેથી આત્માર્થ-સાધકતા ભણી, વિધિ-નિષેધમાં નિઃશંક ભાવે પ્રવર્તન થાય.

(૨)

દ્રવ્ય ક્ષેત્ર કાળ ન જાણે, ભાવે પુરૂષ પડિ સેવ રે;
નવિ ઉત્સર્ગ લહે અપવાદ, અગીતારથ નિતમેવ રે....
સાહેબ સુણજો રે. ॥૧૦૧॥

ભાવાર્થ :–જે કોઈ–અગીતાર્થ એટલે અજ્ઞાની છે, એટલે કે જેને જૈન-આગમ સૂત્રાર્થનું સમ્યગ્જ્ઞાન નથી, તેવો અજ્ઞાની આત્મા–પોતાને જ્ઞાની માનતો-મનાવતો હોવા છતાં, તેનામાં ભિન્ન ભિન્ન આત્મા–વિશેષે, ક્ષેત્ર વિશેષે, કાળ–વિશેષે, તેમજ ભાવ શુદ્ધિના કારણ વિશેષે ઉત્સર્ગ–અપવાદ માર્ગનું યથાર્થ જાણકારી પણું હોતું નથી તેથી તેને, જીનાજ્ઞાની–આરાધના–નિમિત્તે પણ, જે વિરાધના (પડિસેવા) થતી હોય છે–તેનું જ્ઞાન–ભાન હોતું નથી, કેમકે શાસ્ત્રોમાં દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ–સાપેક્ષ જે ઉત્સર્ગ માર્ગ, એટલે અખંડિત પણે જીનાજ્ઞાને અનુસરવું તે, તેમજ અપવાદ-માર્ગ એટલે શાસ્ત્રાનુસારે કારણ વિશેષે ઉત્સર્ગ માર્ગથી કથંચિત્ વિપરીત એટલે અતિચાર સાપેક્ષ પ્રવૃત્તિ કરવી પડે તે, આ બંને પ્રકારનાં માર્ગના–વિધિ–નિષેધને જે–જે સ્વરૂપે અનુસરવાનું કહ્યું છે, તેનું યથાર્થ જાણકારી પણું અગીતાર્થને કદાપિ હોતું નથી,

(૩)

સચિત્ત–અચિત્ત મિશ્ર નવી જાણે, કલ્પ–અકલ્પ વિચાર રે;
યોગ્ય ન જાણે નિજ નિજ ઠામે, દ્રવ્ય યથાસ્થિત સાર રે....
સાહેબ સુણજો રે. ॥૧૦૨॥

ભાવાર્થ :–વળી જે અગીતાર્થ હોય છે, તે આત્મ તત્ત્વ સંયોગ–વિયોગ સંબંધી સચિત્તપણું–અચિત્તપણું તેમજ મિશ્ર પણાના સ્વરૂપને જાણી શકતા નથી, તેમજ સચિત્તશબ્દ–અચિત્તશબ્દ–તેમજ મિશ્ર શબ્દના ભેદોને પણ યથાર્થ સ્વરૂપે ન જાણતા હોવાથી તે સંબંધી વિવેક કરવાને અસમર્થ હોય છે, કેમકે મુખ્ય પણે તો સાક્ષાત્ ગુરુદ્વારા ભાવસમ્યક્શ્રુતનું આલંબન લેઈને પ્રકાશિત, દ્રવ્ય શબ્દ દ્વારા થતો તત્ત્વબોધ જ સ્વ–પર ઉભય આત્માઓને હિતાહિતનું કારણ બનતો હોય છે. વળી અગીતાર્થ–ગુરૂને તો કયા આત્માને, કઈ વસ્તુ હિતકારી છે. (કલ્પ્ય છે) તેમ જ કઇ વસ્તુ અહિતકારી (અકલ્પ્ય) છે. તેનું પણ યથાસ્થિત જાણકારી પણું હોતું નથી. તેમજ વળી કયો આત્મા કેવા સ્વરૂપના આરાધનને યોગ્ય છે અને કયો આત્મા કેવા સ્વરૂપના આરાધન માટે અયોગ્ય છે. તે પણ તેઓ જાણતા હોતા

નથી, તેથી કરીને-તેઓનો, સ્વ-પર આત્મા સંબંધી સમસ્ત ધર્મ વ્યવહાર કેવળ મમત્વ ભાવવાળો હોવાથી સાચે જ વિષય-કષાયનો પોષક બનતો હોય છે.

(૪)

ક્ષેત્ર ન જાણે તેહ યથાસ્થિત, જનપદ અધ્વ વિશેષ રે;
સુભિક્ષ દુર્ભિક્ષ કલ્પ ન જાણે, કાળ વિચાર અશેષ રે....
સાહેબ સુણજો રે. ॥૧૦૩॥

ભાવાર્થ :-વળી જે અગીતાર્થ-ગુરૂઓ છે તે કેવળ પોતાની માયા કપટના વહેવારમાં જ મશગુલ રહેતા હોઇ, ક્ષેત્ર સંબંધી એટલે-આ ક્ષેત્રમાં કેવા મનુષ્યો કેવા પ્રકારની રૂચીવાળા છે, તે પણ જાણતા હોતા નથી. તેમજ અટવીમાં-જંગલમાં વિહાર પ્રસંગે કેવી રીતે વર્તવું જોઇએ તે પણ શાસ્ત્રાજ્ઞાનુસારે જાણતા હોતા નથી તેમજ આ ક્ષેત્રમાં લોકોને-આહાર પાણીની સુગમતા છે કે દુર્ભિક્ષભાવે આહાર પાણીની દુષ્પ્રાપ્તિ છે. તે થકી શુદ્ધ-ગોચરી-પાણી સંબંધી કાળવેળાને પણ તેઓ યથાસ્થિત જાણતા હોતા નથી, તેથી કરીને સર્વત્ર પોતાનો સ્વચ્છંદાચારી માયા-ગર્ભિત-ધર્મ વ્યવહારજ કરતા-કરાવતા રહે છે. અને તેથી જ તો લોકોમાં તેમજ તેમની ભક્તિ કરનારાઓમાં પણ કલેશ-કંકાશ અને ઈર્ષાદિ દોષોનો જ વિશેષતઃ પ્રાદુર્ભાવ થતો-પ્રગટ જોવાય છે. તેમ છતાં મોહ-માયામાં અંધ બનેલા તેમના દષ્ટિરાગી ભક્તો તેમને અનુસરવામાં ગૌરવ લેતા હોય છે.

(૫)

ભાવ હિટ્ઠ ગિલાણ ન જાણે, ગાઢ અગાઢહ-કલ્પ રે,
ખમતો અખમતો જન ન લહે, વસ્તુ અવસ્તુ અનલ્પ રે...
સાહેબ સુણજો રે. ॥૧૦૪॥

ભાવાર્થ :-વળી પણ વિશેષે જાણવું કે જે-અજ્ઞાની-મોહ-માયામાં ફસેલા અગીતાર્થ મુનિઓ હોય છે, તેઓ પોતાના આત્મા સબંધે, તેમજ ભોળા-ધર્મીજનો સંબંધે સયમ ભાવની શુદ્ધિ-વૃદ્ધિના તેમજ શ્રદ્ધાની હાનીના કારણોને પણ જાણતા હોતા નથી, તેથી ભાવ-શુદ્ધિ-નિર્પેક્ષ કેવળ ગતાનુગતિકતાએ ધર્મવ્યવહાર કરતાકરાવતા રહે છે. જે થકી કેવળ ધર્માંધતાનું જ પ્રસારણ થતું હોય છે. તેમજ વળી કારણ વિશેષે જે-જે કાર્ય કરવાનું હોય, અથવા તો સામાન્ય ભાવે, સર્વદા જે-જે કરવાનું હોય છે તેનો પણ વિચાર-અગીતાર્થ-ગુરૂઓને હોતો નથી તેમજ

વળી કોઇ એક વિશિષ્ટ અનુષ્ઠાન સંબંધી કાર્યને યોગ્ય, આત્મા સંબંધી તેમજ અયોગ્ય આત્મા સંબંધી તેમજ તે વિશિષ્ટ અનુષ્ઠાન સંબંધે ગ્રાહ્ય તેમજ અગ્રાહ્ય વિવિધ દ્રવ્યાદિના વિવેકથી ભ્રષ્ટ થયેલા, તે અજ્ઞાની-અગીતાર્થ કુગુરૂઓ, આજે તો પ્રગટ પણે જીનાજ્ઞા-ભંગ કરતાં હોય છે. અને વળી પાછા તેઓ, પોતાના તે દુરાચારી પણાને, અપવાદ માર્ગ જણાવીને, અકાર્યના પ્રાયશ્ચિત્ત માર્ગનું પણ ઉલ્લંઘન કરતા હોય છે, આવા કુગુરૂઓને, શાસ્ત્રોમાં તો શ્રી જૈન શાસનના વૈરીઓ કહ્યા છે.

(૬)

જે આકુટ્ટી પ્રમાદે દર્પે, પડિ સેવા વલિ કલ્પ રે;
નવિ જાણે તે તાસ યથાસ્થિત, પ્રાયચ્છિત્ત-વિકલ્પ રે...
સાહેબ સુણજો રે. ॥૧૦૫॥

**ભાવાર્થ**:-જેઓએ શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ-ઉત્સર્ગ-અપવાદ સાપેક્ષ-મોક્ષમાર્ગને, યથાતથ્ય સ્વરૂપે સુગુરૂની પરંપરાએ પ્રાપ્ત કરેલો હોતો નથી, તેવા અગીતાર્થ-બહુશ્રુતો, શાસ્ત્રવિહિત-વિધિ-નિષેધને પોત-પોતાના મનફાવતી રીતે સમજતાં થકાં-જે રીતે નિષેધ (પડિસેવા)નું વિધિસ્વરૂપે વિધાન તેમજ આચરણ કરે છે તે જણાવે છે.

(૧) કેટલાએક અગીતાર્થ-ગુરૂઓ, કોઈપણ વિશેષ કારણ ન હોવા છતાં સ્વમતિ કલ્પનાએ જાણી-જોઇને શ્રી જીનાજ્ઞાથી ઉલ્ટા વર્તતા હોય છે. એટલે જમાનાને અનુસરવાનું બહાનું કાઢી વ્રત-ભંગ કરતાં રહે છે.

(૨) કેટલાએક-અગીતાર્થો-પોતાની કામ-ભોગની આસક્તિને, પોષવા માટે નિરંતર પ્રમાદાચરણને સેવતાં થકાં રહે છે, અને ઉલ્ટા આજે તો પ્રમાદાચરણે જ સાધુતા છે એમ જણાવતાં થકાં તેઓ છટ્ઠા સર્વવિરતિ ગુણસ્થાનકને, પ્રમત્તગુણસ્થાનક જ જણાવતાં હોય છે.

(૩) અભિમાને કરીને, એટલે પોતાની વિશેષતા દર્શાવવા તેમજ અન્ય મુનિઓની લઘુતા દેખાડવા, પાંચે મહાવ્રતોના ભંગ કરવા પૂર્વક જીનાજ્ઞા-વિરૂદ્ધ, હિંસાદિ પાંચે આશ્રવનો આદર કરતાં થકાં ધર્માનુષ્ઠાનો કરતાં-કરાવતાં રહે છે. અને ધર્મના નિમિત્તે થતાં હિંસાદિ પાપાચારમાં પણ હિતાહિત-શૂન્યપણે ધર્મની સ્થાપના કરતાં હોય છે.

(૪) જ્યારે કેટલાએક ગીતાર્થો કારણ-વિશેષે અનુસરવા યોગ્ય અપવાદ માર્ગનો પણ, જે (કલ્પ) વિધિ-શાસ્ત્રમાં બતાવેલો છે, તેને જ

સર્વથા સાધારણ રૂપે અનુસરીને ઉત્સર્ગ માર્ગનો અપલાપ કરીને કેવળ અપવાદ માર્ગે જ પ્રવર્તન કર્યા કરે છે. તેઓમાં તે થકી જ્ઞાન–દર્શન–ચારિત્રાદિ આત્મિક ગુણોની પ્રગટ સ્વરૂપે હાની થતી હોવા છતાં તેઓ તેને શાસ્ત્રાનુસારી કહે છે, અને કહેવડાવે છે.

ઉપર જણાવેલ ચારે પ્રકારની (પડિસેવા) એટલે પ્રતિસેવા તે જો કે સામાન્યતયા તો જીનાજ્ઞાથી–વિરૂદ્ધ પ્રવર્તન રૂપ છે. તેમ છતાં અતિક્રમ–વ્યતિક્રમ–અતિચાર અને અનાચાર સંબંધી તે–તે પ્રતિસેવાને યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત પણ જેઓ નથી જાણતાં એવા અને પોતાના જીનાજ્ઞા વિરૂદ્ધ વર્તનને અપવાદમાર્ગ–જણાવે છે એવા અગીતાર્થ કુગુરૂઓ શ્રી જીનશાસનનો ઉડ્ડાહ કરાવતા હોવાથી તેઓને મોક્ષમાર્ગના ઉચ્છેદકો જાણવા જોઇએ.

(૭)

નયણ રહિત જેમ અનિપુણ દેશે, પંથ નટ્ઠ જેમ સત્થરે;
જાણે હું ઠામે પોચાડું, પણ નહિ તેહ સમત્થ રે...
સાહેબ સુણજો રે. ॥૧૦૬॥

**ભાવાર્થ** :–ઉપર જણાવ્યા મુજબ જે કોઈ અગીતાર્થ–ગુરૂ કે જેણે પોતે શ્રી જીનાજ્ઞાએ જે મોક્ષમાર્ગ પ્રવર્તે છે, તેનું સ્વરૂપ યથાર્થ–અવિરૂદ્ધ પણે જાણેલું હોતું નથી એટલે જે પોતે મોક્ષ માર્ગથી અજાણ હોઈ અંધ છે. તેમ છતાં પોતે-મોક્ષ–માર્ગમાં–પ્રવર્તતો હોવાનો ડોળ કરીને, અન્ય ભોળા–અજ્ઞાની જીવોને પોતાની આજ્ઞાએ જ મોક્ષ–માર્ગ છે. એમ જણાવીને વિષયાસક્ત સંસારાભિલાષિ લોભી જીવોને–વિષય–કષાયના ઉન્માદમાં ડુબાડતો હોય છે. એવો જે કોઈ સ્વચ્છંદાચારી અગીતાર્થ, તે–જેમ કોઈ માણસ પોતે માર્ગનો અજાણ હોય, તેમજ વળી પોતે આંધળો પણ હોય એવો માણસ જેમ કદાપી અન્ય સાર્થ–ભ્રષ્ટ આત્માને, ઇષ્ટ સ્થાને પહોંચાડી શકે નહિ, તેમ–અગીતાર્થ કુગુરૂની સેવાથી કદાપી સમ્યગ્–જ્ઞાન–દર્શન–ચારિત્રની પ્રાપ્તિ થાય નહિ એમ જાણવું.

(૮)

અગીતાર્થ તેમ જાણે ગર્વે, હું ચલવું સવિ ગચ્છ રે;
પણ તસ પાસે ગુણ ગણ ગ્રાસે, હોવે ગલાગલ મચ્છ રે...
સાહેબ સુણજો રે. ॥૧૦૭॥

ભાવાર્થ :-જે-જે અગીતાર્થ મુનિઓ (સૂત્ર-અર્થના યથાસ્થિત જાણકાર ન હોવાથી) સ્વચ્છંદાચારી પણે-કુશીલપણે (જીનાજ્ઞા-વિરુદ્ધ) પ્રવર્તતા હોવા છતાં, પોતાની મિથ્યામતિના જોરે અહંકારી પણે પોતે, એમ જ માનતા-મનાવતા રહેતા હોય છે કે આજે તો કેવળ અમે જ આ શ્રી જીનશાસનની શોભા વધારી રહ્યા છીએ, કેમકે અમો તો અમાગ ગચ્છમાં અમારા સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાને સાચા મોક્ષમાર્ગની આરાધના કરાવી રહ્યા છીએ, તેવા મિથ્યાભિમાની અગીતાર્થોની સેવા-સુશ્રૂષા કરવાથી તો મચ્છગળાગળ ન્યાય પ્રવર્તે છે. એટલે (મોટું માછલું જેમ નાના માંછલાને ગળી જાય છે તેમ) અગીતાર્થો કેવળ પોતાને પરમાત્મ-સ્વરૂપી મહાન આત્મા ગણાવીને, અન્ય અજ્ઞાની-આત્માઓને કેવળ પોતાની ત્રિવિધ (રસ-રિદ્ધિ-શાતા) ગૌરવતા-પોષક સ્વચ્છંદાચારી કૂટનીતિમાં ફસાવતાં હોય છે. આવી ધીંગામસ્તીની ત્રણશલ્યવાળી ક્રિયા કરનારા કુગુરૂઓને તેમજ તેમના આશ્રિત ભક્તોને, આજે પ્રાપ્ત મનુષ્યભવાદિની પુણ્યાઇનો જ્ઞાન-દર્શન-ચારિત્રાદિગુણોની વૃદ્ધિ કરવાને બદલે હાની કરવા રૂપ દુરુપયોગ કરવા થકી, ભવાંતરમાં દુર્ગતિમાં ભટકવું પડશે એમ જાણવું.

(૯)

પચ્છિત્તે અતિ માત્ર દિએ જે, અપચ્છિત્તે-પરિછત્ત રે,
આસાયણ તસ સૂત્રે બોલી, આસાયણ મિચ્છત્ત રે...
સાહેબ સુણજો રે. ॥૧૦૮॥

ભાવાર્થ :- જે અગીતાર્થ આચાર્યો હોય છે, તેઓ યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત લેવા-આપવા સંબંધે એટલે કે અશુદ્ધિ-નિવારક અને શુદ્ધિ પ્રદાયકતા ભણી શાસ્ત્રાજ્ઞાનુસારે પ્રાયશ્ચિત્તની યોજના કરવા સંબધે અજાણ હોઈ, ગમે તેને ગમે તે પ્રકારે અગડં-બગડં સ્વમતિ કલ્પિત-પ્રાયશ્ચિત્ત આપે છે. પરંતુ શાસ્ત્રાનુસારે જ્યાં જ્યાં જે-જે પ્રાયશ્ચિત્ત આપવુ ઘટે ત્યાં ત્યાં તે-તે પ્રાયશ્ચિત્ત આપતા નથી એટલું જ નહિ પરંતુ જ્યાં-જે ના આપવું ઘટે, ત્યાં તેવા મોટા પ્રાયશ્ચિત્તો, આપતા હોય છે. આથી તેઓ શ્રી જીનેશ્વર ભગવંતના માર્ગમાં જે લોકો કુલાચારે-ઓધ શ્રદ્ધાએ પ્રવર્તન કરતાં હોય છે, તેમને પણ તેઓ શ્રદ્ધાથી તેમજ માર્ગથી નષ્ટ-ભ્રષ્ટ કરવાવાળા થાય છે. આ પ્રમાણે-પ્રવર્તન કરનારા અગીતાર્થ મુનિઓ તો શ્રી જીનેશ્વર ભગવંતની આશાતના જ કરી રહ્યા છે, એમ જાણીને-શાસ્ત્રમાં જણાવ્યા મુજબ આશાતના કરનારાઓને મિથ્યાદષ્ટિ-સમજીને તેઓથી અલગ રહેવું જોઇએ. આમ

છતાં આજે તો મોટે ભાગે અગીતાર્થ-સ્વચ્છંદાચારી મુનિઓનું, સર્વ સામાયિક ભાવમાં-રહેવાની પ્રતિજ્ઞાના શબ્દાર્થથી પણ વિપરીત પ્રવર્તન, તેઓના-વિચાર-વાણી અને વર્તનમાં સ્પષ્ટ જણાતું હોવા છતાં, તેમના દૃષ્ટિરાગી આત્માઓ વડે તેમની મોટાઈની પ્રશંસા અને પ્રસિદ્ધિઓ કરાતી હોય છે.

(૧૦)

તપસી અબહુશ્રુત, વિચરંતો, કરી દોષની શ્રેણી રે;
નવિ જાણે તે કારણ તેહને, કેમ વાધે ગુણ શ્રેણી રે....
સાહેબ સુણજો રે. ॥૧૦॥

**ભાવાર્થ :**-જે અગીતાર્થ-અબહુશ્રુત મુનિઓ હોય છે એટલે કે આત્મ શુદ્ધિની ષટ્વિધ કારકતાને જાણતા હોતા નથી, તેમ છતાં એકાંતે આકરા વિહાર તેમજ તપ-જપાદિની બાહ્ય ક્રિયાઓ કરીને, તે થકી પોત-પોતાના અહં અને મમત્વને પોષતાં રહે છે. પરંતુ ખરેખર તો તેઓ-પોતે પણ એ જાણતા હોતા નથી કે, મારી-આ-જીનાજ્ઞા-વિરૂદ્ધની ક્રિયા મને પોતાને જ આત્મ-ગુણ પ્રાપ્તિમાં બાધક થઈ રહી છે.

(૧૧)

માર્ગ માત્ર જાણે જેમ પંથી, અ-લહી તાસ વિશેષ રે;
લિંગાચાર માત્ર તે જાણે, પામે મૂઢ કલેશ રે...
સાહેબ સુણજો રે. ॥૧૧૦॥

**ભાવાર્થ:**-કોઇ આત્મા-નામ માત્રાદિકથી (નામ-સ્થાપના-યા દ્રવ્ય થકી) કોઇપણ વસ્તુ સ્વરૂપનો જાણકાર હોય પરંતુ તેના ભાવો (પરિણામો) સંબંધી કાર્યકારણ ભાવથી અજાણ હોય, તો તે જેમ તે વસ્તુનો યથાર્થ જાણકાર ન હોઇ તેને યથાતથ્ય સ્વરૂપે ન્યાય આપવાને (હિતાહિતમાં યોજવાને) અસમર્થ હોય છે, અને તેથી વિપરીત પણે, તેનું આયોજન કરતો થકો દુઃખોની પરંપરાને વધારનારો થાય છે (દૃષ્ટાંત તરીકે ઔષધ વિશેષ લેવું) તેની જેમ જ કેટલાએક અજ્ઞાની-આત્માઓ ગતાનુગતિકતાએ, તેમજ દેખાદેખીથી સાધુપણાના કેવળ બાહ્ય લિંગાચાર માત્રને જાણીને તેમાં જ આસક્તિ ધરીને બાહ્ય સ્વરૂપે તો સાધુપણું લઈને સાધુપણાના આચારોને પાળતા હોય છે. તેમ છતાં તેઓ અંતરંગ-શુદ્ધિ પ્રતિ ષટ્-કારકતાની અજ્ઞાનતાને લીધે, સાધ્ય-સાધન દાવ થકી શૂન્ય પણે પ્રવર્તતા

હોઈ, સ્વ-પર ઉભય આત્માઓને માટે અનેક પ્રકારનાં દોષોનું ઉદ્ભવ સ્થાન બનતા હોય છે.

(૧૨)

ભેદ લહ્યા વિણ નાના પરિણતિ, મુનિ મનની ગત બોધ રે;
ખિણ રાતા ખિણ તાતા થાતા, અંતે ઉપાઈ વિરોધ રે...
સાહેબ સુણજો રે. ॥૧૧૧॥

**ભાવાર્થ** :-ઉપર જણાવ્યા મુજબ જે અગીતાર્થ-અજ્ઞાની-સ્વચ્છંદાચારી-પાપશ્રમણ સાધુઓ હોય છે તેઓ વિવિધ પ્રકારની શક્તિ અને વિવિધ પરિણતીવાળા જુદા જુદા આત્માઓના ભિન્ના ભિન્ન સ્વભાવને, ન જાણતા હોઈ, તેઓને કેવળ પોતાને-મનફાવતાં ધર્માનુષ્ઠાનોમાં જોડે છે, અને તે થકી પોતાની-મહત્તા અને વિશેષતાનું પ્રદર્શન કરીને હર્ષિત થાય છે પરંતુ જ્યારે બંનેને ધર્માનુષ્ઠાનોના વિપર્યાસપણાનો અનુભવ થાય છે તેથી કરીને પરસ્પરની માયાયે કરી એકબીજા પ્રત્યે અપ્રીતિ ઉપજે છે ત્યારે તેઓ ઘણા જ દુઃખી થાય છે. અને પરસ્પર વૈર-વિરોધી ભાવે, કેવળ કલેશ-કંકાશનું જ ભાજન બનતાં હોય છે.

(૧૩)

પત્થર સમ પામર આદરતાં, મણિ સમ બુધ જન છોડી રે;
ભેદ લહ્યા વિણ આગમ સ્થિતિનો, તે પામે બહુ ખોડી રે...
સાહેબ સુણજો રે. ॥૧૧૨॥

**ભાવાર્થ** :-સમ્યગ્જ્ઞાને કરી, સર્વ સામાયિક ભાવની પ્રાપ્તિ માટેનો ઉદ્યમ કરતાં જ્ઞાની ગુરૂઓને છોડીને, જેઓએ ગતાનુગતિકતાએ, તેમજ દેખાદેખીથી કેવળ સંસારાભિલાષી કુગુરૂઓ પાસે મુનિપણું લીધું હોય છે. અથવા ધર્માનુષ્ઠાનો કરે છે. અને તેમાં જ પોતાનું ઈષ્ટત્વ જાણે છે. તેઓ મોટે ભાગે-અજ્ઞાની-અગીતાર્થની છાયામાં યાને નિશ્રામાં રહેતાં થકાં સ્વચ્છંદાચારી પણે મમત્ત્વ પોષક પ્રવર્તન કરતાં હોય છે. તેમજ વળી ઉત્સર્ગ માર્ગ તો આજે છે જ નહિ, એમ પ્રગટપણે એકાંતે કહીને તેઓ પોતાની જીનાજ્ઞા-વિરૂદ્ધની સ્વચ્છંદાચારી ક્રિયાઓને કેવળ અપવાદ માર્ગમાં-પ્રવર્તન કરવા રૂપ સમજી-સમજાવીને જીનાજ્ઞા લોપક બની સ્વ-પર ઉભય આત્માઓમાં કદાગ્રહાદિક અનેક દોષોની વૃદ્ધિ કરતાં હોય છે.

(૧૪)

જ્ઞાન ભક્તિ ભાંજી અણુ લહેતાં, જ્ઞાન તણો ઉપચાર રે;
આરા સારે મારગ લોપે, ચરણ કરણની સાર રે...
સાહેબ સુણજો રે. ॥૧૧૩॥

ભાવાર્થ :-જે સ્વચ્છંદાચારી-પાપશ્રમણો હોય છે, તેઓ હંમેશા જ્ઞાની આત્માઓ પ્રત્યે દ્વેષ ભાવ રાખતાં હોય છે. તેથી કરીને તેઓ જ્ઞાનનો ઉપચાર-વિનય પણ કરી શકતા નથી. પરંતુ કેવળ બાહ્ય પુસ્તક-પાના-સંબંધી વિનય કરતાં-કરાવતાં રહીને મૂઢ-અજ્ઞાની-ભોળા લોકોની પાસેથી પૈસા પડાવતાં રહે છે. અને એમ પણ કહેતાં હોય છે કે આ કાળમાં તો અમારા જેવા જ્ઞાનીઓની નિશ્રામાં (આજ્ઞામાં) જ રહેવામાં તમારૂં કલ્યાણ છે. કેમકે અમો-ઉગ્ર સાધુપણું પાળતા હોઈ-તમારા હિતાહિતને સારી રીતે જાણીને જ તમોને ધર્માનુષ્ઠાનોમાં પ્રવર્તાવીએ છીએ. અન્યથા તમો ધર્મ-વિહીન બની જશો, એમ કહી પાંચમા આરાના દોષો વર્ણવીને, કેવળ ઉન્માર્ગે પ્રવર્તન કરતાં-કરાવતાં થકાં, સ્વ-પર ઉભય આત્માઓમાં વિષય-કષાય ભાવની વૃદ્ધિ કરતાં પ્રગટ દેખાય છે. શ્રી જીનેશ્વરોએ બતાવેલ ઉત્તમ જે મોક્ષ-માર્ગ શાસ્ત્રોમાં ચરણ સિત્તરી તેમજ કરણ સિત્તરી આદિ સ્વરૂપે જણાવેલ છે. તેને તો તેઓ જાણતા પણ હોતા નથી. તેથી કરીને મોક્ષ માર્ગ-પ્રદર્શક-જીનાજ્ઞા સંબંધી-સૂત્રાર્થોને, કોઈપણ અન્ય આત્માઓને જણાવવા, ભણાવવા કે સંભળાવવા પણ ન જોઈએ એમ કહીને વળી પોતાની વિદ્વત્તાની પ્રસિદ્ધિ અર્થે સૂત્ર-વાચનાનો ડોળ કરીને પૈસા પડાવતાં રહેતા થકાં પોતાની પાખંડી સ્વચ્છંદાચારી અજ્ઞાન મૂલક તેમજ અજ્ઞાન પોષક જીનાજ્ઞા વિરૂદ્ધ આચરણાને, સાચો માર્ગ-સમજી-સમજાવીને, કેવળ ઉન્માર્ગે જ પ્રવર્તન કરતાં રહે છે. આ રીતે-ખરેખર તો તેઓ જ શ્રી જીનમાર્ગના લોપકો છે એમ જાણવું.

(૧૫)

ઉત્કૃષ્ટિ તેહને દે શિક્ષા, ઉદાસીન જે સાર રે;
પરુષ વચન તેહને તે બોલે, અંગ કહે આચાર રે...
સાહેબ સુણજો રે. ॥૧૧૪॥

ભાવાર્થ :-જે ઉત્તમ મોક્ષાર્થી આત્માઓ, ઉત્કૃષ્ટ ભાવે, સંયમ માર્ગની આરાધના કરી રહ્યા છે, એટલે કે જેઓ સંજવલનની ચોકડી (ચારે કષાયો)ના

મંદોદયે વર્તતાં થકાં સુદેવ-સુગુરૂ-સુધર્મ પ્રતિ આદર-બહુમાન કરીને ઉત્તરોત્તર વિશુદ્ધ સંયમ સ્થાનકની સ્પર્શના કરતાં થકાં પોતાના આત્મ પ્રદેશોની સાથે પૂર્વે બાંધેલા જે અનંતાનુબંધી કપાય, અપ્રત્યાખ્યાની કષાય તેમજ પ્રત્યાખ્યાની કષાયોની ચોકડીઓના જે દલિકો સત્તામાં રહેલા છે તેમાં ઉપશમના કારણ વડે એટલે વિશુદ્ધ અધ્યવસાયે કરીને, રસઘાત-સ્થિતિઘાતે કરીને તેમાંથી રસબંધને ક્ષીણ કરીને તેના પ્રદેશોને ઉદયમાં ભેળવીને તેનો ક્ષય કરવા વડે એ રીતે ત્રિવિધ ભાવે જ ક્ષયોપશમિક ચારિત્રે કરીને એટલે કે પૂર્વે જણાવ્યા મુજબ મોહનીય કર્મના વિવિધ કષાયોના કર્મ દલિકોના ક્ષય-ઉપશમ અને ઉદય સહિત જેઓ આત્મ સાધના કરી રહ્યા છે, એવા ઉત્તમ સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થોના આચાર સંબંધે શ્રી આચારાંગ સૂત્રમાં પણ કહ્યું છે કે "ઉપશમસાર સામન્ન" એટલે કે ઉપર જણાવ્યા મુજબ નિરંતર ઉપશમના કરવી એ શ્રમણ જીવનનો સાર છે યાને શોભા છે. આ રીતે જીનાજ્ઞાનુસારે ઉપશમ ભાવમાં વર્તતાં એવા ઉત્તમ સંવેગી ગીતાર્થ મુનિઓને પણ જેઓ પોતે આરંભ-પરિગ્રહમાં આસક્ત રહેલા છે તેવા પાખંડી કુગુરૂઓ ઉલ્ટાનું મિથ્યા ઓળંભો આપતાં કહે છે કે "તમો અમારા જેવું કરી બતાવો તો ખરા કહેવાઓ" એટલે કે જે સ્વરૂપે અમો મોટા ઓચ્છવ-મહોચ્છવો સહિત ધર્માનુષ્ઠાનો કરાવી, શાસનની સેવા-ભક્તિ સહ રક્ષા કરી રહ્યા છીએ તે રીતે તમો કરી બતાવો તો, તમોને ખરા જાણીયે, આમ કહીને તે કુગુરૂઓ ધર્મના ઓઠા નીચે પોતાના પાપાચારની નિરંતર પ્રશંસા કરતા-કરાવતાં હોય છે.

(૧૬)

અમ સરિખા હો જો તુમે જાણો, નહિ તો સ્યા તુમ બોલ રે,
એમ ભાષી જાત્યાદિક દૂષણ, કાઢે તેહ નિટોલ રે...
સાહેબ સુણજો રે. ॥૧૧૫॥

**ભાવાર્થ** :- વળી પણ જે ઉત્તમ સાધુઓ જીનાજ્ઞાનુસારી માર્ગના ઇચ્છુક છે, અને યથાશક્તિ જીનાજ્ઞાનુસારે પ્રવર્તન કરી રહ્યા છે. તેમને પાસત્થા-પાખંડી સાધુઓ, એમ કહેતા હોય છે કે તમો અમારી બરોબરી કરવાને અસમર્થ છો, એટલે જ તો અમોને શાસ્ત્ર વચનો બતાવીને શિખામણ આપવાનો ખોટો ડોળ કરો છો, કેમકે અમો તો ઉત્તમ કુળમાંથી ભણી-ગણીને-સમજીને આવેલા છીએ તેથી અમો જે કરીએ છીએ તે શાસ્ત્રાનુસારે જ કરીએ છીએ, માટે તમારે

અમોને શિખામણ આપવાની કાંઈ જરૂર નથી એમ કહીને તે નફ્ફટ સાધુઓ ઉલ્ટા ઉત્તમ સાધુઓની નિર્ભર્ત્સના કરતા રહે છે.

(૧૭)

પાસત્થાદિક દૂષણ કાઢી, હિલે જ્ઞાની તેહરે;
યથાછંદતા વિણુ ગુરૂ આણા, નવિ જાણે નિજ રેહરે...
સાહેબ સુણજો રે. ॥૧૧૬॥

ભાવાર્થ :- વળી જેઓ આપ મતિએ-સ્વચ્છંદાચારમાં ઉન્મત્ત થઇને પ્રવર્તે છે, તેઓ ઉલ્ટા ગીતાર્થ-જ્ઞાની ગુરૂઓની કાંઈક-ભૂલચુક દેખાડીને, ઉલ્ટા-જ્ઞાની ગુરૂઓને પાસત્થા કહીને તેમની નિંદા કરતાં ફરે છે. આથી તેઓ પોતાના આવા દુરાચારી પણા વડે જ પોતાના-આત્માને હિતકારી માર્ગથી વંચિત રાખતા હોય છે કેમકે પ્રથમથી જ તેઓએ દુઃખગર્ભિત તેમજ મોહગર્ભિત વૈરાગ્યભાવે કરી દીક્ષા લીધેલી હોવાથી તેઓને જ્ઞાની-ગુરૂઓની શીખામણ (આજ્ઞા) ખપતી જ હોતી નથી માત્ર પોતાના ઇચ્છાનુસારી વર્તનને જ તેઓ સાચો માર્ગ સમજતાં હોય છે.

(૧૮)

જ્ઞાનીથી તેમ અલગા રહેતા, હંસ થકી જેમ કાકરે;
ભેદ વિનયના બાવન ભાખ્યા, ન લહે તસ પરિપાકરે....
સાહેબ સુણજો રે. ॥૧૧૭॥

ભાવાર્થ :- જેઓ એકાકી-સ્વચ્છંદાચારી સાધુઓ છે, તેઓને શ્રી જીન-શાસનને વિષે જણાવેલ ધર્મના મૂળ સ્વરૂપે પ્રથમ જે વિનય ગુણ છે, તેનો લાભ પ્રાપ્ત થતો ન હોઇ તેઓ પોતાના અવિનીત-સ્વભાવને લઇને, કાગડા-સરખા તુચ્છ હલકા સશલ્ય આચાર-વિચારવાળા પ્રત્યક્ષ દેખાય છે, શાસ્ત્રોમાં પ્રથમ તો જે તેર જણાનો ચાર પ્રકારે, તેમજ સાત પ્રકારે, એમ ૧૩×૪=૫૨ ભેદથી, તેમજ ૧૩×૭=૯૧ ભેદથી વિનય કરવાનો કહ્યો છે. તેનું યથાસ્થિત જ્ઞાન પણ જેઓ જ્ઞાની-ગુરૂઓની નિરંતર નિંદા તેમજ નિર્ભર્ત્સના કરતા હોય છે તેવા પાખંડી કુગુરૂમાં સંભવી શકતું નથી.

(૧૯)

સર્વ ઉદ્યમે પણ તસ બહુ ફળ, પડે કષ્ટ અન્નાણે રે;
સૂત્ર અભિન્ન તણે અનુસારે, ઉપદેશ માળા વાણી રે...
સાહેબ સુણજો રે. ॥૧૧૮॥

ભાવાર્થ :- જે પોતે જીનાજ્ઞાનો અજાણ હોવા છતાં અહંકારી છે. એટલે સ્યાદ્-વાદ સાપેક્ષ, નય-સાપેક્ષ-પ્રમાણ-ભંગાદિક સ્વરૂપથી-ગુરૂ પાસેથી વિધિ-પૂર્વક જેણે ઉત્સર્ગ-અપવાદ તેમજ નિશ્ચય-વ્યવહાર સ્વરૂપે યથાસ્થિત મોક્ષ-માર્ગનું સ્વરૂપ જાણ્યું નથી અને કેવળ મિથ્યાદ્દષ્ટિઓ પાસેથી વ્યાકરણ-કાવ્ય તેમજ જ્યોતિષ-વૈદિકાદિક સૂત્રો-તર્કસહ ભણીને તેના સહારે જૈન આગમ શાસ્ત્રોનો પણ કાંઇક શબ્દાર્થ-માત્ર બોધ પ્રાપ્ત કરીને, પોતાને જીનાજ્ઞાનો જાણકાર સમજી-અહંકાર મમત્વે કરીને, સ્વચ્છંદાચારે જે-જે કોઇ કષ્ટ-ક્રિયાનુષ્ઠાનો કરે છે અને કરાવે છે, તેનું પુણ્ય ફળ પણ મિથ્યાત્વ મોહનીય કર્મના બંધ સહિત હોઈ પરિણામે તો તેને સંસાર પરિભ્રમણનું જ કારણ બને છે. આ વાત ઉપદેશ માળામાં જણાવી છે. જ્યારે શાસ્ત્રોમાં તો, આવા આલોક-પરલોકના સુખની વાંચ્છાવાળા અનુષ્ઠાનોને સ્પષ્ટપણે વિષ-અનુષ્ઠાનો તેમજ ગરલ અનુષ્ઠાનો કહેલા જ છે.

(૨૦)

તે તો ઋજુ ભાવે એકાકી, ચાલે તેહને જુત્ત રે;
વાચ્ય કુવાસન જે અકુવાસન, દેશારાધક ઉત્તરે...
સાહેબ સુણજો રે. ॥૧૧૯॥

ભાવાર્થ :- પૂર્વે જે આત્માઓ એકાકી પણે આત્મ-સાધના કરવાનો શાસ્ત્ર નિર્પેક્ષ ભાવે ઉદ્યમ કરે છે તેઓને સ્વચ્છંદાચારી પણે પાપશ્રમણપણું પ્રાપ્ત થાય છે એમ સ્પષ્ટ જણાવ્યું છે. હવે સ્યાદ્-વાદ સિદ્ધાંતાનુસારે જે આત્માઓ એકાકીપણે પણ જે શુદ્ધાશુદ્ધ ભાવે આત્મ-સાધના કરે છે, તેઓનું કિંચિત્ સ્વરૂપ જણાવીએ છીએ.

સર્વજ્ઞ અને સર્વદર્શી ત્રિલોકનાથ તીર્થંકર પરમાત્માઓએ જણાવેલ છે કે અનાદિ અનંત આ સંસારમાં કેટલાક જીવો નિરંતર વીતરાગ સ્વભાવતા-વિરોધી સ્વભાવમાં જ પરિણામ પામતાં હોઇ, મોક્ષ પુરુષાર્થ કરવા માટે અયોગ્ય છે. તેઓને અભવ્ય કોટિના જીવો જાણવા, તેમજ કેટલાક જીવો નિરંતર વીતરાગ

સ્વભાવતાના અવિરોધી ભાવમાં જ પરિણામ પામતાં હોઈ-તેઓ મોક્ષ પુરુષાર્થ કરવા માટેની યોગ્યતા ધરાવનારા હોવાથી તેઓને ભવ્ય-જીવો જાણવા.

આ બંને સ્વરૂપવાળા જીવોમાંથી જે-ભવ્ય જીવો છે, તેમાંથી જે-જે જીવો યથાપ્રવૃત્તિ આદિ ત્રણ કરણ કરી, ગ્રંથી ભેદ કરી ક્ષય-ઉપશમ કે ક્ષયોપશમ સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરે છે તે જીવોને મોક્ષ પુરૂષાર્થના અધિકારી જીવો જાણવા એટલે કે પ્રથમ જણાવ્યા મુજબ જે આત્માઓ નિરંતર ભવ્ય સ્વભાવમાં પરિણામ પામતાં હોય છે, તેવા આત્માઓ મોક્ષ પુરુષાર્થ માટેની યોગ્યતા ધરાવે છે એમ જાણવું. પરંતુ તેમાંથી જે આત્માઓ જ્યારે સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરે છે ત્યાર પછી જ તેઓ મોક્ષ-પુરુષાર્થ કરવા માટેના અધિકારી બને છે, એમ જાણવું. અન્યથા મિથ્યાત્વીને મોક્ષ પુરુષાર્થ હોય નહિ

સમ્યગ્દૃષ્ટિ આત્મા પણ જ્યારે, શબ્દનય દૃષ્ટિએ શ્રી સિદ્ધ ભગવંતનું આલંબન લઈ, શુક્લ ધ્યાન ધ્યાવતો થકો, ક્ષપકશ્રેણી માંડે છે, ત્યારે શુક્લ ધ્યાનના બીજા પાયાના અંતે ચારે આત્મગુણ ઘાતિ કર્મોનો સર્વથા ક્ષય કરી, પોતે સર્વજ્ઞ અને સર્વદર્શી-પરમાત્મા બને છે. તે પછી સભિરૂઢનયદૃષ્ટિએ, પરમાત્મ ભાવને પામેલા તે કેવળી પરમાત્માઓ કેવળભાવે વિચરે છે, અને આયુષ્યને અંતે, શુક્લ ધ્યાનના ત્રીજા પાયે, મન-વચન-કાય યોગનો સર્વથા નિરોધ કરી, પ્રથમ તો અયોગી અબંધક થાય છે. તે પછી એવંભૂત નય દૃષ્ટિએ શૈલેશીકરણ કરી, એટલે સર્વ આત્મ પ્રદેશોને સ્થિર કરીને, તે પરમાત્મા શુક્લ ધ્યાનના ચોથા પાયે, બાકી રહેલા ચારે અઘાતિ કર્મોનો પણ એકી સાથે સર્વથા ક્ષય કરીને આયુષ્ય-ક્ષયે મુક્તિના શાશ્વત સુખ (સાદિ અનંતમે ભાંગે) ને પ્રાપ્ત કરે છે.

ઉપર જણાવ્યા મુજબ શ્રી જીનાગમને વિષે ભવ્ય આત્માને મુક્તિના શાશ્વત સુખ (જન્મ-મરણ-રહિત-અવસ્થા)ને ગુણસ્થાનક ક્રમારોહણ સ્વરૂપ વિશેષથી પ્રાપ્ત કરવાનો ઉપદેશ કરાયેલો છે. તે અનુસારે હવે પ્રથમ ભવ્ય આત્મા સંબંધી શાસ્ત્રમાં જે ત્રણ ભેદો જણાવેલા છે તેનું કિંચિત્ સ્વરૂપ જણાવીએ છીએ. (૧) આસન્ન ભવ્ય (૨) મધ્યમ ભવ્ય (૩) દૂર ભવ્ય. જો કે આ ત્રણે ભેદો સંબંધી શુભાશુભ-પરિણામ પ્રવૃત્તિ-નિવૃત્તિના ભેદાભેદ થકી મન-વચન અને કાય યોગ સંબંધે, યોગ પ્રવૃત્તિઓની અનેક પ્રકારની વિચારણાઓ પૂર્વાચાર્યોએ અનેક શાસ્ત્રોમાં, વિવિધ ભાવો સાપેક્ષ અનેક પ્રકારે કરેલી છે.

પરંતુ અત્રે તો તે સંબંધે માત્ર પ્રસંગાનુસારે મુખ્યપણે એકાકીપણે પણ જે આત્માઓ આત્મ-સાધનાના જે-જે ભાવે અધિકારી હોઇ, જે-જે સ્વરૂપે આત્મ-સાધના કરી શકે છે, તેવા જીવો સંબંધી પ્રસ્તુત-ગાથાર્થ સંબંધે શાસ્ત્ર વચનોને આધારે, અમોએ અમારા ક્ષયોપશમાનુસારે, નીચે મુજબ જે યોજના કરી છે તેમાં વિશેષજ્ઞોએ ભૂલચુક સુધારી લેવી.




ઉપર જણાવેલા કોઠાના સંબંધી-ભવ્ય આત્માની-મુક્તિ ગમનની યોગ્યા-યોગ્યતા નીચે મુજબના સ્વરૂપ વિશેષથી, શાસ્ત્રાર્થથી અવિરુદ્ધ જાણવા પ્રયત્ન કરવો.

**(૧) સુવાસનાએ વાસિત અવામ્યજીવો :-** (૧) તે ક્ષાયિક સમ્યક્ત્વી જીવો તેમને શબ્દનયે આસન્ન ભવ્ય જીવો જાણવા. (૨) તેરમા ગુણસ્થાનકવર્તી સર્વજ્ઞ અને સર્વદર્શી ક્ષાયિક ચારિત્રીયાઓ તેમને સંભિરૂઢ નયે આસન્ન ભવ્ય જીવો જાણવા (૩) ત્રીજા ચૌદમા ગુણસ્થાનકવર્તી-જીવોને, એવંભૂત નયે આસન્ન ભવ્ય (નજીકમાં મોક્ષપદ મેળવનારા) જીવો જાણવા. એ ત્રણેને શુદ્ધ નિશ્ચયની અપેક્ષાએ આસન્ન ભવ્ય જીવો જાણવા.

(૨) જે જીવો અભાવિત છે, એટલે કે હાલમાં (૨) તો હજુ અવ્યવહાર રાશીમાંથી વ્યવહાર રાશીમાં પણ આવેલા નથી, વ્યવહારરાશીમાં પણ હાલમાં તો મિથ્યાત્વ ગુણસ્થાનક હોવા છતાં, જેઓ ઋજુ પરિણામે ભવસ્થિતિ પરિપાકે, અસંક્લિષ્ટભાવે કરી, અવિચ્છિન્ન શુભ-પરિણામે-ઉત્તરોત્તર શુદ્ધિકારક ભાવમાં પરિણામ પામવાવાળા છે, તેવા અભાવિત જીવોને પણ ઉપચરિત-નિશ્ચય સાપેક્ષ-વ્યવહાર નયની અપેક્ષાએ, આસન્ન ભવ્ય જીવો જાણવા જરૂરી છે.

(૩) જે જીવો સુવાસનાએ વાસિત હોવા છતાં (૩) જ-વામ્યભેદવાળા છેએટલે કે હાલમાં તો સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાદિની પ્રાપ્તિ તો કરેલ છે, તેમ છતાં ક્ષયોપશમિક ભાવે, વામ્ય છે એટલે કે-પડી જવાના સ્વભાવવાળા છે તેમને શુદ્ધાશુદ્ધ સદ્ભૂત વ્યવહારનયે-મધ્યમ ભવ્ય જીવો જાણવા જરૂરી છે. અત્રે એ ખાસ જણાવવું જરૂરી છે કે જેઓ ક્ષયોપશમિક સમ્યગ્-જ્ઞાનાદિના વ્યવહારને, અસદ્ભૂત-વ્યવહારનયનું સ્વરૂપ જણાવે છે, તેઓ શ્રી તત્ત્વાર્થ સૂત્રના "તત્-પ્રમાણે" સૂત્રના અર્થથી જે પાંચે જ્ઞાનના વ્યવહારને પ્રમાણતા જણાવી છે, તેનો અપલાપ કરનારા છે, એમ જાણવું.

(૪) જેઓ કુવાસનાએ (મિથ્યાત્વે) વાસિત છે, (૪) તેમ છતાં પણ વામ્ય છે, એટલે ઋજુ પરિણામે-ઉત્તમ-નિમિત્તના યોગે-સમ્યક્ત્વાદિ પામવાને યોગ્ય છે, તેમને ઉપચરિત-શુદ્ધાશુદ્ધ વ્યવહારનયે, મધ્યમ ભવ્ય જીવો જાણવા જરૂરી છે.

(૫) જેઓ કુવાસનાએ વાસિત છે, અને અવામ્ય છે, (૫) એટલે કે સુધરી શકે તેવા નથી અર્થાત્ દૃષ્ટિરાગમાં અંધ બનેલા એકાંત-પક્ષપાતિ છે, તેવાઓનું ઉપચરિત અસદ્ભૂત વ્યવહારમાં, અર્થાત્ યશ-કીર્તિ અને સંપત્તિ વિગેરે અસંશ્લિષ્ટ યોગમાં, અહંકારી પણે મમત્વ ભાવવાળું પ્રવર્તન હોવાથી, તેઓને, દુર્ભવ્ય જીવો જાણવા જરૂરી છે.

(૬) જેઓ હાલમાં અવાસિત-અભાવિત છે, (૬) એટલે કે તીવ્રમિથ્યાત્વના ઉદયે અનાદિની ઓઘ સંજ્ઞાએ દેહાદિક સંશ્લિષ્ટ યોગમાં-દેહાત્મ ભાવે શરીરને જ આત્મા માનીને, મિથ્યાભાવમાં રાચી રહ્યા છે, તેઓને તથાવિધ અનુપચરિત અસદ્ભૂત વ્યવહાર નયમાં એકાંતે પ્રવર્તન હોવાથી, તેવાઓને પણ દુર્ભવ્ય જીવો જાણવા જરૂરી છે.

જો કે આત્મ-તત્ત્વની નિશ્ચય-વ્યવહારની વિવિધ શુદ્ધાશુદ્ધતા સંબંધે પ. પૂ. પ્રાતઃ સ્મરણીય અધ્યાત્મ યોગીરાજ, શ્રી આનંદઘનજીએ તો જણાવ્યું છે કે......

"હેતુ-વિવાદે હો, ચિત્તધરી જોઈએ, અતિ દુર્ગમ નયવાદ;
આગમ વાદે હો ગુરૂગમ કો નહિ રે, એ સબળો વિખવાદ"

આમ છતાં ઉપર અમોએ શાસ્ત્રાનુસારી નયદષ્ટિએ છ ભેદનું સ્વરૂપ જણાવ્યું છે તેની પુષ્ટિરૂપે હવે આગમ-પ્રમાણથી અર્થાત્ શાસ્ત્રાદેશથી ભવ્યપણાના આસન્ન ભવ્ય, મધ્યમભવ્ય અને દુર્ભવ્ય એ ત્રિવિધ-સ્વરૂપને જણાવીએ છીએ, શ્રી કલ્પસૂત્રમાં આ ત્રણ ભેદોનું સ્વરૂપ, વિકલ્પે એટલે કે કલ્પની આચરણામાં, નિયત તેમજ અનિયત કલ્પના ભેદથી નીચે જણાવ્યા મુજબ હેતુઓ સાપેક્ષ જણાવેલ છે.

(૧) જેઓ-ઋજુ અને પ્રાજ્ઞ છે. તેઓને આસન્ન ભવ્ય જીવો જાણવા જરૂરી છે.

(૨) જેઓ જડ-અજ્ઞાની હોવા છતાં પણ જે ઋજુ પરિણામી છે, એટલે કે ઋજુ અને જડ છે, તેઓને મધ્યમ ભવ્ય જીવો જાણવા જરૂરી છે.

(૩) જેઓ જડ-અજ્ઞાની હોવા છતાં, વક્ર પરિણામી છે, એટલે કે વક્ર અને જડ છે, તેઓને દુર્ભવ્ય જીવો જાણવા જરૂરી છે, આથી સ્પષ્ટ સમજાય છે કે ઋજુ પરિણામી પણું ભવ્ય-આત્માને, મોક્ષ-પુરુષાર્થમાં, ખૂબ જ ઉપકારક છે.

(૨૧)

અજ્ઞાની ગુરૂતણે, નિયોગે, અથવા શુભ પરિણામે રે;
કમ્મપયડી સાખે સુદષ્ટિ, કહીએ એહનો ઠામ રે...
સાહેબ સુણજો રે. ॥૧૨૦॥

**ભાવાર્થ** :- પ. પૂ. શ્રી ય. ઉ.જી કહે છે કે કમ્મપયડી ગ્રંથમાં તેમજ શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે ઉત્તમ ગુર્વાદિકના નિમિત્તના અભાવમાં પણ જેની ભવસ્થિતિ પરિપાક થયેલી હોય છે, એવો મિથ્યાદષ્ટિ આત્મા પણ જો ઋજુ પરિણામવાળો છે, તો-તેવા ભદ્રક (૮ ગુણ યુક્ત) પરિણામવાળાને, નિસર્ગ ભાવે, સમ્યક્ત્વની પ્રાપ્તિ પણ થાય છે. અને તેવા જીવો શ્રી જૈન ધર્માચરણની વિધિના અજાણ હોવા છતાં, પ્રત્યેક બુદ્ધ ભાવે સિદ્ધ પણ થાય છે. એમ શાસ્ત્રોમાં જણાવેલું છે. તે માટે આત્માર્થી આત્માઓએ કોઈ પણ અન્ય જીવની-નિંદા થકી તો અવશ્ય વિરમવું. હવે ઉપર જણાવેલ ભદ્રક પરિણામીના શાસ્ત્રમાં જે આઠ ગુણો બતાવેલા છે તે નીચે મુજબ જાણવા. (૧) અક્ષુદ્ર (૨) પ્રકૃતિ સૌમ્ય (૩) અક્રૂરત્વ (૪) સ-દાક્ષિણ્યત્વ (૫) દયાળુ (૬) મધ્યસ્થ (૭) વૃદ્ધાનુગતત્વ (૮) વિનીતત્વ.

(૨૨)

જે તો હઠથી ગુરૂને છાંડી, ભગ્ન ચરણ પરિણામ રે;
સર્વ ઉદ્યમે પણ તસ નિશ્ચય, કાંઈ ન આવે ઠામ રે...
સાહેબ સુણજો રે. ॥૧૨૧॥

ભાવાર્થ :- ઉપર જણાવેલ શાસ્ત્રાર્થમાં-યથાર્થતાની અવગણના કરવાવાળા, અહંકારમાં અંધ બનેલા અજ્ઞાનીઓ, કે-જેઓને પ્રથમ તો શ્રી જીનાજ્ઞા ઉપરથી શ્રદ્ધા ઊઠી ગઇ છે, તેવા સાધુઓ યા શ્રાવકો, સમ્યક્ ચારિત્રને વિષે ભગ્ન-પરિણામવાળા બનીને, પોતાના કદાગ્રહે કરીને, ગીતાર્થ-ગુરૂની નિશ્રાનો-ત્યાગ કરીને, પોતાનો મન માન્યો ધર્મ કરે છે, અને કરાવે છે, તેઓને પ્રભુ આજ્ઞા બાહ્ય, તેમના સર્વ ધર્માનુષ્ઠાનો, સ્વ-પર સંબંધે, આત્મગુણ ઘાતક બનતા હોય છે, એમ જાણવું.

(૨૩)

આણા રૂચી વિણ ચરણ નિષેધે, પંચાશકે હરિભદ્ર રે;
વ્યવહારે તો થોડું લેખે, જેહ સક્રારે સદ્ રે....
સાહેબ સુણજો રે. ॥૧૨૨॥

ભાવાર્થ :- શ્રી જીનશાસનને વિષે એ વાત સર્વમાન્ય છે કે, શ્રી જીનાજ્ઞાનુસારે સમ્યગ્-દર્શન, સમ્યગ્-જ્ઞાન, અને સમ્યક્ ચારિત્રની આરાધના કરતો એવો આત્મા (ત્રિગુણ વૃદ્ધિમાં એકત્વતા કેળવતો થકો) સર્વ સામાયિક ચારિત્ર ભાવે કરીને, મોક્ષ-મેળવી શકે છે. અન્યથા કેવળ બાહ્ય લિંગાચારે આત્માર્થ-શૂન્યપણે સાધુપણાની ઉત્કૃષ્ટિ ક્રિયા કરનારને પણ આત્મશુદ્ધિ કારક ચારિત્ર હોતું નથી, એમ શ્રી પંચાશક સૂત્રમાં શ્રી હરિભદ્ર સૂરિજીએ સ્પષ્ટ જણાવેલું છે પરંતુ જેઓ જીનાજ્ઞા પાળવાના કેવળ બાહ્ય દેખાવ કરવારૂપ, વિશિષ્ટ ક્રિયાઓ કરતાં નથી, પરંતુ-જીનાજ્ઞાને, હૃદયમાં-સત્ય સ્વરૂપે બહુમાન સહ સ્થાપીને-આત્મ શુધ્યર્થે જેટલો બને તેટલો પણ, વિધિ પૂર્વકના-શુદ્ધ-વ્યવહારનો આદર કરે છે, અને માયા રહિત પ્રમાણિક જીવન જીવે છે. એટલે કે કોઇ પણ સંકિલષ્ટ ભાવથી લોકવિરૂદ્ધ આચરણથી પોતાના જીવનને કલંકિત કરતાં નથી, તેઓનો તે સામાન્ય વ્યવહાર પણ પ્રભુઆજ્ઞા-પાલનની ઇચ્છાએ કરી, એક દેશથી-આરાધક હોઇ, લેખે લાગે છે; અર્થાત્ પરંપરાએ નિશ્ચય શુદ્ધિનું કારણ બને છે એમ જાણવું.

(૨૪)

શિષ્ય કહે જો ગુરૂ અજ્ઞાની, ભજતાં ગુણ નિધિ જાણી રે;
છે સુવાસન તો,-કિમ ત્યજવો? તેને અવગુણી જાણી રે....
સાહેબ સુણજો રે. ॥૧૨૩॥

ભાવાર્થ :- ઇહાં શિષ્ય કહે છે કે, અમારા ગુરૂ અજ્ઞાની-અગીતાર્થ હોવા છતાં, અમોને તો અત્યારે બાહ્ય સ્વરૂપે તો તેઓ સુખકારી છે. તેથી તો અમો તેમને ગુણ નિધિ જાણીને-સમજીને, તેમની સેવા-ભક્તિ-કરીએ છીએ, તો પછી શા માટે અમારે અજ્ઞાની-અગીતાર્થ ગુરૂને, અવગુણકારી માની ત્યજી દેવા જોઇએ?

(૨૫)

ગુરૂ બોલે શુભ વાસના કહીયે, પન્નવણિજ્જ સ્વભાવ રે;
તે આયત્ત પણે છે આદ્યે, જશ મન ભદ્રક ભાવ રે....
સાહેબ સુણજો રે. ॥૧૨૪॥

ભાવાર્થ :- ઉપર જણાવ્યા મુજબ શિષ્યના મિથ્યા (જુઠા) વચનનો ઉત્તર આપતાં થકાં, ગીતાર્થ-ગુરૂભગવંત જણાવે છે કે, સુવાસન, તેને કહીયે જે થકી આત્મહિત સધાય, અને આત્મ-હિત-સાધના તો મુખ્ય પણે, જીનાજ્ઞાનુસારે વર્તવા થકી જ હોય, આવો જે નિશ્ચય પરિણામ, તેને ભદ્રક ભાવ જાણવો. અન્યથા-અજ્ઞાની અગીતાર્થની સેવા કરવા રૂપ અજ્ઞાન-મૂલક ભદ્રક ભાવ થકી, કદી આત્માર્થ સાધી શકાય નહિ, અત્રે ખાસ જણાવવાનું કે આ ઢાળની પ્રથમ ગાથામાં જે પ્રથમ જ્ઞાન અને પછી અહિંસા" કહીને સૌ પ્રથમ દ્રવ્ય સમ્યગ્-જ્ઞાનની ઉપાસના કરવાનું જણાવેલ છે. અને તે માટે ગીતાર્થ ગુરૂ-ભગવંતની નિશ્રાની આવશ્યકતા સમજાવી છે-તેની વિરૂદ્ધ, અજ્ઞાની ગુરૂ થકી-અજ્ઞાન પણે ધર્મારાધન કરવા થકી આત્મશુદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે એમ કહેવું, તે-તો પ્રગટ માયામૃષાવાદ જ છે. કેમકે શાસ્ત્રમાં અજ્ઞાની-સ્વચ્છંદાચારી-પાખંડીઓનો સંસર્ગ વર્જવો એમ સ્પષ્ટ જણાવેલ છે.

(૨૬)

સૂધું માની સૂધું થાતાં, (કરતાં) ચઉભંગી આચાર રે;
ગુરૂ કહણે તેહમાં ફળ જાણી, લહીયે સુજશ અપાર રે....
સાહેબ સુણજો રે. ॥૧૨૫॥

**ભાવાર્થ** :- શ્રી આચારાંગ સૂત્રે, સત્ય જાણવા તેમજ સત્ય આચરવા સંબંધી ચૌભંગી બતાવી છે. તેમાંથી જીનાજ્ઞાનુસારી, શાસ્ત્ર વચનોથી-અવિરૂદ્ધ ભાંગાને, તથા-પ્રકારે-શુદ્ધાશુદ્ધ જાણવા જરૂરી છે. અન્યથા ઉન્માર્ગે-માર્ગબુદ્ધિએ, પ્રવર્તન કરવા થકી-તો, મિથ્યાત્વની વૃદ્ધિ થશે, આ માટે પણ સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂભગવંતની શાસ્ત્રાનુસારી શુદ્ધ પ્રરૂપણાની આવશ્યકતા છે. અત્રે પ. પૂ. શ્રી ય. ઉ. જી પોતે જ છેલ્લી લીટીમાં સ્પષ્ટપણે કહ્યું છે કે, સુગુરૂની આજ્ઞાએ વર્તવા થકીજ, સુયશ-મોક્ષના અપાર સુખને પામી શકાય છે.

(૧) જીનાજ્ઞાને યથાર્થ જાણે, અને યથાર્થ પણે અનુસરે.

(૨) જીનાજ્ઞાને યથાર્થ જાણે, પરંતુ અયથાર્થ પણે અનુસરે.

(૩) જીનાજ્ઞાને યથાર્થ ન જાણે, પરંતુ બાહ્ય થકી યથાર્થ સ્વરૂપે અનુસરે.

(૪) જીનાજ્ઞાને યથાર્થ ન જાણે, તેમજ અયથાર્થ સ્વરૂપે અનુસરે.

ઉપરના ચાર ભાંગામાં અમારી દષ્ટિએ, અમોને પ્રથમના બે ભાંગાઓ આત્મ શુદ્ધિ-કારક હોઇ-શુદ્ધ સમજાય છે, જ્યારે 'પાછળના બે-એટલે-ત્રીજો અને ચોથો બંને ભાંગા આત્મ શુદ્ધિ કારક ન હોઇ અશુદ્ધ જણાય છે. અમોએ બીજો ભાંગો સૂધું-જાણતાનો હોઈ-શુદ્ધ કહ્યો છે. જ્યારે કેટલાક શાસ્ત્રાર્થથી વિરૂદ્ધ ક્રિયાવાદીઓ અજ્ઞાનમાં, આજ્ઞાકારિત્વની વિશેષ સંભાવના કરીને, ત્રીજા ભાંગાને શુદ્ધ-માનતા-મનાવતાં રહે છે. આ મુખ્ય મતભેદને જણાવી વિવાદને ટાળવા માટે જણાવવાનું કે "તત્ત્વં કેવલી ગમ્યં" આમ છતાં નય વિશેષથી, વ્યવહારનયની દષ્ટિએ ત્રીજા ભાંગાને, અને નિશ્ચયનયની દષ્ટિએ બીજા ભાંગાને-શુદ્ધ જાણનારને, કોઈ વિવાદ-કરવાની આવશ્યકતા રહેશે નહિ એમ અમારું માનવું છે.

છટ્ઠી ઢાળ સમાપ્ત

ઢાળ-૭ મી

(૧)

કોઈ કહે ગુરુ ગચ્છ ગીતારથ, સારથ શુદ્ધ ।
માનુ પણ નવિ દિસે જોતાં, કોઈ વિબુદ્ધ ॥
નિપુણ સહાય વિના કહ્યો, સૂત્રે એક વિહાર ।
તેહથી એકાકી રહેતાં, નહીં દોષ લગાર ॥૧૨૬॥

ભાવાર્થ :-કેટલાક સ્વચ્છંદાચારી પાસત્થાઓ, પોતાના સ્વચ્છંદાચારને પોષવા માટે, એમ કહેતા હોય છે કે, શાસ્ત્રોમાં જે ગીતાર્થની આજ્ઞામાં (નિશ્રાએ) ગચ્છમાં રહેવું એમ જે કહ્યું છે તે વાત અમોને પણ ઈષ્ટ છે, પરંતુ આજે કોઇ ગીતાર્થ તેમજ તેમની નિશ્રામાં વર્તતો (ગચ્છ) સાધુ સમુદાય પણ જોવામાં આવતો નથી, તે માટે શાસ્ત્રમાં કહેલા વચનને, અનુસરીને જ અમો એકાકી (એકલા) વિચરી રહ્યા છીએ, શાસ્ત્રમાં કહ્યું છે કે "જો કોઈ ઉત્તમ ગીતાર્થ તેમજ ગચ્છમાં (સાધુ સમુદાયમાં) કોઇ વિશેષ ગુણવાન ન જણાય, એટલે કે તેમની સાથે રહેવાથી જો પોતાને કોઈ પણ સ્વરૂપે, જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપાદિ ગુણોમાં, વૃદ્ધિ થવાનો સંભવ ન દેખાતો હોય, તો એકાકી વિહાર કરવામાં દોષ નથી" તો પછી અમારા એકાકી વિહારની તમો શા માટે નિંદા કરો છો ? તેમ કહેનારને પ. પૂ. શ્રી. યશોવિજય ઉપાધ્યાયજી કહે છે કે—

(૨)

અણદેખંતા આપમાં, તે સવિ ગુણનો યોગ,
કિમ જાણે પરમાં, વ્રત ગુણનો મૂળ વિયોગ;
છેદ દોષ તાંઈ, નવિ કહ્યા પ્રવચને મુનિ કુશીલ,
દોષ લવે પણ, થિર પરિણામી, બકુશ-કુશીલ. ॥૧૨૭॥

ભાવાર્થ :-જે આત્મા થોડું ઘણું ભણીને, કેવળ લિંગાચારને જાણીને, પોતાને સર્વગુણ સંપન્ન માની લે છે તેને અન્ય આત્માઓમાં રહેલા વિશિષ્ટ ગુણો દેખાતા નથી, તેથી કરીને તેવાઓને અન્ય ગુણવાન આત્માઓ પ્રતિ, કોઈ આદર-બહુમાન હોતું નથી, અને તેથી તેઓ પરમાં એટલે અન્ય સાધુઓમાં, અલ્પ પણ દોષને જ જોતા હોય છે, પરંતુ તેઓ જાણતા-સમજતા હોતા નથી કે શાસ્ત્રમાં પણ બકુશ-કુશીલ સાધુઓ કે જેઓ-પાંચ મહાવ્રતધારી નિર્ગ્રંથો-

(બાહ્ય-અભ્યંતર, ગ્રંથીથી વ્યવહારથી અળગા થયેલા) હોવા છતાં તેઓમાં કવચિત્ પ્રતિસેવા પણ સંભવે છે, એમ સ્પષ્ટ જણાવેલું છે, પરંતુ તે પ્રતિસેવા (જિનાજ્ઞા વિરૂદ્ધનું વર્તન) પણ જ્યાં સુધી સાતમા છેદ પ્રાયશ્ચિત્તને યોગ્ય પ્રતિસેવા ન હોય, ત્યાં સુધી તેઓને સંયમમાં-સ્થિર પરિણામવાળા એટલે સંયમના અર્થી જાણવા એમ પણ કહ્યું છે, તેમજ શાસ્ત્રોમાં તેઓને પોતાના અલ્પાધિક દોષોનું પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત કરતા હોવાથી વંદનીક પણ કહ્યા છે. પરંતુ ત્યજવા યોગ્ય નથી કહ્યાં. શાસ્ત્રોમાં દશ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત કહ્યા છે, તે-તથા પ્રકારના દોષો-સંબંધે હોઇ, તેનું સ્વરૂપ ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી જાણી લેવું. અત્રે નામ માત્ર જણાવીએ છીએ. (૧) આલોચના, (૨) પ્રતિક્રમણ, (૩) મિશ્ર, (૪) વિવેક, (૫) ઉત્સર્ગ, (કાયોત્સર્ગ). (૬) તપ, (૭) છેદ, (૮) મૂલ, (૯) અનવસ્થા, (૧૦) પારાંચિત.

જે કોઇ દોષો-વિવિધ પ્રકારના તપ વિશેષથી દૂર કરાય તેને તપ પ્રાયશ્ચિત્ત જાણવું. તેમજ જે મોટા દોષો સાધુનાં સાધુત્વ-પર્યાયનો છેદ કરવા યોગ્ય હોય, તેને છેદ પ્રાયશ્ચિત્ત, આપવું જરૂરી છે. આથી સ્પષ્ટ સમજવું કે, જે મુનિઓ પોતાના દોષોનું યથાયોગ્ય પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત કરે છે, તેઓ તો નિશ્ચેથી સંયમના ખપી આત્માઓ છે, એમ જાણવું. પરંતુ જેઓ પોતાના અલ્પાધિક દુષણોને-પણ ભૂષણો સમજે છે અને પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત નથી કરતા તેઓને તો શાસ્ત્રોમાં સ્પષ્ટપણે પાપશ્રમણો કહ્યા છે.

(૩)

જ્ઞાનાદિક ગુણ પણ, ગુર્વાદિક માંહે જોય,
સર્વ પ્રકારે નિર્ગુણ, નવિ આદરવો સોય;
તે છાંડે ગીતારથ જે, જાણે વિધિ સર્વ,
ગ્લાનૌષધ દષ્ટાંતે, મૂઢ ધરે મન ગર્વ. ॥૧૨૮॥

**ભાવાર્થ** :- આથી સ્પષ્ટ સમજવું કે જેઓને શાસ્ત્રાર્થથી-જીનાજ્ઞા પ્રતિ યથાર્થ અવિરૂદ્ધ બોધ-સહ, શ્રદ્ધા-રૂચી પ્રગટી નથી, તેવા અગીતાર્થ અજ્ઞાની-સાધુઓ માટે તો જેઓ જ્ઞાનાદિ ગુણોમાં પોતાથી અધિક ગુણવાન હોય એવા ગુર્વાદિની આજ્ઞા (નિશ્રા)માં રહેવું એ જ શ્રેયસ્કર છે. અન્યથા તેમની અવજ્ઞા કરવી તે શાસ્ત્રાજ્ઞાનો ધ્વંસ કરવા બરાબર છે.

આમ છતાં જેઓને શ્રી જીનાજ્ઞા પ્રતિ અવિહડ માન છે, તેવા ગીતાર્થ ગુરૂ ભગવંતોને, રોગીને-ઔષધના દષ્ટાંતે, કારણે એકાકી વિહાર હોય તો તેમને

માટે તે યુક્ત છે. અન્યથા શાસ્ત્ર મર્યાદાઓનું ઉલ્લંઘન કરવું, તે અહિતકારી છે, એમ જાણવું. આ સંબંધે શાસ્ત્રાર્થના યથાર્થ જાણકાર અધ્યાત્મ યોગીરાજ પ. પૂ. શ્રી આનંદઘનજીની હિતશિક્ષાઓને, નિરંતર હૃદયમાં રાખીને, તેનો યથાતથ્ય સ્વરૂપે, નિશ્ચય કરવો યોગ્ય છે. તેઓશ્રીએ જણાવ્યું છે કે—

"વસ્તુ વિચારે રે દિવ્ય નયણ તણો રે,
વિરહ પડયો નિરધાર;
તરતમ યોગે તરતમ વાસના રે,
વાસિત બોધ આધાર.
પંથડો નિહાળું રે બીજા જીનતણો રે...."

(૪)

તે કારણ ગીતારથને, છે-એકાકી વિહાર,
અગીતાર્થને સર્વ પ્રકારે, તે નહિ સાર;
પાપ વરજતો કામ અસજતો ભાંખ્યો તેહ,
ઉત્તરાધ્યયને ગીતારથ, રહે એકાકી જેહ. ॥૧૨૯॥

ભાવાર્થ :– હવે જે ગીતાર્થ ગુરુ ભગવંતો કારણે એકાકી વિહાર કરે, તે કેવા હોય તે કહે છે. જેઓ સર્વ પ્રકારના (અઢારે પ્રકારના) પાપસ્થાનકોના આચરણથી અળગા રહેતા હોય, તેમ જ કામને-અસજતા હોય, એટલે પાંચે ઇન્દ્રિયોના ત્રેવીશે વિષયોથી પોતાના આત્માને અળગો રાખવા સમર્થ હોય. અન્યથા-અગીતાર્થનો, એકાકી વિહાર તો શાસ્ત્રોમાં સ્પષ્ટપણે નિષેધેલો છે.

(૫)

પાપતણો પરિવર્જન ને, વલિ કામ અસંગ,
અજ્ઞાનીને નવી હુએ, એ નવિ જાણે ભંગ;
અજ્ઞાની શું કરશે શું લહશે-શુભ-પાપ,
દશવૈકાલિક વયણે-પંચાશક આલાપ. ॥૧૩૦॥

ભાવાર્થ :– અજ્ઞાની-અહંકારી-અગીતાર્થ મુનિઓ, પાપાચાર પ્રવૃત્તિમાં ધર્માચરણનો-આરોપ કરીને, યથેચ્છપણે ઇન્દ્રિયોના વિષય ભોગોમાં આસક્ત રહેતા હોવાથી, શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞા કદાપી, વિષય-કષાય પોષક હોઈ શકે નહિ, એટલું પણ તેઓ ન સમજતાં હોઈ, પોતાની મતિ કલ્પનાએ, ઉત્સર્ગ-અપવાદ માર્ગની

પ્રરૂપણા કરતાં થકાં, કેવળ બાહ્ય-શુભ ક્રિયા પ્રતિ, કે જેમાં અલ્પ પુણ્યબંધ થતો હોય પરંતુ પાપબંધ અધિક થતો હોય છે. તેવી બાહ્ય શુભ ક્રિયાઓમાં ઉત્સાહ ધરતાં રહી, અન્ય અજ્ઞાની, દષ્ટિરાગી, ભોળા ભક્તજનોને, પુણ્યકર્મની અનિવાર્યતા સમજાવી પોતાને અનુકૂળ એવી બાહ્ય-શુભ ધર્મક્રિયામાં જ ધર્મ સમજાવીને, તેમાં જ રાચતા રહે છે. આ રીતે તેઓ સૌ-કેવળ મિથ્યાત્વ મોહનીય કર્મના બંધ-ઉદયનો વિશેષતઃ આદર કરતાં હોય છે, એમ સ્પષ્ટ સમજાય છે.

(૬)

એક વિહારે દેખો, આચારે સંવાદ,
બહુ ક્રોધાદિક દુષણ વલી, અજ્ઞાન પ્રમાદ ॥
વલિય વિશેષે વાર્યો છે, અવ્યક્ત વિહાર,
પંખી પોત દ્દષ્ટાંતે, જાણો પ્રવચન સાર ॥૧૩૧॥

**ભાવાર્થ** :- જેઓ એકાકીપણે વિચરનારાઓ, તેમ જ સ્વચ્છંદાચારે સ્વમતિ કલ્પનાએ વર્તતા હોય છે, તેઓમાં પરસ્પર મતભેદો પડતાં એકબીજાં પ્રતિ ક્રોધ કરીને, એકબીજાનો તિરસ્કાર કરતાં-કરાવતાં રહે છે. તેમ જ પોતાને વિશિષ્ટ જ્ઞાનાદિનો લાભ નહિ મળતો હોવાથી પોતાના અજ્ઞાન થકી-અહંકારે કરી-અનેકવિધ આત્મ-ઘાતક પ્રમાદ-આચરણ પણ, ઉત્સાહપૂર્વક કરતાં હોય છે. વળી શાસ્ત્રોમાં તો, અવ્યક્ત સાધુઓને-એકલા-વિચરવાની સ્પષ્ટ મનાઈ ફરમાવેલી છે. એટલે જેઓ શુદ્ધાશુદ્ધ કાર્ય-કારણ ભાવના અજાણ છે, તેવા અજ્ઞાનીઓને, તેમ જ જેઓ ગુરૂલઘુભાવે બાહ્ય-ભાવની પકડમાં (અસર નીચે) સહેલાઈથી પટકાઈ જાય તેવા હોય, તેવા બાળ જીવોને પણ, એકાકી વિચરવાની સુગુરૂઓ આજ્ઞા આપતાં નથી.

(૭)

એકાકિને સ્ત્રી રિપુ, શ્વાન તણો ઉપઘાત,
ભિક્ષાની નવિ શુદ્ધિ, મહાવ્રતનો પણ ઘાત ॥
એકાકિ સ્વચ્છંદ પણેં, નવિ પામે ધર્મ,
નવિ પામે પૃચ્છાદિક વિણ, તે પ્રવચન મર્મ ॥૧૩૨॥

**ભાવાર્થ** :- શ્રી જીનશાસનને વિષે એકાકી ભિક્ષાએ (ગોચરીએ) જવાનો પણ નિષેધ છે. કેમકે એકલો ગયેલો અગીતાર્થ સાધુ તે મનમાની રીતે, અશુદ્ધ

ગોચરી લીયે તેથી મહાવ્રતોનુ યથાર્થ પાલન કરવામાં અસમર્થ બની જાય, તેમજ વળી એકાકીપણે વિચરનારને સ્ત્રી થકી, તેમ જ અન્ય શ્વાનાદિ ઉન્મત્ત પશુઓ તથા વાહનો આદિથી ઉપઘાત થવાનો સંભવ છે. તે માટે સાધુએ એકાકી વિહાર કરવો યા તો વિચરવું યોગ્ય નથી, વળી પણ વિશેષે જાણવું કે, એકાકી-વિચરનારા -સ્વચ્છંદી સાધુને, અન્ય સાધુઓ સાથે શાસ્ત્રાર્થ-સંબંધી વાચના-પૃચ્છના તેમ જ વિનય-વૈયાવચ્ચાદિ ધર્મનો અસંભવ હોવાથી તેનામાં જ્ઞાનવૃદ્ધિ થવાનો પણ અસંભવ જાણવો કેમકે તેનામાં પ્રથમથી જ અન્ય સાધુઓ પ્રતિ, અપ્રીતિનો પરિણામ હોય છે. આથી તેને ઉત્તમ સાધુપુરુષનો યોગ પ્રાપ્ત થતો નથી, આથી તેને અનેક વિટંબણાઓ પણ વેઠવી પડતી હોવાથી, પ્રાયઃ આર્ત-ધ્યાન તેમજ રૌદ્ર ધ્યાનના-કારણ વિશેષોનો, પ્રગટપણે પણ આશ્રય કરવો પડતો હોય છે.

(૮)

**સુમતિ ગુપ્તિ પણ ન ધરે, એકાકી નિઃશંક,**
**ભાવ પરાવર્તે, આલંબન ગ્રહે સપંક ॥**
**જુદા જુદા થાતાં, થવિર કલ્પના ભેદ,**
**ડોલાએ મન લોકનાં, થાયે ધર્મ ઉચ્છેદ ॥૧૩૩॥**

**ભાવાર્થ :** પૂર્વે જણાવ્યા મુજબ જે સાધુઓ એકાકી સ્વચ્છંદપણે વિચરનારા હોય છે, તેઓમાં સમિતિ-ગુપ્તિ ધર્મનું આચરણ પણ સંભવતુ નથી, તેથી સાધુધર્મ (પ્રતિજ્ઞા)થી ઉલ્ટા વર્તતા હોવાથી તેઓના ભાવ પણ વિષય-કષાયના આદર પ્રતિ આકર્ષાયેલા રહેતા હોવાથી તેઓને સાધુધર્મને અનુચિત કાર્યો કરવાંમાં પણ ક્ષોભ થતો નથી. તેમ જ વળી પોતાના શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધના અકાર્યોને પણ તેઓ શાસ્ત્રાજ્ઞા સ્વરૂપે જણાવતાં રહેતા હોવાથી, અનેક સાધુઓ વડે જુદા જુદા મતાંતરોવાળો-ઉપદેશ શ્રવણ કરનારાઓના મન પણ-ડોળાવાથી (ભ્રાંત થવાથી) તેઓમાં પણ સાધુધર્મ પ્રતિ શુદ્ધ-શ્રદ્ધા ન રહેવાથી, છેવટે ધર્મનો ઉચ્છેદ થવાના પ્રસંગો આવે, તે માટે કોઈ પણ સાધુએ સૌ પ્રથમ સાધુ-ધર્મની સર્વમાન્ય મુખ્ય આચરણા-જે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ ધર્મ છે, તેનું તો અવશ્ય જાણપણું અને પાલન કરવું જોઇએ, કેમકે સાધુધર્મની શુદ્ધ આચરણા એ જ જૈન શાસનની અવિચ્છિન્નતાનું મૂળ છે.

(૯)

ટોળે પણ જે ભોળે, અંધ પ્રવાહની પાંત,
આણા વિણ નવિ સંઘ છે, અસ્થિતણો સંઘાત ॥
તો ગીતારથ ઉદ્ધરે, જેમ હરિ જલથી વેદ,
અગીતારથી નવિ જાણે, તે સવિ વિધિનો ભેદ ॥૧૩૪॥

ભાવાર્થ :- શ્રી જૈન શાસનમાં શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાનું પાલન કરનાર એવા એક સાધુ-એક સાધ્વી-એક શ્રાવક અને એક શ્રાવિકાના સમુદાયને શ્રી સંઘ કહ્યો છે. પરંતુ જીનાજ્ઞાથી વિરૂદ્ધ વર્તન કરનારા અનેકના ટોળાઓને શ્રી સંઘ કહ્યો નથી. પરંતુ ઉલ્ટો તેને તો કેવળ હાડકાનો માળો જાણવો એમ કહ્યું છે. એટલે કે તેવાઓની સંગતે કોઇ ગુણ-વૃદ્ધિ થાય નહિ એમ જાણવું.

આથી સ્પષ્ટ સમજવું જોઇએ કે જે ગુણવાન આત્માઓ છે તેઓની સેવાભક્તિ વડે તો, ગુણના પક્ષપાતી આત્માઓ અવશ્ય ગુણે કરી પુષ્ટ થાય, પરંતુ જેઓ ગુણરહિતની સેવા કરવા પ્રતિ મોહમાયામાં અંધ બનેલાઓ છે તેઓ તો આંધળો-આંધળાને દોરે, એ ન્યાયે પ્રવર્તતા હોઇ, તેઓ બંનેને સંસારમાં ડૂબવાપણું જ પ્રાપ્ત થાય છે એમ જાણવું. જ્યારે ગુણવાન ગીતાર્થ ગુરૂભગવંતો તો ગુણના પક્ષપાતી આત્માઓને, જીનાજ્ઞાનુસારે યથાયોગ્ય સ્વરૂપે અનેકવિધ-વિવિધ પ્રકારનાં આલંબનો આપીને, શુદ્ધ-આત્મિક ગુણોથી-પુષ્ટ કરવાવાળા હોય છે, અત્ર પ. પૂ. શ્રી ય. ઉ. જીએ પુરાણનું દષ્ટાંત (એકદેશીય ઉપનય ગ્રહણ કરવા માટે કેવળ ગીતાર્થને સમજવા માટે) આપ્યું છે. તે ન્યાયે-તે મુજબ, ઉત્તમ ગીતાર્થ-ગુરૂભગવંત પણ પોત-પોતાના આશ્રિત ભક્તો, શુદ્ધ જીનાજ્ઞામાં-શ્રદ્ધાવંત, તેમ જ સેવા ભક્તિકારક બનીને શુદ્ધ આત્મિક ગુણોથી પુષ્ટ થાય, તેવા પ્રકારના પ્રયત્નો કરવામાં ઉદ્યમવંત હોય છે, એમ સ્પષ્ટ જણાવ્યુ છે. અન્યથા-અગીતાર્થ તો ગુણ-ગ્રહણ-વિધિથી સ્વયં અજાણ હોઈ, પૂર્વ મહાપુરુષો રચિત-લેખિત શાસ્ત્રોના પાના-પુસ્તકો પણ વેચી ખાનારા હોય છે, તેમજ ગુરૂગમ વિના જ્ઞાની બની બેઠેલા તેઓ, શાસ્ત્ર વાંચવા માટે પણ દ્રવ્યાદિ પ્રાપ્ત કરવાના પ્રપંચો કરતા હોય છે, આવા દાંભિક ગીતાર્થો, અન્યને કદાપિ ગુણવાન બનાવી શકતા નથી. પરંતુ અજ્ઞાની, નિર્ગુણી, ભોળા ભક્તજનોના ટોળાઓ, ધર્મ-સંબંધી કેવળ આડાડંબરો વડે-ભેગા કરીને, પોતાની માયાવી મહત્તાનું પ્રદર્શન કરતાં થકાં નિરંતર યત્ર-તત્ર ફરતાં-ફરે છે.

(૧૦)

કારણથી એકાકીપણું, પણ ભાખ્યું તાસ;
વિષમકાળમાં તો પણ, રૂડો ભેળો વાસ ॥
પંચ કલ્પ ભાષ્યે જાણ્યું, આતમ રક્ષણ એમ,
શાલિ એરંડતણે એમ ભાંગે, લહિએ બહુ ખેમ ॥૧૩૫॥

ભાવાર્થ :-શ્રી જૈનશાસનમાં શ્રી જીનાજ્ઞા-પ્રમાણરૂપ છે. તેથી એકાંત આગ્રહ ક્યાંય સંભવે નહિ, કેમકે શ્રી જીનાજ્ઞા તો, સ્યાદ્વાદથી યુક્ત જ હોય છે. આથી કારણે એકાકી વિચરવાની પણ શાસ્ત્રાજ્ઞા છે. તે માટે વિવિધ કારણ વિશેષે અપવાદે પ્રવર્તન કરવાનો વિધિમાર્ગ પણ તેમાં બતાવેલો છે. આમ છતાં આ દુષમ કાળમાં ગુરૂકુળવાસમાં ઉત્તમ મોક્ષાર્થી આત્માઓએ ભેગા રહેવું એવી હિતશિક્ષા પ. પૂ. શ્રી ય. ઉ. જી એ આપી છે. કેમકે શ્રી કલ્પસૂત્રને વિષે સાધુઓનો દશ પ્રકારનો કલ્પ બતાવેલો છે, તેમાં યોગ્યતા વિશેષે નિયત-અનિયતપણું જણાવ્યું છે. પરંતુ આ પાંચમા આરાના કાળના સાધુઓ માટે તો, કોઈ વિશેષ અપવાદ માર્ગ ન બતાવતાં ઉલ્ટા તે દશેદશ કલ્પોને નિયત સ્વરૂપે આચરવા એમ સ્પષ્ટ જણાવેલું છે.

હવે સાધુઓએ ગુરૂકુલવાસમાં રહેવું તે સંબંધી ઉપરની હકીકતને આગમ-શાસ્ત્રોમાં, અને તે પછી થયેલા ગીતાર્થોએ પણ પોતાના પચ-કલ્પ ભાષ્યાદિ પ્રકરણોમાં ચૌભંગી કરીને, સમજાવી છે. તેનું કિંચિત્ સ્વરૂપ જણાવીએ છીએ. અત્રે શાલી એરંડની વાડીના દષ્ટાંતની ચૌભંગી વડે શાસ્ત્રમાં જે સમજાવ્યું છે તેને અર્થથી જણાવીએ છીએ.

(૧) આચાર્ય ગીતાર્થ અને તેમનો પરિવાર પણ ઉત્તમ.

(૨) આચાર્ય ગીતાર્થ પરંતુ તેમનો પરિવાર અનુત્તમ.

(૩) આચાર્ય અગીતાર્થ પરંતુ તેમનો પરિવાર ઉત્તમ.

(૪) આચાર્ય અગીતાર્થ અને તેમનો પરિવાર પણ અનુત્તમ.

પ્રથમના અર્થકારોએ ઉપરની ચૌભંગીમાં પ્રથમના ત્રણ ભાંગાને શુદ્ધ ઉપ-કારક ગણાવેલ છે. પરંતુ તેમાં ઉત્સર્ગ-અપવાદ સ્વરૂપી નય વિશેષે ઉપકારકતાની જે તરતમતા છે, તેને સ્પષ્ટ સમજવી જરૂરી છે. અમારૂં માનવું છે કે, મુખ્યપણે તો પ્રથમના ઉભય શુદ્ધ ભાંગે,જ, ઉત્સર્ગે-અનુપચરિત સદ્ભૂત વ્યવહારે પ્રવર્તન કરતું હોઇ, ઉભયને-આત્મોપકારિતા સધાય છે.

જ્યારે બીજા ભાંગે ગુરૂ ભગવંત ગીતાર્થ છે. પરંતુ તેમનો પરિવાર જો અગીતાર્થ છે તો તે ગચ્છમાં રહેવા માટેના કારણ વિશેષને-સમજીને, પોતાના હૃદયમાં નિશ્ચય શુદ્ધ દષ્ટિ રાખીને, અપવાદે–ઉપચરિત વ્યવહાર થકી, તે ગીતાર્થની આજ્ઞામાં રહેવું, તે ઉપકારક જાણવું–અન્યથા તેમના પરિવારને અનુસરવાથી–તો, દોષોની વૃદ્ધિ થશે.

તેમજ ત્રીજા ભાંગે જે ગચ્છનો ગુરૂ પોતે તો અગીતાર્થ છે, પરંતુ તેમનો પરિવાર ઉત્તમ છે. તેમા પણ કારણ વિશેષને જાણીને, તે પરિવારમાં અપવાદે અનુપચરિત વ્યવહાર થકી રહેવામાં દોષ નથી, અન્યથા અગીતાર્થની આજ્ઞાએ પ્રવર્તન કરવું યુક્ત નથી. આ રીતે બીજો અને ત્રીજા ભાંગો એ બંને પણ અશુદ્ધ હોવા છતાં અપવાદ માર્ગે અર્થાત્–કારણ વિશેષે ઉપર જણાવેલ નય-વિશેષથી તેનું અનુસરણ યુક્ત છે, અન્યથા આત્મ વિરાધકતા પ્રાપ્ત થવાનો પ્રસંગ જાણવો.

ચોથો ભાંગો તો અહિતકર છે, એ તો સ્પષ્ટ સમજાય તેમ છે. વળી આ સંબંધમાં, વિશેષતઃ તો સમજવાનું એ છે કે પચ્ચક્ખાણ આપનાર અને પચ્ચક્ખાણ લેનારના જાણ–અજાણપણાની, ચૌભંગી શાસ્ત્રમાં કહી છે તેને પણ આ ચૌભંગી સાથે સંબંધ હોઈ તેને ઉપર જણાવેલ ભાંગા મુજબ વિચારવી જરૂરી છે.

(૧) પચ્ચક્ખાણ આપનાર જાણ અને લેનાર પણ જાણ.

(૨) પચ્ચક્ખાણ આપનાર જાણ અને લેનાર અજાણ

(૩) પચ્ચક્ખાણ આપનાર અજાણ અને લેનાર જાણ.

(૪) પચ્ચક્ખાણ આપનાર અજાણ અને લેનાર પણ અજાણ.

ઉપર મુજબના ચારે ભાંગામાં જો કે પ્રથમનો ભાંગો જ ઉત્સર્ગ માર્ગે ઉપકારક છે. તેમ છતાં કેટલાંકો સોધમપણે (અસ્પષ્ટ ભાવે) બે ભાંગા શુદ્ધ છે, એમ કહી બીજા અને ત્રીજા ભાંગા સબંધે મન ફાવતાં અર્થો કરે છે, જેથી અનેક પ્રકારના વિખવાદો સર્જાય છે. કેટલાક બીજો ભાંગો જે આપનાર જાણ અને લેનાર અજાણનો છે. તેમાં જાણની નિશ્રાનો વહેવાર પ્રમાણ છે, એમ કહી તેને શુદ્ધ કહે છે. જ્યારે બીજા કેટલાંકો ત્રીજો ભાંગો જે આપનાર અજાણ છે અને લેનાર જાણ છે. તેમાં પચ્ચક્ખાણ-લેનારનું જાણપણું જ મુખ્યપણે પ્રમાણ રૂપ હોય એમ કહીને, ત્રીજો ભાંગો શુદ્ધ છે એમ કહે છે. આ સંબંધે ખાસ જણાવવાનું કે શાસ્ત્રોમાં જાણની નિશ્રાનો વહેવાર પ્રમાણ કહ્યો છે,

પરંતુ જાણની નિશ્રાએ અજાણનું કલ્યાણ (આત્મશુદ્ધિ) થઇ જાય તેવો અર્થ કરવો યુક્ત નથી. કેમકે પચ્ચક્ખાણના ફળ સ્વરૂપ સંબંધે જાણે-આદરે અને પાળે, તે સંબંધી શાસ્ત્રમાં જે અષ્ટભંગી જણાવી છે તેમાં અજાણના ચારે ભાંગાના સ્વરૂપમાં આરાધકતા નથી. અર્થાત્ અજાણના ચારે ભાંગા નિષ્ફળ છે એમ સ્પષ્ટ જણાવેલુ છે. છેવટે જણાવવાનું કે પ્રત્યેક સ્વરૂપ અનેકાંતિક હોઇ, તેમાંના ઇષ્ટાર્થ સાધક કોઇપિણ મુખ્ય અર્થને અબાધિત સ્વરૂપે જણાવવા માટે શ્રી જૈન શાસ્ત્રોમાં નય-નિક્ષેપ, ત્રિભંગી-ચૌભંગી સપ્ત-ભંગી-અષ્ટભંગી વિગેરેથી જે નિરૂપણ કરવામાં આવેલું છે તે થકી ગીતાર્થ-ગુરૂભગવંત પાસેથી યથાર્થ અવિરૂદ્ધ બોધ પ્રાપ્ત કરી, નિશંક ભાવે-આરાધના કરવાથી આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. અન્યથા શંકિત ભાવે, યા તો ઉદાસીન ભાવે, યા ગતાનુગતિકતાએ તેમજ કાર્યકારણ ભાવના સંબંધ વગર સાધ્ય-સાધનદાવ શૂન્યપણે કરાતી સર્વ ધર્મક્રિયાઓ આત્માર્થ-સાધવા-અસમર્થ છે એમ જાણવું.

(૧૧)

એકાકી પાસત્થો, સચ્છંદો ગત યોગ,
ઠાણાવાસી ઉસન્નો, બહુ દૂષણ સંયોગ ॥
ગચ્છવાસી અણુયોગી, ગુરૂ સેવી વલિ હોય,
અનિયતવાસી આઉત્તો, બહુ ગુણ એમ જોય ॥૧૩૬॥

ભાવાર્થ :-હવે જે સાધુઓ અનુક્રમે ઉત્તરોત્તર અધિક-અધિક દોષવાન હોય છે, તેઓનું સ્વરૂપ તેમ જ જે સાધુઓ અનુક્રમે ઉત્તરોત્તર અધિક-અધિક-ગુણવાન હોય છે, તેઓનું સ્વરૂપ જણાવે છે. તેઓના પાંચ-પાંચ-સ્થાનકોના ૨૬-૨૬-ભાંગા શાસ્ત્રોમાં જણાવેલ છે.

(૧) એકાકી વિચરતો હોય, એટલે એકલો-ધર્મબંધુ રહિત રહેતો હોય.

(૨) પાસત્થો હોય, એટલે જ્ઞાન, દર્શન-ચારિત્રાદિ ગુણે રહિત હોય.

(૩) સ્વચ્છંદો હોય, એટલે ગુરૂ આજ્ઞાથી ઉલ્ટો વર્તતો હોય.

(૪) ઠાણાવાસી, નિત્ય-નિયતવાસ-વિહારી હોય.

(૫) ઓસન્નો, આવશ્યક ક્રિયાઓ પ્રતિ શિથિલ-પરિણામી હોય તે.

ઉપર મુજબના પાંચે દોષોના દ્વિ–સંયોગી (૧૦) ત્રી–સંયોગી (૧૦) ચતુઃ સંયોગી પાંચ અને પંચ સંયોગી (૧) એમ છવ્વીસ ભાંગા અધિક–અધિકતર દોષવાન જાણવા.

હવે જે સાધુઓ ઉપર મુજબના દોષોને ટાળીને પ્રતિપક્ષી ગુણોને ધારણ કરવાવાળા હોય છે તેમનું સ્વરૂપ બતાવે છે.

(૧) ગચ્છવાસી એટલે સાધુમંડળમાં રહેવાવાળો હોય.

(૨) અણુયોગી એટલે સૂત્ર–અર્થને–ગ્રહણ કરવાવાળો હોય.

(૩) ગુરૂસેવી ગુર્વાદિકની–સેવાભક્તિ કરતો હોય.

(૪) અનિયતવાસી એટલે–અપ્રતિબદ્ધ–વિહારી હોય.

(૫) આઉત્ત હોય એટલે પ્રત્યેક સાધુક્રિયા નિરંતર ઉપયોગ શુદ્ધિએ કરતો હોય.

આ પાંચ ગુણોના પણ એકેક ગુણની વૃદ્ધિ સહિત (૨૬) ભાંગા જાણવા. જેમ જેમ અધિક–અધિક ગુણોનો યોગ થતો જાય, તેમ તેમ તે સાધુ મહાત્માને વિશેષ આરાધકપણું પ્રાપ્ત થાય છે, એમ જાણવું.

(૧૨)

દોષહાણિ, ગુણવૃદ્ધિ, જયણા ભાષે સૂરિ,
તે શુભ પરિવારે હુયે, વિઘન ટળે સવિ દૂરિ,
દેવ ફળે જો આંગણે, તુઝ કરૂણા સુરવેલિ,
શુભ પરિવારે લહિએ, તો સુખ જશ રંગ રેલિ ॥૧૩૭॥

ભાવાર્થ :–ઉપર જણાવ્યા મુજબ જે જે સાધુઓ દોષો થકી અળગા થઈ ગુણવૃદ્ધિએ વધતાં થકાં જયણા યુક્ત સંયમ યાત્રામાં વર્તતા હોય છે, તેમને શુભ પરિવારના યોગે સંયમ યાત્રામાં આવતા અનેક પ્રકારનાં વિઘ્નો સહેજે દૂર થઈ જાય છે. તેમ જ શ્રી જીનેશ્વર ભગવંતની સર્વજીવહિતકારિણી કરૂણા–સ્વરૂપી આજ્ઞા જેના હૃદયમાં નિરંતર નિઃશંક ભાવે સ્થિર થયેલી હોય છે. તેઓને સમસ્ત–શુભા–શુભ–દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવાદિના યોગે વિશેષતઃ આત્મશુદ્ધિ પ્રાપ્ત થતી હોઇ, તેઓ અભ્યંતર સ્વરૂપે સાચા–સુખનો અને યશની શ્રેણીનો (તેની સુગંધનો) અનુભવ કરવાવાળા હોય છે.

હવે શ્રી જીનેશ્વર ભગવંતની કરૂણાની પ્રાપ્તિરૂપ, તેમની જે અહિંસાદિ પાંચ મહાવ્રત પાળવાની આજ્ઞા છે, તેનું સ્વરૂપ હવે આગળની ઢાળમાં બતાવીએ છીએ.

સાતમી ઢાળ સમાપ્ત

## ઢાળ-૮ (આઠમી)

(૧)

કોઇ કહે સિદ્ધાંતમાં જી, ધર્મ અહિંસા સાર;
આદરિયે તે એકલીજી, ત્યજીએ બહુ ઉપચાર……
મનમોહન જીનજી, તુઝ વચણે મુજ રંગ ॥૧૩૮॥

ભાવાર્થ :- જેઓએ સુગુરૂ મુખે શ્રી સર્વજ્ઞ અને સર્વદર્શી ત્રિલોકનાથ તીર્થંકર પરમાત્માની વાણી, સાંભળીને, તેમાં શ્રદ્ધા કરીને અને તેને અનુસરીને, યથાર્થ-અવિસંવાદી બોધ પ્રાપ્ત કરેલો હોતો નથી, એવા દાંભિક-મૂઢ-અજ્ઞાની-માયાવી સંતો ઉપદેશક બનીને-અજ્ઞાની-ભોળા-સંસારાભિલાષી જીવોને-ભરમાવતાં થકાં કહેતા હોય છે કે શ્રી જૈન શાસનમાં તેમજ અન્યદર્શનમાં પણ "અહિંસા ધર્મને મુખ્ય ધર્મ" કહેવાયેલો છે તે માટે એકાંતે-કેવળ બાહ્ય-સ્થુળ અહિંસા-ધર્મનું જ પાલન કરવું તેજ-ધર્મ છે આમ કહીને, તેઓ પરમાર્થથી દ્રવ્ય અહિંસા તેમજ ભાવ અહિંસા ધર્મના અજાણ હોવા છતાં, અહિંસારૂપ પરમ ધર્મતત્ત્વ સંબંધે કેવળ સ્વમતિ કલ્પિત બાહ્ય ઉપચરિત અહિંસા ધર્મનું પાલન કરીને, મિથ્યાત્વ મોહના ઉદયમાં ફસાયેલા રહીને, જીનાજ્ઞા વિરૂદ્ધ, દુર્ગતિમાં લઈ જવાવાળા ધર્મમાં-આદર-પ્રીતિ ધરતાં હોય છે. તેઓ સૌને, હે શ્રી સીમંધર પરમાત્મા ! તમારી યથાર્થ (આત્માર્થે- અવિસંવાદી) વાણીમાં મારા જેવો રંગ-લગાડવાની મારી ઇચ્છા છે. એવું આ ગાથાથી પ. પૂ. શ્રી ય. ઉ.જીએ જણાવ્યું છે.

(૨)

નવિ જાણે તે સર્વ ત્યજીને, એક અહિંસા રંગ;
કેવળ લૌકિક નીતિ હોવે, લોકોત્તર પંથ ભંગ……
મનમોહન જીનજી તુઝ વચણે મુજ રંગ ॥૧૩૯॥

ભાવાર્થ :- સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી મહાવીર પરમાત્મા કે જેમનું આજે શાસન ચાલે છે, તેમણે મોક્ષ-પુરુષાર્થ માટે, પાંચ-મહાવ્રત સ્વરૂપી-ધર્મ આચરવાનો કહેલો છે. તે અર્થને ત્યજી દઈને જેઓ કેવળ એકલા-બાહ્ય-સ્થુલ અહિંસા ધર્મને જ ધર્મ જાણે છે, અને મતિ-કલ્પનાએ તેનું પાલન કરે છે. તેઓને કેવળ લોકરંજનનું, તેમજ કેટલુંક પુણ્ય કર્મ કમાવાનું ફળ પ્રાપ્ત થાય છે, જે સંસાર પરિભ્રમણનું કારણ છે, આથી તેઓને જે લોકોત્તર માર્ગ, (એટલે કે

સંસારમાં જન્મ-મરણની જંજાળના હેતુભૂત જે કર્મ બંધ છે, તેથી છૂટકારો મેળવવા રૂપ જે લોકોત્તર માર્ગ) છે, તેની પ્રાપ્તિ તો થતી નથી, પરંતુ ઉલ્ટાના તેઓ તે થકી દૂર ને દૂર જતાં હોય છે એમ સ્પષ્ટ દેખાય છે.

(૩)

વનમાં વસતાં બાલ તપસ્વી, ગુરૂ નિશ્રા વિણ સાધ;
એક અહિંસાયે તે રાચે, ન લહે મર્મ અગાધ......
મનમોહન જીનજી તુઝ વયણે મુઝ રંગ ॥૧૪૦॥

ભાવાર્થ :- હવે એકાંત અહિંસાનો પક્ષ કરીને (૧) જેઓ અજ્ઞાન પણે કેવળ લોક (જન સમુદાય)થી અળગા જંગલમાં વસતા હોય તેવા સાધુઓ, તેમજ (૨) બાળ તપસ્વી મુનિઓ, એટલે અજ્ઞાનપણે વ્રત-તપમાં આદર પ્રીતિવાળા સાધુઓ, તેમજ (૩) ગુરૂ-નિશ્રાને (આજ્ઞાને) ત્યજી દઈને-સ્વચ્છંદાચારે વ્રત-તપ-જપમાં પ્રવર્તતા એવા લોકોને, તેમજ સાધુઓને, પણ, પોતાના મતિ કલ્પિત અહિંસા માર્ગના અનુસરણ વડે, પરમ-શુદ્ધ (પરમાર્થે-યથાર્થ) અહિંસક ધર્મના (મર્મમાં) તત્ત્વસ્વરૂપમાં એટલે વાસ્તવિક સ્વરૂપે આત્માર્થ સાધકતાના સ્વરૂપમાં અજાણપણાને લીધે, તેઓમાં પરમ અહિંસક ધર્મથી અળગા રહેવાપણું (વિષય-કષાય ભાવની વૃદ્ધિ રૂપે) પ્રત્યક્ષ દેખાય છે.

(૪)

જીવાદિક જેમ બાળ તપસ્વી, અણજાણંતા મૂઢ;
ગુરૂ-લઘુ ભાવ તથા અણ લહેતો, ગુરૂ વર્જિત મુનિ ગૂઢ........
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૪૧॥

ભાવાર્થ :-ઉપર જણાવેલ ત્રણે પ્રકારના જીવોમાં (૧) પહેલો તો એટલે કે જે જીવ-અજીવ દ્રવ્યોનાં સ્વરૂપ સ્થાન અને સ્થિતિ વિશેષમાં પ્રથમથી જ અજાણ છે તે, તેમજ વળી (૨) બીજો જે બાળ તપસ્વી જે સ્વ-પર જીવાદિકની હિંસા-અહિંસાના હેતુ સ્વરૂપનો અજાણ છે તે, તેમજ (૩) ત્રીજો જે ગુરૂની આજ્ઞાને ત્યજી દેનારો છે-તે પણ હિંસા-અહિંસાના દ્રવ્ય-ભાવ સંબંધી યથાતથ્ય સ્વરૂપમાં ગુરૂ-લઘુ ભાવની તરતમતા-વિશેષનો અજાણ હોઇ, એ ત્રણે પ્રકારના અજ્ઞાનીઓને, સાચા અહિંસક ધર્મની આરાધના હોતી નથી, પરંતુ અહિંસાના ઓઠા નીચે વિશેષતઃ હિંસા ધર્મનું પ્રવર્તન હોય છે. તેથી જ તો તેઓને અલ્પ માત્ર પુણ્ય ફળ સાથે

વિશેષતઃ હિંસાનું ફળ પ્રાપ્ત થતું હોય છે, એમ જાણવું, શાસ્ત્રાનુસારે તો "જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષઃ" એ સૂત્રાનુસારે પ્રત્યેક આત્માએ-પોતાના આત્મ-હિતાર્થે જે-જે ક્રિયા-અનુષ્ઠાનનું કરવાનું હોય છે, તે માટે સૌપ્રથમ તો તે સંબંધી વિધિ-નિષેધનું શાસ્ત્રાનુસારી યથાર્થ-અવિરૂદ્ધ (નિઃશંક) બોધ જ્ઞાન કરવું પોતા માટે અનિવાર્ય આવશ્યક છે કેમકે તે વિનાની પોતાની શ્રદ્ધા-શૂન્ય ક્રિયા કદાપી આત્મશુદ્ધિરૂપ, ઈષ્ટાર્થ-સાધક બની શકતી નથી, ઉલ્ટું તીવ્ર મિથ્યાત્વ મોહના ઉદયે કરાતી સમસ્ત શુભાશુભ ક્રિયાઓ દ્વારા તો તે-જીવ તીવ્ર મિથ્યાત્વ મોહનીય કર્મનો વિશેષરૂપે બંધ કરે છે એમ જાણવું.

(૫)

ભાવ મોચક પરિણામ સરિખો, તેહનો શુભ ઉદ્દેશ;
આણા રહિત પણે જાણીજે, જોઈ પદ ઉપદેશ......
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૪૨॥

ભાવાર્થ :- પ્રથમ તો જઓ-જીવ-અજીવ તત્ત્વના સ્વરૂપ સ્થાન તેમજ સ્થિતિ-વિશેષ-સંબંધમાં અજ્ઞાનીઓ છે, તેમ છતાં એકાંત લૌકિક રીતિએ પર દયાના બાહ્ય સ્વરૂપે શુભ પરિણામવાળા હોય છે, તેઓ મુખ્યપણે તો ભાવ મોચકતાના પરિણામવાળા (ભાવથી યાને તત્ત્વથી, તો સ્વ આત્મ સ્વરૂપના ઘાતક પરિણામવાળા) હોઈ તે થકી કરાતા કાર્યો વડે તેઓને દુર્ગતિમાં જવારૂપ દુઃખ દેનારા કર્મોનો બંધ થાય છે, એમ જાણવું. આ ભાવ-મોચકતાનો પરિણામ, એટલે ભવાભિનંદીપણાના (૧૧) ભેદોવાળો પરિણામ અર્થાત્ સંસારીક સુખદુઃખમાં સંમોહપણે તીવ્ર આસક્તિ ઉપજાવનારો પરિણામ, આવા ભાવ-મોચકતાના-પરિણામના અનેકવિધ ભાવોને-અનેકવિધ દષ્ટાંતોથી સમજાવતાં થકાં, શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે, પ્રથમ તો પોતાને દુધ આપતી એવી પોતાની ગાયને મારીને, કાગડાઓને તેના માંસથી ઉજાણી કરવારૂપ, દાનકર્મ તેમજ વળી કોઇ જીવ અત્યંત પીડાતો હોય, યા દુઃખી થતો હોય, યા તો કોઈ જીનને મારવાથી પોતે માનેલ ધર્મથી શ્રેય થતું હોય તો, તેને મારી નાંખવો, યા-મરાવવો, તે પણ અહિંસા સમજીને મિથ્યા ઉપદેશ કરનારાઓ, તેમજ-તેઓને અનુસરનારાઓ, શ્રી જીનેશ્વર ભગવંતોની સ્વ-પર દ્રવ્ય-ભાવ સ્વરૂપે પરમ અહિંસકતાએ સ્વરૂપે હિતકારિણી આજ્ઞાથી ઉલ્ટા વર્તનારા હોઈ નિશ્ચે દુર્ગતિમાં જવાવાળા હોય છે, એમ ઉપદેશપદાદિક અનેક શાસ્ત્રોમાં જણાવ્યું છે.

(૬)

એક વચન ઝાલીને છાંડે, બીજા લૌકિક નીતિ;
સકળ વચન નિજ ઠામે જોડે, એ લોકોત્તર નીતિ......
મનમોહન જીનજી તુજ વયણે મુજ રંગ ॥૧૪૩॥

ભાવાર્થ :- સર્વ જીવોને હિતકારી શ્રી જીનેશ્વર ભગવંતના વચનો,-ઉત્સર્ગ અપવાદ તેમજ નિશ્ચય-વ્યવહારાદિનય સાપેક્ષ, તેમજ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવાદિ સાપેક્ષ હોઈ તેને મુખ્યપણે તો ગુણસ્થાનક-ક્રમારોહણને અનુસારે સાધ્ય-સાધન દાવે જોડતાં થકાં, આત્માર્થ સધાય છે એમ જાણવું એટલે કે ૪ થા ગુણસ્થાનકે વર્તતા જીવોએ, પાંચમા ગુણસ્થાનકનું ધ્યેય સાધ્ય ભાવમાં રાખીને ચોથાનો વ્યવહાર કરવો તે યુક્ત છે, તેમજ પાંચમે ગુણસ્થાનકે વર્તતા જીવોએ, છઠ્ઠા ગુણ સ્થાનકનું ધ્યેય સાધ્ય ભાવમાં રાખીને, પાંચમાનો વ્યવહાર કરવો તે યુક્ત છે, તેમજ છઠ્ઠા ગુણસ્થાનકે વર્તનાર સાધુ ભગવંતોએ, સાતમા ગુણસ્થાનકનું ધ્યેય સાધ્ય ભાવમાં રાખીને, છઠ્ઠા ગુણસ્થાનકને યોગ્ય વ્યવહાર કરવો તે યુક્ત છે. પરંતુ તેનું ઉલ્લંઘન કરવું, યા તો ઉપરના ગુણસ્થાનકવાળો, જો-નીચેના ગુણ-સ્થાનકવાળાનો યોગ્ય વ્યવહાર કરે, તો-તેને પણ જીનાજ્ઞાનો ભંગ કરવાવાળો જાણવો.

ઉપર જણાવ્યા મુજબ જેઓ ગુણસ્થાનકને યોગ્ય-કરણી કરવા રૂપ સાધ્ય-સાધનદાવે અર્થાત્ નિશ્ચય સાપેક્ષ શુદ્ધ વ્યવહારને અનુસરતા નથી પરંતુ સ્વચ્છંદાચારે, સ્વમતિ, કલ્પિતભાવે, કેવળ લૌકિક ભાવે, લોકહિતાર્થે-લોકરંજનના અનુષ્ઠાનો કરે છે, તેઓને તે થકી કેવળ-વિષય-કષાયની વૃદ્ધિ થવા વડે ઘોર કર્મબંધ થવા થકી, પોતાને પ્રાપ્ત ક્ષયોપશમિક જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોનો પણ હ્રાસ થાય છે, અને મરણાંતે તેઓને બાળ મરણ પ્રાપ્ત થતાં, સંસારમાં ડૂબવાપણું પ્રાપ્ત થાય છે એમ જાણવું. આ સંબંધે શ્રી ભગવતીજી સૂત્રમાં, જીવ કયા વીર્યથી પરલોકની (આગામી કાળે ભોગ સુખની પ્રાપ્તિ માટેની) ક્રિયા કરે છે? આ પ્રશ્નના જવાબમાં શ્રી મહાવીર પરમાત્માએ જણાવ્યું છે કે "બાળ વીર્યથી જીવ પરલોકની ક્રિયા કરે છે." આથી શ્રી જીનેશ્વર ભગવંતોના વચનોને એકાંતે-એક બીજાની સાથે મિશ્રભાવે યા તો એકબીજાની સામે વિરૂદ્ધભાવે વિચારવાના નથી, પરંતુ જ્યાં-જ્યાં જેની ઉપકારકતા શાસ્ત્રોમાં જણાવી છે, ત્યાં-ત્યાં તેની યોજના કરવાથી આત્માર્થ સધાય છે, એમ જાણવું. અન્યથા અનધિકારીપણે કેવળ લોક રંજનાર્થે-લોક

ભક્તિના કાર્યો કરવાથી લોકોત્તર માર્ગ પ્રાપ્ત થઇ શકતો નથી તેમ નિશ્ચયથી સમજી લેવું જરૂરી છે.

(૭)

જીન શાસન છે એક ક્રિયામાં, અન્ય ક્રિયા સંબંધ;
જેમ ભાષી જે ત્રિવિધ અહિંસા, હેતુ-સ્વરૂપ અનુબંધ.......
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૪॥

**ભાવાર્થ** :- સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી જીનેશ્વર ભગવંતોએ-સકળ સંસારી આત્માઓમાં, યોગ-ક્રિયા (મન-વચન-કાયયોગનું પ્રવર્તન) ઔદયિકભાવે તેમજ ઉપયોગ રૂપ-ક્રિયા તે, ક્ષયોપશમ-ઉપશમ કે ક્ષાયિક ભાવે આત્મગુણ પ્રવર્તન, એ બંને ક્રિયાઓ, એકી સાથે, અર્થાત્ પ્રત્યેક સમયે-સમયે ભિન્નભિન્નપણે પ્રવર્તે છે એમ જણાવ્યું છે. એટલે કે કોઇપણ યોગક્રિયા સર્વથા ઉપયોગ રહિત હોતી નથી, તેમજ કોઇપણ સંસારી આત્મામાં ઉપયોગરૂપ ક્રિયા વખતે સર્વથા યોગ ક્રિયા ન જ હોય તેમ હોતું નથી. આ સંબંધે એટલુ ખાસ સમજવું જરૂરી છે કે જ્ઞાન યા દર્શન ગુણનો ઉપયોગ તો એક સમયે એક, એટલે સામાન્ય યા વિશેષ સ્વરૂપી એક હોય છે, અને યોગ ક્રિયા તો પ્રત્યેક સમયે અનેક સ્વરૂપે ચાલુ જ હોય છે, જોકે છદ્મસ્થ આત્માને તો ઉપયોગનું પરાવર્તીપણું-પણ અસંખ્યાત સમયે (અંતર્મુહૂર્તે) હોય છે. આ રીતના, યોગ-ઉપયોગાનુસારે સર્વસંસારી જીવોને પ્રત્યેક સમયે-સમયે બંધ-નિર્જરા થાય છે. આ સંબંધે આ પણ જાણવું જરૂરી છે કે કોઈપણ કાળે કોઈપણ આત્મા પોતાના જ્ઞાનાદિગુણોના પ્રવર્તન થકી-સર્વથા શૂન્ય ક્યારેય હતો નહિ, છે નહિ, અને હશે પણ નહિ, તેમજ કોઈપણ સંસારી-આત્મા જ્યાં સુધી સકર્મા છે, ત્યાં સુધી યોગ રહિત હોતો નથી. આથી જ તો ઉપરના બંને ભાવોની ક્રિયાઓ અર્થાત્ બંને ભાવોમાં-આત્મવીર્યનું પ્રવર્તન પ્રત્યેક સમયે-સમયે દરેક-દરેક સંસારી આત્મામાં હોય છે. આ સંબધે શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલ છે કે ...

"औपशमिक क्षायिकौ भावौ, मिश्रश्च जीवस्य स्वतत्त्वं औदयिक पारिणामिकौ च"

ઉપરના સૂત્ર સંબંધે જણાવવાનું કે સામાન્યતયા, પ્રત્યેક સંસારી આત્મા, ઔદયિક, ક્ષયોપશમિક, તેમજ પારિણામિક એ ત્રણ ભાવમાં નિરંતર પરિણામ પામતાં હોય છે. વિશેષતઃ ઔદયિક-ક્ષયોપશમિક-ઉપશમિક તેમજ વળી ક્ષાયિક અને પારિણામિક ભાવ સહિત (૪) કે (૫) ભાવમાં પણ પ્રવર્તતો હોય છે. જ્યારે

સશરીરી શ્રી કેવળીભગવંત તો ઔદયિક, ક્ષાયિક અને પારિણામિક એ ત્રણ ભાવમાં નિરંતર પરિણામ પામતાં હોય છે. તેમજ વળી સકળ શ્રી સિદ્ધ પરમાત્માઓ તો (યોગ રહિત હોવાથી) ક્ષાયિક અને પારિણામિક એ બે ભાવમાં જ નિરંતર સાદિ-અનંતમે ભાંગે પરિણામ પામતાં રહે છે, એમ જાણવું. ઉપરની હકીકતથી સ્પષ્ટ સમજાય તેમ છે કે કોઈ પણ સંસારી આત્માની કોઈ પણ ક્રિયા અનેકવિધ હોય છે. આથી જ કહ્યુ છે કે ક્રિયાયે (યોગ ક્રિયાએ) કર્મ, (એટલે અષ્ટવિધ કર્મનું આવવું થાય છે) પરિણામે (યોગ-ઉપયોગ બંનેની હેતુતાએ) વિવિધ સ્વરૂપે-કર્મોનો બંધ થાય છે. તેમજ ઉપયોગે (સમ્યગ્ દર્શન-જ્ઞાનની શુદ્ધિ વડે) ધર્મ સધાય છે. આથી એ સમજવું અનિવાર્ય આવશ્યક છે કે ઉપયોગ શુદ્ધિ અનુસારે, સંસારી આત્માઓ આત્માર્થ-સાધી, મોક્ષપદ મેળવી શકે છે. અન્યથા યોગ ક્રિયા તો કર્મબંધનો હેતુ છે. હવે અહિંસાના સ્વરૂપને શાસ્ત્રમાં જણાવ્યા મુજબ ત્રિવિધ સ્વરૂપથી જણાવીએ છીએ, **(૧) હેતુ અહિંસા, (૨) સ્વરૂપ અહિંસા, (૩) અનુબંધ અહિંસા,** આ સાથે જ વિપરીત ભાવે હિંસા પણ ઉપર મુજબ ત્રિવિધ ભાવવાળી સમજી લેવી એટલે કે **(૧) હેતુ હિંસા, (૨) સ્વરૂપ હિંસા, (૩) અનુબંધ હિંસા.**

(૮)

**હેતુ અહિંસા જયણા રૂપે, જંતુ અઘાત સ્વરૂપ;**
**ફળ રૂપે જે તેહ પરિણમે, તે અનુબંધ સ્વરૂપ.......**
**મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૪૫॥**

**ભાવાર્થ :-** અત્રે પ્રથમ હેતુ અહિંસા તેને કહીયે કે જે ક્રિયા જયણાના પરિણામ પૂર્વક પ્રવર્તી હોય, બીજી સ્વરૂપ થકી અહિંસા તે-તેને જાણવી કે જ્યાં જીવના દ્રવ્ય પ્રાણોનો ઘાત-ઉપઘાત થતો ન હોય, તેમજ ત્રીજી અનુબંધ અહિંસા તેને જાણવી કે જેથી આત્મા-કર્મબંધનથી મુક્ત થવારૂપ ફળને પામતો હોય, ઉપર જણાવ્યા મુજબ પ્રથમ હેતુ અહિંસા તે પરિણામની શુદ્ધિ થકી જાણવી, સ્વરૂપ અહિંસા તે યોગ-નિરોધ થકી જાણવી, તેમજ અનુબંધ અહિંસા તે શુદ્ધ-ઉપયોગે પ્રવર્તન કરવા થકી જાણવી. આ સંબંધે કહ્યું છે કે **"ક્રિયાએ કર્મ, પરિણામે બંધ, અને ઉપયોગે ધર્મ."**

(૯)

હેતુ સ્વરૂપ અહિંસા આપે, શુભ ફળ વિણ અનુબંધ;
દૃઢ અજ્ઞાન થકી તે આપે, હિંસાનો અનુબંધ......
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૪૬॥

**ભાવાર્થ** :- જ્યાં ઉપયોગ શુદ્ધિ નથી, તેમ છતાં હેતુ અહિંસા અને સ્વરૂપ અહિંસા રહેલી હોય તો તેનું ફળ ફક્ત શુભ દેવાદિગતિ વિગેરેની પ્રાપ્તિ જાણવી, તે સાથે જો તે દૃઢ અજ્ઞાને કરીને, એટલે તીવ્ર મિથ્યાત્વ મોહના ઉદયે કરીને, કરાતી હોય તો, ઉપયોગની અશુદ્ધિએ તે તો હિંસાનું ફળ આપનાર થાય છે એટલે અનુબંધે કરીને તે-ક્રિયા મિથ્યાત્વ મોહનીયાદિ કર્મોનો તીવ્ર બંધ કરવારૂપે અશુભ ફળને આપવાવાળી થાય છે એમ જાણવું. આથી સ્પષ્ટ સમજાશે કે, જે અનુબંધ અહિંસા છે, એટલે કે જે થકી આત્મા-કર્મના બંધનથી મુક્ત થવારૂપ ફળને, પ્રાપ્ત કરવાવાળો થાય છે, તે મુખ્યપણે સાધવા યોગ્ય છે, અને તેના સાધનરૂપે હેતુ સ્વરૂપ બંને-અહિંસા ઈષ્ટ છે. અન્યથા-ભાવશૂન્ય નામાદિ ત્રણે નિક્ષેપના સ્વરૂપવાળી, હેતુ અહિંસા તેમજ સ્વરૂપ અહિંસા એ બંને પ્રકારની અહિંસા આત્માર્થે-નિષ્ફળ છે, એમ જાણવું.

(૧૦)

નિન્હવ પ્રમુખ તણી જે કિરિયા, જેહ અહિંસારૂપ;
સુર-દુરગતિ દેઈ તે પાડે, દુસ્તર ભવજલ કૂપ......
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૪૭॥

**ભાવાર્થ** :- જેઓ શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને, સ્વચ્છંદે વર્તે છે, તેવા નિન્હવ પ્રમુખ સાધુઓને, તેમજ આરંભ-પરિગ્રહમાં આસક્ત ગૃહસ્થોને-પણ, જો કે હેતુ તેમજ સ્વરૂપ થકી કથંચિત્ અહિંસક ભાવની ક્રિયાઓ તો હોય છે. અને તે થકી તેઓને પ્રથમ તો દેવગતિની પ્રાપ્તિ પણ થાય છે. પરંતુ તે દેવગતિમાંથી તેઓને ભયંકર દુર્ગતિમાં જવાનું પ્રાપ્ત થાય છે એમ શાસ્ત્રકારોએ સ્પષ્ટપણે જણાવેલું છે. આથી જ શાસ્ત્રમાં પ્રથમના ત્રણ એટલે કે વિષ-ગરળ, અને અન્યોન્યન્યાયે કરાતાં અનુષ્ઠાનો, આત્મશુદ્ધિના હેતુ નથી, પરંતુ સાધ્યશુદ્ધિના લક્ષપૂર્વક કરાતા તદ્દહેતુ અને અમૃત એ બંને સ્વરૂપના અનુષ્ઠાનો આત્માર્થી-આત્માઓએ આત્મશુદ્ધિ માટે આદરવા યોગ્ય છે એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવ્યું છે.

(૧૧)

દુર્બલ-નગ્ન-માસ ઉપવાસી, જો છે માયા રંગ;
તો પણ ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ.
મનમોહન જીનજી તુઝ વચણે મુજ રંગ ॥૧૪૮॥

ભાવાર્થ :- બીજું અંગ સૂત્ર, તે શ્રી સૂયગડાંગ સૂત્રને વિષે, જણાવેલ છે કે "કોઈ આત્મા વ્રત-જપે કરીને, અત્યંત દુર્બલ બની જાય, અથવા તો કોઇ સર્વથા અપરિગ્રહીપણે નગ્ન થઈને વિચરતો ફરે, તેમજ વળી કોઈ માસ-ખમણને પારણે માસખમણની તપસ્યા કરતાં હોય, એવા જીવો પણ જો તે-ક્રિયાઓ સ-શલ્ય ભાવે-કરતાં હોય તો, એટલે કે માયાશલ્ય, નિયાણશલ્ય, અને મિથ્યાત્વ શલ્યના જોરે, જો-તે ક્રિયાઓ કરતાં હોય તો, તે-થકી તેઓને અનંતા-જન્મ-મરણ કરવારૂપે સંસારની વૃદ્ધિ કરવારૂપ ફળની પ્રાપ્તિ થાય છે.

(૧૨)

નિંદિત આચારે જીનશાસન, જેહને હીલે લોક;
માયા પહેલી તસ અજ્ઞાને, સર્વ અહિંસા ફોક......
મનમોહન જીનજી તુઝ વચણે મુજ રંગ ॥૧૪૯॥

ભાવાર્થ :- શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે કે "લોક વિરૂદ્ધચ્ચાઓ" એટલે કે જે થકી લોકોમાં નિંદા થાય તેવા જુઠ-ચોરી આદિ અકાર્યો કદાપિ આત્માર્થી આત્માઓએ કરવા જોઈએ નહિ. તેમ છતાં જુઓ, લોકોમાં એકાંતે અહિંસા ધર્મને આગળ કરીને કેવળ પોતામાં બહુમાન ઉપજાવવા માટે શાસ્ત્રાજ્ઞાના ઓઠા નીચે જીનાજ્ઞા વિરૂદ્ધ લોક નિંદિત અકાર્યો કરે છે એટલે કે માયા થકી જે અજ્ઞાનીઓ બાહ્ય-અભ્યંતર ભાવની ભિન્નતાએ લોક-ભક્તિરૂપ કેવળ વિષય-કષાયને પોષક ભાવોમાં પ્રવર્તે છે, તેઓની તે હેતુ તેમજ સ્વરૂપથી પણ સ્વમતિ કલ્પિત અહિંસક સ્વરૂપવાળી સર્વ ધર્મકરણી પણ-ફોક, એટલે કે આત્મ-શુધ્યર્થે નિષ્ફળ જાણવી. શ્રી જીનેશ્વર ભગવંતોએ માયા-યુક્ત કોઇ પણ કાર્ય-કરવાનું નિષેધ્યું છે. તે માટે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે......

સમકિતનું મૂળ જાણીયે જી, સત્ય વચન સાક્ષાત્;
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વ રે...
પ્રાણી-મ-કરીશ-માયા લગાર,

આથી આત્માર્થી-આત્માઓએ ધર્મ-કરણીમાં તો અવશ્ય માયાનો ત્યાગ કરી નિર્દંભ ભાવે-ધર્મારાધન કરવું, કે જે થકી પોતાનો આત્મા દુર્ગુણોથી અળગો થઇ શુદ્ધ-આત્મિક ગુણો થકી પુષ્ટ થાય.

(૧૩)

સ્વરૂપથી નિરવદ્ય તથા જે, છે કિરિયા સાવદ્ય;
જ્ઞાન શક્તિથી તેહ અહિંસા, દિએ અનુબંધે સદ્ય....
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૫૦॥

**ભાવાર્થ** :- અત્રે કેવળ પૂર્વ પુરુષોએ કરેલા અર્થ મુજબ વિચારીયે તો સ્વરૂપથી નિરવદ્ય એટલે માત્ર બહારથી નિષ્પાપ કરણી એવો અર્થ કરવો યુક્ત નથી, પરંતુ વાસ્તવિક સ્વરૂપે એટલે જીનાજ્ઞાનુસારે-આત્માર્થ-સાધનાર્થે-જે પંચ વિધ આચારનું યથાતથ્ય પરિપાલન કરવાનું છે, તે થકી બાહ્ય સ્વરૂપે વ્યવહારથી તો તેમાં કથંચિત્ સાવદ્યપણું એટલે કે યોગ-પ્રવર્તન તો પ્રગટ સ્વરૂપે દેખાય છે. પરંતુ તેમાં જે વિશિષ્ટ જ્ઞાનનો ઉપયોગ પ્રવર્તે છે, એટલે કે તે ક્રિયાઓ-આત્મ શુદ્ધિના લક્ષે સાધ્ય-સાધન દાવે કરાતી હોવાથી તેને નિશ્ચયથી નિરવદ્ય ક્રિયા જાણવાની છે. કેમકે તે થકી તે આત્માને લોઢું લોઢાને કાપે એ ન્યાયે કર્મનો ક્ષય કરવા વડે, વિશેષ સ્વરૂપે સમ્યગ-જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોની પ્રાપ્તિ થાય છે. બીજો અર્થ એમ પણ થઇ શકે છે કે જે ક્રિયા બાહ્ય-વ્યવહારથી તો નિરવદ્ય દેખાય છે, એટલે વિધિપૂર્વક અહિંસા ધર્મનું તેમાં પૂરેપૂરું પાલન થતું હોય તેમ દેખાતી હોય, તેમ છતાં જો તેમાં મિથ્યાત્વયુક્ત માયા ભળેલી હોય તો, તે ક્રિયા ભાવ સ્વરૂપે સાવદ્ય ક્રિયાનું (અશુભ ફળ) આપનારી થાય છે એમ જાણવું.

(૧૪)

જિનપૂજા અપવાદ પદાદિક, શીલ વ્રતાદિક જેમ;
પુણ્ય અનુત્તર મુનિને આપી, દિએ શિવપદ બહુ ખેમ....
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૫૧॥

**ભાવાર્થ** :- હવે શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાએ-ધર્મકરણીની પ્રમાણતા એટલે સફળતા કહી છે, અન્યથા અપ્રમાણ-એટલે કેવળ સંસાર વૃદ્ધિ કરનારી કહી છે તે અનુસારે જણાવવાનું કે, આત્માર્થ-સાધનાર્થે ગૃહસ્થોને દ્રવ્યથી જીન-પૂજા-ભાવપૂજાના કારણાર્થે-અવશ્ય કરવી કહી છે. કેમકે તેને તે થકી-ભાવપૂજાની

પ્રાપ્તિ વડે આત્માર્થ સધાય છે. આ સાથે દ્રવ્ય પૂજાની કરણી થકી કર્મબંધ પણ અવશ્ય થાય છે. પરંતુ તેમાં ઉપયોગ-શુદ્ધિની મુખ્યતા હોવાથી પુણ્યબંધ વિશેષ સ્વરૂપે થાય છે. કે-જે પુણ્ય-આત્માર્થ સાધવામાં બાધક ન થતાં વિશેષતઃ અનુકુળતા યોજી આપતો હોય છે. આ જ રીતે મુનિ ભગવંતોને પણ જીનાજ્ઞાનુસારે-વિહારાદિ વિવિધ ક્રિયાઓ કરવા વડે, મોક્ષ પુરૂષાર્થ પ્રતિ આત્મ-સાધનાર્થે પાંચ મહાવ્રતાદિનું-પાંચ સમિતિ પૂર્વક પરિપાલન કરવાપણું હોય છે તેમાં પણ અતિચારાદિ સાપેક્ષ જે-જે યોગ-કરણી છે તે થકી તેમજ વળી કોઇક અવસરે અપવાદ-માર્ગે કથંચિત્ પણ, મુનિ વડે કોઈક કાર્ય કરાતું હોય તો, તેમાં પણ બાહ્ય સ્વરૂપે જે કોઈ સાવદ્યતા રહેલી હોય છે, તે થકી મુનિને પણ કર્મબંધ તો થાય છે પરંતુ ઉપયોગ શુદ્ધિની મુખ્યતાએ, તે થકી વિશેષતઃ પુણ્યબંધ થતો હોય છે કે જે થકી તેઓને અનુત્તર વિમાનના સુખવાળો ભવ પ્રાપ્ત થાય છે, અને જે મુનિ-ભગવંતો પૂર્ણ-પણે નિરતિચાર-ચારિત્રનું પાલન કરે છે તેઓ તો-તે ભવે જ મોક્ષ સુખને મેળવે છે, એમ જાણવું. અત્રે વિશેષતઃ પુણ્યબંધની હેતુતામાં ઉપયોગ શુદ્ધિની જે મુખ્યતા બતાવી છે, તેનું યથાર્થ સ્વરૂપ ગીતાર્થ-ગુરૂભગવંત પાસેથી અવશ્ય જાણી લેવું. અન્યથા-પુણ્યબંધ પણ સંસાર હેતુક છે. તે કદાપી મોક્ષનો હેતુ બની શકતો નથી. કેમકે શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલ છે કે "સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષ માર્ગઃ" આ સૂત્ર વચન આજે પણ સર્વમાન્ય છે. આથી પુણ્યની કરણીમાં મોક્ષ-માર્ગ સ્થાપવો-તે જીનાજ્ઞા-વિરૂદ્ધ છે. અત્રે બીજો અર્થ એમ પણ કરી શકાય કે, જેમ કોઇ સ્ત્રીના પતિનું અકાળે મરણ થયું હોય અને તેણે જીંદગીભર વૈધવ્ય ધર્મનું (શીલ વ્રતનું) પાલન કર્યું હોય, તેને જેમ તે થકી વિશિષ્ટ પુણ્યબંધ થાય છે તેમ મુનિએ પણ વિધિપૂર્વક અપવાદ માર્ગે (કોઇ કારણ વિશેષે) શ્રી જીન પૂજા કરી હોય તો, તેને પણ વિધિપૂર્વક કરેલી તે ક્રિયા, પુણ્યબંધનું કારણ બને છે. જે થકી તેને અવશ્ય વૈમાનિક દેવાદિ ગતિની પ્રાપ્તિ થાય છે. [આ સંબંધે એટલું વિશેષે-ફરીને સ્પષ્ટપણે સમજવું જરૂરી છે કે જે આત્માઓ સર્વ પ્રકારના સાવદ્ય યોગોની આલોચના-સહ, સમાધિ (પંડિત) મરણને પ્રાપ્ત કરીને, દેવગતિ પ્રાપ્ત કરે છે, તે-આત્મા અવશ્ય દેવગતિમાંથી-મનુષ્યગતિમાં આવીને મોક્ષ પુરુષાર્થ પ્રાપ્ત કરવાળો થાય છે.]

(૧૫)

એહ ભેદ વિણ એક અહિંસા, નવિ હોવે થિર થંભ;
યાવત્ યોગ ક્રિયા છે તાવત્, બોલ્યો છે આરંભ...
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ. ॥૧૫૨॥

ભાવાર્થ :-ઉપર જણાવ્યા મુજબ ઉત્સર્ગ-અપવાદ માર્ગે, તેમજ નિશ્ચય (જ્ઞાન) દષ્ટિ તેમજ વ્યવહાર (ક્રિયા) દષ્ટિ સંબંધે હિંસા-અહિંસાના અનેક ભેદો-માંથી, પૂર્વે-જે ત્રણ પ્રકારનાં હેતુ, સ્વરૂપ, તેમજ અનુબંધ-અહિંસાનું સ્વરૂપ જણાવ્યું છે, તેને યથાસ્થિત જાણ્યા-સમજ્યા વગર, એકાંતે કેવળ એક જ બાહ્ય યોગ-નિવૃત્તિરૂપ અહિંસા ધર્મને જ-જો ધર્મ માનશો, તો સર્વ યોગ વ્યાપાર (આશ્રવ) રહિત સ્થિતિ તો, માત્ર ચૌદમે ગુણસ્થાનકે પ્રાપ્ત થાય છે. ત્યાં સુધી યોગ વ્યાપાર તો સર્વ જીવોને (મુનિઓને પણ) હોય છે. આ માટે સામ્પરાયિક બંધ તેમ ઇર્યાપથિક બંધના ભેદને, જે રીતે ઘટે-તે રીતે, નય સાપેક્ષ ગીતાર્થ ગુરૂભગવંત પાસેથી શુદ્ધ અહિંસકતાના અર્થી આત્માઓએ દ્રવ્ય-ભાવ-સાપેક્ષ યથાર્થ-અવિરૂદ્ધ ભાવે સૌ પ્રથમ સમજી લેવો જરૂરી છે.

(૧૬)

લાગે પણ લગવે નહિં હિંસા, મુનિ એ માયા વાણી;
શુભ કિરિયા લાગી જે આવે, તેમાં તો નહી હાણી...
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ. ॥૧૫૩॥

ભાવાર્થ :-અત્રે કેટલાક આશ્રવ-નિરોધ ભાવના એકાંત પક્ષપાતમાં પડેલા અગીતાર્થોને પ. પૂ. શ્રી ઉપાધ્યાયજી એમ કહે છે કે-આવશ્યકાદિ શુભ ક્રિયાઓ જીનાજ્ઞાનુસારે સમજ (ઉપયોગ) પૂર્વક કરવાની હોય છે. તો તેથી થતો કર્મબંધ તે અજાણતાએ, કર્યો એમ કેમ કહેવાય ? તેને અજાણતાં એ કર્મબંધ થાય છે એમ કહેવું તે-તો પ્રગટ માયા ગણાય. આમ કહીને પ. પૂ. શ્રી. ય. ઉ. જીએ આત્માર્થ સાધકતા માટે, જીનાજ્ઞાનુસારે કરાતી સમસ્ત શુભયોગ ક્રિયાને, યદ્યાપિ આશ્રવનું કારણ હોવા છતાં-પૂર્વે જણાવ્યા મુજબ ઉપયોગ શુદ્ધિએ (સમ્યગ્-ભાવે) કરાતી હોવાથી નિર્જરા સાધવા સહ વિશેષતઃ પુણ્યબંધના કારણવાળી જણાવી છે. શાસ્ત્રાનુસારિતાએ આમ જણાવીને તેઓશ્રીએ સ્પષ્ટપણે જેઓ યોગ-પ્રવૃત્તિને એકાંતે હેય કહીને, આત્માર્થસાધક શુભ વ્યવહાર માર્ગ પ્રતિ પણ ઘૃણા ધરાવે છે, તેવા પાખંડી સાધુઓને (કેમકે તેઓને પણ કોઇ પ્રકારનો વ્યવહાર તો

કરવો પડતો હોય છે જ) માયા-મૃષાવાદી જણાવ્યા છે. આમ છતાં તેઓશ્રીએ યોગ-ક્રિયાઓને આશ્રવ હેતુ-તેમજ ઉપયોગ શુદ્ધિને નિર્જરા હેતુ જણાવી છે. આ રીતે સમ્યગ્દૃષ્ટિ આત્મા તે બંને ક્રિયાઓને ભિન્ન-ભિન્ન હેતુવાળી તેમજ ભિન્ન-ભિન્ન ફળ આપનારી શાસ્ત્રાર્થથી-અવિસંવાદી ભાવે જાણતો હોય છે. એમ જણાવ્યું છે.

(૧૭)

હિંસા માત્ર વિના જો મુનિને, હોય અહિંસક ભાવ;
સૂક્ષ્મ એકેન્દ્રિયને હોવે, તો તે શુદ્ધ સ્વભાવ...
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ. ॥૧૫૪॥

ભાવાર્થ :-જો એકાંતે સ્વરૂપ હિંસાને જ હિંસા માનીયે અને અન્ય-હિંસાત્મક સ્વરૂપનો અપલાપ કરીએ, તેમજ કોઇપણ જીવનો, કોઈપણ પ્રકારે-ઘાત-ઉપઘાત ન જ થવો જોઇએ-એવા અહિંસક ભાવમાં જ વર્તવું જોઇએ, એવો આગ્રહ રાખીયે તો, કોઈપણ મુનિમાં-મુનિપણું ઘટશે નહિ, તેમજ-વળી સર્વથા કોઈપણ જીવનો ઘાત તો, સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો તો, કરી શકતા જ નથી, તેથી-તો, તે સર્વે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવોને, શું શુદ્ધ અહિંસક સમભાવ વાળા જાણવા જોઇએ? આથી સમજવું કે સર્વથા પ્રાણઘાત સ્વરૂપમાંજ હિંસા માનવી, તેમજ હિંસા (અન્ય જીવના પ્રાણોનો ઘાત-ઉપઘાત) ન કરવા માત્રથી જ આત્માને અહિંસક માનવો, તે તો હિંસક-અહિંસકપણાના સ્વરૂપનું તત્ત્વતઃ અજ્ઞાન જ સૂચવે છે. આવા અજ્ઞાનીઓના અનેક વિકલ્પોનું, જીનવચનાનુસારે-નિરસન કરીને, સ્યાદ્વાદ યુક્ત હિંસા-અહિંસાના સ્વરૂપને, યથાર્થ સ્વરૂપે જાણીને, હિંસાથી વિરમીને, પોતાના આત્માને પરમ અહિંસક ભાવમાં સ્થાપવાનો પ્રયત્ન કરવો જોઈએ, આ સંબંધે શુદ્ધ નિશ્ચય નયની દૃષ્ટિએ વિચારીશું તો સ્પષ્ટ સમજાશે કે આત્માએ-આત્મ ભાવમાં (આત્મ ગુણમાં) રમણતા કરવી તે સદાચાર છે. જ્યારે પર-સ્વરૂપે-પર ભાવમાં અર્થાત્ વિભાવ સ્વભાવમાં પરિણમવું તે અનાચાર છે.

(૧૮)

ભાવે જેહ અહિંસા માને, તે સવિ જોડે ઠામ;
ઉત્સર્ગે અપવાદે વાણી, જિનની જાણે તામ...
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ...॥૧૫૫॥

ભાવાર્થ :-શ્રી જીનશાસનને વિષે સ્પષ્ટ જણાવેલ છે-કે, હિંસાદિક પાપ-કર્મો કરવા થકી, જીવને આ સંસારમાં અનેક દુઃખો સહવા પડે છે. તે માટે સંસારથી મુક્ત થવા માટે, આત્માએ અહિંસાદિ પાંચ મહાવ્રતોનું યથાર્થ-પાલન કરી મોક્ષ-ગતિને પ્રાપ્ત કરવી જોઈએ, તેમાં હિંસાના સ્વરૂપને જણાવતાં થકાં શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે પ્રથમ તો હિંસાના બે પ્રકાર છે. (૧) દ્રવ્ય હિંસા (૨) ભાવ હિંસા. એટલે કે જીવના દશવિધ પ્રાણો પૈકી કોઈપણ પ્રાણનો કોઈપણ હેતુએ ઘાત-ઉપઘાત કરવો તે દ્રવ્ય હિંસા અને આત્માને જ્ઞાનાદિ ગુણોનો ઘાત કરવા રૂપ, મિથ્યાત્વ મોહનીયના ઉદયમાં યોજવો (કર્મબંધના આવરણે કરી ગુણોને ઢાંકવા રૂપ) તે ભાવ હિંસા. આ બંને પ્રકારની હિંસા તે પણ-વળી સ્વ-આત્મા સંબંધી, તેમજ પર (અન્ય) આત્મા સંબંધે, બે પ્રકારવાળી છે. ઉપર મુજબની હિંસા કેટલાક જીવો અજ્ઞાન અને સંમોહ થકી ઉત્સર્ગ માર્ગે કરતા હોય છે. જ્યારે કેટલાક જીવો ભિન્ન-ભિન્ન કારણ વિશેષે ભિન્ન-ભિન્ન સ્વરૂપે કરતાં હોય છે, તેજ પ્રમાણે ઉત્સર્ગ માર્ગે અહિંસકતાનું પાલન, તેમજ અપવાદમાર્ગે પણ અહિંસકતાનું પાલન કરવાપણું ખરેખર તો જેઓ-શાસ્ત્રાજ્ઞાથી અવિરૂદ્ધ ભાવે પ્રવર્તન કરતાં હોય છે, તેઓને હોય છે. અને તેથી તેઓને આરાધક પણું પ્રાપ્ત થાય છે. અન્યથા સ્વ-મતિ કલ્પિત ભાવે લૌકિક રીતિએ અહિંસક ભાવે વર્તનારને તો તત્ત્વતઃ વિરાધક પણું પ્રાપ્ત થાય છે, અને તે થકી તેઓમાં ક્રોધ-માન-માયા-તેમજ લોભાદિ કષાય ભાવોની વૃદ્ધિ થતી હોય છે.

(૧૯)

કોઇ કહે ઉત્સર્ગે આણા, છાંદો છે અપવાદ;
તે મિથ્યા અણ પામે અર્થે, સાધારણ વિધિવાદ...
મનમોહન જિનજી તુઝ વયણેજી મુજ રંગ. ॥૧૫૬॥

ભાવાર્થ :-કેટલાક આચાર્યો ઉત્સર્ગ માર્ગ અને અપવાદ માર્ગને એકાંતે ભિન્ન જાણીને કહેતા હોય છે કે હંમેશા-ઉત્સર્ગ માર્ગે જ વર્તવું જોઇએ. અપવાદ માર્ગે એટલે જીનાજ્ઞા વિરૂદ્ધ પણે તો, કોઈક વખત કોઇ એક કારણે, અનુસરવું પડતું હોય તોજ અનુસરવું જોઈએ, જ્યારે બીજા કેટલાક આચાર્યો ઉત્સર્ગ-અપવાદ બંને માર્ગે પ્રવર્તન કરવાની જીનેશ્વરોની આજ્ઞા જ છે. એમ કહીને બનેને એકાંતે અભિન્ન માનીને, પોતે-પોતાને મન ફાવતી રીતે ઉન્માર્ગે વર્તે છે. અને તે પ્રમાણે વર્તવાની પણ જીનેશ્વરોની આજ્ઞા છે એમ કહીને,

ઉત્સર્ગ-અપવાદ-સાપેક્ષ શાસ્ત્ર વચનોને, અજ્ઞાની જીવો આગળ, અયથાર્થ-ભાવે-પ્રકાશીને પોતે, શાસ્ત્રાજ્ઞાનુસારે વર્તન કરવાળા છે એમ જણાવતા હોય છે, આ સંબંધે પ.પૂ. શ્રી દેવચંદ્રજી મહારાજે, ઉત્સર્ગ-અપવાદ માર્ગની શાસ્ત્રીયતાને સાધારણ પણે કાર્ય કારણતા સંબંધે, આઠમા શ્રી ચંદ્રપ્રભુના સ્તવનમાં ઉત્સર્ગ સેવા તેમજ અપવાદ સેવાને સાત-સાત નયથી ભાવ સેવાના સ્વરૂપથી બતાવેલ છે, તેમાં તેઓ શ્રીએ સ્પષ્ટ જણાવ્યું છે કે....

"કારણ ભાવ તેહ અપવાદે, કાર્યરૂપ ઉત્સર્ગેજી;
આત્મ દ્રવ્ય તે ભાવ દ્રવ્ય પદ, બાહ્ય પ્રવર્તિ નિઃસર્ગેજી" ॥
"કારણ ભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી;
કારજ સિદ્ધે કારણતા વ્યય, શુચિ પરિણામિક ભાવોજી"

(૨૦)

મુખ્ય પણે જેમ ભાવે આણા, તેમ તસ કારણ તેહ;
કાર્ય ઇચ્છતો કારણ ઇચ્છે, એ છે શુભ મહિ રેહ.
મનમોહન જિનજી તુઝ વચણે મુજ રંગ. ॥૧૫૭॥

ભાવાર્થ :-ઉપર બતાવેલ શ્રી દેવચંદ્રજી મહારાજના ઉત્સર્ગ-અપવાદ માર્ગને પુષ્ટિ આપવા સ્વરૂપે પૂર્વે શ્રી પ. પૂ. શ્રી ય. ઉ.જી એ પોતે જ આ ગાથાથી જણાવેલ છે કે શ્રી જીનેશ્વર ભગવંતોએ મુખ્યપણે તો આત્માએ આત્મ ભાવની (ગુણોની આવિર્ભાવે) પ્રાપ્તિ કરવી, તેને ઉત્સર્ગ માર્ગ કહ્યો છે. અને તે માટે જે-જે કારણો થકી આત્મ શુદ્ધિની પ્રાપ્તિ કરાય છે. તે-તે કારણોનાં સેવનને અપવાદ માર્ગ કહ્યો છે. આથી સમજાય છે કે મોક્ષ પ્રાપ્તિ રૂપ કાર્યને ઇચ્છતો આત્માર્થી-આત્મા, કોઇપણ કારણનો અપલાપ કરે નહિ, પરંતુ ઈચ્છિત કાર્યની સિદ્ધિ અર્થે પ્રાપ્ત નિમિત્ત, તેમજ ઉપાદાન, બંને કારણોને કાર્યાર્થે અવિરૂદ્ધ ભાવે પ્રયોજવાનું ઉચિત જાણે છે.

(૨૧)

કલ્પે વચન કહ્યું અપવાદે, તે આણાનું મૂળ;
મિશ્ર પક્ષ તો મુનિને ન ઘટે, તેહ નહીં અનુકૂલ....
મનમોહન જિનજી તુઝ વચણે મુજ રંગ. ॥૧૫૮॥

ભાવાર્થ :-શ્રી કલ્પસૂત્રને વિષે સામાન્ય-વિશેષ બંને સ્વરૂપી ધર્મની, ભિન્ના-ભિન્નતા-સાપેક્ષ-ભાવે, સ્પષ્ટ જણાવેલ છે કે મોક્ષાર્થી આત્માઓ મોક્ષ-પુરુષાર્થ બે પ્રકારે સાધી શકે છે એટલે (૧) સાગારીપણે, તે ગૃહસ્થપણે-શ્રાવક

ધર્મને અંગીકાર કરીને, યથાશક્તિ વ્રત-પચ્ચક્ખાણ લેઇને, આત્મશુદ્ધિ કરે છે. તે પાંચમે ગુણસ્થાનકે રહેલા શ્રાવક-આત્માઓનો જે વ્યવહાર તેને છટ્ઠા સર્વ વિરતિ ગુણસ્થાનકની અપેક્ષાએ અપવાદે મોક્ષ માર્ગ જાણવો (૨) અણગાર-ધર્મ, તે સર્વ વિરતિ પણે, પાંચ મહાવ્રતોનું જીનાજ્ઞાનુસારે પાલન કરે છે. તેવા સાધુ-મુનિ ભગવંતોને વ્યવહારથી ઉત્સર્ગ માર્ગે મોક્ષ-માર્ગના આરાધક જાણવા. પરંતુ આ બંને પ્રકારના મોક્ષ-માર્ગને જીનાજ્ઞાનુસારે ન અનુસરતાં, જેઓ સ્વમતિ કલ્પિત મિશ્ર માર્ગે પ્રવર્તે છે, અને અન્ય આત્માઓને પ્રવર્તાવે છે. તેઓને શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાવર્તી સાધુઓ તેમજ શ્રાવકો જાણવા જોઇએ નહિ, કેમકે શાસ્ત્રમાં સર્વત્ર મિશ્ર-પક્ષનો સ્પષ્ટ નિષેધ કરાયેલ છે.

(૨૨)

અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણ ઠાણ;
ભાવ અપેક્ષાયે જીન આણા, મારગ ભાખે જાણ....
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ. ॥૧૫૯॥

ભાવાર્થ :-શ્રી જીનેશ્વર ભગવંતના શાસનમાં અપુનર્બંધક એટલે ચોથા-ગુણસ્થાનકથી માંડીને (શરૂઆતથી) છેલ્લે ચૌદમો ગુણસ્થાનક પ્રાપ્ત કરવા સુધીની તમામ ક્રિયાઓને (ઉત્સર્ગ-અપવાદે-સાપેક્ષ ભાવે) ભાવ થકી મોક્ષ-માર્ગની આરાધકતા જણાવી છે. અત્રે એટલું ખાસ સમજવું જરૂરી છે કે નૈગમનયની અપેક્ષાએ મિથ્યાત્વગુણસ્થાનકે વર્તતા જીવોમાં ઉપચારે કથંચિત્-શુદ્ધાશુદ્ધ પરિણમનપણું હોય છે. જ્યારે ચોથા-અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે-તો, જે જે ભાવ-આરાધકતા કહી છે, તેને તો શુદ્ધ-સંગ્રહ નયની અપેક્ષાએ ભાવ આરાધકતા જાણવી, કેમકે તે ચોથા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકવર્તી સમ્યગ્દૃષ્ટિના સમસ્ત સમ્યગ્ વ્યવહારને, અનુપચરિત અસદ્ભૂત વ્યવહારનયની અપેક્ષાએ, સમસ્ત સંયોગિક ભાવપ્રતિ મમત્વભાવ રહિતપણે શુદ્ધતા જાણવી, જ્યારે મિથ્યાત્વ ગુણસ્થાનકે તો ગુણ વિશેષે પણ ઉપચરિત અસદ્ભૂત વ્યવહાર નયની અપેક્ષાએ કથંચિત્ શુદ્ધિપણું હોય છે. વળી સમ્યક્ત્વ-સહિત-પાંચમા તેમજ છઠ્ઠા ગુણસ્થાનકનાં દેશવિરતિ તેમજ સર્વ-વિરતિ પણાના વિધિ-સાપેક્ષ વ્યવહારને પણ, ઉપચરિત-સદ્ભૂત વ્યવહારનયે આરાધકતા જાણવી અને ઋજૂસૂત્રનયે સાતમે અપ્રમત્ત ગુણસ્થાનકે આત્મ પરિણામની બાહ્ય તેમજ અભ્યંતર ભાવની શુદ્ધિને અનુપચરિત સદ્ભૂત વ્યવહાર નયની શુદ્ધતા જાણવી. જ્યારે ક્ષપક શ્રેણીમાં ઉત્તરોત્તર શબ્દ, સંભિરૂઢ અને એવંભૂત નય સ્વરૂપી

શુદ્ધ નિશ્ચયનયની ભાવ આરાધકતા જાણવી. આથી સ્પષ્ટ સમજાશે કે મિથ્યાત્વાદિ ત્રણ ગુણસ્થાનકે અનંતર કે પરંપરાએ પણ મોક્ષ-પુરુષાર્થની સાધકતા સ્થાપવી તે જીનાજ્ઞાનું ઉલ્લંઘન કરવા રૂપ છે, ઉપરની હકીકતથી નિશ્ચય તેમજ વ્યવહાર ધર્મને વિશે ૪ થા ગુણ સ્થાનકથી માંડીને ૧૪ (ચૌદમા)મા ગુણસ્થાનક સુધી (પૂર્વાપરની અપેક્ષા વિશેષથી) જે ઉત્સર્ગ-અપવાદ માર્ગનું પ્રવર્તન હોય છે તેને ગીતાર્થ ગુરૂભગવંત પાસેથી યથાર્થ અવિરૂદ્ધ ભાવે સમજીને નિઃશંક બોધ પ્રાપ્ત કરવા ઉદ્યમશીલ બનવુ જરૂરી છે. આ સંબંધે સંમતિતર્કમાં જણાવેલ છે કે (૧૪) ચૌદે માર્ગણા સ્થાનકો તેમજ (૧૪) ચૌદે ગુણસ્થાનક સ્વરૂપી આત્માનુ બાહ્ય-અભ્યંતર સ્વરૂપ તે શુદ્ધ નિશ્ચય નયની અપેક્ષાએ આત્માનું અશુદ્ધ સ્વરૂપ છે. તેમ છતાં વ્યવહાર નયની દૃષ્ટિએ તેમાં અપેક્ષા વિશેષથી શુદ્ધાશુદ્ધપણું સિદ્ધાંતથી અવિરૂદ્ધ ભાવે સમજવું જરૂરી છે.

(૨૩)

એક અહિંસામાં જે આણા, ભાખે પૂરવ સૂરિ;
તે એકાંત મતિ નવિ ગ્રહિયે, તિહાં નય વિધિ છે ભૂરિ...
મનમોહન જીનજી તુઝ વયણે મુજ રંગ ॥૧૬૦॥

ભાવાર્થ :-શાસ્ત્રમાં મુખ્ય પણે અહિંસા ધર્મનું પાલન કરવાની શ્રી જીનેશ્વર ભગવંતોની આજ્ઞા છે, એમ કહેવાયું છે. અને તે પછીના ચારે મહાવ્રતો તો અહિંસા ધર્મની સાધનાર્થે છે એમ જે કહેવાયું છે, તે વ્યવહાર ધર્મની અપેક્ષાએ છે એમ જાણવું. જ્યારે શુદ્ધ નિશ્ચય ધર્મની અપેક્ષાએ તો પરમ સત્ય તે મોક્ષ પદ-પ્રાપ્તિ અર્થે એટલે કે પરમ ક્ષાયિક ભાવરૂપ સત્ય ધર્મની પ્રાપ્તિ અર્થે ભાવ-અહિંસા ધર્મને પણ સાધન ધર્મ જાણવો જોઈએ, આથી સ્પષ્ટ સમજવું જરૂરી છે કે શ્રી જૈન-ધર્મને વિષે (સ્યાદ્-વાદ સિદ્ધાંતાનુસારે) સત્ય-અહિંસા આદિ અનેક ધર્મોને જે-જે નય-પ્રમાણ વિશેષે મુખ્ય-ગૌણ ભાવે ઉત્સર્ગ-અપવાદ માર્ગે, નિશ્ચય-વ્યવહારે કરી દ્રવ્ય અહિંસા, તેમ જ ભાવ અહિંસાના સ્વરૂપ વડે, અનેકવિધ સ્વરૂપથી, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સાપેક્ષ-યથાર્થ અવિરૂદ્ધ ભાવે જણાવેલ છે, તેનું યથાર્થ સ્વરૂપે જાણપણું કરીને, તેમાં અવિસંવાદિ ભાવે શ્રદ્ધા કરવા થકી, આત્માને નિઃશંક ભાવે શુદ્ધ આત્મારાધનતા પ્રાપ્ત થાય છે. અન્યથા કેવળ-મતિ કલ્પિત ભાવે ગમે તેવી આરાધના પણ આત્માને સંસારમાં ડૂબાડવાવાળી છે એમ જાણવું.

(૨૪)

આત્મ ભાવ હિંસનથી હિંસા, સઘળાએ પાપસ્થાન;
તેહ થકી વિપરીત અહિંસા, તાસ વિરહનું ધ્યાન...
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ. ॥૧૬૧॥

ભાવાર્થ :–છેવટે ય. પૂ. શ્રી પ. ઉ. જી એ શાસ્ત્રાર્થના નિષ્કર્ષ રૂપે જણાવ્યું છે કે જે થકી, સ્વ–પર આત્માના ભાવપ્રાણ હણાય, એટલે આત્મા વિશેષે કરીને કર્મોના બંધનમાં પડે તેને હિંસા રૂપ અકાર્ય સમજવું તેમજ જે થકી સ્વ-પર આત્મા કર્મના બંધનથી મુક્ત થાય-તેને અહિંસક ભાવ જાણવો, તે માટે જેમ બને તેમ સ્વ–પર આત્મા સંબંધી વધુ ને વધુ કર્મોના બંધનથી મુક્ત થતાં રહી અંતે સર્વ કર્મોનો ક્ષય કરી, જે રીતે મોક્ષ પદને પ્રાપ્ત કરે છે. જે રીતે શાસ્ત્રાનુસારિતાએ શુદ્ધા–શુદ્ધ–નિશ્ચય–વ્યવહાર પરિણામ–પ્રવૃત્તિરૂપ, ગુણસ્થાનક ક્રમારોહણ સ્વરૂપનું નિરંતર ધ્યાન–ધરવું, જેથી શુદ્ધ સાધ્ય-સાધન દાવમાં અવિસંવાદી ભાવે યથાર્થ–પ્રવર્તન થઈ શકે.

(૨૫)

તસ ઉપાય જે–જે આગમમાં, બહુવિધ છે વ્યવહાર;
તે નિઃશેષ અહિંસા કહિયે, કારણ-ફળ ઉપચાર...
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ. ॥૧૬૨॥

ભાવાર્થ :–શ્રી જૈન શાસનમાં સ્પષ્ટ જણાવેલ છે કે દરેક–દરેક સંસારી આત્માઓ સમયે સમયે પોત–પોતાના યોગ અને કષાય પરિણામે કરી, શુભ–તેમજ અશુભ બંને પ્રકારના અનેકવિધ કર્મોનો બંધ કરે છે. અને તે પ્રત્યેક સમયે–સમયે (બંધ સમયે જ) ઉદીત કર્મોને ભોગવીને તેમ જ તપ–વિશેષરૂપ શુદ્ધ આત્મ પરિણામે કરી, વિશેષતઃ કર્મોની નિર્જરા પણ કરે છે, આ સાથે પૂર્વે બાંધેલા કર્મોમાં પણ અનેક ફેરફારો પણ કરે છે. આ ત્રિવિધ સ્વરૂપમાં જ્યારે–જ્યારે આત્મા કર્મોના બંધ કરતાં, વિશેષ સ્વરૂપે–નિર્જરા કરતો હોય, ત્યારે–ત્યારે તે આત્માને વિશેષતઃ અહિંસક જાણવો જોઈએ, આથી સમજવું કે જે કોઇ આત્મા જ્યારે આત્માર્થે વિશુદ્ધ યોગ–ઉપયોગ થકી, પણ વિશેષતઃ નિર્જરા સાધતો હોય ત્યારે તથાવિધ શુભ–યોગ–વ્યવહારમાં, કારણમાં કાર્યના ઉપચારના ન્યાયે, વિશેષતઃ અહિંસકતા જાણવી જોઇએ, અન્યથા નહિ.

(૨૬)

જીવ-અજીવ વિષય છે હિંસા, નૈગમનયમત્તજુત્ત;
સંગ્રહ વ્યવહારે ષટ્કાયે, પ્રતિ જીવે ઋજુ સૂત્ત.
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ. ।।૧૬૩।।

(૨૭)

આતમ રૂપ શબ્દનય તીને, માને એમ અહિંસ; -
ઓઘ વૃત્તિ જોઇને લહીયે, સુખ જશલીલ પ્રશંસ...
મનમોહન જિનજી તુઝ વયણે મુજ રંગ. ।।૧૬૪।।

ભાવાર્થ :-પ્રથમના નૈગમનયની દષ્ટિએ જોઇએ તો જીવ થકી તેમજ અજીવ થકી પણ સ્વ-પર આત્માને હિંસા પ્રાપ્ત થાય છે. એટલે કે જીવને જીવના સંબંધે (સચિત્ત-સચિત્તના યોગે) તેમજ અજીવ દ્રવ્યોના યોગે પણ દ્રવ્ય પ્રાણ તેમ જ ભાવ પ્રાણોનો ઘાત-ઉપઘાત થાય છે. આ સંબંધે શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે "अधिकरणं-जीवा जीवाः"

બીજા સંગ્રહનયની દષ્ટિએ જોઇએ તો દરેક સંસારી આત્મા, મન-વચન-કાય યોગે કરી જાણે-અજાણે પણ, આરંભ-સમારંભે કરી છ એ કાયના જીવોની હિંસા કરે છે. આ સંબધે પણ શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે..." मिथ्या दर्शना विरति-प्रमाद-कषाय-योगा बन्ध हेतवः"

ત્રીજા વ્યવહાર નયની દષ્ટિએ જોઈએ તો જીવ-અજીવના સંબંધે, છ એ કાયના જીવો અર્થાત્ એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના તમામ જીવો સ્વતઃ એટલે પોતે-પોતા થકી, તેમજ પરતઃ એટલે અન્ય જીવ-અજીવ દ્રવ્ય (પુદ્ગલ દ્રવ્ય) ના યોગે કરી પોતાના તેમજ અન્ય આત્માના દ્રવ્ય-પ્રાણો તેમજ ભાવ પ્રાણોનો ઘાત-ઉપઘાત કરી રહેલા છે, આ સ્વરૂપ સંબધે પણ શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે ...

"आद्यं संरंभ समारंभारंभ योग, कृतकारितानुमत कषाय विशेषै स्त्रिस्त्रिस्त्रि-श्चतुश्चैकशः" તેમજ " निर्वर्तना निक्षेप संयोग निसर्गा द्विचतुर्द्वि त्रिभेदाः परम्."

ચોથા ઋજૂસૂત્ર નયની દષ્ટિએ જોઇએ તો, પ્રત્યેક આત્માઓ પ્રત્યેક સમયે-સમયે પોત-પોતાની યોગ પ્રવૃત્તિ તેમજ ઉપયોગ પ્રવૃત્તિ થકી, અનેકવિધસ્વરૂપે,

સ્વ-પર બંને આત્માઓના દ્રવ્ય પ્રાણો, તેમજ ભાવ પ્રાણોના ઘાત-ઉપઘાત કરવા વડે, અનેક પ્રકારે નવીન કર્મનો બંધ કરી રહેલા છે. આ સંબંધે પણ શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે "तीव्र मन्द ज्ञाता ज्ञात भाव वीर्याधिकरण विशेषेभ्य स्तद्विशेषः"

પાંચમા શબ્દનયની દૃષ્ટિએ જોઇએ તો, આ લોક તેમજ પરલોકમાં સુખકારી, તેમજ અંતે સર્વ કર્મોનો ક્ષય કરી, આત્માને મોક્ષ પદને આપનાર, શ્રી જીનેશ્વર ભગવંતની, નવતત્ત્વાત્મક-અનાદિ-અનંત જગત સ્વરૂપમાં, જે હેય-જ્ઞેય અને ઉપાદેય સ્વરૂપી, ત્રિભંગાત્મક દેશનાને, યથાર્થ-અવિરૂદ્ધ ભાવે-સમજવા થકી, જેઓ પોતે તો અળગા રહે છે, અને બીજાઓને પણ અળગા રાખે છે, તેમજ વળી જેઓ પુણ્ય ધર્મને, મોક્ષ-પુરુષાર્થના કારણ સ્વરૂપ જણાવવા વડે શ્રી જીનાજ્ઞાથી વિપરીત પ્રરૂપણાઓકરી રહ્યા છે. તેઓ બંને પોતે, પોતા-થકી, પોતાના-આત્માની ઘોર હિંસા (પાપ બંધ વડે) કરી રહ્યા છે એમ જાણવું. આ માટે પ. પૂ. શ્રી આનંદઘનજીએ કહ્યું છે કે—

"પાપ નહિ કોઈ ઉત્સૂત્ર ભાષણ જીશો,
ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો."

છઠ્ઠા-સંભિરૂઢ નયની અપેક્ષાએ જોઈએ-તો, શ્રી જીનેશ્વર ભગવતોએ નવ-તત્ત્વ રૂપ સમસ્ત જગત સ્વરૂપમાં, પ્રથમનાં બે, જીવતત્ત્વ તેમજ અજીવતત્ત્વને, જ્ઞેયરૂપ જણાવ્યા છે, તેમજ પુણ્ય-પાપ-આશ્રવ તેમજ બંધતત્ત્વ એ ચારે તત્ત્વોને હેયરૂપ જણાવ્યા છે. જ્યારે બાકીના સંવર-નિર્જરા અને મોક્ષ એ ત્રણે તત્ત્વોને ઉપાદેય એટલે આદરવા યોગ્ય જણાવ્યા છે. ઉપર જણાવ્યા મુજબના સ્વરૂપથી જે આત્માઓ વિપરિત પણે પ્રરૂપણા તેમજ પ્રવર્તન કરે છે, તેઓ પણ પોતે-પોતા થકી જ પોતાના આત્માને સંસાર સમુદ્રમાં ડૂબાડનાર થાય છે. આ માટે કહ્યું છે કે......

"आज्ञाऽऽराद्धा-विराद्धा च, शिवाय च, भवाय च"

સાતમા એવંભૂત નયની દૃષ્ટિએ જોઇએ તો, જે આત્માઓ પાંચ પ્રકારનાં મિથ્યા ભાવમાં એટલે કે મિથ્યાત્વ-મોહનીય કર્મના ઉદયમાં સહર્ષ વર્તી રહ્યા છે તેઓ-તે મિથ્યાભાવ થકી, પોતે જ પોતાના આત્માનો ઘાત કરી રહ્યા છે. આ માટે તે મિથ્યાભાવ થકી અળગા થવું પ્રથમ જરૂરી હોઈ તે પાંચે પ્રકારના

મિથ્યાત્વનું સ્વરૂપ વિસ્તારથી પ્રથમ તો ગીતાર્થ ગુરૂભગવંત પાસેથી જાણી લેવું ખૂબ જ જરૂરી છે. અત્રે તેનો પાંચ નામ માત્રથી નિર્દેશ કરી જણાવીએ છીએ. (૧) અભિગ્રહીક (૨) અનભિગ્રહીક (૩) અભિનિવેષિક (૪) શંસયિક (૫) અનાભોગ.

ઉપર જણાવ્યા મુજબના હિંસાના મિથ્યાત્વાદિ અનેકવિધ સ્વરૂપથી અળગા થઈ, જેઓ પોતાના–શુદ્ધ આત્મસ્વરૂપમાં યથાતથ્ય–સ્વરૂપે, જ્ઞાન–ક્રિયા સ્વરૂપી શુદ્ધ ઉપયોગે જે–જે ભાવે પ્રવર્તન કરે છે, તેઓને તે–તે સ્વરૂપે અહિંસક જાણવા.

આ સ્વરૂપને સ્યાદ્‌વાદ–સિદ્ધાંતાનુસારે, ત્રિકાલાબાધિત સિદ્ધાંત સ્વરૂપે, પ્રથમ પોતે યથાર્થ–અવિસંવાદી ભાવે જાણીને, પછી અન્ય મોક્ષાર્થી આત્માઓને જણાવતાં થકાં પ. પૂ. શ્રી ય. ઉ.જી જણાવે છે કે હે શ્રી સીમંધર સ્વામી પરમાત્મા! ઉપર જણાવેલા તમારા–પરમોપકારી વચનોમાં આજે તો હું પૂર્ણ શ્રદ્ધાએ રાચી રહ્યો છું. તેઓશ્રીના આ વચનથી એ સ્પષ્ટ સમજાય છે કે શ્રી ય. ઉ.જીએ રજુ કરેલા સમસ્ત–વચનો–શાસ્ત્રાધારે રજુ કરાયેલા છે. આ સંબંધે વળી વિશેષે એ પણ જાણવું જરૂરી છે કે સર્વે તીર્થંકર ભગવંતોનો ઉપદેશ મોક્ષાર્થે ત્રિકાલાબાધિત ભાવે, એક સ્વરૂપવાળો હોઇ અવિસંવાદી હોય છે.

**આઠમી ઢાળ સમાપ્ત**

પ્રભુ તુજ શાસન અતીભલું, માને સુરનર રાણોરે;
મિચ્છ–અભવ્ય ન ઓળખે, એક અંધો એક કાણોરે.
શ્રીવીરવિજય કૃત ચોસઠપ્રકારી પૂજા

## ઢાળ-૯મી

(૧)

કોઈક સૂત્ર જ આદરે, અર્થ ન માને સાર ।જિનજી।
આપમતે અવલું કરે, ભૂલ્યા તેહ ગમાર ॥જિનજી॥
તુઝ વયણે મન રાખીયે. ॥૧૬૫॥

ભાવાર્થ :– કેટલાક અજ્ઞાની પાસત્થાઓ એમ કહેતા હોય છે કે અમો તો મૂળ–આગમને (સૂત્રને) પ્રમાણ માનીએ છીએ અને તે પ્રમાણે વર્તીએ છીએ પરંતુ ચુર્ણિ, ટીકા, નિર્યુક્તિ, ભાષ્ય, પ્રમુખ પૂર્વાચાર્યોએ રચેલા ગ્રંથો કે જેમાં મૂળ સૂત્રના અર્થને વિશેષ સ્વરૂપથી સ્પષ્ટ સમજાવવામાં આવેલા છે. તે–તે ચૂર્ણિ, ટીકા, પ્રમુખ ગ્રંથોને તેઓ અપ્રમાણ માને છે અને અન્ય ભોળા આત્માઓને પણ તે–તે ગ્રંથો અપ્રમાણરૂપ છે, એટલે કે તેમાં લખેલી હકીકતને નહિ માનવી જોઇએ, એવું કહેતા હોય છે. આમ કહેવામાં તેઓનો મુખ્ય ઉદ્દેશ એ રહેલો હોય છે–કે, પોતે જ કાંઇ કરે છે અને કહે છે, તેને કોઈ જીનાજ્ઞા વિરૂદ્ધ છે એમ કોઈ કહી શકે નહિ તેથી કરીને પોતાને જેમ ફાવે તેમ વર્તવાનું, તેમ જ જેમ ફાવે તેમ, ઉપદેશ દેવાનું સુગમ પડે. આમ છતાં તેઓના વિચાર–વાણી, અને વર્તનમાં, પ્રગટપણે પ્રવર્તતા વિરોધાભાસને લઈને, સ્વ–પર બંને આત્માઓમાં પરસ્પર શંકિતભાવે સંક્લેશની વૃદ્ધિ થવા–થકી, અંતે–તો, તેઓમાં સમસ્ત શ્રી જીન શાસન પ્રતિ દ્વેષભાવ પ્રવર્તતો હોય છે.

(૨)

પ્રતિમા લોપે પાપીઆ, યોગ અને ઉપધાન; ॥જિનજી॥
ગુરુનો વાસ ન સિર ધરે, માયાવી અજ્ઞાન ॥જિનજી॥
॥તુઝ॥ ॥૧૬૬॥

ભાવાર્થ :– વળી પણ જેઓ અજ્ઞાન સહ મતિ કલ્પિત ભાવે, પ્રવર્તન કરવાવાળા છે, તેઓ શાસ્ત્રાનુસારે એટલે આજ્ઞાનુસારે ધર્મારાધન કરવાથી આત્મશુદ્ધિ થાય છે, તે શાસ્ત્રવચનનું ઉલ્લંઘન કરવામાં જ સર્વત્ર ઉજમાળ રહેતા હોઈ, ચાર નિક્ષેપમાં રહેલા સ્થાપના નિક્ષેપે પ્રમાણરૂપ જે પ્રતિમા એટલે જિનપ્રતિમાની સેવા–ભક્તિના નિમિત્તે આત્મશુદ્ધિ કરવી તે, તેમ જ જ્ઞાનાદિ પાંચ આચારોને–પણ, શાસ્ત્રાનુસારે–યોગ–ઉપધાન પૂર્વક આરાધન કરવાનું

છોડી દઇને, નગુરા થઇને વિચરે છે, આમ છતાં આજે તો-જેઓએ શ્રી જીનાજ્ઞા રૂપ-શાસ્ત્ર વચનમાંથી શ્રદ્ધા તેમજ પોતાના ગુરૂની આજ્ઞા પણ તજી દીધી છે, એવા માયાવી, અજ્ઞાની-પાખંડીઓના-પ્રપંચી ધર્માનુષ્ઠાનોમાં, અનેક અજ્ઞાની ભવાભિનંદી જીવો વિશેષતઃ ફસાતા હોય છે, અને શુદ્ધ સમ્યક્ પરિણામરૂપ આત્માર્થથી ભ્રષ્ટ થઈ રહેવા હોવા છતાં અજ્ઞાન અને સંમોહના જોરે તેઓ સૌ એકબીજા પ્રતિ કેવળ બાહ્યથી મમત્વભાવે આદર પ્રીતિ ધરાવતાં પ્રગટપણે જોવાય છે.

(૩)

આચરણા તેહની નવી, કેતી કહિએ દેવ ।।જિનજી।।
નિત્ય ત્રટે છે સાંધતા, ગુરૂ વિણ તેહની ટેવ ।।જિનજી।।
।।ગુઝા ।।૨૬૭।।

ભાવાર્થ :- પ્રથમ તો જેઓ સૂત્ર-અર્થને ગીતાર્થ ગુરૂ પાસેથી વિધિ પૂર્વક નહિ ભણવા વડે તેમ જ વળી નહિ માનવા વડે, આત્મહિત પ્રતિ અજ્ઞાની તેમજ-ભ્રાંત હોવાથી ઉદ્ધત બનેલાઓ છે, તેઓના આત્માર્થ સંબંધી સમસ્ત આચાર-વિચારના, સમસ્ત-પ્રચારો, વ્યવહારથી પણ પ્રગટપણે પંચાચાર વિરુદ્ધ, આજ્ઞા બાહ્ય હોઈ, તેને શાસ્ત્રાનુસારિતાનો ઓપ આપવા માટે, આજે તો તેઓને નિરંતર અનેક જાતના પ્રલોભનો આપીને કેવળ લોકરંજનનાં ઉન્માદી પાખંડી વ્યવહારો પ્રવર્તાવવા પડતાં હોય છે. આથી જ તો વળી તેઓ બંને સ્વ-પર ઉભય આત્માઓમાં આત્માર્થ-શૂન્યતાની વૃદ્ધિ થવા સાથે કષાય ભાવની વૃદ્ધિ થતી હોય છે, કેમકે શ્રી જિનશાસનને વિષે તો, સ્પષ્ટ જણાવાયેલ છે કે "पढमं नाणं तओ दया" આ માટે આત્માર્થી-આત્માએ સૌ પ્રથમ તો સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂભગવંત પાસેથી આત્માર્થ સાધકતા માટેના આચાર વિચારનું અતિચારાદિ સાપેક્ષ તેમ જ અનાચારનુ જ્ઞાન મેળવવુ જોઈએ, અને તેમાં-વિધિ નિષેધ સ્વરૂપે યથાર્થ શ્રદ્ધા કરીને, તે પછી જ પોતાની શક્તિ-અનુસારે પોતાના આત્માને કર્મોના બંધનમાંથી છોડાવવા માટે, ધર્મ-પુરૂષાર્થ, તેમજ મોક્ષ પુરૂષાર્થ આદરવો જોઇએ, અન્યથા સ્વ-મતિ કલ્પિત લોકરંજનની સમસ્ત ધર્મ-ક્રિયાઓ કેવળ આત્મ-વંચકતા રૂપ, પરિણામને આપવાવાળી થાય છે એમ જાણવું.

(૪)

વૃત્તિ પ્રમુખ જોઈ કરી, ભાખે આગમ આપ ।।જિનજી।।
તેહજ મૂઢા ઓલવે, જેમ કુપુત્ર નિજ બાપ ।।જિનજી।।
।।ગુઝા ।।૨૬૮।।

**ભાવાર્થ :–** આજે કેટલાક પાખંડી સાધુઓ પોતે તો, પોતાના શિષ્યો તેમજ અનુયાઈઓને જે–જે જ્ઞાન વાંચવા–ભણવાની પ્રગટપણે તો જો કે મનાઈ કરતાં હોય છે, તેમ છતાં તેઓ પોતે તો, તે–તે ગ્રંથો અવિધિ સહ વાંચતા–ભણતાં રહેતા હોય છે અને તેમાંથી સ્વમતિ કલ્પિત અર્થો ઉપજાવી કાઢીને, પોતાના દષ્ટિ–રાગી જીવોને જીનાજ્ઞા વિરૂદ્ધ ઉપદેશ આપીને, મોહ–માયામાં ફસાવતાં રહી, એક બીજામાં કષાય ભાવની વૃદ્ધિ કરતાં રહેતા હોય છે. આવા મૂઢ ઉદ્ધત જીવોને, જેમ કોઈ કુપુત્ર–પોતાના બાપને બાપ તરીકે માનવાનો ઈન્કાર કરે, તેની જેમજ સમજવા જોઈએ કેમકે–પ્રથમ તો પોતે જે જે પુસ્તક–પાના પ્રચ્છન્નપણે વાંચીને બોધ પ્રાપ્ત કરી રહ્યા છે, તે–તે પુસ્તકો સંબંધી અન્ય જીવોને, ભણવા–ભણાવવાની મનાઇ કરતાં હોય છે, આમ કરવાથી–સૂત્રાર્થ સબંધે તેઓની સમસ્ત માયા–જાળ ખુલ્લી પડી જતી હોય છે, પરંતુ તેઓને ખબર નથી કે તત્ત્વજ્ઞાન સંબંધી યોગ્યાયોગ્યતાનો વિવેક કર્યા વગર સામાન્યપણે જીનાજ્ઞાને જાણવા–ભણવાની મનાઈ કરવી તે તો, પોતાના માટે પણ તીવ્ર જ્ઞાનાવરણીય તેમજ મિથ્યાત્વ મોહનીય કર્મબંધનું કારણ છે.

(૫)

**વૃત્યાદિક અણમાનતા, સૂત્ર વિરાધે દીન ॥જિનજી॥**
**સૂત્ર અરથ તદુભય થકી, પ્રત્યનીક કહ્યા તીન ॥જિનજી॥**
**॥તુઝ॥ ॥૧૬॥**

**ભાવાર્થ :–**શ્રી જીનેશ્વર ભગવંતોએ, આત્માર્થ–સાધકતા સંબંધી ભાખેલા અર્થને, (મોક્ષ–પુરુષાર્થ પ્રતિ–વિધિ નિષેધ સ્વરૂપને) જેમણે યથાર્થ પણે, એટલે તીવ્ર શુદ્ધ ક્ષયોપશમ સહ શ્રદ્ધા પૂર્વક, વિધિનિષેધ પૂર્વકની આચરણા સહ, ગ્રહણ કરેલો છે, તેવા ઉત્તમ ગણધર ભગવંતો–તેમ જ સ્થવિર ભગવંતોએ, રચેલા જે–જે શાસ્ત્રો, તેનો અનાદર કરીને, એટલે **જ્ઞાન નિશ્ચેથી આત્માને ઉન્માર્ગથી બચાવી સન્માર્ગ ભણી લઈ જવા સમર્થ** છે, તેનો અનાદર કરીને, પોતાના અજ્ઞાન અને અહંકારે કરીને, જેઓ સ્વ મતિ–કલ્પિત માર્ગમાં ભોળા–અજ્ઞાની ભક્તોને ફસાવે છે, તેઓને–સૂત્ર એટલે કે જે કેવળી ભાષિત મૂળસ્થ જ્ઞાન છે, તેમજ તે ઉપરના જે–જે ચૂર્ણિ–વૃત્તિ–ટીકા–નિર્યુક્તિ–ભાષ્ય પ્રમુખ જે ગ્રંથો આજે ઉપલબ્ધ છે, કે જેમાં સૂત્ર સ્થિત–મૂળસ્થ જ્ઞાનમાં શ્રદ્ધા ઉપજાવી તેને વ્યવહાર્ય

બનાવવાની-રીતો, તેમજ યુક્તિઓ આપેલી હોય છે, તેના શાસ્ત્ર જ્ઞાનને અન્ય જીવોને ભણુવા-ભણાવવાની મનાઇ કરે છે તેઓને શ્રી જીનેશ્વર ભગવંતે-પ્રરૂપેલ તેમજ પ્રવર્તાવેલ મોક્ષ-માર્ગના ઉત્થાપકો જાણવા જોઇએ.

(૬)

અક્ષર અર્થ જ એકલો, જો આદરતાં ખેમ ।।જિનજી।।
ભગવઈ અંગે ભાખિયો, ત્રિવિધ અર્થ તો કેમ ।।જિનજી।।
।।તુઝ।। ।।૧૭૦।।

**ભાવાર્થ** :-કેટલાક સૂત્રોના માત્ર અક્ષરાર્થ (શબ્દાર્થ)ને જ ગ્રહણ કરવામાં ઉત્સાહી હોય છે, તો કેટલાક વળી સૂત્રાર્થને અળગો રાખી પોતાના કલ્પિત અર્થમાં જ ઉત્સાહી હોય છે. આ બેઉ જણાઓ પણ એકાંતે પોત-પોતાના પક્ષમાં આદરવાળા હોઈ, તત્ત્વતઃ તો બને મિથ્યાવાદીઓ છે. કેમકે શબ્દાર્થ માત્ર, માન-નારને વિશેષાર્થનો અપલાપ કરવો પડતો હોય છે, જ્યારે સ્વમતિ કલ્પિત અર્થને જ પ્રમાણ માનનારને સૂત્ર તેમજ સૂત્રાર્થનો બનેનો અપલાપ ઇષ્ટ હોય છે. આથી તેઓ બંને શ્રી જીનશાસનના ઉત્થાપકો છે, એમ જાણવું. શ્રી જીનાગમને વિષે તો સ્પષ્ટ જણાવેલું છે કે, શિષ્યને પ્રથમ, સૂત્ર સહિત સામાન્ય સૂત્રાર્થ પણ આપવો જોઈએ તે પછી તેને ટીકા વિગેરેથી યુક્તિ-યુક્ત નિર્યુક્તિ સહિતનો અર્થ આપવો એટલે તેમાં રહેલી યુક્તિઓને જણાવી ભાવાર્થ સમજાવવો. તે પછી તેને નિરવશેષ અર્થ આપવો એટલે કે-નય-નિક્ષેપ ભંગાદિકે કરીને સાધ્ય-સાધનતા ભણી, નિશ્ચય-વ્યવહાર સાપેક્ષ-હેયો-પાદેયતા જણાવવી. આ રીતે શિષ્ય પરંપરાપ્રતિ યથા યોગ્ય સ્વરૂપે સૂત્ર, અર્થ, અને તદુભયાનુસારી સમસ્ત શ્રી જીનશાસનનો વ્યવહાર પ્રવર્તાવવો, તે શ્રી જીના-જ્ઞાનુસારી વર્તન છે. અન્યથા પરંપરા રહિત પણે કેવળ મતિ કલ્પિત માર્ગે, જે કોઈ વ્યવહાર પ્રવર્તાવવામાં આવે છે, તેમાં શ્રી જીનાજ્ઞાનુસારિતા ન હોવાને કારણે, તે રાગ-દ્વેષ તેમજ વિષય-કષાય ભાવની વૃદ્ધિનું કારણ બને છે એમ જાણવું.

(૭)

સૂત્ર અરથ પહેલો, બીજો, નિજજુત્તીયે મીસ ।।જિનજી।।
નિરવશેષ ત્રીજો વલી, ઇમ ભાખે જગદીશ ।।જિનજી।।
।।તુઝ।। ।।૧૭૧।।

ભાવાર્થ :-પૂર્વે જણાવ્યા મુજબ શાસ્ત્રોમાં અનેક જગ્યાએ સ્પષ્ટ જણાવેલ છે કે શિષ્યોને, તેમ જ શ્રોતાઓને પ્રથમ તો સૂત્ર-વચન સંભળાવવું, તે પછી તેનો સામાન્ય અર્થ જણાવવો, અને તે પછી તેને તે અર્થને યથાયોગ્ય સ્થાને યોગ્ય રીતિએ જોડતાં શીખવવું, તે પછી તેને અનુરૂપ-યથાયોગ્ય, ધર્મ પ્રવર્તન કરવામાં પ્રવર્તાવવો જોઇએ, આમ નહિ કરતાં શાસ્ત્રાજ્ઞા-વિરૂદ્ધ-કેટલાકો, સૂત્ર-વગર કેવળ એકલો અર્થ જ આપવો જોઇએ એમ કહે છે, તેમજ વળી બીજા કેટલાકો તો સૂત્રાર્થને અપ્રમાણ કહીને, દરેક દરેક આત્માએ ભાવાદિની મુખ્યતાએ સ્વમતિકલ્પનાએ (કેવળ આત્મ સાક્ષિતાએ) જ ધર્મારાધન કરવું જોઈએ, એમ કહે છે, તેમજ વળી કેટલાકો તો પોતાના દૃષ્ટિ-રાગી સેવક અનુયાયીઓને સૂત્ર કે સૂત્રાર્થ તો દૂર રહ્યો પરંતુ ધર્મ પુરુષાર્થ-તેમ જ મોક્ષપુરૂષાર્થ માટેની આચરણાની યથાતથ્ય વિધિનુ જાણકારીપણું પ્રાપ્ત કરવાની જરૂરીયાતની પણ ના પાડે છે. જે વાત આગળ કહેવાઈ ગઈ છે, કેમકે પાપત્થા કુગુરૂઆને એ ડર હોય છે કે સૂત્રાર્થનું જ્ઞાન આપવાથી તો, પોતાનું અજ્ઞાની પણું, તેમ જ આચરણા સંબંધી માયાવી-પાખંડીપણું પ્રગટ થઈ જશે, આથી કેટલાકોએ તો શાસ્ત્રાર્થ વિરૂદ્ધ પોત પોતામાં સ્વયં ગીતાર્થપણું સ્થાપીને, પોતા-પોતાનાં અનુયાયીઓને એવું તો ઠસાવી દીધેલું હોય છે-કે, તમારે તો ગીતાર્થની (અમારી) આજ્ઞામાં (નિશ્રામાં) જ વર્તવું એજ તમારા માટે શ્રેયસ્કર છે. કેમકે અમો-તમોને, સાચા આત્મ-કલ્યાણના માર્ગે જ દોરી રહ્યા છીએ, એટલે અમારી આજ્ઞાએ શ્રદ્ધાએ વર્તવાથી આપો આપ જ તમારૂં કલ્યાણ થઇ જશે. આ રીતે તેઓ થકી અંધોઅંધ પુલાયના ન્યાયે જે ધર્મ-વ્યવહાર પ્રવર્તતો હોય છે તેના ફળ સ્વરૂપે, આજે તો તેઓમાં કેવળ વિષય-કષાય ભાવની વૃદ્ધિ થવા પણ પ્રત્યક્ષ દેખાય છે.

(૮)

છાયા નર ચાલે ચલે, રહે થિતિ તસ જેમ ॥જિનજી॥
સૂત્ર અરથ ચાલે ચલે, રહે થિતિ તસ તેમ ॥જિનજી॥

॥તુઝ॥ ॥૧૭૨॥

ભાવાર્થ :-અત્રે સૂત્ર તેમ જ અર્થની અનિવાર્યતા જણાવવા માટે પ.પૂ. શ્રી. ય. ઉ. જી. જણાવે છે કે જેમ માણસની છાયા, તે-જેમ માણસની સાથે ને સાથે ચાલે છે, રહે છે, તેમ સૂત્ર-અને સૂત્રનો અર્થ પણ એકબીજાની સાથે પરસ્પર જોડાયેલા રહેલા હોવા જોઇએ, અન્યથા બંને પોત-પોતાના સ્વ-સ્વરૂપથી

નાશ પામે છે એમ જાણવું. કેમકે સમ્યક્ સૂત્ર અને અર્થને કથંચિત્ ભિન્ના ભિન્નપણું હોય છે, આથી જ તો તત્ત્વાર્થ સૂત્રમાં "तत् प्रमाणे" એ સૂત્રથી પાંચે જ્ઞાનને પ્રમાણ રૂપ જણાવ્યા છે. તેમાં પ્રથમના બે જ્ઞાન પરોક્ષ પ્રમાણરૂપ છે અને પછીના ત્રણ જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમાણ રૂપ જણાવ્યા છે. તેમાં વળી પ્રથમના ચારે જ્ઞાનોને ક્ષાયોપશમિકપણું છે જ્યારે પાંચમુ જે કેવળજ્ઞાન છે તેને ક્ષાયિક ભાવવાળું તેમજ સર્વ દ્રવ્ય-પર્યાયના જ્ઞાનવાળું હોય છે એમ જણાવેલ છે. આથી કેવળી ભગવંતો અરૂપી દ્રવ્યોને પણ તેના સમસ્ત પર્યાયો સહિત જાણતા હોય છે.

(૯)

અર્થ કહે વિધિ વારણા, ઉભય સૂત્ર જેમ ઠાણ ॥ જિ૦ ॥
તેમ પ્રમાણ સામાન્યથી, નવિ અપ્રમાણ-પ્રમાણ ॥ જિ૦ ॥
॥તુઝ॥ ॥૧૭૩॥

ભાવાર્થ :-શ્રી જૈનાગમને વિષે મૂળ સૂત્રોને વિષે પણ, કેટલીક જગ્યાએ એક જ વ્યવહાર સંબંધી એક સૂત્ર તેનો આદર કરવાનું કહેવાવાળું હોય છે, તેમ જ તે જ વ્યવહાર સંબંધી બીજુ સૂત્ર તેનો નિષેધ કરવાનું કહેવાવાળું હોય છે. આમ છતાં પરસ્પર વિરોધી એવા તે બને સૂત્રોને સામાન્યથી તો પ્રમાણ-રૂપ માનવાના છે. કેમકે પરસ્પર વિરોધી એવા તે બંને સૂત્રોને સામાન્યથી પ્રમાણરૂપ માનવા થકી જ, સમસ્ત વ્યવહારમાં વિશેષાર્થથી ગુણસ્થાનક યોગ્ય ઉત્સર્ગ-અપવાદે વ્યવસ્થા કરવાનું સુગમ પડે છે. અન્યથા પરસ્પર વિરોધી એવા શાસ્ત્રવચનોને સામાન્યથી પ્રમાણ નહિ માનવા થકી, તેમજ કોઇ એક તરફી એકાંત પક્ષપાતમાં આગ્રહી બનવાથી તો વિરાધકતાજ પ્રાપ્ત થશે.

(૧૦)

અંધ પંગુ જેમ બે મલે, ચાલે ઇચ્છિત ઠાણ ॥ જિ૦ ॥
સૂત્ર અરથ તેમ જાણીયે, કલ્પભાષ્યની વાણ ॥ જિ૦ તુઝ. ॥૧૭૪॥

ભાવાર્થ :-શ્રી જિનેશ્વર ભગવતોએ એકાંત પક્ષપાતમાં પડવાથી વિરાધકતા પ્રાપ્ત થાય છે તેમજ અનેકાંત દૃષ્ટિ રાખીને, યથાતથ્ય સ્વરૂપે વસ્તુ ધર્મનો સ્વીકાર કરવાથી આરાધકતા પ્રાપ્ત થાય છે એમ સ્પષ્ટ જણાવ્યું છે. આ માટે શાસ્ત્રોમાં આંધળો અને લંગડો (પંગુ) બંને પણ જો, એકબીજાને સહાયક બને

તો ઇષ્ટાર્થ સ્થાને પહોંચી શકે છે, નહિ કાં બને દુઃખી થાય છે. એ દષ્ટાંતથી સૂત્ર-અર્થ (જ્ઞાન-ક્રિયા) નિશ્ચય-વ્યવહાર, ઉત્સર્ગ-અપવાદ, ઇત્યાદિ અનેક પરસ્પર વિરૂદ્ધ ભાવોને પણ, સ્યાદ્‌વાદથી અવિરૂદ્ધ ભાવે જણાવેલ છે તેને સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂ ભગવંત પાસેથી યથાર્થ અવિરૂદ્ધ ભાવે-નિઃશંક જાણી, તેમાં શ્રદ્ધા કરીને, યથાતથ્ય ભાવે તેને અનુસરવું જોઇએ. આ રીતિએ, આત્માર્થે સાચો પ્રયત્ન કરવાથી સમ-સંવેગાદિ ભાવની પ્રાપ્તિ થવા સાથે આત્મભાવમાં પણ અવશ્ય શુદ્ધિ-વૃદ્ધિ થશે.

(૧૧)

વિધિ ઉદ્યમ ભય વર્ણના, ઉત્સર્ગહ અપવાદ ॥ જિ૦ ॥
તદુભય અર્થે જાણીયે, સૂત્ર ભેદ અવિવાદ ॥ જિ૦ ॥
॥તુઝા ॥૧૭૫॥

**ભાવાર્થ** :-શ્રી જીનાગમ, તે-આગમ સૂત્રને વિષે, જે અનેક પ્રકારનાં આળાવા છે. તેમાં હાલમાં-મુખ્યપણે કેટલાક સૂત્રો વિધિવાદના છે તો વળી કેટલાક સૂત્રો નિષેધ અર્થને કહેવાવાળા છે તેમજ વળી કેટલાક ભયસૂચક છે, તો વળી કેટલાક ઉદ્યમ એટલે ધર્મ તેમજ મોક્ષ પુરૂષાર્થ પ્રતિ વીર્ય ફોરવવા માટેના છે. આ જ રીતે કેટલાક ઉત્સર્ગ માર્ગ સંબંધી, તો કેટલાક અપવાદ માર્ગને કહેનારા છે, તેથી-તે, પ્રત્યેક સૂત્રને ગીતાર્થ ગુરૂભગવંત પાસેથી યથાતથ્ય હેયોપાદેય સ્વરૂપે યોજવાનું મુખ્ય સાધન આજે-તો, બહુશ્રુત પૂર્વાચાર્ય રચિત-પંચાંગીમાં, તેમજ અનુભવી પૂર્વાચાર્યોએ સૂત્રાર્થથી અવિરૂદ્ધ ભાવે જે-જે પ્રકરણાદિ ગ્રંથોની રચનાઓ કરી છે, તેમાં પણ પ્રથમ શ્રદ્ધાએ કરીને, યથાતથ્ય ભાવે ભણવા-ભણાવવાનો વિવેક કરવો તે છે, અન્યથા કેવળ સ્વમતિ કલ્પનાએ, મિથ્યાત્વ મોહનીય કર્મની બળવત્તાએ સૂત્રાદિ શાસ્ત્રવચનોનો અપલાપ કરવા થકી-તો, કેવળ ઉન્માર્ગે પ્રવર્તન કરવા વડે, મિથ્યાત્વની વૃદ્ધિ થતાં દુરાગ્રહી તેમજ કદાગ્રહી જીવન જીવવા થકી, ભવ-ભ્રમણની વૃદ્ધિ કરવા રૂપે આ સંસારમાં ડૂબવાપણું પ્રાપ્ત થશે, આ સંબંધે વળી જો ઐતિહાસિક દષ્ટિએ વિચારીએ તો પણ પ્રથમ તો શ્રી તીર્થંકર પરમાત્માએ કેવળજ્ઞાનથી પ્રરૂપેલ મોક્ષમાર્ગને શ્રી ગણધર ભગવંતોએ પોત-પોતાના ક્ષયોપશમ મુજબ સૂત્ર રૂપે રચના કરી, તેને (કંઠસ્થ) ધારી રાખવા રૂપે શિષ્ય-પ્રશિષ્યોને-અવિસંવાદિભાવે જણાવેલ, તે સૂત્રાર્થને કાળક્રમે અનેક-અર્થથી વિચારવાની બુદ્ધિ મંદ થતાં, શ્રી આર્યરક્ષિતાચાર્યે

(૧) દ્રવ્યાનુયોગ (૨) ચરણકરણાનુયોગ (૩) ગણિતાનુયોગ (૪) ધર્મ કથાનુયોગ. એમ ચાર અનુયોગમાં તેને વહેંચી આપેલ હતો, પરંતુ તે-પછી, કાળ-ક્રમે સૂત્રો કંઠસ્થ ધારણ કરનાવાળા ન રહેવાથી, જે-જે સાધુઓને જેટલું-જેટલું સૂત્રરૂપે તેમજ અર્થરૂપે (એકાર્થક તેમજ ભિન્નાર્થક) કંઠસ્થ જ્ઞાન હતું તેને શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણજીએ વીરાત્-૯૮૦ વર્ષે પુસ્તક-પાનારૂપે નિબદ્ધ કર્યું હતું તેમાં કેટલુંક સૂત્રરૂપે એટલે આગમરૂપે, તેમજ કેટલુંક પરંપરાએ આવેલું-ઉપકારક જ્ઞાન-તેને-અન્ય-અન્ય પ્રકરણાદિ ગ્રંથ સ્વરૂપે જ લખાવેલું હતું, તે સમસ્ત પાના-પુસ્તકોના આધારે પૂર્વાચાર્યોએ આગમ સૂત્રોની તેમજ અન્ય-અન્ય શાસ્ત્રવચનોના ગૂઢ અર્થોને, સ્પષ્ટરૂપે જણાવવા માટે, કાળાનુસારે બાળ જીવો પ્રતિ ઉપકારાર્થે નિર્યુક્તિ ભાષ્ય-પ્રકરણો તેમજ સ્તવન-સજ્ઝાયાદિ સ્વરૂપે, જે-જે ગ્રંથરચનાઓ કરેલી છે, જે આજે પ્રાપ્ત છે તેની ઉપકારકતાની અવગણના કરવાની આત્મઘાતક પ્રવૃત્તિ તો, કેવળ મૂર્ખ-મિથ્યાદૃષ્ટિ આત્માઓ જ કરી શકે.

(૧૨)

એહ ભેદ જાણ્યા વિના, કંખા મોહ લહંત ॥જિં૦॥
ભંગંતર પ્રમુખે કરી, ભાખ્યું ભગવઈ તંત ॥જિં૦॥
॥તુઝ॥ ॥૧૭૬॥

ભાવાર્થ :- જેઓ ઉપર જણાવેલ ઐતિહાસિક સત્યતાને-સ્વીકારવાનો, ઇન્કાર કરી પોતાની મતિ કલ્પનાએ-ધર્મ-અધર્મનો ભેદ (વિવેક) કરવા જાય છે, તેવાઓને કાંક્ષા મોહનીય કર્મના ઉદય વર્તી, (૧૩) ભેદોથી શ્રી ભગવતી સૂત્રમાં જણાવેલ છે. તે મુજબ, આજે તો વળી, કેટલાકો પ્રત્યક્ષપણે સૂત્રાદિ શાસ્ત્ર-વચનોને તરછોડીને કેવળ જૂઠ-કલ્પિત-ક્ષણિક સુખદુઃખમાં પણ ભ્રાંતિ મૂલક, પુણ્યકર્મ તેમજ પાપકર્મ સબંધે પણ, વિપર્યાસ જનક વિચાર-વાણી અને વર્તનને પ્રસિદ્ધિ આપનાર પત્રો-છાપાઓ, વિગેરેમાં આદર-પ્રીતિ ધરાવતા દેખાય છે. આથી તો સમ્યક્ત્વ પ્રાપ્તિના પ્રધાન કારણરૂપ નવ તત્ત્વોનો નય-નિક્ષેપ-પ્રમાણ સાપેક્ષ બોધ પ્રાપ્તિ માટેના, શાસ્ત્રો મોજુદ હોવા છતાં, તે પ્રતિ ભણવા-ભણાવનારૂપ આદર-પ્રીતિવાળા જીવો આજે તો શોધવા પડે તેવી સ્થિતિ ઉપસ્થિત થઈ છે.

(૧૩)

પરિવાસિત વારી કરી, લેપન અશન અશેપ ॥જિં૦॥
કારણથી અતિ આદર્યા, પંચ કલ્પ ઉપદેશ ॥જિં૦તુઝ૦॥ ॥૧૭૭॥

(૧૪)

વર્ષાગમન નિવારીઓ, કારણે ભાખ્યું તેહ ॥જિ૦॥
ઠાણાંગે શ્રમણી તણું, અવલંબાદિક જેહ ॥જિ૦તુઝ૦॥ ॥૧૭૮॥

(૧૫)

આધા કર્માદિક નહિ, બંધ તણો એકંત ॥જિ૦॥
સુયગડે તે કેમ ઘટે, વિણ વૃત્યાદિક તંત ॥જિ૦તુઝ૦॥ ॥૧૭૯॥

ભાવાર્થ :– આજે જેઓએ ગુરૂપરંપરાએ ધર્મશાસ્ત્રોનું વાંચન, મનન તેમજ નિદિધ્યાસન કરેલું હોતું નથી, તેઓને પોત–પોતાની સ્વમતિ–કલ્પનાએ વિજ્ઞાનના સહારે, લોકાભિમુખ વિચાર–વાણી–અને વર્તન કરવામાં લોક પ્રસિદ્ધિ પ્રાપ્ત થતી જણાતી હોઈ, તેઓ શાસ્ત્ર, વચનોને ઉત્થાપવામાં જ મોટે ભાગે હર્ષ–ઉત્સાહથી પોતાની શક્તિનો દુર્વ્યય કરતા હોય છે. કેમકે તેઓને શાસ્ત્રોના વિવિધ પ્રકારના પરસ્પર વિરોધી વચનોને, સંગત કરતાં આવડતું હોતું નથી, એટલે કે તેઓએ સ્યાદ્વાદ શૈલીએ–નિશ્ચય–વ્યવહાર ઉભય દૃષ્ટિએ તેમજ ઉત્સર્ગ અપવાદરૂપે ઉભય સ્વરૂપી આરાધકતામાં, અવિસંવાદિભાવે શ્રદ્ધાન કરેલું ન હોવાથી, શાસ્ત્રો પ્રતિ, તેમજ શાસ્ત્રાર્થો પ્રતિ શાસ્ત્ર વચનોમાં તેઓમાં શ્રદ્ધા–બહુમાન ન હોવાથી, તેઓની શિષ્ય પરંપરામાં પણ વિપર્યાસબુદ્ધિ હોય છે. કેમ કે પ્રથમથી જ તેઓએ સ્વમતિ કલ્પનાને જ મહત્ત્વ આપેલું હોય છે. આથી તેઓમાં પોતાના ગુરૂપ્રતિ, કે અન્ય કોઇ ઉત્તમ જ્ઞાની આત્માઓ પ્રતિ, કોઈ સદ્ભાવ હોતો નથી, તેથી કરીને તેઓમાં શાસ્ત્રોના પરસ્પર વિરૂદ્ધ વચનોમાં અવિરૂદ્ધતા જાણવાની યથાર્થ બુદ્ધિ હોતી નથી, જેમકે શાસ્ત્રોમાં એકસ્થાને જણાવેલ છે કે, સાધુઓએ ઔષધાદિ–અશન દ્રવ્યો, તેમજ લેપ કરવા યોગ્ય યા માલિસ કરવા યોગ્ય દ્રવ્યોનો પણ સંગ્રહ કરવો નહિ. અર્થાત રાત્રે પોતા પાસે રાખી મૂકવા જોઇએ નહિ, જ્યારે અન્યત્ર એમ પણ જણાવેલ છે કે કારણ વિશેષે રાખવામાં દોષ નથી, આ બન્ને વચનોમાં કોઈ પણ સ્વરૂપમાં તેઓ શ્રદ્ધાવાન હોતા નથી.

વળી શાસ્ત્રોમાં વર્ષાઋતુમાં એટલે ચોમાસી પર્યુષણા કલ્પમાં સાધુઓએ વિહારાદિ–ગમનાગમન કરવું નહિ એમ જણાવેલું છે, તે સાથે કારણ વિશેષે વિહાર કરવાની છૂટ પણ આપી છે.

વળી શાસ્ત્રોમાં સાધુઓએ, સાધ્વીજી-મહારાજનું અવલંબન લેવું નહિ, એટલે કે તેમની સહાયતા લેવી નહિ એમ જણાવ્યુ છે તે સાથે વળી કારણ વિશેષે, વિધિ-પૂર્વક સહાયતા લેવી કલ્પે, એમ પણ અન્યત્ર કહેલું છે.

વળી શાસ્ત્રોમાં સાધુઓને આધાકર્માદિ આહાર લેવો કલ્પે નહિ, એમ જણાવ્યું છે. તેમજ અન્યત્ર કારણ વિશેષને અવલંબીને, કોઈ સાધુ આધાકર્માદિ આહાર ગ્રહણ કરતો હોય તો તેને જીનાજ્ઞાનું ઉલ્લંઘન કરનારો છે એમ પણ જાણવો જોઈએ નહિ તેમજ જીનાજ્ઞાનું ઉલ્લંઘન નથી કરતો એમ પણ કહેવું નહિ એમ શ્રી સૂયગડાંસૂત્રમાં સ્પષ્ટપણે જણાવેલું છે, **આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે આત્માર્થી આત્માઓએ કોઈ પણ શાસ્ત્રવચનમાં એકાંત મૂઢતા ધરવી નહિ, તેમજ તેનું ઉત્થાપન પણ કરવું જોઇએ નહિ.** પરંતુ સર્વ વચનોને પોતપોતાના-ઠામે જોડવા જોઈએ, એટલે કે જે થકી આત્મશુદ્ધિમાં ઉત્તરોત્તર વધારો થાય, તે રીતે સમસ્ત શાસ્ત્રવચનોનું આલંબન લેવું જોઈએ.

(૧૬)

**વિહરમાન ગણધર પિતા, જિન જનકાદિક જેહ ॥ જિ૦ ॥**
**ક્રમ વલી આવશ્યક તણો, સૂત્ર માત્રે નહિ તેહ ॥ જિ૦ ॥**
**॥તુઝ॥ ॥૧૮૦॥**

**ભાવાર્થ** :-શ્રી જૈન શાસનને વિષે મૂળ સૂત્ર ગ્રંથોમાં વીશ વિહરમાન્ તીર્થંકરોનું સ્વરૂપ તેમના માતા-પિતાના નામ, નગરીના નામ, તથા લાંછન-પરિવાર-આદિનુ કોઇ સ્વરૂપ જણાવેલું નથી, તેમજ વળી શ્રી ઋષભદેવાદિ તીર્થંકરોના માતા-પિતાના નામ તેમજ ગણધરાદિનો પરિવાર પણ મૂળ સૂત્રોમાં નથી. **એટલું જ નહિ પરંતુ મૂળ સૂત્રોમાં હાલમાં પરંપરાએ ચાલી આવતી આવશ્યક ક્રિયાઓનો તેમજ પ્રતિક્રમણનો વિધિ (અનુક્રમ) પણ જણાવેલો નથી.** આ સિવાય ઘણી બાબતો એવી છે કે જે મૂળ સૂત્રોમાં નથી. પરંતુ ટીકા-વૃત્તિ-ભાષ્ય-નિર્યુક્તિ આદિ પૂર્વાચાર્યો રચિત વિવિધ ગ્રંથોમાં વિસ્તારપૂર્વક જણાવાયેલી છે. આ સઘળીએ હકીકતમાં તે તે ગ્રથોને અપ્રમાણ માનવાથી દેવ-ગુરૂ-ધર્મ પ્રત્યે કવી રીતે શ્રદ્ધા ટકાવી શકાશે? વળી શાસ્ત્રોમાં શ્રદ્ધા (સમ્યગ્દર્શન) વિનાની સર્વ ધર્મકરણી, તે-તો છાર ઉપરના લીંપણ સમાન છે એમ સ્પષ્ટ જણાવેલ છે.

(૧૭)

અર્થ વિના કેમ પામિયે, ભાવ સકળ અનિબદ્ધ ॥ જિ૦ ॥
ગુરૂ મુખ વાણી ધારતાં, હોવે સર્વ સુબદ્ધ ॥ જિ૦ ॥
॥તુઝ॥ ॥૧૮૧॥

ભાવાર્થ :–સૂત્રાર્થના જાણ એવા ગીતાર્થ-ગુરૂ ભગવંતોએ રચેલા ગ્રંથોને ગુરૂ પરંપરાએ–વિનય–બહુમાનાદિકે ભણતાં થકાં, સૂત્રાર્થનો મર્મ તેમજ તે સંબંધે પરંપરાએ ચાલ્યા આવતાં ભાવો–કે–જે સૂત્રોમાં નિબદ્ધ કરેલ ન હોય, તેનું પણ જાણપણું અવિરૂદ્ધપણે પ્રાપ્ત થાય છે, જેથી નિઃશંક બોધની પ્રાપ્તિ થતાં, શુદ્ધ આચરણાએ આત્મશુદ્ધિનો સમ્યગ્ અનુભવ થવા થકી-મોક્ષ પુરુષાર્થ પ્રતિ આદર બહુમાન સહ ઉદ્યમમાં અભિવૃદ્ધિ થતી હોય છે, અન્યથા–શંકા–કાંક્ષાદિકે કરીને તો, પ્રમાદાદિ દોષોની જ વૃદ્ધિ થતી હોય છે.

(૧૮)

પુસ્તક અર્થ પરંપરા, સઘળી જેહને હાથ ॥ જિ૦ ॥
તે સુવિહિત અણમાનતાં, કેમ રહેશે નિજ આથ ॥ જિ૦ ॥
॥ તુઝ ॥ ॥૧૮૨॥

ભાવાર્થ :–આથી સ્પષ્ટ સમજવું કે હાલમાં પણ, જે ઉત્તમ સંવિગ્નપાક્ષિક ગીતાર્થ ગુરૂભગવંતો છે, અને જેઓએ ગુરૂ પરંપરાએ વિધિપૂર્વક પંચાચારનું પાલન કર્યું છે, કરે છે, અને કરાવે છે, તેઓની પાસે શાસ્ત્રગ્રંથો, તેમજ કાળાનુસારી, અલ્પ પણ આત્માર્થે અવિરુદ્ધ જે સમ્યગ્ દર્શન–ચારિત્રાદિ ગુણોની સમૃદ્ધિ રહેલી છે, તેઓનો વિનય, ભક્તિ–બહુમાન સહ, આદર કરનાર આત્માર્થી આત્મા, અવશ્ય ગુણવૃદ્ધિ પ્રાપ્ત કરવાવાળો થશે, અન્યથા એકાકી–ભ્રાંતપણે–મતિકલ્પિત ભાવે, ધર્માનુષ્ઠાનો કરનારાઓનો સંગ કરવાથી–નો, પોતાના તન–મન અને ધનાદિક પુણ્યનો હ્રાસ થવા થકી, બુદ્ધિમાં દેવ–ગુરુ–ધર્મતત્ત્વ સંબંધે વિભ્રમતા ઉત્પન્ન થશે.

(૧૯)

સદ્ગુરુ પાસે શીખતાં, અર્થ માંહે ન વિરોધ ॥ જિ૦ ॥
હેતુવાદ આગમ મતે, જાણે જેહ સુબોધ ॥ જિ૦ તુઝ ॥૧૮૩॥

ભાવાર્થ :–છેવટે પ. પૂ. શ્રી મ. ઉ. જી. હિતશિક્ષા આપતાં થકાં જણાવે છે, કે ઉત્તમ આત્માર્થી આત્માઓએ સૌ–પ્રથમ, સંવિજ્ઞ પાક્ષિક (મોક્ષ પુરૂષાર્થી)

ગીતાર્થ (એટલે સૂત્ર અને અર્થનો જેમને નિઃશંક બોધ છે તેવા) ગુરૂ ભગવંત (એટલે હિતશિક્ષારૂપે અન્ય આત્માઓને ગુણો આપવામાં ઉજમાળ થયેલા હોય તેવા) પાસેથી સૂત્રાનુસારે-અર્થાગમરૂપ તત્ત્વબોધ (પ્રથમ તો પોતાના આત્માનું દ્રવ્ય-ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવ સાપેક્ષ યથાર્થ સ્વરૂપનું જાણપણું કરીને તેમાં શ્રદ્ધાન કરવું તે) પ્રાપ્ત કરીને, તે પછી યથાશક્તિ આત્માર્થ સાધવા પ્રતિ ગુણ-સ્થાનક ક્રમારોહણ પ્રતિ-આત્મ શુધ્ધર્થે ઉજમાળ બનવું. જેથી નિર્વિવાદ-આત્મ-શુધ્ધિની પ્રાપ્તિ મુજબ ગુણસ્થાનકની પ્રાપ્તિ થશે, અન્યથા સ-સંભ્રમભાવે, દાંભિકતાએ ધર્માનુષ્ઠાનો કરવાથી આત્મશુધ્ધિની કોઈ પ્રાપ્તિ થતી નથી એમ જાણવું.

(૨૦)

અર્થે મત ભેદાદિકે, જેહ વિરોધ ગણંત ।।જિ૦।।
તે સૂત્રે પણ દેખશે, જો જોશે એકંત ।।જિ૦ તુઝ૦ ।।૧૮૪।।

**ભાવાર્થ** :-જેઓને શુદ્ધ-સ્યાદ્વાદ શૈલીએ તત્ત્વબોધ કરવામાં તેમ જ કરા-વવામાં પૂર્વે જણાવ્યા મુજબ સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂ ભગવંતનું આલંબન લીધેલું હોતું નથી. તેઓ સૌ-આત્મ હિતાહિત પ્રતિ નિર્પેક્ષ હોઈ, કોઇએક એકાંત પક્ષમાં આગ્રહ ધરવાવાળા બને છે. તેમ છતાં તે થકી તેઓ પોતાને પરમ શ્રદ્ધાળુ માનતા હોય છે. પરંતુ આવા પાખંડીઓમાં શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ-આશ્રવ તત્ત્વમાં હેયતા તેમ જ સંવર તત્ત્વમાં-ઉપાદેય બુદ્ધિ હોતી નથી, તેથી તેઓ જીનાજ્ઞા બાહ્ય પણે સ્વમતિ-કલ્પિત ધર્માનુષ્ઠાનો કરવાં થકી અન્ય-પ્રતિ-દ્વેષ-તેમ જ તિરસ્કાર બુદ્ધિ ધરતા હોય છે, પરંતુ જેઓએ ગુરુગમથી પરસ્પર વિરૂદ્ધ એવા અર્થોને અવિરૂદ્ધભાવે નિઃશંક પણે જાણ્યા છે, તેઓને પરસ્પર વિરુદ્ધ એવા સૂત્રવચનોને પણ અવિરૂદ્ધતા આપવાની બુદ્ધિ પ્રાપ્ત થયેલી હોય છે, આથી તો તેઓમાં સૂત્રો ઉપર અત્યંત બહુમાન ઉપજેલુ હોવાથી તેઓની મતિ સમ્યક્ થયેલી હોય છે. અન્યથા એકાંત પક્ષપાતીઓને તો સૂત્રોની તેમજ પ્રત્યક્ષ અબાધિત અર્થોની પણ અવગણના કરવી જ પડતી હોય છે.

(૨૧)

સંહરતા જાણે નહિ, વીર કહે એમ કલ્પ ।।જિનજી।।
સંહરતા પણ નાણજો, પ્રથમ અંગ છે જલ્પ ।।જિ૦।। તુઝ।।૧૮૫।।

(૨૨)

ઋષભકૂટ અડ જોયણો, જંબૂ પન્નત્તિ સાર ॥જિ૦॥
બાર વલી પાઠાંતરે, મૂળ કહે વિસ્તાર ॥જિ૦॥ તુઝ ॥૧૮૬

(૨૩)

સત્તાવન સય મલ્લિને, મનનાણી સમવાય ॥જિ૦॥
આઠ સયા જ્ઞાતા કહે, એ તો અવર ઉપાય ॥જિ૦॥ તુઝ॥૧૮૭॥

(૨૪)

ઉત્તરાધ્યયનને સ્થિતિ કહી, અંતર મુહૂર્ત જઘન્ય ॥જિ૦॥
વેદનીયની બાર તે, પન્નવણાસાં અન્ય ॥જિ૦॥ તુઝ ॥૧૯૮॥

(૨૫)

અનુયોગ દ્વારે કહ્યા, જઘન્ય નિક્ષેપા ચાર ॥જિ૦॥
જીવાદિક તો નવિ ઘટે, દ્રવ્ય ભેદ આધાર ॥જિ॥૦ તુઝ ॥૧૮૯॥

ભાવાર્થ :- પૂર્વે જણાવ્યા મુજબ હાલમાં શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણજીએ "આગમપૂત્થયલિહિયો" એ વચનાનુસારે તે વખતે પ્રાપ્ત સમસ્ત શ્રમણ શ્રી સંઘ ભેળો કરીને, જે-જે સૂત્રપાઠો જે-જે સ્વરૂપે સાધુઓને કંઠસ્થ હતા, તેને તે-તે સ્વરૂપમાં જ પુસ્તક-પાનામાં લખાવેલ છે. તેમાંથી પણ આજે તો અનેક પુસ્તક-પાનાનો વિચ્છેદ થયેલ છે. પરંતુ ત્યાર પછી થયેલ પૂર્વાચાર્યો લિખિત જે કોઈ પ્રાપ્ત મૂળ-સૂત્રો તેમજ તેના ઉપરની પૂર્વાચાર્યો રચિત-ટીકા-વૃત્તિ-નિર્યુક્તિ પ્રમુખ પંચાંગીના આધારે આજે પણ શ્રી જીનાજ્ઞાનુસારે શ્રી જૈનશાસન જયવંતુ વર્તે છે. આથી જેઓને સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞા પ્રતિ અનન્ય બહુમાન પ્રગટેલુ હોય છે, તેઓ તો મૂળ સૂત્રપાઠમાં પણ પરસ્પર વિરોધી આળાવાઓ જોઈને તે પ્રતિ શંકિત ન થતાં, તેનું સમાધાન ગીતાર્થ ગુરુ ભગવંત પાસેથી મેળવવાની જીજ્ઞાસાવાળા હોય છે, કેમકે ઉત્તમ આત્માર્થી આત્માઓ, આત્માર્થે કદાપી મૃષા બોલતા હોતા નથી.

શ્રી કલ્પસૂત્રને વિષે દેવાનંદાની કુક્ષીથી લઈને ત્રિશલાદેવીની કુક્ષીને વિષે ભગવાન શ્રી મહાવીરને સંહર્યા, તે સંહરવાપણું વીર સ્વામીએ જાણ્યું નહિ, એટલે જાણ્યું ન હતું-તેમ કહેવાયું છે. તે સાથે અન્યત્ર એમ પણ જણાવેલ છે કે ભગવાન મારું સહરણ થશે તે જાણે, તેમજ સંહરણ થઈ ગયા પછી સંહરણ

થયું, તે પણ જાણે, પરંતુ સંહરણ કરાતો વર્તમાનકાલ ન જાણે એમ કહ્યું છે, જ્યારે શ્રી આચારાંગ સૂત્રને વિષે તો સંહરણ કરાઈ રહ્યો છું તે પણ જાણે, એમ કહ્યું છે. આ રીતે પાઠ ભેદો છે, આ સંબંધે એ વિચારવું જરૂરી છે કે સર્વે દ્રવ્યો-સમયે-સમયે નિરંતર પારિણામિક ભાવે-ઉત્પાદ-વ્યય-ધ્રુવભાવમાં પરિણામ પામી રહ્યા છે, તેને સંપૂર્ણ ભાવે પ્રત્યેક સમયે ફક્ત કેવળી ભગવંતો જ જાણી શકે છે. જ્યારે કોઈ પણ છદ્મસ્થ આત્માને, ઉપયોગ-પરાવર્તન અંતર્મુહૂર્તકાલે હોય છે, એટલું જ નહિ-પરંતુ, છદ્મસ્થ-જ્ઞાનીને-તો, જ્ઞેયને જાણવા માટે, તે-પ્રતિ ઉપયોગ મૂકવો પડે છે.

શ્રી જંબુદ્વીપ પન્નત્તિ સૂત્રમાં ઋષભકૂટને આઠ યોજન ઉંચો તેમજ મૂળમાં પણ આઠ યોજનનો કહ્યો છે. તેમ જ વળી તે સંબંધે શ્રી જંબુદ્વીપ પન્નત્તિમાં જ બીજો પાઠ છે, તેમાં ઋષભકૂટનો મૂળ વિસ્તાર બાર યોજનનો કહ્યો છે. આ રીતે પાઠભેદ છે. જેનું સમાધાન ટીકાથી થઈ શકે છે.

ઓગણીશમા શ્રી મલ્લિનાથ તીર્થંકર પરમાત્માને (૫૦૦૦) મનઃપર્યવજ્ઞાનીઓની સંપદા થઈ, તેમ શ્રી સમવાયાંગ સૂત્રમાં જણાવેલું છે, જ્યારે શ્રી જ્ઞાતા-સૂત્ર મધ્યે શ્રી મલ્લિનાથ પરમાત્માને (૮૦૦) મનઃપર્યવજ્ઞાનીની સંપદા થઈ એમ કહ્યું છે. આ રીતે સૂત્રપાઠમાં ભેદ છે, જેનું સમાધાન ટીકાથી થઈ શકે છે.

વળી ઉત્તરાધ્યયન સૂત્રને વિષે વેદનીય કર્મના બંધની, જઘન્યથી અંત-મુંહૂર્તની સ્થિતિ કહી છે, જ્યારે શ્રી પન્નવણા સૂત્રને વિષે વેદનીય કર્મના બંધની બાર મુહૂર્તની સ્થિતિ કહી છે. આ રીતનો પાઠભેદ છે. આનું સમાધાન પણ ગીતાર્થ ગુરૂ પાસેથી મેળવી શકાય છે.

વળી શ્રી અનુયોગદ્વાર સૂત્રને વિષે જઘન્યથી ચાર નિક્ષેપે કરીને તો કોઈ પણ વસ્તુને જાણવી કહી છે અને વિસ્તારથી-જેટલી વિશેષ બુદ્ધિ હોય તેટલા નિક્ષેપે કરીને વસ્તુને જાણવી એમ કહ્યું છે. પરંતુ ભાવ એટલે કોઈ પણ સ્વરૂપના પરિણામ-રહિત તો કોઈ પણ વસ્તુ, કોઈ પણ સમયે હોતી નથી તેથી જીવનો ભાવરહિત એવો દ્રવ્ય નિક્ષેપ કેવી રીતે કરશો? અત્રે એ વિચારવું જરૂરી છે કે, કોઈ પણ દ્રવ્ય, કોઇ પણ સમયે પરિણામ (ભાવ રહિત તો હોતું નથી.) પરંતુ તેની સત્તાના સમસ્ત ત્રિકાળિક પર્યાયોને ધ્યાનમાં લઇને, તેને કોઈ પણ સમયે દ્રવ્ય નિક્ષેપ વડે, દ્રવ્યરૂપ જોઇ શકાય છે. આ માટે શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે.... "गुण पर्याय वद्-द्रव्यम्" તેમજ પયાર્ય સંબંધે પણ કહ્યું છે કે, "अनादिरादिमांच"

આથી જો કેવળ સૂત્રપાઠોને સ્વમતિ કલ્પનાએ એકતરફી પ્રમાણ માનવામાં આવે તો અન્યત્ર પાઠ ભેદે વિરોધ આવશે, તે માટે સૂત્રોના સર્વ પાઠોનું અવિરુદ્ધ ભાવે અવધારણ કરવા માટે, ટીકા-પ્રમુખ પંચાંગીની સહાયતાની, અનિવાર્ય-આવશ્યકતા છે-જે પૂર્વે સર્વે ગીતાર્થોએ સ્વીકારેલી છે આથી જ તો તેમનો (પૂર્વાચાર્ય રચિત ગ્રંથોનો) અનાદર કરવાથી શ્રી જીનાજ્ઞાનું પાલન પણ કેવી રીતે કરી શકાશે ? અર્થાત્ સૂત્ર તેમ જ પંચાંગીમાંથી કોઈની પણ અવગણના કરનાર-મિથ્યા મતિવાળો આત્મા સર્વત્ર અવળું જ દેખનારો અને અવળું જ કરનારો થાય છે એમ જાણવું.

(૨૬)

એમ બહુવચન નયંત રે, કોઈ વાચના ભેદ ॥જિનજી॥
એમ અર્થે પણ જાણીએ, નવિ ધરીયે મન ખેદ ॥જિનજી॥
॥ તુઝ ॥૧૯૦॥

**ભાવાર્થ :–** શ્રી જીનશાસનને વિષે પ્રત્યેક આત્મામાં સર્વ (ત્રિકાલિક) જ્ઞેયને જાણવાવાળો-જે જ્ઞાનગુણ છે તેને કેવળજ્ઞાન કહેલ છે. પ્રત્યેક આત્મામાં રહેલા તે એક મુખ્ય જ્ઞાન ગુણ ઉપર કર્મોના જે-જે આવરણો છે તેના અનેક ભેદોને મુખ્ય પાંચ ભેદ થકી શાસ્ત્રમાં જણાવ્યા છે તેમાં કેવળજ્ઞાન ગુણને ક્ષાયિક ભાવે જણાવેલ છે. જ્યારે બાકીનાં ચાર, તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એ ચારેને ક્ષાયોપશમિક ભાવ સ્વરૂપે જણાવ્યા છે. આથી જાણવું કે શ્રુતજ્ઞાન લબ્ધિ ક્ષયોપશમિક ભાવવાળી હોવાથી જેને-જેવો અને જેટલો ક્ષયોપશમ હોય તેને તેવું શુદ્ધાશુદ્ધજ્ઞાન હોય છે, આથી સમજવુ કે પ્રત્યેક શ્રુતજ્ઞાનીમાં કંઇક ને કંઈક જે તરતમતા તો અવશ્ય હોય છે પરંતુ જેઓ કેવળજ્ઞાન સ્વરૂપને સમ્યક્ સ્વરૂપે જાણીને, તેમના વચનને-ઓળખીને તેની પ્રમાણતાએ-પોતાને આરાધકપણું જાણે છે તેઓ કદાપિ છદ્મસ્થોના વિચાર કે વાણી કે પ્રવર્તન-માત્રના ભેદને મહત્ત્વતા આપતા નથી, એટલે કે તેનો એકાંતે સ્વીકાર યા તો અનાદર કરતા નથી. આથી જેઓ સમ્યગ્ દષ્ટિવાન છે તેઓ તો શ્રી જિનેશ્વર ભગવંતોના વચનોને પોત-પોતાના ક્ષયોપશમાનુસારે-સ્વ-પર આત્મહિત પ્રતિ, નય-નિશ્ચય-પ્રમાણ તેમજ ભંગાદિક કરી, સાપેક્ષભાવે, યોજના કરવાવાળા હોય છે. આ સંબંધે શાસ્ત્રમાં પણ સ્પષ્ટ જણાવાયેલ છે કે "सम्मदि-ट्ठिस्स सम्मसूयं मिच्छ-दिट्ठिस्स-

ક્ચિચ્છલ્ગ્ય" આથી સમ્યગ્ દષ્ટિવાન આત્માને સ્યાદ્-વાદ પ્રતિ નિર્વિવાદ આદર પ્રીતિ હોવાથી, તેને સમ્યગ્ આરાધના હોવાથી તેના શુદ્ધાનુભવ વડે-પરમ શ્રદ્ધાએ સમ્યક્-ચારિત્ર ગુણમાં પણ, તેને સ્થિરતા કરવાનું સુલભ બનતું હોય છે. અન્યથા ભ્રાંતિ વિશેષે સંકલ્પ-વિકલ્પે કરીને કેવલ ક્લેશ-કંકાશ તેમજ વિષય-કષાયનું, પોષણ કરાતું હોય છે.

(૨૭)

અર્થકારથી આજના, અધિકા શુભમતિ કોણ ।।જિનજી।।
તોલે અમિય તણે નહિ, આવે કહીયે લૂણ ।।જિનજી।।
।।તુઝ।। ।।૧૯૧।।

ભાવાર્થ :- જેમ સાકરની તોલે મીઠું આવી શકે નહિ (જો કે દેખવામાં તો કદાપિ બંને સમાન દેખાતા હોય) તેમ, જેઓએ આગમ સૂત્રના અર્થો તેમ જ તેના રહસ્યોને જાણીને, સ્વ-પર આત્માના ઉપકાર અર્થે, સ્યાદ્વાદ શૈલીએ, નિરપૃહપણે-નિર્દંભભાવે જે જે ટીકા પ્રમુખ પંચાંગી-તેમજ પ્રકરણ, ગ્રંથાદિની રચનાઓ કરી છે તેની બરોબરી કરનારા તો નહિ-પરંતુ તે-તે ગ્રંથોના વાંચવાવાળા તેમજ જાણનારા શાસ્ત્રજ્ઞો કે પંડિતો પણ આજે જણાતા નથી, તો પછી તે પૂર્વાચાર્યોની રચનાઓને કેવળ સ્વમતિ કલ્પનાએ મૃષા કહેનારાને તો, ખરેખર મૂર્ખ-શિરોમણી પંડિતો જ જાણવા જોઈએ.

(૨૮)

રાજા સરિખું સૂત્ર છે, મંત્રી સરિખો અર્થ ।।જિનજી।।
એમાં એક હેલીઓ, દિએ સંસાર અર્થ ।।જિનજી।।
।। તુઝ ।। ।।૧૯૨।।

ભાવાર્થ :- ઉપર જણાવેલ હકીકતથી સમજાયું હશે કે શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ અર્થને, પરમ શ્રુતધર શ્રી ગણધરાદિ ગુરૂ-ભગવંતોએ, તેની શ્રુત રૂપે રચના કરી, શિષ્ય-પ્રશિષ્યોને, કંઠસ્થ કરાવેલ હતા, તેને શ્રી દેવર્દ્ધિગણી ક્ષમા-શ્રમણજીએ કાળક્રમે પુસ્તક-પાનામાં લખાવેલ, જેના આધારે આજે આપણને અનંતી પુણ્યાઈએ જ પ્રાપ્ત થયેલ છે, (જેટલા પણ સૂત્ર તેમજ અર્થ જે સ્વરૂપમાં) તેને મુખ્યપણે રાજા સરીખા જાણીને, (એટલે તેનું ઉલ્લંઘન કરવું તે-કોઈ પણ રીતે આત્મહિતકારી નથી એમ જાણીને) તેમજ તે-તે આગમ સૂત્રોના

ચૌદ પૂર્વધર-તેમ જ સ્થવિર ભગવંતોએ તેમજ પરમ ગીતાર્થ-ગુરૂ ભગવંતોએ અલ્પજ્ઞાની-બાળજીવો માટે, અર્થ પ્રદાયકતા ભણી જે-જે ગ્રંથોની રચનાઓ કરેલી છે, તેને મંત્રી (રાજાની આજ્ઞા) સમાન જાણીને, તે બંનેને એટલે કે સૂત્ર-અર્થને, પરસ્પર અવિરૂદ્ધ ભાવે જોડતાં થકાં, આત્માર્થી આત્માઓને અવિસંવાદી બોધ પ્રાપ્ત થાય છે, અને તે થકી આજે પણ મોક્ષાર્થી આત્માઓ, મોક્ષ પુરુષાર્થ સાધી રહ્યા છે, જે શ્રી જીનેશ્વર ભગવંતના વચનના અનુસારે પાંચમા આરાના છેડા સુધી ચાલુ રહેનાર છે. અત્રે એટલું ખાસ સમજવું જરૂરી છે કે માત્ર આગમ સૂત્રો તે કાલે જે-જે મુખપાઠે હતા, તેને શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણજીએ પુસ્તકારૂઢ કર્યા છે. પરંતુ શ્રુતજ્ઞાન તો પુસ્તક પાનારૂપે શ્રી ઋષભદેવ ભગવંતથી લિપી (અક્ષર) રૂપે લખાતું વંચાતુ-ભણાતું ચાલ્યું આવેલું છે.

(૨૯)

જે સમતોલે આચરે, સૂત્ર અર્થસૂં પ્રીતિ ાજિનજી।
તે તુઝ કરૂણાયે વરે, સુખ જશ નિર્મલ નીતિ ાજિનજી।
ાતુઝા ા૧૯૩ા

ભાવાર્થ :- છેવટે જણાવવાનું કે જે કોઇ આત્માર્થી આત્મા સ્યાદ્વાદ શૈલીએ સમ્યક્ (સમ) ભાવે શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાને સૂત્ર અર્થથી તેમજ અનુભવથી તદુભય સ્વરૂપે, યથાર્થ અવિરૂદ્ધ ભાવે, અનુસરશે, તે-આત્મા, આત્મ-શુદ્ધિ પ્રાપ્ત કરીને, નિર્મળ બનતો થકો, અન્ય આત્માઓને પણ આત્માર્થે ઉપકારક બની, મોક્ષ-માર્ગની આરાધકતાના પ્રવાહને અસ્ખલિત રાખવાવાળો હોઈ ઉત્તમ યશને પ્રાપ્ત કરવા સાથે પરમ સુખને પણ પ્રાપ્ત કરવાવાળો થાય છે એમ જાણવું.

**નવમી ઢાળ સમાપ્ત**

नादंसणिस्स नाणं, नाणेण विणा न हुंति चरणगुणा,
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमुक्खस्स निव्वाणं.
ઉ-૨૮, ગા-૩૦

**અર્થ** :- સમ્યગ્દર્શન ગુણ વિના સમ્યગ્ જ્ઞાન હોતું નથી, સમ્યગ્જ્ઞાન વિના સમ્યક્ચારિત્ર હોતું નથી, સમ્યક્ચારિત્ર વિના કર્મ ક્ષય થઈ શકતો નથી; અને કર્મનો ક્ષય કર્યા વિના કોઇ જીવ મોક્ષે ગયો નથી, જતો નથી અને જશે પણ નહિ

## ઢાળ-૧૦મી

(૧)

જ્ઞાન વિના જે જીવને રે, ક્રિયામાં છે દોષ રે;
કર્મબંધ છે તેહથી રે, નહિ સમસુખ સંતોષ રે ॥૧૯૪॥

(૨)

પ્રભુ તુજ વાણી મીઠડી રે, મુજમન સહજ સુહાય રે;
અમીય સમી મન ધારતા રે, પાપ સવિ જાય રે...
પ્રભુ તુજ વાણી મીઠડી રે ॥૧૯૫॥

ભાવાર્થ :- જે આત્માઓને આત્માના હિતાહિત સંબંધે કોઇ પણ પ્રકારનું જ્ઞાનભાન નથી, તેમજ તે સંબંધી જેઓએ સ્વયં વિવેક કરવાની કોઈ બુદ્ધિ શક્તિ પ્રાપ્ત કરી નથી, અને પ્રાપ્ત કરવાનો લક્ષ પણ નથી, તેવા જડઅજ્ઞાની ક્રિયાવાદીઓ, જે-જે ધર્માનુષ્ઠાનો કરે છે, તે થકી તેઓને કોઇ ગુણ પ્રાપ્ત થતો નથી, પરંતુ ઉલ્ટાનું તેઓમાં વિષય-કષાય ભાવની વૃદ્ધિ થાય છે અને તેથી તેઓ તીવ્ર સંકલેશ ભાવે કરીને, વિશેષ પ્રકારે કર્મોનો બંધ કરીને ચતુર્ગતિરૂપ સંસારમાં ભટકયા કરે છે. કારણ કે શુદ્ધ-આત્મ-ઉપયોગે કરીને, આત્મભાવમાં સ્થિરતા કરવારૂપ, આત્મ શુદ્ધિ વડે, સમ સુખની પ્રાપ્તિએ, કર્મ નિર્જરા વડે, મોક્ષના જે શાશ્વત સુખ પમાય છે, તેવા શુદ્ધ-ઉપયોગ રૂપ-ક્રિયા ધર્મ થકી તો, તેઓ (અજ્ઞાનીઓ) અતિ દૂર રહેલા હોય છે.

આ સંબંધે કહ્યું છે કે—

"आत्मा ज्ञान भवं दुःख, मात्मज्ञानेन हन्यते;
तपसाऽऽप्यात्मविज्ञान हीनैश्छे-त्तुं न शक्यते"

અર્થ :- પોતાને પોતાના આત્મ સંબંધીનું અજ્ઞાન-ભવ પરંપરાના દુઃખો વધારે છે, આ અજ્ઞાન, ગમે તેટલો તપ કરવાથી દૂર કરી શકાતું નથી, પરંતુ આત્માના પંચવિધ ભાવમાં પરિણમન પામવા સંબંધી સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાથી જ અજ્ઞાન દૂર થાય છે.

શ્રી હરિભદ્ર સૂરિજીએ જણાવ્યુ છે કે, જે યોગ (મન-વચન-અને કાયાની) વિશુદ્ધિએ, આત્મા આત્મ-સાધના કરી, પોતામાં તિરોભાવે રહેલા જ્ઞાનાદિ ગુણોને, આવિર્ભાવે પ્રાપ્ત કરે છે, તેવો પાંચ આશય શુદ્ધિવાળો સમસ્ત યોગ, તે મુખ્ય-

પણે શ્રી જીનાજ્ઞાનુસારે મૈત્રાદિભાવ યુક્ત હોવાથી, મોક્ષના કારણભૂત હોય છે. આ પ્રમાણે શ્રી જીનેશ્વર ભગવંતોનું કથન હોઈ, તેને મેં પણ યથાર્થ તરીકે સ્વીકારેલું હોઈ, તત્ત્વતઃ અજ્ઞાનીઓની, સમસ્ત પાપકારી (સાવદ્ય) પ્રવૃત્તિઓ થકી અળગા રહેવાથી, તેનો તાપ મારા આત્મામાં પ્રવેશતો નથી, તેથી મને, પરમ-અમૃત રસના આસ્વાદરૂપ પરમ શુદ્ધ-આત્માનુભવનું આસ્વાદન પ્રાપ્ત થાય છે. એમ પ. પૂ. શ્રી ય. ઉ.જીએ જણાવ્યું છે. કેમકે જ્ઞાન સહિતની ક્રિયા (તપ) મોહનો ક્ષય કરવા સમર્થ છે. જ્યારે અજ્ઞાની આત્મા-તપ જપાદિ ક્રિયા થકી મોહને ઢાંકી શકે છે-છૂપાવી શકે છે, પરંતુ મોહનો ક્ષય કરી શકતો નથી.

(૩)

લોક પંક્તિ કિરિયા કરે રે, મન મેલે અન્નાણ રે;
ભવ ઇચ્છાના જોરથી રે, વિણ શિવસુખ વિન્નાણ રે. .
પ્રભુ તુજ૦ ॥૧૯૬॥

ભાવાર્થ :- પ્રથમ તો આત્માર્થ પ્રતિ-જે, અજ્ઞાની જીવો હોય છે. એટલે કે જેમણે ષટ્ સ્થાનનું સ્વરૂપ (નવતત્ત્વ સ્વરૂપે) જાણેલું હોતું નથી, તેવા જીવો પ્રાયઃ લોક દેખાદેખી, લોકભક્તિરૂપ-ધર્માનુષ્ઠાન કરે છે, કેમકે તેઓમાં આત્માર્થ સાધક ઉપયોગરૂપ ક્રિયાશુદ્ધિ હોતી નથી, આથી તેઓ આ ભવ સંબંધી તેમજ પરભવ સંબંધી સાંસારિક (પાંચે ઇન્દ્રિયોના) વિષય સુખના અર્થી બનીને, અનેક પ્રકારે ઉગ્ર કાય-કલેશરૂપ અનેકવિધ તપ-જપાદિ ધર્માનુષ્ઠાનો કરતાં હોય છે, પરંતુ તે થકી તેઓમાં કોઇ આત્મશુદ્ધિકારક જ્ઞાનાદિ ગુણોનો આવિર્ભાવ પ્રાપ્ત થતો નથી-કે જે થકી, તેઓ અંતર્મુખ દૃષ્ટિએ પોતાના આત્માને કર્મના બંધનમાંથી મુક્ત કરી શકે.

(૪)

કામ કુંભ સમ ધર્મનું રે, મૂલ કરી એમ તુચ્છ રે;
જન રંજન કેવળ લહેરે, ન લહે શિવતરૂ ગુચ્છ રે...
પ્રભુ તુજ૦ ॥૧૯૭॥

ભાવાર્થ :- શુદ્ધ ધર્મની આરાધના તો-કામ કુંભ સમાન હોઇ, તે થકી અનેક આત્માર્થ સાધક, આત્મિક ગુણોનો આવિર્ભાવ થાય છે. પરંતુ જેઓ સાંસારિક સુખ માટે, તેમજ યશ-કીર્તિ માટે, ધર્માનુષ્ઠાન કરતાં હોય છે

તેમને તો તે થકી કેવળ લોક-રંજનતાએ, કોઈ પણ પ્રકારના માન-પાન સ્વરૂપે તુચ્છફળની પ્રાપ્તિ થતી હોય છે.

(૫)

કરૂણા ન કરે, હીનની રે, વિણ પણિહાણ સ્નેહ રે;
દ્વેષ ધરંતાં તેહ સું રે, હેઠા આવે તેહ રે.. પ્રભુ તુજ૦ ॥૧૯૮॥

ભાવાર્થ :- જેઓ લોકપંક્તિ-એટલે લોક રંજનનો ધર્મ કરતાં હોય છે તેઓમાં, પ્રથમ તો પ્રણિધાનની જ શુદ્ધિ હોતી નથી, એટલે કે પ્રથમ તો તેઓમાં સ્વ-પર-આત્મ તત્ત્વ ઉપર કરૂણા દૃષ્ટિએ (આત્મ-તત્ત્વને) જન્મ-જરા અને મરણના દુઃખોમાંથી ઉગારવાની વૃત્તિ હોતી નથી. આથી તેઓ સૌ પોતપોતાના ધર્માનુષ્ઠાન પ્રતિના દૃષ્ટિ રાગે કરીને, અહંકારી બનેલા હોવાથી, અન્ય આત્માઓ પ્રતિ, તેઓ દ્વેષભાવ રાખતાં હોય છે. આથી તેઓ બાહ્યથી તો ધર્મ-કરણી કરતાં હોવા છતાં, રાગદ્વેષની વૃદ્ધિ કરતા હોવાથી, જ્ઞાનાદિ આત્મિક ગુણોથી ભ્રષ્ટ થતા રહે છે.

(૬)

એક કાજમાં નવિ ધરે રે, વિણ પ્રવૃત્તિ થિર ભાવ રે;
જીહાં તિહાં મોહડું ઘાલતાં રે, ધારે ઢોર સ્વભાવ રે...
પ્રભુ તુજ. ॥૧૯૯॥

ભાવાર્થ :-જેઓ પોતાના પારમાર્થિક હિતાહિત પ્રતિ મૂઢ-અજ્ઞાનીઓ છે, એટલે કે જેઓને આત્મ-શુદ્ધિ પ્રાપ્ત કરવાનો લક્ષ હોતો નથી, તેઓને આત્માર્થે ઉપકારક અનુષ્ઠાન આદરવા રૂપ પ્રવૃત્તિ-પ્રતિ, કોઈ પ્રીતિ તો હોતી નથી, પરંતુ જ્યાં-જ્યાં-જેવા-જેવા-નિમિત્તો પ્રાપ્ત થાય છે, ત્યાં ત્યાં તેઓ કેવળ સ્વાનુકૂળ પ્રવૃત્તિઓ જ કરતા હોય છે, જેથી તેઓમાં પૂર્વોત્તર ભાવે, કોઈ શુદ્ધિ-કારક સાધકતાનું પ્રકટીકરણ પણ, જોવા-જાણવામાં આવતું નથી.

(૭)

વિના વિઘન જય સાધુને રે, નવિ અવિચ્છિન્ન પ્રયાણ રે;
કિરિયાથી શિવપુરી હોય રે, કેમ જાણે અન્નાણ રે...
પ્રભુ તુજ. ॥૨૦૦॥

ભાવાર્થ :-જે કોઇ આત્માર્થ-સાધક આત્માર્થી-સાધુઓ હોય છે અને તે માટે-તેણે જે-જે ધર્મ-પુરુષાર્થ-યા મોક્ષ પુરુષાર્થ પ્રતિ આદર કરેલો હોય છે, તેમાં, જઘન્ય, મધ્યમ તેમજ ઉત્કૃષ્ટ જે-જે વિઘ્નો આવે તે વિઘ્નોને પાર કરવાથી (આરભેલ અનુષ્ઠાનમાં સ્થિર રહેવાથી) ઈષ્ટાર્થ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એમ તે જાણતો હોવાથી વિઘ્ન જય કરી સિદ્ધિ પ્રાપ્ત કરે કરે છે. જ્યારે અજ્ઞાની આત્માઓ વિઘ્નો આવેથી, પોતે આદરેલ અનુષ્ઠાન છોડી દે છે, યા તો તેમાં ખેદાદિ દોષ સહિત વર્તે છે. પરંતુ સાધ્ય-સાધન દાવમાં નિઃશંક બનેલો જ્ઞાની આત્મા તો આદરેલ અનુષ્ઠાનને કદાપી છોડતો નથી, અને ઉલ્ટો તેમાં વિશેષ ઉજમાળ બને છે (અર્થાત્ પરિસહ-ઉપસર્ગોને સહન કરીને) મુક્તિના શાશ્વત સુખોને મેળવે છે.

(૮)

શીત તાપ મુખ વિઘન છે રે, બાહ્ય અંતર વ્યાધિ રે;
મિથ્યા દર્શન એહની રે, માત્રા મૃદુ મધ્યાધિ રે...
પ્રભુ તુજ. ॥૨૦૧॥

ભાવાર્થ :-જેઓ સાધ્ય શૂન્ય ભાવે, કેવળ બાહ્ય ધર્મ ક્રિયા પ્રતિ આદર બુદ્ધિવાળા હોય છે, તેઓ શીત-તાપાદિ સહન કરવા રૂપ જઘન્ય વિઘ્ન તેમજ વ્યાધિ ઉપજવા રૂપ મધ્યમ વિઘ્ન, તેમજ આદરેલ અનુષ્ઠાનમાં સિદ્ધિ દાયક પણાની ભ્રાંતિ (શંકા) ઉપજવા રૂપ ઉત્કૃષ્ટ વિઘ્ન, આવે છતે, આદરેલ અનુષ્ઠાનથી ભ્રષ્ટ થઇ જાય છે. તેઓ અનેક દોષોનું ભાજન બનતા હોય છે.

(૯)

આસન અશન જયાદિકે રે, ગુરૂ યોગે જય તાસ રે;
વિઘન જોર એ નવિ ટળે રે, વગર જ્ઞાન અભ્યાસ રે...
પ્રભુ તુજ. ॥૨૦૨॥

ભાવાર્થ :-હવે ઉપર જણાવેલ વિઘ્નોના જય કરવાના ઉપાયો બતાવે છે. પ્રથમ જે જઘન્ય વિઘ્નરૂપ શીત-તાપાદિ તેને આસન વિશેષમાં સ્થિરતા પ્રાપ્ત કરવા થકી દૂર કરે, બીજું જે મધ્યમ વિઘ્ન તે શરીરને વિષે વિવિધ વ્યાધિ સ્વરૂપ છે તેને આહાર-વિહારમાં વિવેક કરવા વડે દૂર કરે, અને ત્રીજું જે ઉત્કૃષ્ટ વિઘ્ન છે તેને ઉત્તર સાધક રૂપ-ગુરૂના યોગે કરી, સમ્યગ્-બોધ પ્રાપ્ત કરીને દૂર

કરે, આ ત્રણે પ્રકારના વિઘ્નોનો જય કરવાવાળો આત્મા-આત્માર્થ સાધી શકે છે, એટલે કે આત્મિક ગુણોને આવિર્ભાવે પ્રાપ્ત કરવાવાળો થાય છે, અન્યથા અજ્ઞાની આત્મા, અજ્ઞાન તેમજ અવિવેકે કરી કેવળ આત્મ-વિડંબકતા પ્રાપ્ત કરે છે એમ જાણવું.

(૧૦)

વિનયે અધિક ગુણ સાધુનો રે, મધ્યમનો ઉપગાર રે;
સિદ્ધિ વિના હોવે નહી રે, કૃપા હીનની સાર રે...
પ્રભુ તુજ. ॥૨૦૩॥

ભાવાર્થ :-હવે આત્માર્થ સાધક આત્માને પ્રાથમિક સ્વરૂપે (વિઘ્નજય કરવા વડે) જે આત્મિક ગુણોનો આવિર્ભાવ (સિદ્ધિ) પ્રાપ્ત થાય છે તેનું સ્વરૂપ જણાવે છે. પ્રથમ તો તે આત્મા-પોતાનાથી અધિક ગુણવાન આત્માઓનો યથાતથ્ય સ્વરૂપે વિનય કરવાવાળો થાય છે તેમજ મધ્યમ ગુણવંત હોય, તેઓની સાથે આદર-પ્રીતિ ધરતો થકો-પરસ્પર-ગુણવૃદ્ધિમાં-સહાયકતા આદરે છે, તેમજ વળી જેઓ આત્મિક ગુણોમાં હીન હોય, તેમજ દીન થયેલા હોય, તેઓ પ્રતિ કરૂણા કરવાવાળો થાય છે.

(૧૧)

વિણ વિનિયોગ ન સંભવે રે, પરને ધર્મે યોગ રે;
તેહ વિના જનમાંતરે રે, નહિ સંતતિ સંયોગ રે...
પ્રભુ તુજ. ॥૨૦૪॥

ભાવાર્થ :-ઉપર જણાવ્યા મુજબ જે આત્માઓએ ગુણોનો વિનિયોગ કરવાનું સુંદર ફળ જાણ્યું છે, અને તેમાં શ્રદ્ધા કરી છે, તેઓ મૈત્રાદિ ભાવનાના યોગે કરી સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાદિ ગુણોનો અન્ય આત્માર્થી આત્માઓ પ્રતિ વિનિયોગ કરવાના આશયવાળા હોવાથી તેઓ પ્રતિ સમભાવ પૂર્વક નિર્દંભ ભાવે પંચાચારનું પાલન કરાવવામાં પણ, ઉદ્યમવંત રહેતા હોય છે, કેમકે તથાવિધ સંતતિ યોગે કરી, આ ભવમાં તેમજ પરભવમાં પણ સૌને, ઉત્તરોત્તર વિશુદ્ધ ભાવે, પંચાચારની પ્રાપ્તિ સુલભ બને છે.

ઉપર જણાવેલ પાંચ આશય શુદ્ધિ સહ જેઓએ-સૌ પ્રથમ તો ષટ્-સ્થાનનું સ્વરૂપ જાણીને, તેમાં શ્રદ્ધા કરીને, યથાશક્તિ ધર્મારાધન કરે છે, તેવા જ્ઞાનીઓને

જે રીતે આત્મિક ગુણોનો, આવિર્ભાવ (સિદ્ધિ) પ્રાપ્ત થાય છે તેઓનું સ્વરૂપ જણાવ્યું. હવે આત્માર્થ-શૂન્ય દષ્ટિવાળા અજ્ઞાની આત્માઓની ક્રિયાનું સ્વરૂપ પ. પૂ. શ્રી ય. ઉ. જી. શાસ્ત્રાનુસારે જણાવે છે.

(૧૨)

કિરિયામાં ખેદે કરી રે, દઢતા મનની નાહિ રે;
મુખ્ય હેતુ તે ધર્મનો રે, જેમ પાણી કૃષિ માંહિ રે....
પ્રભુ તુજ. ॥૨૦૫॥

ભાવાર્થ :-હવે જે ક્રિયાનુષ્ઠાનો ચિત્તના આઠ દોષો સહિત કરાતા હોય છે, તે થકી તે આત્માને શુદ્ધ પ્રણિધાન, એટલે કે તે કિયામાં મનની (ચિત્તની) દઢતા (એકાગ્રતા) ન હોવાને લીધે, તે આત્માને ભાવ શુદ્ધિ (સાધ્ય-સાધનભાવ) વગરની ક્રિયા થકી કોઈ ઈષ્ટાર્થ સિદ્ધિ (આત્મ શુદ્ધિ) પ્રાપ્ત થતી નથી, તે માટે આઠે દોષોને ટાળવા માટે તેને વિસ્તારથી અત્રે સમજાવવામાં આવે છે. તેમાં પ્રથમ તો ખેદ દોષ એટલે ક્રિયા-કરતાં કરતાં થાક લાગવો તે, કેમકે થાક લાગવા વડે, (અજ્ઞાનતાએ) ચિત્ત, ક્રિયામાં સ્થિર રહેતું નથી. જેમ ખેતી માટે જમીનમાં પાણીની સ્થિરતા-અનિવાર્ય છે, તેમ આત્માર્થ સાધવા માટે ચિત્તની સ્થિરતા (મન-વચન-કાય યોગની) તેમજ એકાગ્રતા અનિવાર્ય છે એમ જાણવું.

(૧૩)

બેઠા પણ જે ઉપજે રે, કિરિયામાં ઉદ્વેગ રે;
યોગ દ્વેષથી તે ક્રિયા રે. રાજ વેઠ સમ વેગ રે...
પ્રભુ તુજ. ॥૨૦૬॥

ભાવાર્થ :-બીજો ઉદ્વેગ દોષ એટલે ક્રિયા કરે તો ખરો, પરંતુ તે રાજ-વેઠની જેમ કિરિયા કરે એટલે રાજાના હુકમથી, જે કોઈ કામ મફત (બદલા વગર) કરવું પડતું હોય તેમ કરે, એટલે કે જે-જે કિરિયા કરે છે તેમાંથી કયારે છુટું (મુક્ત થાઉં) એવા ભાવથી કરે તેને પણ તેનું ફળ પ્રાપ્ત થતું નથી.

(૧૪)

ભ્રમથી જેહ ન સાંભરે રે, કાંઈ અકૃત-કૃત કાજ રે;
તેહથી શુભ કિરિયા થકી રે, અર્થ વિરોધી અકાજ રે....
પ્રભુ તુજ. ॥૨૦૭॥

ભાવાર્થ :-અત્રે ત્રીજા જણાવેલ ભ્રમ દોષને ષોડશકને વિષે શ્રી હરિભદ્રસૂરિજીએ પાંચમો જણાવેલ છે, જ્યારે અત્રે ત્રીજો જણાવતાં થકાં પ.પૂ. શ્રી ય.ઉ.જી. જણાવે છે કે, પોતાને જે ક્રિયા કરવાની છે તેના સ્વરૂપમાં જ જે ભ્રાંત છે એટલે જે માત્ર દેખાદેખી-ગતાનુગતિએ શુભ ક્રિયા કરતો હોય છે તેથી પોતે શું કર્યું અને શું કરવાનું હવે બાકી છે તેનું પણ કાંઇ પણ જાણપણું નહિ હોવાથી તે ક્રિયા-અર્થ વિરોધી એટલે કે ઈષ્ટાર્થ-પ્રતિ-શૂન્ય (મૂઢ) હોવાથી તે ક્રિયા પણ દોષ રૂપ બની જાય છે. ક્રિયાઓમાં દોષોના અનુક્રમ સંબંધે જે-જે ફેરફારોગીતાર્થો દ્વારા જણાવાયેલ છે તેને સમ્યગ્‌દૃષ્ટિ આત્માએ-દ્રવ્ય-ભાવક્રિયાના ભેદથી અવિરૂદ્ધ-અવધારવા જરૂરી છે.

(૧૫)

શાંતવાહિતા વિણુ હોવે રે, જે યોગે ઉત્થાન રે;
ત્યાગ યોગ છે તેહથી રે, અણ છંડાતું ધ્યાન રે....
પ્રભુ તુજ. ॥૨૦૮॥

ભાવાર્થ :-ચોથો ઉત્થાન દોષ એટલે, અનધિકારે કરેલ ક્રિયામાં ઉત્સૂકતાનો ડોળ કરે-અતિ માત્રાએ કરવા જાય, તેથી ક્રિયાને જલ્દી પૂર્ણ કરવાની ઇચ્છાવાળો-હોય તે ઉત્થાન દોષયુક્ત હોવાથી, ક્રિયામાં આદરવાળો હોવા છતાં, તે પ્રતિ-એકાગ્રતાએ-પ્રશાંત ચિત્તવાળો નહિ હોવાથી, કાંઇપણ ધ્યાનાદિ ફળ પામે નહિ. કેવળ લોક રંજનતા વડે, બાહ્ય પ્રભાવના પ્રાપ્ત કરે.

(૧૬)

વિચે વિચે બીજા કાજમાં રે, જાયે મન તે ખેપ રે;
ઉખણતાં જિમ શાલિનું રે, ફળ નહિ તિહાં નિર્લેપ રે....
પ્રભુ તુજ. ॥૨૦૯॥

ભાવાર્થ :-પાંચમો ક્ષેપ દોષ, તે-જે શુભ ક્રિયાનો આરંભ કર્યો હોય, એટલે પ્રથમ આદરેલી ચાલતી શુભ ક્રિયામાં-મન સ્થિર રાખે નહિ, અને બીજી શુભ ક્રિયા વચમાં ઇચ્છે યા કરે, તો તેને પણ તે ચાલુ ક્રિયા થકી, કોઈપણ ફળ પ્રાપ્ત થતું નથી, પરંતુ પ્રથમની ચાલુ શુભ ક્રિયામાં જ બીજી અનુક્રમે ઉપકારક ઉત્તર શુભ ક્રિયા જો આદરે, તો તો જરૂર ઈષ્ટાર્થ ફળ પામે, જેમકે ચોખા (શાલિ)ના ધરૂ ને, એકવાર ઉખેડીને ફરીથી રોપીયે તો, ફળ પામીયે, પરંતુ તેને

વારંવાર ઉખેડીને અથવા તો અન્યત્ર દેખાદેખી ફરીવાર યા તો બીજા ધાન્યને પણ ઉખેડી રોપવાથી કાંઇપણ ફળતું નથી, પરંતુ ઉલ્ટાની તે સમસ્ત ક્રિયા નિષ્ફળ જાય છે.

(૧૭)

એક જ ઠામે રંગથી રે, કિરિયામાં આસંગ રે;
તેહજ ગુણ ઠાણે થિતિ રે, તેહથી ફળ નહિ ચંગ રે...
પ્રભુ તુજ ॥૨૧૦॥

ભાવાર્થ :- હવે છઠ્ઠો આસંગ નામનો દોષ કહે છે, આવશ્યકાદિ જે કોઇ ક્રિયા, હંમેશા પ્રથમથી જે સ્વરૂપે કરતો આવ્યો છે તે-એકજ સ્વરૂપે કર્યા કરે પરંતુ (એકજ વિધિએ-એકજ ભાવથી) કરતો રહે, પરંતુ તેમાં જરૂરી ઉત્તરોત્તર ગુણ વિશુદ્ધિની અપેક્ષા ન રાખે, તેને પણ તે એક જ સ્વરૂપવાળી ક્રિયાના આસંગદોષે કરી, એકજ ગુણસ્થાનકમાં સ્થિર રહેવા પણું પ્રાપ્ત થતું હોવાથી, ઉત્તરોત્તર ગુણ વિશુદ્ધિ પ્રાપ્ત થતી નથી, તેથી જ્યારે પણ વિઘ્ન આવશે-ત્યારે તેને, અવશ્ય તે-સ્થાનેથી નીચે જવા પણું પ્રાપ્ત થશે.

(૧૮)

માંડી કિરિયા અવગણી રે, બીજે ઠામે હર્ષ રે;
ઇષ્ટ અર્થમાં જાણીયે રે, અંગારાનો વર્ષ રે...
પ્રભુ તુજ ॥૨૧૧॥

ભાવાર્થ :- હવે શુભ ક્રિયામાં સાતમો જે અન્ય મુદ્ નામનો દોષ તેનું સ્વરૂપ જણાવે છે, પોતે જે પ્રભુ-પૂજાદિ દ્રવ્યક્રિયા કરી રહ્યો હોય તે વખતે, ચિત્તમાં પ્રાયશ્ચિત્તાદિ કરવાનો અભિપ્રાય ધરતો રહે, અને પ્રાયશ્ચિત્તાદિ કરતો હોય, તે વખતે પ્રભુ પૂજા કરવાનો અભિપ્રાય રાખે, તેમજ વ્યાખ્યાન શ્રવણ કરતી વખતે, શુદ્ધ આત્મ સ્વરૂપનું ધ્યાન કરવાનો અભિપ્રાય રાખે, અને આત્મ-સ્વરૂપનું ધ્યાન કરતી વખતે, પરદયાના પરિણામ ધરે, તેને અન્ય મુદ્ દોષ જાણવો. આ દોષ કરાતી ક્રિયામાં અંગારાના વર્ષાદ સમ જાણવો, એટલે ક્રિયાના ફળને બાળી નાંખનારો જાણવો, કેમકે તેવી ક્રિયા સાધ્ય-સાધનદાવથી ભ્રષ્ટ થવા રૂપ હોય છે.

છે, તેમ શાંત અને ઉદાત્ત એ-બે ગુણ વિના શુભ ક્રિયાઓનો યોગ એટલે શુભ ક્રિયાઓ, પણ દુઃખદાઇ એટલે દોષ વૃદ્ધિ કરનારી થતી હોય છે.

(૨૧)

શાંત તે કષાય અભાવથી રે, જે ઉદાત્ત તે ગંભીર રે;
કિરિયા દોષ ત્યજી લહે રે, તે સુખ જશ ભર ધીર રે...
પ્રભુ તુજ ॥૨૧૪॥

**ભાવાર્થ** :- ઉપર જણાવેલ આઠ દોષ રહિત, તેમજ શાંત-અને ઉદાત્ત એ-બે ગુણ સહિત જે આત્માઓ આત્માર્થે-જે-જે શુભ કિરિયાઓ કરશે તે થકી તેઓ અવશ્ય પૂર્ણ યશવાળા સ્થિર ગુણોને પ્રાપ્ત કરવાવાળા થશે. શાંત ગુણ એટલે જેમાં ક્રોધાદિ ચારે કષાયોની ઉગ્રતાનો છેદ કરાયેલો હોય, અને બીજો ઉદાત્ત ગુણ એટલે પર ભાવની આશંસા ત્યજીને કેવળ આત્મ-શુદ્ધિના લક્ષ પૂર્વક સાધ્ય સાધન દાવે જે-જે ક્રિયા કરાતી હોય તે. આ બંને ગુણો પ્રાપ્ત કર્યા સિવાય અજ્ઞાનીને, પોતાની સ્વચ્છંદાચારી શુભ ક્રિયાઓ પણ, ગર્વે કરી સંકલેશમાં વધારો કરનારી થાય છે.

દસમી ઢાળ સમાપ્ત

यत्र ब्रह्म जिनार्चा च कषायाणां तथा हतिः
सानुबंधाः जिनाज्ञा च, तत्तपःशुद्धमिष्यते

**અર્થ** : જ્યાં આત્માર્થ પ્રતિ, જીનેશ્વર ભગવંતની દ્રવ્ય-ભાવથી પૂજા કરાતી હોય, તેમજ તે થકી કષાયોની મંદતા થતી હોય, તેમજ શ્રીજીનેશ્વર ભગવંતની આજ્ઞાનુસારીતાનું પ્રાધાન્ય હોય, તેવો શુદ્ધ-તપ-કરવા યોગ્ય છે.

જ્ઞાનસાર-તપાષ્ટકમ્

## ઢાળ-૧૧ મી

(૧)

એકવીશ ગુણ પરિણમે, જાસ ચિત્ત નિત મેવ;
ધરમ રતનની યોગ્યતા, તાસ કહે તું દેવ ॥૨૧૫॥

ભાવાર્થ:-પ. પૂ. શ્રી ય ઉ. જીએ શાસ્ત્રાધારે જણાવ્યું છે કે જે કોઈ આત્માર્થી આત્મા નીચે મુજબના એકવીશ ગુણો ધરાવતો હોય, તેનામાં આત્મ શુદ્ધિ-કારક, દેશવિરતિ ધર્મ-પ્રાપ્ત કરવાની યોગ્યતા છે-એમ જાણવું, કેમકે શ્રાવકપણાને યોગ્ય-દ્રવ્ય શ્રાવકમાં, આ એકવીશ ગુણો હોવા જોઈએ, એમ પૂર્વાચાર્યોએ સ્વીકારેલું છે, આમ છતાં શ્રાવક શબ્દની ટીકા કરીને, પૂર્વાચાર્યોએ એ પણ જણાવેલ છે કે જેનામાં ધર્મ માર્ગ પ્રતિ શ્રદ્ધા પ્રગટેલી હોય, તેમજ ધર્મ-અધર્મ માર્ગનો-વિવેક કરવાવાળો હોય, એટલે અધર્મથી અળગો રહેવાનો પ્રયત્ન કરતો હોય, તેમજ વળી ગીતાર્થ ગુરૂ ભગવંતની આજ્ઞાનુસારે, આત્મશુદ્ધિની ક્રિયા પણ કરતો હોય, આમ શ્રદ્ધા-વિવેક અને ક્રિયા એ ત્રણે ગુણે યુક્ત હોય, તેને શ્રાવક જાણવો જોઈએ, અન્યથા શ્રાવકપણું સ્થાપવું તે, શ્રીજિનાજ્ઞાનો ભંગ કરવા રૂપ છે.

(૨)

(૧) ખુદ્દ નહિ વળી (૨) રૂપ નિધિ, (૩) સૌમ્ય-જન (૪) પ્રિયજ ધન્ય;
(૫) કૂર નહિ (૬) ભીરૂ વલી, (૭) અસઠ (૮) સાર દખિન્ન ॥૨૧૬॥

(૩)

(૯) લજ્જાળુઓ-(૧૦) દયાળુઓ, (૧૧) સોમદિટ્ઠિ-મધ્યસ્થ;
(૧૨) ગુણરાગી (૧૩) સતકથી, (૧૪) સુપક્ખ (૧૫) દીર્ઘ-દર્શી અથ્થ ॥૨૧૭॥

(૪)

(૧૬) વિશેષજ્ઞ-(૧૭) વૃદ્ધાનુગત, (૧૮) વિનયવંત (૧૯) કૃતજાણ;
(૨૦) પરહિતકારી-(૨૧) લબ્ધલક્ષ, ગુણ એકવીશ પ્રમાણ ॥૨૧૮॥

હવે આ એકવીશ ગુણોનું વર્ણન કરે છે.

(૫)

ખુદ્દ નહી તે જેહ મને, અતિ ગંભીર ઉદાર;
ન કરે જન ઉતાવલો, નિજ-પરનો ઉપકાર ॥૨૧૯॥

ભાવાર્થ :- પ્રથમ ગુણ-અક્ષુદ્રતા, એટલે જેનામાં ક્ષુદ્રતા નથી તેવો, એટલે ગંભીર સ્વભાવવાળો, તેમજ ઉદાર વૃત્તિવાળો હોય-તેમ છતાં સહસાત્કારે (વિચાર્યા વગર ઉતાવળથી) કોઈ પ્રવૃત્તિ કરે નહિ.

(૬)

શુભ સંઘયણી રૂપનિધિ, પુરણ અંગ ઉપંગ;
તે સમરથ સહે જે પરે, ધર્મ પ્રભાવન ચંગ ॥૨૨૦॥

ભાવાર્થ :- (૨) રૂપનિધિ, તે પાંચે ઇન્દ્રિયો-તેમજ અંગ-ઉપાંગે કરી ઉત્તમ-સંઘયણ તેમજ સંસ્થાનવાળો (રૂપવાળો) હોય, જેથી-પોતે સુખે ધર્મ કરતો થકો, પરને (અન્યને) પણ સહજ ભાવે ધર્મનો પ્રેરક બની શકે.

(૭)

પાપ કર્મે વરતે નહિ, પ્રકૃતિ સૌમ્ય જગમિત્ત;
સેવનીક હોવે સુખે, પરને પ્રશમ નિમિત્ત ॥૨૨૧॥

ભાવાર્થ :- (૩) પાપ કર્મ વર્જીત-એટલે, નિષ્કારણ-હિંસાદિ મોટા પાપો કરવાથી અળગો રહેનાવાળો હોય, માત્ર આજીવિકા અર્થે ઉદ્યમ કરે, પરંતુ તે પણ પરાક્રમે કરીને કરે નહિ, એટલે કે અન્ય જીવો પ્રતિ અભિહામણો હોવાથી (વિશેષ પ્રકારે હિંસા થતી હોય તેવા) અન્ય જીવોને, ભય કે ત્રાસ આપવાવાળા વ્યાપાર-ઉદ્યોગો ન કરે, પરંતુ વિશેષે કરીને અન્ય જીવોને મિત્ર (વિશ્વાસપાત્ર) બનવા યોગ્ય (માયા-રહિત) વર્તન કરવાવાળો હોય.

(૮)

જન વિરૂદ્ધ સેવે નહિ, જન પ્રિય ધર્મે સૂર;
મલિન ભાવ મનથી તજી, કરી શકે અક્રૂર ॥૨૨૨॥

(૪) જન પ્રિય હોય-એટલે પ્રથમ તો લોક વિરૂદ્ધ-હિંસા-જુઠ-ચોરી પ્રમુખ કાર્યો કરે નહિ, તેમજ દઢ-પ્રતિજ્ઞાવંત હોય, જેથી લોકોને પ્રિય બનતો થકો, લોક વ્યવહારના ઉત્તમ કાર્યો કરવામાં પોતે પ્રધાનતા પામે.

(૫) અક્રૂર-હોય એટલે મનથી પણ કોઈનું અહિત કરવાનું વિચારે નહિ, જેથી લોક હિતના તેમજ ધર્મ-કાર્યો કરવાવાળો થઈ શકે.

(૯)

ઇહિ પર લોક અપાયથી, બીહે ભીરૂક જેહ;
અપયશથી વળી ધર્મનો, અધિકારી છે તેહ ॥૨૨૩॥

(૬) પાપ ભીરૂ હોય, એટલે કે પાપ કાર્યો કરવાથી પોતાનો આત્મા આ લોકમાં એટલે આ ભવમાં તેમજ પરભવમાં, અવશ્ય વધ-બ ધનાદિ દુઃખમાં પડશે એમ જાણી ધર્મ-વિરૂદ્ધ, સમાજ-વિરૂદ્ધ તેમજ રાજ્ય-વિરૂદ્ધ, અકાર્યો કરવાથી અળગો રહેતો હોય, તે આત્મા. લોક વ્યવહારરૂપ ધર્મ કરવાનો અધિકારી હોય છે. અન્યથા નિંદાને પાત્ર થાય છે.

(૧૦)

અસઠ ન વંચે પર પ્રતે, લહે કીર્તિ વિશ્વાસ;
ભાવસાર ઉદ્યમ કરે, ધર્મ ઠામ તે ખાસ. ॥૨૨૪॥

(૭) અશઠ હોય :-દંભી માયાવી યા કપટી ન હોવાથી અન્યને ઠગે નહિ એટલે છેતરે નહિ, તેથી લોકો તેના ઉપર વિશ્વાસ મૂકનારા થાય તેથી તેની કીર્તિ પણ વધતી હોય, તેમ છતાં તે પોતાના આત્માનું હિત થાય તેવો ધર્મ કરે પરંતુ બીજાને ખુશ કરવા કે છેતરવા માટે ધર્મ કરે નહિ.

(૧૧)

નિજ કારય છાંડી કરી, કરે અન્ય ઉપકાર;
સુ-દખિન્ન જન સર્વને, ઉપાદેય વ્યવહાર. ॥૨૨૫॥

ભાવાર્થ :-(૮) સુ-દાક્ષિણ્ય ગુણ વાળો હોય, એટલે કેટલીક વખત પોતાનું સાંસારિક કામ છોડીને પણ, અન્ય જીવો પ્રતિ ઉપકારના કાર્યો કરે, તેમજ કેટલીક વખત વડીલોના અપ્રીતિકર વચનો પ્રતિ પણ, ગમ ખાઇ જવાના તેના ઉત્તમ-વિવેક વાળા વ્યવહારને જોઈને, બીજા ઉત્તમ આત્માઓને પણ તેના સહાચારીપણા પ્રતિ ઈષ્ટત્વ બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

(૧૨)

અંગીકૃત ન ત્યજે-ત્યજે લજ્જાળુઓ અકાજ;
ધરે દયાળુ ધર્મની, દયા મૂળની લાજ. ॥૨૨૬॥

ભાવાર્થ :-(૯) લજ્જાળુ-હોય એટલે આદરેલા વ્રત-પચ્ચક્ખાણનો ત્યાગ ન કરે તેમજ લોકવિરુદ્ધ હિંસાદિ પાંચ મોટા આશ્રવના કાર્યો નિઃશૂકભાવે કરે નહિ.

(૧૦) દયાળુ-હોય, એટલે ધર્મનું મૂળ તો, અન્ય પ્રાણીઓ પ્રતિ દયા-ભાવ રાખવો તે છે. તેથી દયાધર્મની લાજ રાખે એટલે દયા (જયણા) સહિત સર્વ ધર્મ કાર્યો કરે.

(૧૩)

ધર્મ મર્મ અવિતત્થ લહે, સોમ દૃષ્ટિ-મધ્યસ્થ;
ગુણ સંયોગ કરે સદા, વરજે દોષ અનર્થ. ॥૨૨૭॥

ભાવાર્થ :-(૧૧) મધ્યસ્થ-સૌમ્ય દૃષ્ટિ આત્મા કોઈપણ સ્વરૂપનાં લોક વ્યવહારમાં હઠાગ્રહી ન હોય, પરંતુ સમસ્ત લોકવ્યવહારના સંબંધે-પોતાના આત્માને ઉપકારી-ધર્મ-મર્મનો સ્વીકાર કરવાવાળો હોય-એટલે-કલહ-કંકાશથી અળગો રહી-જે રીતે પોતામાં ગુણ-વૃદ્ધિ થાય તે રીતે-સમપરિણામે વર્તે.

(૧૪)

ગુણ રાગી ગુણ સંગ્રહે, દૂસે ન ગુણ અનંત;
ઉવેખે નિર્ગુણ સદા, બહુમાને ગુણવંત. ॥૨૨૮॥

ભાવાર્થ :-(૧૨) ગુણ રાગી હોય,-એટલે આત્માર્થે ઉપકારક એવા સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ પ્રમુખ ગુણે કરી યુક્ત હોય, તેવા ઉત્તમ આત્માઓ પ્રતિ,-આદર-પ્રીતિ ભાવ રાખે, તેમજ પોતાને-પ્રાપ્ત, ગુણોને સ્થિર કરે, અને નવા ગુણો મેળવવા પ્રયત્ન કરે, કેમકે આત્મા-અનંતગુણોનો ધણી છે, એમ જાણી પોતા થકી અધિક ગુણવાન પ્રતિ-વિનય-ભક્તિ સહ બહુમાન કરવા વાળો હોય, પરંતુ તે ગુણી વડીલોમાં જો કોઇક નાનો દોષ હોય-તો-પણ, તે થકી તેમનો અનાદર કરે નહિ. તેમજ નિર્ગુણી આત્માઓ પ્રતિ, ઉપેક્ષા ભાવ ધરે એટલે તેમની નિંદા ન કરે, તેમજ સ્તવના પણ કરે નહિ, પરંતુ જેઓ દેશવિરતિ તેમજ સર્વવિરતિપણાનું યથાર્થ પાલન કરી રહ્યા છે, તેમનું બહુમાન કરતો રહે.

(૧૫)

અશુભ કથા કલુષિત મતિ, નાસે રતન વિવેક;
ધર્માર્થી સત કથા હુએ, ધર્મ નિદાન વિવેક. ॥૨૨૯॥

ભાવાર્થ :-(૧૩) સત્ કથી હોય એટલે-ધર્માર્થ સાધક ચાર પ્રકારના પ્રયોજન વાળી કથા-વાર્તાઓ કહેનાર હોય-તે માટે પ્રથમ તો તે-પોતે વિષય-કષાયને ઉદ્દીપન

કરવાવાળી તેમજ નિંદિત અશુભ કથાઓ, કે જેને સાંભળવાથી પણ પોતાની મતિ કલુષિત થવા થકી-પોતાને હિતાહિતના વિવેકથી ભ્રષ્ટ થવા પણું પ્રાપ્ત થતું હોય, તેવી કથા સાંભળે પણ નહિ. આ સંબંધે શાસ્ત્રમાં સ્પષ્ટ જણાવેલ છે કે ધર્માચરણથી યુક્ત ધર્મી આત્માઓની ધર્માર્થે ધર્મ-કથાઓ કહેવા-સાંભળવાથી આત્મામાં આત્માર્થ પ્રતિ વિવેક બુદ્ધિ આવે છે. અન્યથા મિથ્યાભાવની વૃદ્ધિ થાય છે.

(૧૬)

ધર્મશીલ અનુકૂલ યશ, સદાચાર પરિવાર;
ધર્મ સુપક્ષ વિઘ્ને રહિત, કરી શકે તે સાર. ॥૨૩૦॥

ભાવાર્થ :-(૧૪) સુપક્ષ-યુક્ત હોય, એટલે ધર્મશીલ-સદાચારી આત્માઓના સંસર્ગ (પરિવાર) વાળો હોય, એટલે તેમની સોબતમાં રહેવાવાળો હોય તેમજ તેમના વિચાર-વાણી અને વર્તનનો સંગી-રંગી હોય-તેથી ધર્માર્થ સાધવામાં, આવતા વિઘ્નોએ કરીને રહિત બનેલો હોઇ, નિર્વિઘ્ને-હર્ષ ઉત્સાહ સહિત આત્માર્થે ઉપકારી ગુણોની સુખે કરી (સાર) સાધના કરતો હોય છે.

(૧૭)

માંડે સવિ પરિણામ હિત, દીર્ઘ દર્શીકામ;
લહે દોષ-ગુણ વસ્તુના, વિશેષજ્ઞ ગુણધામ. ॥૨૩૧॥

ભાવાર્થ :-(૧૫) દીર્ઘદર્શી હોય :-આથી પોતે જે કોઈ ધર્મ કાર્ય કરવાનો ઉદ્યમ કરે, તેમાં પરિણામે આત્મહિત સધાતું હોય તેવા જ કાર્યો કરે, પરંતુ પાછળથી પસ્તાવું પડે તેવા કાર્યો કરે નહિ.

(૧૬) વિશેષજ્ઞ હોય :-એટલે-પ્રત્યેક જડ-ચેતન વસ્તુમાં રહેલા ગુણ-દોષ સ્વરૂપી પ્રત્યેક ભાવોનો, યથાર્થ પણે જાણનારો હોય, અને તે જડ-ચેતન નિમિત્તો પ્રતિ ગુણ પ્રાપ્તિમાં અનુરૂપ ભાવે પ્રવર્તે, તેમજ દોષો પ્રતિ નિંદિત પણે ન પ્રવર્તે, અર્થાત્ સ્વ-પર ગુણ-દોષ પ્રતિ અવિવેકી ન બને.

(૧૮)

વૃદ્ધાનુગત સુસંગતે, હોવે પરિણત બુદ્ધિ;
વિનયવંત નિયમા કરે, જ્ઞાનાદિકની શુદ્ધિ. ॥૨૩૨॥

ભાવાર્થ :-(૧૭) વૃદ્ધાનુગત ગુણવાળો હોય :-એટલે કે જેઓ પરિણત બુદ્ધિના ધણી છે એવા વૃદ્ધ પુરૂષોની સોબત કરવાવાળો હોઇ તેમની પરિણત

બુદ્ધિને અનુસરવાવાળો હોય, (૧૮) વિનયવંત હોય એટલે કે જે થકી પરિણામે ઇષ્ટાર્થ સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી હોય, તેવા શુદ્ધ યાને સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ક્રિયાની પ્રાપ્તિના મૂળરૂપ વિનય ગુણે કરી સહિત હોય, આવા વિનય ગુણના અનેક ભેદો પૂર્વે જણાવેલ છે.

(૧૯)

ગુણ જોડે ગુરૂ આદરે, તત્ત્વ બુદ્ધિ કૃત જાણ;
પરહિત કારી પર પ્રતે, થાપે માર્ગ સુજાણ. ॥૨૩૩॥

ભાવાર્થ :-(૧૯) કૃતજ્ઞી હોય-એટલે-પોતાના ઉપર-ઉપકારના કરનારા સ્વજનો તેમજ ગુરૂજનોના ઉપકારનો જાણ હોઈ-તેમના પ્રતિ-યથાયોગ્ય ભાવે યોગ-ક્ષેમ કરવાની વૃત્તિવાળો હોય, તેમજ અન્ય-જડ-ચેતન દ્રવ્યોમાં રહેલા ગુણ-અવગુણને જાણવાવાળો હોય, તેમજ જે થકી પોતાને આત્મ શુદ્ધિનો લાભ પ્રાપ્ત થતો હોય તેવા સ્થાવર-જંગમ તીર્થાદિકોની યથાયોગ્ય સેવા-ભક્તિ કરનારો હોય પરંતુ આશાતના કરે નહિ.

(૨૦) પરહિતાર્થકારી હોય-એટલે અન્ય જીવોને પણ શુદ્ધ-ધર્મમાર્ગમાં જોડનારો હોય, કેમકે ધર્માચરણ થકી તો સર્વ આપદા ટળે છે, અને સર્વ મંગળની પ્રાપ્તિ થાય છે એવી શ્રદ્ધા તેનામાં હોય છે. તેથી દાન-શીલ-તપ તેમજ ભાવનારૂપ ધર્મવિરુદ્ધ સમસ્ત પ્રકારના અનાચારથી અળગો રહેનારો હોય છે.

(૨૦)

શાખે લખે સુખે સકળ, લબ્ધ લક્ષ શુભકાજ;
એમ એકવીશ ગુણે વર્યો, લહે ધર્મનું રાજ. ॥૨૩૪॥

ભાવાર્થ :-(૨૧) લબ્ધલક્ષ-ગુણ વાળો હોય : એટલે શુદ્ધ-સાધ્ય-સાધન દાવનો જાણનારો હોય, તેથી કરીને સમ્યગ્-જ્ઞાન-ક્રિયા થકી આત્મધર્મનો યથાતથ્ય સ્વરૂપે આરાધક હોય, જેથી ઉત્તરોત્તર ગુણવૃદ્ધિએ વધતો થકો-પરમ શાંતિરસે (ક્ષમાએ) કરી પરમાનંદપદની પ્રાપ્તિની યોગ્યતા ધરાવનારો થાય છે. ઉપર જણાવેલ (૨૧) એકવીશે ગુણો યુક્ત ઉત્તમ-આત્મા જીનાજ્ઞા યુક્ત ધર્મ-કરણી એટલે-દેશવિરતિ ધર્મ-તેમજ સર્વવિરતિ ધર્મનું પાલન કરવાને યોગ્ય હોય છે એમ જાણવું. અન્યથા ગુણરહિત આત્મા માયા સહિત આડંબરીય પ્રવૃત્તિ કરતો થકો, પોતાના આત્માને તેમજ અન્ય ભક્તજનોને પણ સંસારમાં ડૂબાડનારો થાય છે એમ જાણવું.

(૨૧)

પૂરણ ગુણ ઉત્તમ કહ્યો, મધ્યમ પાદે હીન;
અર્દ્ધહીન જઘન્ય જન, અપર દરિદ્રી દીન. ॥૨૩૫॥

ભાવાર્થ :-ઉપર જણાવેલ (૨૧) એકવીશે ગુણે કરી સહિત આત્માને ઉત્તમ જાણવો, તેમજ એક ભાગ શૂન્ય એટલે (૧૫) પંદર ગુણવાળા આત્માને મધ્યમ જાણવો, તેમજ અર્ધ-હીન એટલે (૧૧) અગીયાર ગુણવાળા આત્માને જઘન્ય ગુણવાળો જાણવો, તેમજ તેથી ઓછો એટલે અગીયાર ગુણથી પણ ઓછા ગુણવાનને દરિદ્રી જાણવો-એમ પ. પૂ. શ્રી ય. ઉ. જીએ આ ગાથાથી સ્પષ્ટ પણે જણાવ્યું છે. આ સંબંધે શ્રી વંદિત્તાસૂત્રની ટીકામાં જણાવ્યા મુજબ ઉપર જણાવેલ (૨૧) ગુણોવાળા ભાવ શ્રાવકપણાને યોગ્ય આત્માઓને, નીચે મુજબના (૪) ચાર વિભાગે કરી જાણવા જરૂરી છે.

નીચેના આઠ ગુણવાળાને, (૧)-ભદ્રક પરિણામી જાણવો.

(૧) અક્ષુદ્ર, (૨) પ્રકૃતિ-સૌમ્ય, (૩) અક્રૂરત્વ, (૪) સદાક્ષિણ્યત્વ, (૫) દયાળુ, (૬) મધ્યસ્થ-સૌમ્ય દષ્ટિ, (૭) વૃદ્ધાનુગત, (૮) વિનીત.

નીચેના છ ગુણવાળાને (૨)-વિશેષ નિપુણમતિ વાળો જાણવો.

(૧) રૂપવંત, (૨) સુદીર્ઘ-દર્શી, (૩) વિશેષજ્ઞ, (૪) કૃતજ્ઞ, (૫) પરહિતાર્થકારી, (૬) લબ્ધ લક્ષત્વ.

નીચેના પાંચ ગુણવાળાને, (૩)-ન્યાય માર્ગમાં રતિવાળો જાણવો.

(૧) ભીરૂત્વ, (૨) અશઠત્વ, (૩) લજ્જાળુ, (૪) ગુણરાગી, (૫) સત્કથી, નીચેના બે ગુણવાળાને, (૪)-દઢ પ્રતિજ્ઞાવંત જાણવો.

(૧) લોકપ્રિય, (૨) સુપક્ષ-યુક્ત. 18967

(૨૨)

અરજે વરજી પાપને, એહ ધર્મ સામાન્ય;
પ્રભુ તુજ ભક્તિ જશ લહે, તેહ હોએ જન માન્ય ॥૨૩૬॥

ભાવાર્થ :- જે આત્માઓ શ્રી જીનેશ્વર ભગવંતોએ જણાવ્યાનુસારે સામાન્યે યથાશક્તિ-અઢાર પાપ સ્થાનકની કરણી ત્યજીને આત્માવલંબી બનીને પ્રભુની આજ્ઞાનુસારે (સમ-પરિણામે) વર્તે છે તેઓ યદ્યપિ સામાન્ય લોક વ્યવહારમાં અલ્પ ગુણો ધરાવતાં હોવા છતાં પણ આ જગમાં ઉત્તમ પ્રકારના યશને પ્રાપ્ત કરવાવાળા થાય છે.

અગ્યારમી ઢાળ સમાપ્ત

## ઢાળ-૧૨મી

(૧)

એકવીશ ગુણ જેણે લહ્યા, જે નિજ મર્યાદામાં રહ્યા;
તેહ ભાવ શ્રાવક ના લહે, તસ લક્ષણ એ તું પ્રભુ કહે. ॥૨૩૭॥

ભાવાર્થ :– પૂર્વે જે દ્રવ્ય શ્રાવકના, એટલે ભાવ શ્રાવકપણું (દેશવિરતિ) પામવાને યોગ્ય આત્માના એકવીશ (૨૧) ગુણ જણાવ્યા તેથી જાણવું કે જે આત્માઓ એ એકવીશ ગુણની મર્યાદામાં વર્તતા હોય, તે શ્રાવકપણાની ક્રિયાએ કરી, પોતાના આત્માને–શુદ્ધ કરવાના ઉદ્યમે પ્રવર્તન કરતા રહે છે. તેઓના ક્રિયાગત (ભાવ શ્રાવકપણાના) છ (૬) લક્ષણો શાસ્ત્રાનુસારે વિસ્તારથી અત્રે પ. પૂ. શ્રી ય. ઉ.જી જણાવે છે :– શ્રી જીન શાસનને વિષે, કોઈ પણ વસ્તુને ચાર નિક્ષેપથી જાણવા વડે, તેનું યથાર્થ સ્વરૂપ જાણી શકાય છે એમ કહ્યું છે તે અનુસારે–અત્રે દ્રવ્ય શ્રાવક તેમજ ભાવ શ્રાવકપણાના સ્વરૂપને, એટલે જેઓ આત્માર્થ સાધવાને યોગ્ય છે, તેમજ જેઓ આત્માર્થ સાધી રહ્યા છે એવા દ્રવ્ય શ્રાવકરૂપ ગૃહસ્થોનું સ્વરૂપ પૂર્વે (૨૧) લક્ષણોથી જણાવ્યું. હવે તેઓના ક્રિયાગત ભાવ–શ્રાવકપણાના છ લક્ષણો જણાવે છે :– દ્રવ્ય ભાવ નિર્પેક્ષ સંબંધી શાસ્ત્રમાં જણાવેલ છે કે દ્રવ્યથી વિવક્ષિત ભાવ કથંચિત્ ભિન્ન પણ હોય છે. તેમજ અભિન્ન પણ હોય છે. આ માટે શાસ્ત્રમાં દ્રવ્યના લક્ષણ સંબંધી જણાવેલ છે કે— "दव्वं भव्वं भावस्स भूअभावं च जं जोग्गं" એટલે ભૂતભાવ તેમજ ભાવિ-ભાવનું (પરિણામનું) જે કારણ તેને દ્રવ્ય જાણવું. તેમજ ભાવ સંબંધે પણ સ્પષ્ટ જણાવેલ છે કે "विवक्षित परिणामो हि भावः" દ્રવ્યોનો અપેક્ષિત પરિણામ તે ભાવ.

(૨)

(૧) (૨) (૩) (૪)
કૃત વ્રત કર્મા શીલાધાર, ગુણવંતોને ઋજુ વ્યવહાર;
(૫) (૬)
ગુરૂ સેવીને પ્રવચન દક્ષ, શ્રાવક ભાવે એ પ્રત્યક્ષ ॥૨૩૮॥

ભાવાર્થ :– (૧) કૃત વ્રત કર્મા હોય (૨) શીલવંત હોય (૩) વિવક્ષિત ગુણ-વંત હોય (૪) ઋજુ વ્યવહારી હોય એટલે સરળ (નિષ્કપટ) સ્વભાવવાળો હોય,

ધર્મ ગુરૂની શુશ્રૂષા કરવાવાળો હોય (૬) પ્રવચન એટલે આગમ-શાસ્ત્ર જ્ઞાનમાં-અવિતત્થ બુદ્ધિવાળો હોય. આ છ લક્ષણોથી વ્યવહારપ્રત્યક્ષથી તેને શ્રાવક જણાવ્યો છે.

(૩)

શ્રવણ જાણણા ગ્રહણ ઉદાર, પડિસેવા એ ચાર પ્રકાર;
પ્રથમ ભેદના મન ધારીયે, અર્થ તાસ ઇમિ અવતારીયે ॥૨૩૯॥

(૪)

બહુમાને નિસુણે ગીયત્થ, પાસે ભંગાદિક બહુ અત્થ,
જાણ ગુરૂ પાસે વ્રત ગ્રહે, પાલે ઉપસર્ગાદિક સહે ॥૨૪૦॥

**ભાવાર્થ** :- ઉપર જણાવેલ છ (૬) લક્ષણ માંહેલા, પ્રથમના કૃતવ્રત કર્મા લક્ષણના વળી નીચે મુજબના ચાર ભેદને, યથાર્થ સ્વરૂપે વિચારવા.

(૧) વ્રત-ધર્માદિકનું ગુરૂ મુખે સાંભળવું.

(૨) સાંભળ્યા પછી તેના-ભેદ-પ્રભેદને, વિધિ-નિષેધ ભાવ સંબંધી, પણ શાસ્ત્રથી અવિરૂદ્ધ ભાવે જાણવા.

(૩) વ્રતાદિકના સ્વરૂપને યથાર્થ જાણ્યા પછી યથાશક્તિ વ્રતો ગ્રહણ કરવા.

(૪) જે-જે વ્રતો જે-જે ભાંગે લીધા હોય તેનું સમ્યક્ પ્રકારે પાલન કરવું.

પ્રથમ તો ગીતાર્થ ગુરૂ પ્રતે બહુમાને કરી શ્રાવકના બારે (૧૨) વ્રતને (૧૪૭) એકસો સુડતાલીશ ભાંગે યથાર્થ જાણે, તે પછી પોતાની પાળવાની શક્તિ પ્રમાણે વ્રત ગ્રહણ કરે, અને ઉપસર્ગાદિક આવે છતે પણ અખંડ વ્રત પાળવાનો પ્રયત્ન કરે, શાસ્ત્રોમાં અનેક પ્રકારના ભંગો જણાવેલ છે, પરંતુ અત્રે ઉપર જણાવેલ ભાંગાનું કિંચિત્ સ્વરૂપ જણાવીએ છીએ.

(૧) મનથી પાપ કરવું નહિ.

(૨) વચનથી પાપ કરવું નહિ.

(૩) કાયાથી પાપ કરવું નહિ.

(૪) મનથી અને વચનથી પાપ કરવું નહિ.

(૫) મનથી અને કાયાથી પાપ કરવું નહિ.

(૬) મન-વચન અને કાયાથી પાપ કરવું નહિ.

(૧) પાપ કરવું નહિ.

(૨) પાપ કરાવવું નહિ.

(૩) પાપની કરણીને અનુમોદવી નહિ.

(૪) પાપ કરવું નહિ કરાવવું નહિ.

(૫) પાપ કરવું નહિ અનુમોદવું નહિ.

(૬) પાપ કરાવવું નહિ અનુમોદવું નહિ.

(૭) પાપ કરવું નહિ, કરાવવું નહિ, અનુમોદવું નહિ.

ઉપર જણાવેલ ૭ ભાંગાને ૭ ભાંગે ગુણતાં ૪૯ ભાંગા થાય. એ (૪૯) ભાંગાને ભૂત–ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળથકી ગુણતાં ૪૯ × ૩ = ૧૪૭ ભાંગા થાય છે.

(૫)

**સેવે આયતણા ઉદ્દેશ, પરગૃહ ત્યજે અણુબ્ભડવેસ;**
**વચન વિકાર ત્યજે શિશુલીલ, મધુર ભણે એ ખટ વિધશીલ ॥૨૪૧॥**

ભાવાર્થ :– હવે બીજા શીલવ્રત નામના લક્ષણને પણ છ પ્રકારે જણાવે છે.

(૧) જ્યાં સ્વધર્મી આત્માઓનો મેળાપ થતો હોય તેવા, દેવમંદિર–ઉપાશ્રયાદિ સ્થાનો પ્રતિ જવા–આવવાનો ખપી હોય.

(૨) કારણ વગર પર ઘરમાં જાય નહિ.

(૩) વેશ :– (વસ્ત્રો પહેરવા તે) તે નાટકીયા જેવા, ઉદ્ભટ વસ્ત્રો પહેરે નહિ.

(૪) વચન :– તે જે થકી વિષય–કષાય ભાવ ઉત્પન્ન થાય તેવા વચનો ન બોલે.

(૫) હાસ્ય ઉપજાવે તેવી ક્રીડાઓ, તેમજ મશ્કરી કરવી તે ઇત્યાદિ બાળ ક્રીડાઓ કરે નહિ.

(૬) મધુર ભાષી હોય, જે ભાષા અન્યને હિતકારી હોય, અને સાંભળવી ગમે, તેવી ભાષા બોલે, પરંતુ નિંદા–સ્તુતિના નિરર્થક વચનો ન બોલે.

(૬)

**આયતને સેવે ગુણ પોષ, પર ગૃહગમને વાધે દોષ;**
**ઉદ્ભટ વેશ ન શોભા લાગ, વચન વિકારે જાગે રાગ ॥૨૪૨॥**

(૭)

મોહ તણો શિશુ લીલા લિંગ, અનર્થ દંડ અ છે એ અંગ;
કઠિણ વચનનું જલ્પન જેહ, ધર્મીને નહિ સમ્મત તેહ ॥૨૪૩॥

ભાવાર્થ :- પૂર્વે જે બીજા શીલવ્રતના (૬) લક્ષણો જણાવ્યા તેને કાંઇક વિસ્તારથી આ બે ગાથાથી જણાવેલ છે.

(૧) ધર્મી પુરુષોને મળવાના સ્થાનો સેવવાથી ગુણ વૃદ્ધિ પ્રાપ્ત કરે.

(૨) પર-ઘરમાં નહિ જવા વડે-તે થકી ઉત્પન્ન થતા લઘુતા આદિ દોષોથી બચે.

(૩) આછકલા વસ્ત્રો પહેરવાથી પોતાની શોભા ઘટે છે એમ જાણે.

(૪) વિકારી વચનો બોલવાથી રાગની વૃદ્ધિ થાય તેમજ ઉત્તમ લોકમાં હલકાઈ થાય તે માટે રાગ થાય તેવા વચનો આત્માર્થીએ બોલવા નહિ.

(૫) બાળક્રીડાઓ તે મોહનું કારણ છે, તેમજ અનર્થદંડ રૂપ પણ છે એટલે છેવટે તો સંક્લેશ વધારનારી થાય છે તે માટે બાળક્રીડાઓ કરે નહિ.

(૬) ક્લેશકારી વચનો કે આકરાં-કૂડાં વચનો બોલવાથી હલકાઈ થાય માટે અન્યને સંતાપકારી વચનો બોલવા નહિ.

(૮)

ઉદ્યમ કરે સદા સજ્ઝાય, કરણ વિનયમાં સર્વ ઉપાય;
અનભિનિવેશી રૂચી જિન આણ, ધરે પંચગુણ એહ પ્રમાણ ॥૨૪૪॥

(૯)

સજ્ઝાયે ધારે વૈરાગ, તપ નિયમાદિક કરણે રાગ;
વિનય પ્રયુંજે ગુણ નિધિ તણો, જેમ મન વાધે આદર ઘણો ॥૨૪૫॥

ભાવાર્થ :- હવે દેશવિરતિધર શ્રાવકનું ત્રીજું લક્ષણ જે વિશિષ્ટ ગુણવંત હોય તેને પાંચ ભેદે કરી જણાવે છે.

જો કે શ્રાવકમાં ધૈર્ય-ઔદાર્ય-ગાંભીર્ય આદિ અનેક ગુણો હોય છે તો પણ લોક વ્યવહારમાં ઉચિત એવા પાંચ ભેદને અત્રે જણાવે છે.

(૧) સજ્ઝાય કરે, એટલે શાસ્ત્ર-પ્રતિ-(વાચના-પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, અને ધર્મ કથારૂપ) એ પાંચ પ્રકારનો સ્વાધ્યાય કરે.

(૨) છ પ્રકારના આવશ્યકાદિ ક્રિયા અનુષ્ઠાનો કરવામાં ઉદ્યમી હોય.

(૩) ગુર્વાદિનો વિનય કરવામાં ઉત્સુકતાવાળો હોય.

(૪) અનભિનિવેશી એટલે કોઈ પણ ધર્મના કામમાં પણ કદાગ્રહી ન હોય.

(૫) શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞા પાળવા પ્રતિ ઉત્કટ રૂચી વાળો હોય.

હવે પૂર્વે જે ગુણવંત શ્રાવકના પાંચ લક્ષણ જણાવ્યા તેને જ કાંઈક હિતાહિત સ્વરૂપ વિશેષથી જણાવે છે.

(૧) સજ્ઝાય કરવાથી વૈરાગ્ય ભાવની વૃદ્ધિ થાય.

(૨) અનુષ્ઠાનો કરવાથી, તપ-નિયમાદિ પ્રત્યે રાગ જાગે.

(૩) વિનયવંત હોય, વિનય કરતાં થકાં જ્ઞાનવૃદ્ધિ પણું પામે.

(૪) કદાગ્રહ ન કરવા થકી ત્રણ શલ્યથી અળગા થવાય જેથી સત્યવચન પ્રતિ આદર જાગે.

(૫) શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞા પાળવાની રૂચી વધતાં થકાં સમ્યક્ત્વ ગુણની પ્રાપ્તિ સહ શુદ્ધિ-વૃદ્ધિ થાય.

(૧૦)

અભિનિવેશી અવિતત્થગણે, ગીતારથ ભાષિત જે સુણે;
સદ્દહણાયે સુણવા ચાહ, સમકિતનો મોટો ઉચ્છાહ. ॥૨૪૬॥

ભાવાર્થ :- સમકિતી આત્મા-અભિનિવેશી ન હોય એટલે દુરાગ્રહી ન હોય તેણે કરી ગીતાર્થ ગુરૂ કહે તેને પ્રમાણ માને, તેમજ ગીતાર્થના, વ્યાખ્યાન સાંભળવાને ખૂબ જ ઉત્સુક હોય.

(૧૧)

અવિતત્થ કથન અવંચક ક્રિયા, પાતિક પ્રકટન મૈત્રી પ્રિયા;
બોધ બીજ સદ્ભાવે સાર, ચાર ભેદ એ ઋજુ વ્યવહાર ॥૨૪૭॥

ભાવાર્થ :- હવે ક્રિયાગત ભાવ શ્રાવકના ચોથા લક્ષણ-રૂપ ઋજુ વ્યવહારના ચાર ભેદ સમજાવે છે.

(૧) અવિતત્થ કથન, યથાર્થ-અવિસંવાદી વચન બોલે પરંતુ બીજાને ઠગવા માટે મીઠા વચનો ન બોલે.

(૨) અવંચક ક્રિયા કરે એટલે પોતાના આત્માને જે ગુણકારી હોય તેવી ઉત્તમ ક્રિયા કરે પરંતુ પોતાનો આત્મા દુઃખી થાય, તેવી સાવદ્ય ક્રિયાઓ કરે નહિ.

(૩) પાતિક પ્રગટન :- એટલે પાપ કરણીને પાપરૂપ જાણી તેથી અળગો રહે, તેમ છતાં જે કોઈ પાપ કરણી પોતાથી થઈ હોય, તો તેનું યથાર્થ-પણે પ્રગટ સ્વરૂપે પ્રાયશ્ચિત્ત કરે.

(૪) જે કોઈ ઉત્તમ યા સમોવડીયા સાથે-મૈત્રી કરે, તે પણ નિષ્કપટ ભાવે કરે, પરંતુ તેમના પ્રતિ મનમાં દુર્ભાવ રાખે નહિ, ઉપર જણાવ્યા મુજબનો જે આચાર, તે ઋજુ વ્યવહાર જાણવો. આથી વિપરીત ભાવે વર્તતો આત્મા સમ્યક્ત્વ ગુણથી ભ્રષ્ટ થાય છે તેમ શાસ્ત્રમાં જણાવેલ છે.

(૧૨)

ગુરૂ સેવી ચઉવિહ સેવના, કારણ સંપાદન ભાવના;
સેવે અવસરે ગુરૂને તેહ, ધ્યાન યોગનો ન કરે છેહ. ॥૨૪૮॥

(૧૩)

તિહાં પ્રવર્તાવે પર-પ્રતે, ગુરૂ ગુણ ભાખે નિજ પર છતે;
સંપાદે ઔષધ (પ્ર)મુખ વલી, ગુરૂભાવે ચાલે અવિચલી. ॥૨૪૯॥

ભાવાર્થ :- હવે ભાવ શ્રાવકનું ક્રિયાગત પાંચમું લક્ષણ તે ગુરૂની શુશ્રૂષા કરે, તેને પણ ચાર ભેદથી જણાવે છે.

(૧) પોતે જાતે ગુરૂની સેવા-ભક્તિ કરે.

(૨) બીજા પાસે ગુરૂની યથાયોગ્ય સેવા-ભક્તિ કરાવે.

(૩) ગુરૂને જરૂરી વસ્તુઓ સંપાદન કરી આપે.

(૪) અવસરોચિત ગુરૂની સેવા-ભક્તિ કરે, કે જેથી સ્વ-પર ઉભય આત્માને આત્મ-વિશુદ્ધિ રૂપ ગુણોની વૃદ્ધિ થાય પરંતુ-આરાધનામાં અંતરાય ભૂત-થાય તેવી સેવા-ભક્તિ કરે નહિ.

હવે વિશેષથી કહે છે કે, ગુરૂના ગુણોનું વર્ણન કરી અન્ય આત્માઓને પણ ગુરૂ સન્મુખ કરી; ધર્મ માર્ગમાં જોડે, તેમજ પોતે-તેમજ જરૂર હોય તો

અન્ય આત્માઓ સાથે ગળીને પણ ગુરૂને ઔષધાદિ પ્રમુખ એટલે સંયમોપકરણની જરૂરીયાત મુજબ તેમને સંપાદન કરી આપે, તેમજ ગુરૂએ બતાવેલા માર્ગે ચાલે, એટલે ગુરૂની આજ્ઞાને, બહુમાને કરી માન્ય કરે.

(૧૪)

સૂત્ર અર્થ ઉસ્સગ્ગવવાય, ભાવે વ્યવહારે સોપાય;
નિપુણ પણું પામ્યો છે જેહ, પ્રવચન દક્ષ કહીજે તેહ. ॥૨૫૦॥

(૧૫)

ઉચિત સૂત્ર ગુરૂ પાસે ભણે, અર્થ સુતીર્થે તેહનો સુણે;
વિષય વિભાગ લહે અવિવાદ, વળી ઉત્સર્ગ તથા અપવાદ. ॥૨૫૧॥

(૧૬)

પક્ષ ભાવ વિધિમાંહે ધરે, દેશ કાળ મુખ જેમ અનુસરે;
જાણે ગીતારથ વ્યવહાર, તેમ સવિ પ્રવચન કુશળ ઉદાર. ॥૨૫૨॥

ભાવાર્થ :- હવે ક્રિયાગત ભાવ શ્રાવકનું છટ્ઠું લક્ષણ તે પ્રવચન દક્ષ, તેને પણ વિસ્તારથી (૬) છ ભેદથી જણાવે છે.

(૧) સૂત્રને વિષે કુશળ એટલે સૂત્રનો જાણકાર હોય.

(૨) અર્થને વિષે કુશળ એટલે સૂત્રના અર્થનો પણ જાણકાર હોય.

(૩) ઉત્સર્ગ સૂત્રને વિષે ઉત્સૂત્ર બુદ્ધિવાળો હોય, એટલે મુખ્ય વિધિ માર્ગ (સામાન્ય સ્વરૂપી)ને મુખ્ય પણે જાણે.

(૪) અપવાદ સૂત્રને વિષે અપવાદ બુદ્ધિવાળો હોય, એટલે કારણીક તેમજ વ્યક્તિ વિશેષે જે સૂત્રને અનુસરવાનું હોય, તેને અપવાદ-વિશેષથી જાણે.

(૫) ભાવ શુદ્ધિનો જાણકાર હોય, એટલે ભાવ શુદ્ધિ તે સાધ્ય ભાવ, અર્થાત્ નિશ્ચય શુદ્ધિમાં યથાર્થ દૃષ્ટિવંત હોય.

(૬) વ્યવહાર શુદ્ધિનો જાણકાર હોય એટલે જે થકી આત્મ શુદ્ધિ થાય, તે વ્યવહારમાર્ગનો શાસ્ત્રાનુસારે વિધિ નિષેધ સ્વરૂપે આદરવા રૂપ વિધિનો જાણનારો હોય.

ઉચિત સૂત્ર એટલે શ્રાવકને યોગ્ય, સૂત્ર-અર્થને સંવિજ્ઞ ગીતાર્થ-ગુરૂ ભગવંત પાસેથી-વિનય-બહુમાન પૂર્વક ભણે, અત્રે ઉચિત સૂત્ર સંબંધે અમારે

જણાવવાનું એ છે, કે, જે થકી મુખ્ય ગુણ જે પ્રવચન દક્ષ પણું કે જેનું સ્વરૂપ ઉપર જણાવ્યું છે તે યથાર્થ રીતે ઘટે, તે સૂત્રો લેવા પરંતુ માયાવી, પાખંડી સાધુઓ કહે તેમ અને તેટલું જ સમજવું, એવો અર્થ કરવો નહિ, કેમકે ઉત્સર્ગ-વિધિ માર્ગને ઉત્સર્ગે આચરવા રૂપ જાણે, તેમજ અપવાદ-વિધિ માર્ગને અપવાદે આચરવા રૂપે જે જાણે છે તેને તો પ્રણિધાન હોઈ શકે છે. પરંતુ જેઓ મતિ કલ્પનાએ મોહ વશથી જે કાંઈ ક્રિયાઓ કરે છે, તેને તો તે ક્રિયા અહિતકારી થાય એમ જાણવું.

ઉત્સર્ગ-અપવાદ માર્ગનો યથાતથ્ય સ્વરૂપે જાણનાર આત્મા, જ્ઞાન થકી સાધ્ય શુદ્ધિ, તેમજ ક્રિયા થકી સાધન શુદ્ધિ ભાવે, યથાયોગ્ય-સાધના કરતો થકો અવશ્ય તે સુ-સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

વળી દેશકાળાનુસારે પ્રાપ્ત છ આવશ્યકની કરણીની વિધિનો પણ યથાર્થ જાણકાર હોય એટલે ગુરૂગમથી-દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવાદિ સાપેક્ષ સમસ્ત વ્યવહારનો જાણકાર હોય, કે જે થકી યથાતથ્ય સ્વરૂપે આવશ્યક આચરવા થકી, આચરણ કરનાર આત્મામાં, અવશ્ય-આત્મિક ગુણોમાં-શુદ્ધિ-વૃદ્ધિ-થતી હોય.

ઉપર જણાવેલા ભાવ શ્રાવકના છએ લક્ષણોને તેના પ્રતિભેદો સહિત શ્રાવકોએ યથાર્થ અવધારવા જરૂરી છે. કેમકે શ્રી જીનેશ્વર ભગવંતોએ આ પ્રમાણે જણાવ્યું છે, એમ આગળની ગાથાથી પ. પૂ. શ્રી. ય. ઉ. જી એ જણાવેલ છે.

(૧૭)

કિરિયાગત એ ષટ્ વિધિ લિંગ, ભાખે તું જીનરાજ અભંગ;
એ વિધિ શ્રાવક જે આચરે, સુખ જશ લીલા તે આદરે. ॥૨૫૩॥

ભાવાર્થ :- શ્રી જીનેશ્વર ભગવંતોએ, આત્માર્થ સાધક દેશવિરતિધર ભાવ શ્રાવકના, કિરિયાગત એટલે સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્ર રૂપ ઉપર જણાવેલા છએ લક્ષણોને, યથાર્થ અવિરુદ્ધ ભાવે જેઓ અનુસરે છે, તે આત્માઓ પોતાના આત્માને વિષે સુખકારી આચરણાએ આચારી હોવાથી પરમ યશની લીલાને પ્રાપ્ત કરવાવાળા થાય છે.

બારમી ઢાળ સમાપ્ત

## ઢાળ-૧૩ મી

(૧)

**ભાવ શ્રાવકના ભાવિયે, હવે સત્તર ભાવગત તેહો રે; નેહોરે-**
**પ્રભુ તુઝ વચને અવિચળ હોજો એ. ॥૨૫૪॥**

**ભાવાર્થ** :- પૂર્વે ભાવ શ્રાવકના ક્રિયાગત છ (૬) લક્ષણ જણાવ્યા, હવે ભાવ શ્રાવકના ભાવગત (૧૭) સત્તર ગુણ જણાવીએ છીએ. જે આત્મામાં શ્રી જીનેશ્વર ભગવંતોએ જણાવેલા ગુણો પ્રતિ આદર ભાવ, તેમજ દોષો પ્રતિ-હેય બુદ્ધિ પ્રવર્તે છે, તે આત્મા હે પ્રભુ ! તારી આજ્ઞા પાળવા થકી અવશ્ય ઉત્તમતા (પ્રવર શ્રદ્ધાને) પામીને, મુક્તિના શાશ્વત સુખને મેળવવાવાળો થાય છે.

(૨)

**ઇત્થી ચંચલ ચિત્તથી, જે વાટ નરકની મોટી રે; ખોટીરે-**
**છાંડે એ ગુણ ધુરે, ગુણો-એ. ॥૨૫૫॥**

**ભાવાર્થ** :- અત્ર ઈત્થી-એટલે ઇચ્છા તે ચંચલતા એવો અર્થ કરવાનો નથી પરંતુ ઈત્થી એટલે સ્ત્રી લેવી. તે કેવી છે-તો કે ચચલ ચિત્તવાળી હોય છે. અનેક વિષય ભોગનું કારણ હોઈ, નરકગતિ-પ્રતિ લઈ જવાવાળી જાણવી, તેથી તેને ખોટી જાણીને, તેનાથી દૂર-અળગો રહે, તે ભાવ શ્રાવકનો ભાવગત પ્રથમ ગુણ કહ્યો.

(૩)

**ઇંદ્રિય ચપલ તુરંગને, જે રુંધે જ્ઞાનની રાશિ રે; પાસે રે-**
**તે બીજો ગુણ શ્રાવક ધરે-એ. ॥૨૫૬॥**

**ભાવાર્થ** :- હવે જે પાંચે ઇંદ્રિયોનાં ત્રેવીશ વિષયો છે, તેના વળી જે (૨૫૨) વિકારો છે, તે વિષય-વિકારો આત્માને-આત્મ ભાવથી (અંતર-વૃત્તિથી) અળગા રાખનારા છે એમ જાણીને, તે વિષયોથી અળગા રહેવા માટે જ્ઞાનરૂપી લગામ (ઘોડાને કાબુમાં રાખનાર)ને ખૂબ જ મજબૂત રીતે ધારણ કરે, કેમકે જો લગામ હાથમાંથી છૂટી જાય તો ઇન્દ્રિયરૂપી ઘોડો ગમે-તેમ પ્રવૃત્તિ કરે, એ માટે વિષયોથી નિવર્તાવે એવા-વિશિષ્ટ અધ્યાત્મ જ્ઞાનને, ધારણ કરે તે બીજો ગુણ જાણવો.

(૪)

ક્લેશ તણું કારણ ઘણું, જે અર્થ અસારજ જાણે રે,-આણેરે;
તે ત્રીજો ગુણ નિજ સંનિધિ એ... ॥૨૫૭॥

ભાવાર્થ :- હવે આ સંસારમાં વિષય-સુખમાં આસક્ત-લોકો, અર્થ તે ધનને એટલે જે થકી વિષય-ભોગો પ્રાપ્ત કરી શકાય તેને મેળવવા માટે અનેક પ્રકારના પાપારંભો-કરતા જ રહે છે. પરંતુ ભાવ-શ્રાવક અર્થને-અનર્થનું મૂળ જાણે, એટલે અર્થ-તે ધનને અનેક પ્રકારના ક્લેશનું કારણ જાણીને, તેના યોગમાં હર્ષિત થાય નહિ-એટલું જ નહિ, પરંતુ તેના પરિગ્રહને પાપ સમજે એ-ત્રીજો ભાવ-ગુણ જાણવો.

(૫)

ભવ વિડંબના ભય-અ-છે, વળી દુઃખ રૂપી દુઃખ હેતો રે;-ચેતો રે-
એમ ચોથો ગુણ અંગી કરે-એ........ ॥૨૫૮॥

ભાવાર્થ :- ભવ એટલે સંસાર કે જેમાં પ્રાણીઓને-અનિચ્છાએ અનિચ્છિત યોનિઓમાં જન્મ-મરણના દુઃખો અવશ્ય ભોગવવા પડતાં જ હોય છે. તેમજ બાહ્ય-સ્થૂલ જીવન તે પણ અનેક પ્રકારના ભય-શોકાદિથી વ્યાપ્ત હોઈ દુઃખમય જ છે, તેમજ વળી તે અનેક પ્રકારના આરંભ-સમારંભે કરી-કર્મબંધથી અવિચ્છિન્ન હોઈ, અનેક-ભવ-પરંપરાને વધારનાર છે એમ જાણીને-ભાવ-શ્રાવકે-સંસારમાં સુખની ભ્રાંતિએ લલચાવું જોઈએ નહિ. પરંતુ ચેતીને નિરંતર તે થકી અળગા થવાનો પરિણામ-એ ચોથો ભાવ-ગુણ જાણવો.

(૬)

ખીણ સુખ વિષય વિષોપમા, એમ જાણી નવી બહુ ઈહેરે;
બીહેરે તેથી પંચમ ગુણ વર્યો એ...॥૨૫૯॥

ભાવાર્થ :- હવે પાંચમો ગુણ તે, ઇંદ્રિયોના-વિષય સુખો તે, પ્રત્યેક આત્માને, શુદ્ધ અનંત પોતાના સહજ આત્મિક સુખથી ભ્રષ્ટ કરનારા હોઈ, તેને વિષ સમાન જાણીને,-તેમજ ક્ષણિક એટલે ક્ષણ માત્ર, સુખનો-આભાસ આપીને,

અનંતકાળ દુઃખ આપનારા છે એમ જાણીને, વિશેષતઃ તેને મેળવવાની કે ભોગવવાની ઇચ્છા માત્ર પણ કરે નહિ, એ રીતે વિષય સુખથી બીહતો રહે એ પાંચમો-ભાવ-ગુણ જાણવો.

(૭)

તીવ્રારંભ તજે સદા, ગુણ છઠ્ઠાનો સંભાગી રે; રાગીરે-
નિરારંભ જનનો ઘણું એ...॥૨૬૦॥

**ભાવાર્થ** :- હવે તીવ્ર આરંભ તે-આકરા કષાયે કરી, ઘણા જીવોને પીડાકારી આરંભો, એટલે મન-વચન-કાળ યોગની જે સાવદ્ય પ્રવૃત્તિ, તેનો ત્યાગી હોય, અને સર્વથા પાપ વ્યાપારનું અનારંભપણું જેમાં છે, એવા છઠ્ઠા ગુણ-સ્થાનકને પ્રાપ્ત કરવાનો અભિલાષી હોય, તે-ભાવ શ્રાવકનો છઠ્ઠો ગુણ જાણવો.

(૮)

માને સત્તમ ગુણ વર્યો, જન પાસ સદૃશ ગૃહવાસો રે;
અભ્યાસો રે-મોહ જીતવાનો કરે એ...॥૨૬૧॥

**ભાવાર્થ** :- હવે સાતમો ગુણ તે-ગૃહસ્થાવાસને, લોકના (સમાજના) બંધનરૂપ જાણીને એટલે, સ્ત્રી-ધન-પુત્ર-પૌત્રાદિ ઉપરના રાગને, બંધનરૂપ જાણીને અને રાગ છે તે દ્વેષનું કારણ છે, એમ જાણીને-રાગ-દ્વેષ રૂપ મોહ જીતવાને, ગૃહસ્થવાસમાં રહ્યો થકો પણ જીનાજ્ઞાનુસારી-ઉદ્યમ કરતો રહે તે સાતમો ગુણ.

(૯)

અટ્ઠમ દંસણ ગુણ ભર્યો, બહુ ભાંતે કરે ગુરૂ ભક્તિ રે;
શક્તિ રે-નિજ સદ્દહણાની ફોરવે એ...॥૨૬૨॥

**ભાવાર્થ** :- હવે આઠમો દર્શન ગુણ એટલે શ્રદ્ધાવંત હોય-તે થકી સુ-દેવ-સુ-ગુરૂ-તેમજ સાધર્મિક બંધુઓની પોતાની શક્તિ અનુસારે-અવશ્ય ભક્તિ કરે, કે, જે-થકી પોતામાં ધર્મની શ્રદ્ધા વિસ્તરે.

(૧૦)

લોક સન્નાહવિ પરિહરે, જાણે ગાડરિઓ પરવાહો રે;
લાહોરે-એમ નવમા ગુણનો સંપજે એ...॥૨૬૩॥

ભાવાર્થ :- હવે ભાવ શ્રાવકમાં ભાવ થકી જે નવમો ગુણ હોય તે જણાવે છે. ભાવ શ્રાવક તો ઘણાં લોકોએ અવિચારી પણે-આચરેલા આચરણોનો, પરિહાર કરનારાવાળો હોય પરંતુ ગાડરીયા પ્રવાહની માફક એટલે ટોળામાં જેમ એક આગળનુ ઘેટું ચાલે છે તેમ આંખો મીંચીને બીજા ઘેટાઓ તેની પાછળ ચાલે છે, તેમ આત્માર્થ-શૂન્ય અવિચારિત કાર્યો કરવાથી-અળગો રહેનારો હોય.

(૧૧)

આગમને આગળ કરે, તે વિણ કુણ મારગ સાખી રે;
ભાખી રે-એમ કિરિયા દશમા ગુણ થકી એ ॥૨૬૪॥

ભાવાર્થ :- આત્માર્થ સાધનતા ભણી જે-જે ક્રિયા કરે તે આગમ વચનને અનુસરીને કરે, એટલે શાસ્ત્રોક્ત વિધિ-પૂર્વક કરે, પરંતુ મતિ-કલ્પિત ભાવે-સ્વચ્છંદાચારે, સશલ્ય ભાવે જે કોઈ ક્રિયાઓ કરાય તેથી આત્મશુદ્ધિ થાય નહિ એમ જાણીને-આગળ શ્રુતને (શાસ્ત્રાજ્ઞાને) અનુસરે, તે દશમો ગુણ જાણવો.

(૧૨)

આપ અબાધાયે કરે, દાનાદિક ચાર શક્તિ રે;
વ્યક્તિ રે-એમ આવે ગુણ ઇગીયારમો એ...॥૨૬૫॥

ભાવાર્થ :- હવે ભાવ શ્રાવકનો ભાવ થકી અગીયારમો ગુણ જણાવે છે. આ ગુણને દાન, શીયળ, તપ, અને ભાવનારૂપ ચારે પ્રકારના ધર્મ પ્રતિ યથા શક્તિએ પ્રવર્તન કરે, પરંતુ શક્તિ ગોપવે નહિ તેમજ શક્તિનું ઉલ્લંઘન કરીને પણ ન કરે એટલે કે પોતાની શક્તિ અનુસારે ચારે પ્રકારના ધર્મ કરવાના ભાવવાળો હોય, તે અગીયારમો ગુણ જાણવો

(૧૩)

ચિંતામણિ સારિખો લહી, નવિ મુગ્ધ હસ્યો પણ લાજે રે;
ગાજે રે-નિજ ધર્મે એ ગુણ બારમો એ....॥૨૬૬॥

ભાવાર્થ :- આત્માર્થ સાધક, ચિંતામણિ રત્ન સરીખો, શ્રી જીનેશ્વર ભગવંતે બતાવેલો ધર્મ કરતાં થકાં-આદરતાં થકાં, કોઈક મિથ્યાત્વી-અજ્ઞાની મૂર્ખ લોકો-તે પ્રતિ હાસ્ય-મજાક યા મશ્કરી કરે-તો પણ, પોતે લજ્જા પામે નહિ, પરંતુ વધુ ઉત્સાહથી પોતાની શ્રદ્ધાને, મજબૂત કરતો થકો, ધર્માચરણને વળગી રહે, તે ભાવ શ્રાવકનો ભાવ થકી બારમો ગુણ જાણવો.

(૧૪)

ધન ભવનાદિક ભાવમાં, જે નવિ રાગી નવિ દ્વેષી રે;
સમપેખીરે-તે વિલસે ગુણ તેરમે એ...॥૨૬૬॥

ભાવાર્થ :- હવે તેરમો અરક્ત-દ્વિષ્ટ, નામનો ગુણ જણાવે છે. આ ગુણવાળો ભાવ-શ્રાવક-ધન-ઘર-વૈભવ પ્રતિ રાગવાળો પણ ન હોય, તેમ તેમાં સ્વ-પર સંબંધે અલ્પાધિક ભાત્રમાં દ્વેષ પણ ન ધરે, પરંતુ બંનેને કર્મ પરિણામ જાણીને, બંનેમાં-અનાકુળ ભાવે, સમ-દષ્ટિ ધારણ કરે, એટલે પોતે બંનેમાંથી કોઈ પણ ભાવ સંબંધે તણાય નહિ.

(૧૫)

રાગ-દ્વેષ મધ્યસ્થનો, સમગુણ ચઉદમે ન બાધે રે;
સાધેરે-તે હઠ છાંડી મારગ ભલો એ ..॥૨૬૮॥

ભાવાર્થ :- હવે ચૌદમો ગુણ તે-મધ્યસ્થ ભાવવાળો હોય એટલે-પોતે જે કાંઈ જાણેલું-અનુભવેલું હોય તેને અન્ય પ્રતિ બળાત્કારે ન પ્રવર્તાવે, તેમજ અન્યના અનનુરૂપ વચનો-અને વર્તનનો પ્રગટભાવે તિરસ્કાર પણ ન કરે પરંતુ પોતે-પોતામાં દઢ રહે, તેમજ વળી અજ્ઞાનીઓના ધર્મ તત્ત્વ સંબંધી અસબંધક ભાવનો, આદર પણ ન કરે, તેમ તિરસ્કાર પણ ન કરે, એ રીતે મધ્યસ્થ ભાવે વર્તે, પણ કદાગ્રહ તેમજ કલેશ-કંકાશ કરે નહિ.

(૧૬)

ક્ષણભંગુરતા ભાવતો, ગુણ પન્નરમે સેવંતો રે;
સંતો રે-ન ધનાદિ સંગતિ કરે એ...॥૨૬૯॥

ભાવાર્થ :- હવે અસંબંધક નામે પંદરમો ગુણ, તે સર્વ ભાવોને ક્ષણ-ભંગુર માનતો થકા, તન-ધન-જીવિતનો આત્મા પ્રતિનો યોગ અનિત્ય છે એમ જાણે-તેથી પર ધનાદિકની સંગતિ કરે નહિ તેમજ પોતે પણ પરિગ્રહ કરે નહિ તે ભાવ શ્રાવકનો પંદરમો ભાવગુણ જાણવો.

(૧૭)

ભાવ વિરતિ સેવે મને, ભોગાદિક પર અનુરોધે રે;
બોધે રે-એમ ઉલ્લસે ગુણ સોલમો એ...॥૨૭૦॥

ભાવાર્થ :- હવે સોલમો ગુણ તે-પરાર્થકામોપભોગી, એટલે પોતે તો વિષય ભોગથી-વિરક્ત હોય, તેમ છતાં અન્યની ઈચ્છા-યા અનુકુળતાને કદાચિત્ આધીન થવાપણું પ્રાપ્ત થતું હોય તો, તેને પણ, અનિચ્છાએ કરીને એટલે-માત્ર દાક્ષિણ્યતાએ ભોગવે, તે ભાવ શ્રાવકનો સોલમો ભાવગુણ જાણવો.

(૧૮)

આજકાલ એ છાંડિશું, એમ વેશ્યાપરે નિઃસનેહોરે;
ગેહોરે-પર-માને-ગુણ સત્તરમે એ...॥૨૭૧॥

ભાવાર્થ :- જેમ વેશ્યા કોઇ પણ પુરુષને પોતાનો જાણતી નથી. પરંતુ ઉપરથી ખોટો સ્નેહ બતાવતી રહે છે તેમ ભાવ શ્રાવક પણ, ઘરવાસને-પર-માને, એટલે ઘર-કુટુંબ-ધન-ધાન્યાદિનો ત્યાગ કરીને, અણગારીપણે (સાધુપણે) વિચરવું ઈચ્છે, તે ભાવ શ્રાવકનો ઘરવાસ છાંડવાનો ભાવ તે સત્તરમો ગુણ જાણવો.

(૧૯)

એ ગુણ વૃંદે જે ભર્યા, તે શ્રાવક કહિયે ભાવે રે;
પાવે રે-સુજશપુર તુજ ભક્તિથી એ...॥૨૭૨॥

ભાવાર્થ : ઉપર જણાવેલ ભાવ શ્રાવકના-ભાવ થકી, સત્તર ગુણો જેને વિષે રહેલા છે, તે ભાવ શ્રાવકને, અસદ્‌ભૂત-વ્યવહાર નયથી તો દ્રવ્ય-સાધુ પણું હોય-જે થકી તેને ભાવ સાધુ પણું પ્રાપ્ત કરવાનો અધિકારી જાણવો, આથી તેને શ્રી જીનાજ્ઞાનુસારે-વર્તવારૂપ ભક્તિથી ઉત્તમ પ્રકારના જશકારી યાને શ્રેયઃકારી અનેક આત્મિક ગુણોની પ્રાપ્તિ થાય છે એમ જાણવું.

હવે ઉપર જણાવેલા ભાવગત સત્તર ગુણવાળો જે ભાવ શ્રાવક હોય, તે સાચું ભાવ સાધુપણું પામે છે, તે માટે હવે-તે ઉત્તમ ભાવ સાધુના સાત (૭) લક્ષણો ચૌદમી ઢાળમાં જણાવે છે.

**તેરમી ઢાળ સમાપ્ત**

## ઢાળ-૧૪ ચૌદમી

(૧)

તે ભાવ સાધુ પણે-લહે, જે ભાવ શ્રાવક સાર;
તેહના લક્ષણ સાત છે, રાવિ જાણે હો, તું-ગુણ ભંડાર
સાહેબજી ! સાચી તાહરી વાણ ॥૨૭૩॥

**ભાવાર્થ :-** શ્રી જીનેશ્વર ભગવતોએ સર્વજ્ઞ-અને સર્વદર્શીપણા વડે, સમસ્ત જગતનું ત્રિકાલિક સંપૂર્ણ સ્વરૂપ-જાણીને, તેમજ દેખીને, તેને જે નિર્વિવાદ સ્વરૂપે પ્રકાશેલું છે, તેને જેઓએ પ્રથમ સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત કરીને, નિર્વિવાદ સ્વરૂપે સત્ય કરી જાણ્યું છે, અને તે થકી જેમનામાં પૂર્વે જણાવેલ ભાવ શ્રાવકના ગુણોથી, અધિક ભાવ સાધુપણાના નીચે મુજબના (૭) સાત લક્ષણો પ્રગટેલા જણાય તેવા ઉત્તમ સાધુઓની જીન વચનને સત્ય માનનારા આત્માર્થી આત્માઓએ શ્રદ્ધા સહ-સંગત કરવી જોઇએ. તે માટે અત્રે તેનું કિંચિત્ સ્વરૂપ વિસ્તારથી સમજાવવામાં આવે છે.

(૨)

કિરિયા મારગ અનુસારણી, શ્રદ્ધા પ્રવર અવિવાદ;
ઋજુ ભાવે પન્નવણિજ્જતા, કિરિયામાં હો, નિત્યે અપ્રમાદ.
સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૭૪॥

(૩)

નિજ શક્તિ સારૂ કાજનો, આરંભ ગુણ અનુરાગ;
આરાધના ગુરૂ આણની, જેહથી લહિયે હો, ભવજલ તાગ.
સાહેબજી ! સાચી તાહરી વાણ ॥૨૭૫॥

**ભાવાર્થ :-** હવે ભાવ-શ્રાવકમાં પૂર્વે જણાવેલ ગુણોથી અધિક જે ભાવ સાધુના સાત (૭) લક્ષણો હોય, તેનું સ્વરૂપ શાસ્ત્રાનુસારે જણાવે છે.

(૧) સર્વ અનુષ્ઠાનો. (ધર્મ-પુરૂષાર્થ-તેમજ મોક્ષ પુરૂષાર્થ) સુવિહિત પરંપરાએ પ્રાપ્ત, માર્ગને અનુસારે કરે, એટલે શ્રી જીનેશ્વર ભગવતે મોક્ષાર્થી આત્માઓ માટે પ્રવર્તાવેલ જે માર્ગ, તેને-અનુસરવાવાળો એવો જે શ્રી ચતુર્વિધ સંઘ (સાધુ-સાધ્વી શ્રાવક-શ્રાવિકા) તેને અનુસારે, એટલે, તે થકી અવિસંવાદી ભાવે, પોતે-પોતાના તેમજ અન્યોના આત્મ હિતાર્થે પ્રવર્તે, પરંતુ તેનાથી

વિપરીત પણે ન પ્રવર્તે, એટલે-સ્વચ્છંદાચારે અથવા તો શૂન્ય-મનસ્કભાવે, તેમજ ગતાનુગતિકતાએ પણ ન પ્રવર્તે તેને માર્ગાનુસારી પ્રવર્તન જાણવું.

આ સંબંધે પ. પૂ. શ્રી ય. ઉ. જીએ પોતે જણાવેલ છે કે—

"મારગ અનુસારી ક્રિયા, છેદે સો મતિહીન;
કપટ ક્રિયા બળ જગ ઠગે, સો ભી ભવજલ મીન"

(૨) પ્રવર શ્રદ્ધા એટલે અવિચળ શ્રદ્ધા :-તે શ્રી જીનેશ્વર ભગવતોએ જે મોક્ષ-માર્ગ બતાવેલો છે તેમજ પ્રવર્તાવેલો છે, તે-પ્રતિ પૂર્ણ શ્રદ્ધા રૂચી વાળો હોય.

**(૩) ઋજુ સ્વભાવી એટલે પન્નવણિજ્જ સ્વભાવવાળો હોય:- તે આત્મા સરળ સ્વભાવતાના લક્ષણે કરી યુક્ત હોય, તેથી કદાગ્રહી ન હોવાને લીધે, આત્મ-હિતકારી ભાવો-પ્રતિ, સુખે બોધ પામવાવાળો તેમજ નિષ્કપટ ભાવે અનુસરવાવાળો હોય.**

(૪) અપ્રમાદી હોય, એટલે જે-કોઇ ધર્માનુષ્ઠાન કરે, તે સંબંધે, શાસ્ત્રાજ્ઞાનુસારે-વિધિ-નિષેધ ઉભયને, યથાર્થ સ્વરૂપે અનુસરવાવાળો હોય, એટલે કેવળ એકાંતે વિધિને અનુસરવાવાળો, તેમજ એકાંતે કેવળ નિષેધ સ્વરૂપનો ત્યાગ કરવાવાળો ન હોય.

(૫) નિજ શક્તિ અનુસારે-ધર્માનુષ્ઠાનમાં આરંભી હોય એટલે પ્રવર્તનકારી હોય, અન્યથા કોઇપણ ધર્માનુષ્ઠાનમાં ખેદાદિ-દોષો-પ્રવર્તે છતે તેથી કલ્યાણ સધાતું નથી.

(૬) પોતે જે કોઈપણ ધર્માનુષ્ઠાનમાં પ્રવર્તન કરે, તેમાં પોતે પોતાના આત્માનું હિત સાધવા માટે, પોતે તેમ કરી રહ્યો છે, એવા અનુરાગે કરી શુદ્ધ ઉપયોગ પૂર્વક પ્રવર્તે.

(૭) જે કોઈ ધર્માનુષ્ઠાન કરે, તે તેના જાણકાર, તેમજ સિદ્ધ-પુરૂષની (ગુરૂની) આજ્ઞાએ કરે, પરંતુ કેવળ પોતાની મતિ કલ્પનાનુસારે ન કરે.

(૪)

**માર્ગ સમયની થિતિ તથા, સંવિજ્ઞ બુધની નીતિ;
એ દોઈ અનુસારે ક્રિયા, જે પાળે હો, તે ન લહે ભીતિ...
સાહેબજી ! સાચી તાહરી વાણ. ॥૨૭૬॥**

**ભાવાર્થ** :- હવે પૂર્વે જણાવેલ ભાવ સાધુના સાત લક્ષણ-માહેનું પ્રથમ લક્ષણ-જે માર્ગને અનુસારિણી ક્રિયા કરનારો હોય, તેને કાંઈક વિસ્તારથી સમજાવે છે. માર્ગ સમયની થિતિ, એટલે હાલમાં પણ સમય એટલે શાસ્ત્ર-સિદ્ધાંત તે શ્રી જીનાગમને વિષે જણાવેલા જે પાંચ પ્રકારના વ્યવહાર છે, તેને સંવિજ્ઞ-ગીતાર્થ-ગુરૂભગવંતોએ પરસ્પર અવિરૂદ્ધ ભાવે અર્થાત્ પરસ્પર અનિષિદ્ધ ભાવે જે-જે રીતે-નીતિએ પૂર્વે આચરેલ હોય, તેમજ હાલમાં પણ જે ઉત્તમ સંવિજ્ઞ ગીતાર્થ ગુરૂભગવતો પ્રથમ શાસ્ત્રાજ્ઞાને મુખ્ય પણે આગળ રાખીને, તેમજ ઉપર જણાવેલ રીતિ-નીતિ અનુસારે, પૂર્વાચાર્યોએ આચરેલ આચરણ તે પ્રતિ પણ અવિરૂદ્ધ ભાવે જે-જે કોઇ ધર્મ પુરૂષાર્થ-યા મોક્ષ-પુરુષાર્થ કરે છે, તેને અનુસરવું તે-માર્ગાનુ-સારિણી ક્રિયા જાણવી. અન્યથા અસંવિજ્ઞ-અગીતાર્થોએ આગમ-વિરૂદ્ધ-અવિચારી પણે જે-જે આચરણ કર્યું હોય તેમજ હાલમાં કરતાં હોય તેમાં ધર્મબુદ્ધિ સ્થાપવી જોઇએ નહિ.

હવે શ્રી જીનાગમને વિષે જે પાંચ પ્રકારના વ્યવહાર જણાવેલા છે તેનું કિંચિત્ સ્વરૂપ જણાવીએ છીએ.

(૧) **આગમ વ્યવહાર** :-એટલે આપ્ત પુરૂષના વચનને અનુસરીને, જે કોઈ ધર્મ-પ્રવૃત્તિ કરવી તે, અત્રે આપ્ત પુરૂષમાં શ્રી કેવળી ભગવંતો-તેમજ અતીંદ્રિય જ્ઞાની તે અવધિજ્ઞાની આદિ લેવા પરંતુ-કેવળ-વૈરાગી યા કેવળ બહુશ્રુત કે ક્રિ-ઓને લેવા નહિ.

(૨) **શ્રુત વ્યવહાર** :-એટલે અતીંદ્રિયજ્ઞાની ગુરૂભગવતોના વિરહ કાળે, શ્રી ગણધર ભગવંત રચિત-સૂત્રો તેમ જ તેને અનુસારે, પૂર્વાચાર્યોએ રચેલા ગ્રંથોને અનુસારે એટલે અવિરૂદ્ધ ભાવે, પ્રવર્તન કરવું તે શ્રુત વ્યવહાર જાણવો.

(૩) **આજ્ઞા વ્યવહાર** :-એટલે જેઓએ પૂર્વાચાર્યો રચિત-સૂત્ર-સિદ્ધાંતનો યથાર્થ-અવિરૂદ્ધ બોધ પોતે પ્રાપ્ત નથી કર્યો પરંતુ જેમણે સિદ્ધાંતનો સાર જાણ્યો છે તેવા આત્માઓની આજ્ઞાએ (નિશ્રાએ) યથાર્થ-અવિરૂદ્ધ પણે જે પ્રવર્તન કરે છે, તેને-આજ્ઞા-વ્યવહાર જાણવો.

(૪) **ધારણા વ્યવહાર** :-જે કાળે જે ક્ષેત્રે ગુરૂ આજ્ઞાની (નિશ્રાની) જોગવાઈ ન હોય ત્યારે પૂર્વે પોતે આજ્ઞા-વ્યવહારી પણે જે-જે પ્રમાણે ગુરૂ-આજ્ઞાએ

પ્રવર્તન કર્યું હોય, તેની-ધારણાએ કરીને, અવિરૂદ્ધ ભાવે એટલે કે આજ્ઞાકારીત્વને અવિરૂદ્ધ ભાવે અનુસરવું તેને ધારણ-વ્યવહાર જાણવો.

(૫) જીત વ્યવહાર :-સર્વ પ્રકારના વ્યવહારનું મુખ્ય પ્રયોજન જૈન શાસ્ત્રમાં રાગ-દ્વેષનો ક્ષય કરવો તે કહ્યું છે. તેથી જે-જે માર્ગે-રાગદ્વેષનો ક્ષય કરાય એટલે-મુખ્ય પણે જે થકી પોતાના અંતરંગ કર્મ શત્રુઓ જીતાય તેને જીત વ્યવહાર જાણવો.

ઉપર જણાવેલ પાંચે વ્યવહારને જેઓ કથંચિત્ ભિન્ના ભિન્ન જાણીને તેને યથાયોગ્ય અનુસરે છે, તેઓને સંવિજ્ઞ પાક્ષિક સાચા ગીતાર્થ મુમુક્ષુઓ (મોક્ષાર્થી) આત્માઓ જાણવા. અન્યથા શાસ્ત્રાનુસારિતાના ઓઠા નીચે માયાવી સ્વચ્છંદાચારી પાખંડીઓના પાશમાં પડવાથી તો અવશ્ય રાગદ્વેષની વૃદ્ધિ થાય છે તેમજ કલેશ-કંકાશની પણ પ્રગટ ભાવે વૃદ્ધિ જ થતી હોય છે.

(૫)

સૂત્રે ભણ્યું પણ અન્યથા, જુદું જ બહુગુણ જાણ;
સંવિજ્ઞ વિબુધે આચર્યું, કોઈ દિસે હો, કાલાદિ પ્રમાણ...
સાહેબજી ! સાચી-તાહરી વાણ. ॥૨૭૭॥

(૬)

કલ્પનું ધરવું ઝોલિકા, ભાજને દવરક દાન,
તિથિ પજુસણની પાલટી, ભોજન વિધિ હો, ઇત્યાદિ પ્રમાણ.
સાહેબજી ! સાચી-તાહરી વાણ. ॥૨૭૮॥

ભાવાર્થ :-સૂત્રોમાં સાધુઓને, આચરવા યોગ્ય જે-જે બાહ્ય સ્થૂલ આચાર બતાવેલો છે તેમાં કાળક્રમે પૂર્વે-મહાપુરુષો વડે-કારણ વિશેષે આરાધનાને સ્થિર રાખવા માટે સાધુત્વને પોષક, જે-જે કાંઈ સ્થુલ ફેરફારો કરવા સહિતનું આચરણ કરવામાં આવ્યું હોય છે, તેમાં સૂત્રાનુસારિતા ન દેખાતી હોય તો પણ તે-પ્રતિ અરૂચી કારી દ્વેષ ભાવ ધરવો, તે યોગ્ય નથી.

આ સંબંધે પ્રથમ તો આજે જે કાંઇ ફેરફારો જણાય છે, તે સંબંધી કેટલાક અત્રે જણાવાય છે. ગોચરી જતાં, પાત્ર વિશેષમાં, તેને દોરી બાંધવા સંબંધે તેને ઝોળીમાં રાખવા રૂપે-કપડું ઢાંકવારૂપે, તેમજ ગોચરી જવા-આવવા સંબંધે, તેમજ માંડલીના વ્યવહાર સંબંધે તેમજ વસ્ત્રાદિ રાખવા સંબધે, તેમજ ઉપકરણાદિ

રાખવા સબંધે, તેમજ પર્યુષણાની, પાંચમની-સંવત્સરીને ચોથની કરી, તેમજ પુનમના પ્રતિક્રમણને, ચૌદશે કરવામાં આવે છે-તે, તેમજ સૂત્ર-અર્થને ભણવા સંબંધે, પદવી આપવા સબંધી, ઇત્યાદિ-અનેક ફેરફારો વાળો વ્યવહાર જે આજે પ્રગટ જોવાય છે તેમાં પણ મુખ્ય પણે તો મહાવ્રતોનું રક્ષણ, તેમજ પાલન કરવાપણાની (દ્રવ્ય-ક્ષેત્ર-કાળાદિ ભાવે) ભાવના રહેલી હોય છે, કારણ કે તે થકી સાધુતામાં સ્થિરતા પ્રાપ્ત થતી હોય છે, આથી જ તો, તે-વ્યવહારને-ઉત્તમ આત્માઓએ નિઃસંદેહ યોગ્ય જાણવો-તે યોગ્ય છે. અન્યથા સંયમના નામે પ્રમાદ પોષક આચારને, યોગ્ય જાણવો જોઇએ નહિ.

(૭)

**વ્યવહાર પાંચે ભાખીયા, અનુક્રમે જેહ પ્રધાન;**
**આજ તો તેમાં જીત છે, તે તજીયે હો, કેમ વગર નિદાન ...**
**સાહેબજી ! સાચી-તાહરી વાણ. ॥૨૭૯॥**

**ભાવાર્થ** :-પૂર્વે શાસ્ત્રાનુસારિતાએ જે પાંચ પ્રકારના વ્યવહારનું સ્વરૂપ જણાવ્યું છે તેમાં પૂર્વ-પૂર્વનો વ્યવહાર અનુક્રમે પ્રધાન એટલે ઇષ્ટ જાણવો, પરંતુ આજે એટલે આજના કાળમાં પ્રધાનપણે એટલે બહુલતાએ સાધુઓને પ્રથમના ચાર પ્રકારના વ્યવહારની યથાતથ્ય જોગવાઇની પ્રાપ્તિ મુશ્કેલ હોઇ કોઇપણ સાધુએ છેલ્લા-જીતવ્યવહારને તો છાંડવો જોઇએ નહિ. એટલું જ નહિ પરંતુ તે સાથે ઉપરના ચારે વ્યવહારને પણ યથાયોગ્ય ભાવે અનુસરવું જોઇએ. અન્યથા આજે જેઓ સ્વમતિ-કલ્પિત ભાવે એકાંતે એકલા જીત વ્યવહારને જ પ્રમાણતા આપી શાસ્ત્ર વિરૂદ્ધ યાતો "અંધોઅંધ પુલાયના ન્યાયે" પ્રવર્તન કરે છે તેવા સાધુઓને શાસ્ત્રોમાં, પાસત્થા-કુશીલીયા ગણાવવા સાથે તેઓને અવંદનીક કહ્યા છે.

(૮)

**શ્રાવક મમત્ત્વ અશુદ્ધવસી, ઉપકરણ વસતિ આહાર;**
**સુખશીલ જે જન આચરે, નવિ ધરિયે હો, તે ચિત્ત લગાર.**
**સાહેબજી ! સાચી-તાહરી વાણ. ॥૨૮૦॥**

**ભાવાર્થ** :-પૂર્વે જે પૂર્વાચાર્યોએ, શુદ્ધ સંવેગી ભાવની રક્ષા અર્થે કરેલા દ્રવ્યાદિ સાપેક્ષ ફેરફારોને અવલંબીને, કેટલાક પાસત્થા-કુશીલીયા-કુગુરૂઓએ પોતાના મતિ-કલ્પિત ભાવે-પોત-પોતાને ઇષ્ટ શાતાગારવ, રસગારવ, તેમજ રિદ્ધિ ગારવતાને

પુષ્ટિ આપવા જે-જે શાસ્ત્રાજ્ઞા વિરૂદ્ધ વર્તન કરેલ છે, અને આજે પણ વિવિધ સ્વરૂપે કરી રહ્યા છે, તેઓનું સ્વરૂપ પણ આ સાથે જણાવવામાં આવે છે. પ્રથમ તો તેઓ સૌ પોત-પોતાના દૃષ્ટિ રાગી શ્રાવકોમાં-મમત્વ ભાવને પુષ્ટિ આપવામાં વિશેષ પ્રકારે ઉદ્યમ કરતાં હોય છે. આથી વળી તેઓને ઉપકરણના બહાના નીચે, અનેકવિધ-પરિગ્રહ રાખવો સુલભ બનતો હોય છે. તેમજ વળી તે માટે વસતિનો પણ પરિગ્રહ ધારણ કરતાં હોય છે. એટલે પોત-પોતાના શ્રાવકોના તેમજ ઉપાશ્રયોના પ્રતિબંધવાળા હોય છે. તેમજ આથી વળી આહાર-એટલે ગોચરી પ્રાપ્ત કરવા માટેની જે શાસ્ત્રાજ્ઞા છે, તેનો તો, તેઓ મૂળથી જ ઘાત કરતાં થકાં, કાળાદિ ભાવોને આગળ કરીને પ્રગટપણે ત્રીજા મહાવ્રતનો ભંગ કરતાં હોય છે. ત્રીજા મહાવ્રત સંબંધે સાધુઓને તો ચારે અદત્ત ટાળવાનાં હોય છે. ખરેખર તો ઉત્તમ સાધુઓએ આહાર સંબંધે જે લોકોક્તિ છે એટલે કે "અન્ન એવું મન, મન એવી મતિ, અને મતિ એવી ગતિ, તેને પણ અવશ્ય ધ્યાનમાં રાખવી જરૂરી છે.

આથી સ્પષ્ટ સમજવું કે જે કોઇ સાધુઓ ઉત્સર્ગ-અપવાદ સાપેક્ષ શાસ્ત્રાજ્ઞાને અવગણીને પોત-પોતાને મનફાવતી રીતે (સુખશીલ પણે) સાધુપણું પાળવામાં સાવધાન (માયાવી) હોય છે. તેઓને શાસ્ત્રોમાં પાપશ્રમણો કહેલા છે, તેથી તેઓની સેવા-ભક્તિ કરવાથી જો તીર્થનો એટલે શ્રી જીનેશ્વર ભગવંતે ભાખેલા સાચા મોક્ષ માર્ગનો ઉચ્છેદ થતો હોય તો પણ શું તે પાપશ્રમણના પાપાચારના પાપમાં ભાગીદાર બનવાનું ઉત્તમ આત્માર્થી આત્માને ઇષ્ટ હોઈ શકે? નહિ જ. તે માટે પૂર્વે જણાવ્યા મુજબ-શાસ્ત્રાજ્ઞા અને સુવિહિત પરંપરાને અવિરૂદ્ધ ભાવે અનુસરે તેને ભાવ સાધુનાં પ્રથમ લક્ષણ રૂપ માર્ગાનુસારી ક્રિયાવાળો જાણવો.

(૯)

વિધિ સેવના અવિતૃપ્તિ શુભ, દેશના ખલિત વિશુદ્ધિ;
શ્રદ્ધા ધર્મ ઇચ્છા ઘણી, ચઉભેદે હો, એમ જાણે સુબુદ્ધિ
સાહેબજી ! સાચી તાહરી વાણ. ।।૨૮૧।।

(૧૦)

દઢ રાગ છે શુભ ભોજયમાં, જેમ સેવંતાયે-વિરૂદ્ધ;
આપદામાં તે-છે જાણને, તેમ મુનિને હો, ચરણે તે શુદ્ધ.
સાહેબજી ! સાચી તાહરી વાણ ।।૨૮૨।।

**ભાવાર્થ :-** હવે ભાવ સાધુનું બીજું લક્ષણ તે, શ્રદ્ધા-પ્રવર. તેના ચારે ભેદે કરી શુદ્ધતા ધરે, તેમાં પ્રથમ (૧) વિધિ સેવના (૨) અવિતૃપ્તિ (૩) શુભદેશના (૪) ખલિત-વિશુદ્ધિ. એ ચારે ભેદે યુક્ત શ્રદ્ધા રૂચી તેને ચતુર એટલે ઉત્તમ આત્માર્થીઓ ભાવ સાધુનું બીજું શ્રદ્ધા-પ્રવર રૂપ લક્ષણ જાણે છે.

હવે ભાવ સાધુને તે પ્રવર-શ્રદ્ધા નામના બીજા લક્ષણમાંહે તો જ પ્રથમ ભેદ-તે વિધિ સેવના એટલે તમામ ધર્મ કરણી તે સમસ્ત પંચાચારની પ્રવૃત્તિ વિધિએ કરીને એટલે (૩૯) આચારે કરી, પરિશુદ્ધ પણે કરવાની ઈચ્છાવાળો હોય પરંતુ દ્રવ્ય-ક્ષેત્ર-કાળાદિ ભાવે કંઇક અશુદ્ધ એટલે અતિચાર સહિત કરાતી હોય તો-પણ, તે-તે અતિચારોને દૂર કરવાની વૃત્તિવાળો હોય, અને યથાશક્તિ અતિચારો ટાળતો-રહેતો હોય તો તેને ભાવથી વિધિ સેવના કરવાવાળો જાણવો, દષ્ટાંત તરીકે જેમ કોઇ ઉત્તમ સંસારી આત્માને પ્રથમથી જ ઉત્તમ ભોજનમાં જ પ્રીતિ હોય છે, તેમ છતાં કોઈક અવસરે જેવું-તેવું અરૂચીકર ભોજન કરવું પડે તો-કરે ખરો, પરંતુ તેની ઇચ્છા તો ઉત્તમ ભોજનની જ હોય છે તેમ શ્રદ્ધા-પ્રવર થકી ભાવ સાધુ-સર્વધર્મ ક્રિયાઓ વિધિ પૂર્વક કરવાની ઇચ્છાવાળો હોય.

(૧૧)

**જેમ તૃપ્તિ જગ પામે નહિ, ધન હીન લેતો રત્ન;**
**તપ-વિનય વૈયાવચ્ચ પ્રમુખ, તેમ કરતો હો, મુનિવર બહુયત્ન.**
**સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૮૩॥**

**ભાવાર્થ :-** જેમ સંસારી આત્માઓ ભોગ સુખના કારણભૂત ધનને (રત્નાદિકને) મેળવતા થકા તૃપ્તિ એટલે સંતોષ પામતા નથી તેમ ભાવ સાધુના શ્રદ્ધા-પ્રવર લક્ષણના બીજા ભેદરૂપ, અવિતૃપ્તિમાં વર્તતો ભાવ સાધુ પણ, તપ-વિનય-વૈયાવચ્ચાદિમાં અવિરતપણે પ્રવર્તન કરતો હોય છે.

(૧૨)

**ગુરૂની અનુજ્ઞા લેઈને, જાણતો પાત્ર કુપાત્ર;**
**તેમ દેશના શુદ્ધિ દિએ, જેમ દીપે હો, નિજ સંયમ ગાત્ર.**
**સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૮૪॥**

**ભાવાર્થ :-** હવે શુદ્ધ દેશના નામના ત્રીજા ભેદનું સ્વરૂપ જણાવે છે. પ્રથમ તો પોતાના ગુરૂની આજ્ઞા લેઈને, અન્ય આત્માર્થી આત્માઓને ધર્મદેશના

આપે, તે પણ શ્રોતાઓને તેમજ શાસ્ત્રાર્થને-યથાર્થપણે હૃદયમાં અવલંબીને આપે, એટલે કે સ્વ-પર ઉભય આત્માનું હિત સધાય તેવી દેશના આપે એટલે કે મુખ્યપણે તો, તે-પોતાને સ્વ સ્વરૂપની શોધક અને અન્ય આત્માઓને તત્ત્વ બોધક બને, તેવી હોવી જોઇએ. પરંતુ વિષયકષાયને ઉદ્દીપન કરનારી ન હોય, તેને ભાવ સાધુના પ્રવર શ્રદ્ધા નામના બીજા લક્ષણ માંહેલો ત્રીજો ભેદ તે શુભ દેશના જાણવો. ધર્મ દેશનાના ચાર પ્રકારો છે. (૧) આક્ષેપિણી (૨) વિક્ષેપિણી (૩) સંવેગિની અને (૪) નિર્વેદિની. આ ચારે પ્રકારની ધર્મદેશના સૂત્રાર્થના જાણકાર ગીતાર્થ-ગુરૂભગવંતો આપવા સમર્થ હોય છે **"અનુયોગકૃત આચાર્ય:"** એ સૂત્રથી-અ-યથા વ્યાખ્યાનના બહાને-વખાણ (સ્વસંબંધે) પ્રશસ્તી તેમજ પર-પ્રત્યયિક ભાવે કેવળ વિરોધ પ્રગટ કરાતો હોય છે.

(૧૩)

જે કદાચિત લાગે વ્રતે, અતિચાર પંક કલંક;
આલોયણે તે શોધતાં, મુનિ ધરે હો, શ્રદ્ધા નિઃશંક.
સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૮૫॥

ભાવાર્થ:- હવે ભાવ સાધુના બીજા લક્ષણ રૂપ પ્રવર શ્રદ્ધાના, ચોથા ભેદનું સ્વરૂપ જણાવે છે. આ ચોથો ભેદ શાસ્ત્રમાં "સ્ખલિત-પરિશુદ્ધિ" નામે જણાવેલ છે. એટલે પોતે જીનાજ્ઞા વિરૂદ્ધ-જે-જે પ્રવર્તન કર્યું હોય, એટલે કે પોતે જે-જે વ્રત નિયમો લીધા હોય તેનું યથાર્થ પાલન કરવા સંબંધે જે-જે અતિચારો રૂપ કાદવ વડે, પોતાનો આત્મા ખરડાયેલો હોય, તેને સૌ પ્રથમ દૂર કરે, કે જે થકી આત્મ ભાવમાં નિઃશંકતા પ્રાપ્ત થવા વડે, આત્મ વિશુદ્ધિના માર્ગે-આગળ વધી શકાય. અન્યથા આત્મ મલિનતાએ, આત્મશુદ્ધિ થઇ શકે નહિ, એમ જાણીને ભાવ સાધુ શ્રદ્ધા પ્રવર નામના બીજા લક્ષણનો ચોથો ભેદ, તે ખલિત-વિશુદ્ધિને ધારણ કરે.

(૧૪)

શ્રદ્ધા થકી જે સર્વ લહે, ગંભીર આગમ ભાવ;
ગુરૂ વચને પન્નવણિજ્જ તે, આરાધક હો, હોવે સરળ સ્વભાવ.
સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૮૬॥

ભાવાર્થ :- હવે ભાવ સાધુનુ ત્રીજું લક્ષણ તે પન્નવણિજ્જ સ્વભાવ વાળો હોય એટલે પ્રથમ તો તે ત્રણ શલ્ય રહિત હોવા થકી, સરળ સ્વભાવવાળો હોય, તેમજ પૂર્વે જણાવેલ શ્રદ્ધા-પ્રવરાદિ ભાવ સાધુના લક્ષણના ગુણે કરી સહિત હોય, તેથી તે આગમ તે-શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ મોક્ષ માર્ગને (સ્યાદ્-વાદથી) યથાર્થ અવિરૂદ્ધ ભાવે જાણનારાળો હોય તેમજ યથાશક્તિ આરાધના કરવા પૂર્વક પ્રરૂપણા એટલે ધર્મ-દેશના પણ શુદ્ધ સરળ ભાવે એટલે માયા કપટ રહિતપણે આપવાવાળો હોય, આ પ્રમાણે પન્નવણિજ્જ એટલે ઋજુ-સરળ સ્વભાવી હોય, તે કદાપી કદાગ્રહી તેમજ દુરાગ્રહી ન હોય આથી તેને ભાવ સાધુના ત્રીજા પન્નવણિજજ લક્ષણવાળો જાણવો.

(૧૫)

ષટ્કાય ઘાત પ્રમત્તને, પડિલેહણાદિક યોગ;
જાણી પ્રમાદી નવી હોવે, કિરિયામાં હો, મુનિ શુભ સંયોગ.
સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૮૭॥

ભાવાર્થ :- હવે ભાવ સાધુનું ચોથું લક્ષણ તે-ક્રિયામાં અપ્રમાદી હોય, એટલે પડિલેહણાદિક ક્રિયાનો કરનાર પણ, જો-તે, પ્રમાદ સહિત કરે તો, તેને છએ કાયની વિરાધના લાગે છે એમ શ્રી જીનેશ્વર ભગવંતોએ કહેલું છે, તેથી-ઉપયોગ પૂર્વક વિધિ-સહિત તમામ-ક્રિયાઓ કરે, પરંતુ અનાભોગ પણે અથવા તો વેઠની માફક ન કરે

(૧૬)

જેમ ગુરૂ આર્ય મહાગિરિ, તેમ ઉજમે (ઉદ્યમે) બળવંત;
બળ અવિષય નવી ઉજમે, શિવભૂતિ હો, જેમ ગુરૂહીલંત.
સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૮૮॥

ભાવાર્થ :- હવે ભાવ સાધુનું પાંચમું લક્ષણ તે પોતાની શક્તિ અનુસારે-વિશેષ ઉદ્યમે કરી આત્મ વિશુદ્ધિ સાધે, પરંતુ જો શક્તિને ઉલ્લંઘન કરીને વિશેષે કરીને સાધના કરવા જાય તો, તેને જીનાજ્ઞાથી નષ્ટ-ભ્રષ્ટ થવાપણું પ્રાપ્ત થાય છે. આ માટે શાસ્ત્રમાં સ્થવિર આર્યમહાગિરિજીના વિશેષ ઉદ્યમને વખાણેલ છે. જ્યારે શિવભૂતિના શક્તિનું ઉલ્લંઘન કરીને કરાયેલા ઉદ્યમ વડે, તેને ગુરૂની હિલના કરી દિગંબર-ભાવનો આગ્રહ કરીને નિન્હવપણું પ્રાપ્ત કરેલ છે એમ જણાવેલ છે.

(૧૭)

ગુણવંતની સંગતિ કરે, ચિત્ત ધરત ગુણ અનુરાગ;
ગુણ લેશ પણ પરનો થુણે, નિજ દેખે હો, અવગુણ ત્રડભાગ.
સાહેબજી ! સાચી-તારી વાણ ॥૨૮૯॥

ભાવાર્થ :- હવે ભાવ સાધુનું છઠ્ઠું લક્ષણ તે શુદ્ધ આત્મિક ગુણોનો પક્ષપાતિ હોય, શાસ્ત્રમાં સાધુના લક્ષણમાં જે ચરણસિત્તરી તેમજ કરણસિત્તરીના ૭૦ + ૭૦ સિત્તેર-સિત્તેર ગુણો બતાવેલા છે. તેમાંથી જે-જે કોઈ ગુણોની વિશુદ્ધિ જે-જે સાધુમાં વિશેષપણે દેખાય, તે ભાવે તેની સોબત કરે, અને તેનો વિનય-ભક્તિ-બહુમાને કરી આદર-સત્કાર કરે, અને પોતાને વિશિષ્ટ ગુણ રહિત જાણતો થકો, ગુણીજનો પ્રતિ લઘુ ભાવે વર્તતો, થકો પોતાના સમસ્ત-તિરોભાવથી ગુણોને આવિર્ભાવે-પ્રાપ્ત કરવાવાળો થાય, અન્યથા અહંકાર ધરે તો, પ્રાપ્ત ગુણથી પણ નષ્ટ-ભ્રષ્ટ થાય.

(૧૮)

ગુરૂ ચરણ સેવારત્ત હોઈ, આરાધતો ગુરૂ આણ;
આચાર સર્વના મૂળ ગુરૂ, તે જાણે હો. ચતુર સુજાણ.
સાહેબજી । સાચી-તાહરી વાણ ॥૨૯૦॥

ભાવાર્થ :- હવે ભાવ સાધુનું સાત (૭)મું લક્ષણ જણાવે છે.

જેમણે પૂર્વે-ગુરૂ સેવા કરીને, વિશિષ્ટ ગુણો પ્રાપ્ત કરીને-ગુરૂતા પ્રાપ્ત કરી છે, એટલે જેઓ અનેક ક્ષમાદિ-શુદ્ધ આત્મિક ગુણોની ખાણ સરીખા છે તેવા ઉત્તમ ગુરૂની-સેવા કરે, કેમકે, સર્વ આચાર તે પંચાચાર-તે પાળવા-પળાવવા સંબંધી જેઓ નિપુણ ઉદ્યમવંત હોય છે, તેઓ થકી અનેક આત્માઓ-પંચાચારનું પાલન કરવા થકી આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર, તપ અને વીર્ય ગુણોને આવિર્ભાવે પ્રાપ્ત કરવાવાળા થાય છે અને તે થકી સમ્યગ્ ભાવે કરી આત્મ-શુદ્ધિ કરી મોક્ષ-પદને પ્રાપ્ત કરવાવાળા થયા છે, થાય છે અને થશે એમ જાણવું. આ માટે મોક્ષાર્થી આત્માઓએ એ ગુણ પ્રાપ્તિ માટે સમ્યગ્ ભાવે ગુરૂ સેવાએ, પંચાચારનું વિધિપૂર્વક પાલન કરતાં શીખી લેવું જરૂરી છે. અન્યથા હવામાં બાચકા ભરવા સમાન સ્વચ્છંદાચારીપણે યા તો ગતાનુગતિકતાએ-અજ્ઞાનીની નિશ્રાએ ધર્મ ક્રિયાઓ કરવાથી ગુણ-પ્રાપ્તિ થતી નથી. પરંતુ ઉલ્ટો-કલેશ-સંકલેશ વધે છે એમ ગણવું.

(૧૯)

એ સાત ગુણ-લક્ષણ વર્યો, જે ભાવ સાધુ ઉદાર;
તે વરે સુખ જશ સંપદા, તુજ ચરણે હો, જશ ભક્તિ અપાર,
સાહેબજી ! સાચી-તાહરી વાણ ॥૨૯૧॥

ભાવાર્થ :- સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી જીનેશ્વર ભગવંતોએ ભાવ સાધુના ઉપર જણાવેલા જે સાત ગુણ-લક્ષણો જણાવ્યા છે. તેને સત્યપણે અવધારીને-તે સાતે ગુણોને ધારણ કરવામાં જે સાધુ ઉદ્યમવંત થશે, તે સાધુ મોક્ષના પરમ સુખને પામવા યોગ્ય સંપદા પામીને, ઉત્તમ યશકારી સિદ્ધપદને પ્રાપ્ત કરવાવાળો થશે એમ પ. પૂ. શ્રી ય. ઉ. જીએ આ ચૌદમી ઢાળમાં શાસ્ત્રાર્થથી અવિરૂદ્ધ ભાવે જણાવ્યું છે.

હવે ઉપર જણાવેલા સાત લક્ષણવાળા ભાવ સાધુના-બીજા પણ ભક્તિ બહુમાન કરવા યોગ્ય ગુણોનું સ્વરૂપ આ પંદરમી ઢાળમાં પ. પૂ. શ્રી ય. ઉ. જી જણાવે છે.

ચૌદમી ઢાળ સમાપ્ત

णाणी कम्मस्स खयत्थमुट्ठिओ य ण हिंसाए;
अद्‌दि असढो हियत्थं, अप्पमत्तो-अबंधगो सो.

અર્થ :-ઉત્તમજ્ઞાની આત્માઓ કર્મક્ષય કરવામાં ઉદ્યમ વંત રહેતા હોય છે. પરંતુ હિંસાદિયુક્ત કાર્યો કરવામાં ઉદ્યમી હોતા નથી. જે આત્મા પોતાના આત્મહિત પ્રતિ અશઠભાવે-પ્રવૃત્તિ કરે છે. તે આત્મા અપ્રમત્ત ભાવમાં રહેવાવાળો હોવાથી-વિશેષ કર્મ બંધ કરતો નથી.

## ઢાળ-(૧૫) પંદરમી

(૧)

ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે;
ભવ સાયર લીલાએ-ઉત્તરે, સંયમ કિરિયા નાવે.
ધન્ય તે મુનિવરારે ॥૨૯૨॥

**ભાવાર્થ :**-જે ઉત્તમ પંચ મહાવ્રત ધારી મુનિ ભગવંતો અનુકુળ-પ્રતિકુળ ભાવોમાં સમભાવ ધારણ કરવા પૂર્વક, સંયમ કિરિયા રૂપી નાવમાં બેઠાં થકાં, અપ્રમત્ત ભાવે, પ્રવર્તન કરે છે, તેઓ સુખ-શાતા પૂર્વક ભવસાગર તરી જાય છે એમ જાણવું.

(૨)

ભોગ પંક તજી ઉપર બેઠાં, પંકજ પરે જે ન્યારા;
સિંહ પરે નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા.
ધન્ય તે મુનિવરા રે ॥૨૯૩॥

**ભાવાર્થ :**-પાંચે ઈંદ્રિયોના ત્રેવીશે વિષયોના ભોગ સુખો જે છે તે આત્માને આત્માર્થથી ભ્રષ્ટ કરનારા છે એમ જાણીને, પૌદ્ગલિક વિષય ભોગની વાંચ્છાથી પણ અલગા રહે, અને તે સાથે કેવળ પોતાની આત્મશુદ્ધિ માટે, પોતાના ક્ષયોપશમિક જ્ઞાનાદિ ગુણોને જીનાજ્ઞાના પાલનમાં હર્ષ-ઉત્સાહ પૂર્વક જોડે, જે થકી તેઓ બીજા પણ અનેક ભવ્ય જીવોને (છ કાયના જીવોની રક્ષા કરવા રૂપી) મોક્ષ-માર્ગમાં જોડવાવાળા થાય છે. આ રીતે તેઓ ત્રણે જગતના જીવોને સુખ-શાંતિના સ્વરૂપે પરમ આધારભૂત દાતાર હોય છે એમ જાણવું.

(૩)

જ્ઞાનવંત જ્ઞાની સુંમળતાં, તન-મન-વચને સાચા;
દ્રવ્ય-ભાવ-સુધા જે ભાખે, સાચી જીનની વાચા.
ધન્ય તે મુનિવરા રે ॥૨૯૪॥

**ભાવાર્થ :**-જેઓ મોક્ષ-માર્ગ-પ્રતિ આત્માને જ્ઞાનાદિ ગુણે કરી પુષ્ટ કરવાની આકાંક્ષાવાળા હોય છે, તેવા ઉત્તમ મુનિરાજો તો પોતાથી વિશેષાધિક જ્ઞાનાદિ ગુણે કરી ઉત્તમ મુનિરાજના યોગની વાંચ્છાવાળા હોય છે. તેથી તેઓને જ્યારે જ્યારે વિશિષ્ટ જ્ઞાની ગુરૂ ભગવંતોનો યોગ પ્રાપ્ત થાય છે, ત્યારે-

ત્યારે તેઓ પરસ્પર સાચા ભાવથી, કાળાદિ સાપેક્ષ-દ્રવ્ય સાધુતા, તેમજ ભાવ સાધુતાની આલોચના કરતા રહી, વર્તમાન શાસનમાં સમ્યગ્ જ્ઞાનાદિ ગુણોની શુદ્ધિ-વૃદ્ધિ થાય તેવી ધર્મ-દેશના આપવા સંબંધે એકમતિ સાધતા હોય છે.

(૪)

મૂળ ઉત્તર ગુણ સંગ્રહ કરતા, ત્યજતા ભિક્ષા દોષો;
પગ પગ વ્રત દૂષણ પરિહરતા, કરતાં સંયમ પોષો.
ધન્ય તે મુનિવરા રે ॥૨૯૫॥

ભાવાર્થ :-જીનાજ્ઞાને અનુસરવાની ઇચ્છાવાળા મુનિ ભગવંતો, મૂળગુણ, તે ચરણસિત્તરી, અને ઉત્તરગુણ તે કરણસિત્તરી, તેમાં મૂળગુણમાં પાંચ મહાવ્રતાદિ અને ઉત્તરગુણમાં ગોચરી સંબંધી પિંડ-વિશુદ્ધિ આદિ ગુણોનો આશ્રય કરવામાં સાવધાન રહે, તેમ છતાં તેમાં જે-જે કાંઈ અતિચારાદિ દોષ ઉપજે, તેને-આલોચના-પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્તાદિ ભાવે કરી દૂર કરીને, શુદ્ધ-સંયમ માર્ગે પ્રવૃત્તિ કરે, પરંતુ કેવળ અપવાદ વચનનો આશ્રય લઇ આજે તો સર્વથા-બકુશ-કુશીલપણે અપવાદે સંયમ પ્રવર્તે છે એમ ન કહે?

(૫)

મોહ પ્રતે હણતા, નિજ આગમ, ભણતા સદ્ગુરુ પાસે;
દૂષમ કાળે પણ ગુણવંતા, વરતે શુભ અભ્યાસે.
ધન્ય તે મુનિવરા રે ॥૨૯૬॥

ભાવાર્થ :-મોક્ષ પુરુષાર્થ પ્રતિ-ઉદ્યમવંત મુનિ ભગવંતો, જેઓ પોતાના આત્મામાંથી મોહના વિકારોને દૂર કરીને ઉત્તમ સદ્ગુરુ પાસેથી આગમ સૂત્ર-અર્થ અને તદુભયને એટલે વ્યવહારથી ગીતાર્થ પરંપરા અને નિશ્ચયથી પોતાના શુદ્ધ આત્માનુભવને યથાર્થ-અવિસંવાદી ભાવે-ગ્રહણ કરતાં થકાં, શુભ પરિણામે વર્તતા હોય, તેવા મુનિરાજોને આ દુષમ કાળમાં ઉત્તમ ગુણવાન જાણીને, તેમની સેવા-ભક્તિ-બહુમાન કરવું, પરંતુ કેવળ પોતાની પ્રસિદ્ધિ અર્થે શ્રી જિન શાસનની હીલના થાય, તેવા જીનાજ્ઞા-વિરૂદ્ધ કાર્યો કરવા નહિ.

(૬)

છટ્ઠું ગુણ ઠાણું ભવ અટવી, ઓલંઘણ જેણે લહિઓ;
તસ સૌભાગ્ય સકળ મુખ એકે, કેમ કરિ જાયે કહિઓ.
ધન્ય તે મુનિવરા રે ॥૨૯૭॥

ભાવાર્થ :-જેમણે શુદ્ધ સમ્યક્ત્વ ધારણ કરીને, આ સંસારના સમસ્ત ભોગ વિલાસોનો ત્યાગ કરી, સર્વ વિરતિધર બનીને (કરેમિ ભંતેની પ્રતિજ્ઞા લેઇને) છઠ્ઠા ગુણસ્થાનને યોગ્ય-આચાર-વિચારોનો-આશ્રય કરેલો છે, તેવા ઉત્તમ મુનિ ભગવંતોના અતિ અદ્ભુત-અનેકાનેક ગુણોનું વર્ણન કરવા કોઈ સમર્થ નથી, કેમકે તેઓ સદા સર્વ પ્રકારની-ધર્મકરણી શાસ્ત્રાનુસારે અપ્રમત્ત ભાવે કરતા રહી-સ્વ-પર આત્મ ભાવમાં આત્મિક ગુણોની શુદ્ધિ-વૃદ્ધિ-સહ સર્વ પ્રકારે તુષ્ટિ-પુષ્ટિ કરતાં હોય છે.

(૭)

ગુણ ઠાણાની પરિણતી જેહની, ન છીપે ભવ જંજાલે;
રહે શેલડી ઢાંકી રાખી, કે-તો, કાળ પરાળે.
ધન્ય તે મુનિવરા રે ॥૨૯૮॥

ભાવાર્થ :-જે-જે ગુણસ્થાનક યોગ્ય જે-જે પરિણતી એટલે, આત્માનું તથા-વિધ શુદ્ધાશુદ્ધ પરિણમન, જેમ કદાપી લાંબો કાળ અછાનું (ઢાંકલું) રહી શકતું નથી તેમ ઉત્તમ આત્માઓની સંસાર-પાર કરવા માટેની, છઠ્ઠા ગુણ સ્થાનકને યોગ્ય-મોક્ષ-પુરુષાર્થ પ્રતિની-પરિણામ-પ્રવૃત્તિ પણ, છાની (અગોચર) રહી શકતી નથી, જેમ ઉગતી શેલડીના ખેતરને પરાળ (ઘાસ)થી ઢાંકવાથી શેલડીનું ઉગવાપણું ઢાંકી શકાતું નથી.

(૮)

તેહવા ગુણ ધરવા અણધીરા, જો પણ સૂધુ ભાખી;
જિન શાસન શોભાવે તે પણ, સુધા સંવેગ પાખી.
ધન્ય તે મુનિવરા રે ॥૨૯૯॥

ભાવાર્થ :-પૂર્વે ઉત્તમ સાધુઓના જે ચરણસિત્તરી અને કરણસિત્તરી આદિ ગુણો જણાવ્યા છે તેવા ગુણો પ્રાપ્ત કરવા માટે જેઓ અણધીરા એટલે અસમર્થ હોય, તેમ છતાં, જે આત્માઓ યથાશક્તિ જયણાએ જીવન-જીવતાં થકાં, પણ શુદ્ધ પ્રરૂપકપણાના ગુણે કરી શ્રી જૈન-શાસનને શોભાવે છે-એટલે સત્ય મોક્ષ માર્ગ તે "સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ" એ સૂત્રાનુસારે, ભવ્ય આત્માઓને સૌ પ્રથમ તો (૬૭ બોલયુક્ત) સમ્યક્ત્વગુણને પ્રાપ્ત કરવાની પ્રરૂપણાએ કરી પ્રેરણા આપે છે. અને પોતે શુદ્ધ સંવેગી બનવાની ઇચ્છા રાખીને જેઓ શુદ્ધ

સંવેગી સાધુઓ છે, તેઓને-ભાવ પૂર્વક વાંદે છે, (કેમકે શાસ્ત્રોમાં કૃતિકર્મકલ્પ, સાધુઓ માટે નિયત કર્યો છે) આથી જ તો તેઓને શાસ્ત્રમાં સાચા સંવેગ-પાક્ષિકો કહી વંદનીક કહ્યા છે.

(૯)

સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમ કિરિયા;
વ્યવહારે રહિયા તે ફરસે, જે નિશ્ચય નય દરિયા.
ધન્ય તે મુનિવરા રે ॥૩૦૦॥

ભાવાર્થ :-ઉપર જણાવ્યા મુજબ ગુણોવાળા, જે સંવેગ-પાક્ષિક સાધુ આત્માઓ, વ્યવહારથી પોતાથી બનતી સયમ કિરિયા કરતાં થકાં-પણ, હૃદયમાં શુદ્ધ સંવેગી બનવાની ઇચ્છા રાખતા હોવાથી, તેમને શુદ્ધ-સવેગી સાધુ માર્ગની નિશ્ચયથી અનુમોદના ઘટે છે, તેતી તેઓને ભાવ સ્વરૂપમાં શુદ્ધ સવેગી સાધુપણું વર્તે છે એમ જાણવું, એમ શાસ્ત્રકારોએ જણાવ્યું છે.

(૧૦)

દુઃકર કારક થકી પણ અધિકા, જ્ઞાન ગુણે ઇમિ તેહો;
ધર્મદાસ ગણી વચને લહિયે, જેહને પ્રવચન નેહો.
ધન્ય તે મુનિવરા રે ॥૩૦૧॥

ભાવાર્થ :-આ સંબંધે શ્રી ધર્મદાસ ગણીએ-ઉપદેશ માળામાં કહ્યું છે કે જે મુનિઓ અનેકવિધ દુષ્કર વ્રત-તપ-જપાદિ અનુષ્ઠાનો કરે છે, તેના કરતાં જે સૂત્ર-સિદ્ધાંતના યથાર્થ જાણકાર છે, અને શુદ્ધ-પ્રરૂપણાએ કરી અનેક ભવ્ય આત્માઓને ષટ્-સ્થાનમાં શ્રદ્ધા ઉપજાવવા વડે, સમ્યક્ત્વ પમાડે છે, અને શાસનના અનુરાગી બનાવે છે, તેઓને સ-વિશેષ ઉત્તમ જાણવા જોઈએ. કેમકે સમ્યક્ત્વ પામેલો આત્મા, ચતુર્વિધ શ્રી સંઘની યથાયોગ્ય ભક્તિ કરી, પોતાના આત્માને નિર્મળ બનાવે છે અને તે થકી શાસનને પણ શોભાવનારો થાય છે.

(૧૧)

સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રી હરિભદ્ર કહાય;
એહ ભાવ ધરતો તે કારણ, મુજ મન તેહ સુહાય.
॥ધન્ય તે મુનિવરારે॥ ॥૩૦૨॥

ભાવાર્થ :- હવે ઉપર જણાવેલા અર્થ સંબધી પ. પૂ. શ્રી. ય. ઉ. જી જણાવે છે કે-યદ્યપિ શ્રી જીનેશ્વર ભગવતોએ પ્રવર્તાવેલ શ્રી ચતુર્વિધ સંઘની ઐતિહાસિક કોઈ એકજ અવિચ્છિન્ન પરંપરા હાલમાં પ્રાપ્ત થતી નથી, તેમ છતાં શ્રી જીનશાસનને વિષે, અનેક મહા-પુરુષો થયા છે, તેમની શાસન-સેવાના જે-જે વિવિધ સ્વરૂપો આજે ઉપલબ્ધ થાય છે, તેને ઉવેખવાનું આજે તો કોઈપણ ઉત્તમ આત્માર્થી આત્માને, પોષાય તેમ નથી, કેમકે તેના આલંબને જ આજે આપણે શ્રી જીનેશ્વર ભગવંતના માર્ગને મેળવી શકીયે તેમ છીએ, **આથી પ્રત્યેક આત્માર્થી-આત્માઓએ પોત-પોતાને ઉપકારક આત્માઓ-પ્રતિ, કૃતજ્ઞ ભાવ પ્રદર્શિત કરવો ઉચિત હોઈ,** અત્રે પ, પૂ. શ્રી. ય. ઉ. જીએ પ્રથમ તો ૧૪૪૪ ગ્રંથના રચયિતા શ્રી હરિભદ્રસૂરિજીની ઉપબૃંહણા કરતાં થકાં જણાવે છે-કે, શ્રી હરિભદ્રસૂરિજીએ પોતાને-શુદ્ધ સંવેગી નહિ-પરંતુ સંવેગ પાક્ષિક જણાવીને, શાસ્ત્રાર્થ-પ્રતિ જે બહુમાન પ્રદર્શિત કર્યું છે, તેથી તેમના પ્રતિ મારૂં હૃદય સસ્નેહ ભાવે ખૂબ જ હર્ષિત-પ્રભાવિત થયેલું છે. એમ આ ગ્રંથના રચયિતા-પ. પૂ. શ્રી. ય. ઉ. જીએ પોતે સ્પષ્ટ જણાવ્યું છે.

(૧૨)

સંયમ ઠાણ વિચારી જોતાં, જો ન લહે નિજ સાખે;
તો જૂઠું બોલીને દુરમતિ, શું સાધે? ગુણ પાખે.
॥ધન્ય તે મુનિવરારે॥ ॥૩૦૩॥

ભાવાર્થ :- શ્રી જીનશાસનને વિષે સર્વ વિરતિધર આત્માનું છઠ્ઠા ગુણ-સ્થાનકનું જે સ્વરૂપ (સંયમ સ્થાનક) જણાવેલું છે. તેને પ્રત્યેક સાધુ-ભગવંતે પોતામાં દ્રવ્યથી તેમજ ભાવથી જે-જે સ્વરૂપે ઘટિત-અઘટિત જણાય તે ભાવે, તેનો સ્વીકાર કરવો જોઈએ-અન્યથા મૃષા-ભાવે કેવળ પોતામાં મોટાઈ સ્થાપવાથી આત્મ કલ્યાણ થતુ નથી એમ સમજવુ જરૂરી છે.

(૧૩)

નવિ માયા ધર્મે નવિ કહેવું, પરજનની અનુવૃત્તિ;
ધર્મ વચન આગમમાં કહિયે, કપટ રહિત મનવૃત્તિ.
॥ધન્ય તે મુનિવરારે॥ ॥૩૦૪॥

ભાવાર્થ :- જેઓ કેવળ માયાએ કરીને અન્ય લોકોને પોતા-પ્રતિ આકર્ષણ ઉપજાવવા માટે વિવિધ પ્રકારની કષ્ટકારી-આડંબર પ્રધાન ધર્મકરણી કરે છે તેમજ વિવિધ પદવીઓ ધારણ કરે છે તેને પરિણામે તો, તે-થકી શ્રી સંઘમાં સંકલેશની વૃદ્ધિ થાય છે, તે માટે શાસ્ત્રકારોએ સ્પષ્ટ જણાવ્યું છે-કે, કોઈપણ ધર્મ-કરણી માયાએ કરીને, એટલે કપટ ભાવે કરવી જોઇએ નહિ, પરંતુ પોતાની શક્તિ (જ્ઞાન-દર્શન-ચારિત્રના પરિણામ) અનુસારે, યથાયોગ્ય ધર્મકરણી કરવી, કે જેથી પોતાનો આત્મા ઉત્તરોત્તર આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરે અને મોહ માયાથી અળગો થાય, આ સંબંધે પ. પૂ. શ્રી. ઉદયરત્નજીએ સ્પષ્ટપણે જણાવેલું છે કે-

"સમકિતનું મૂળ જાણીયેજી, સત્ય વચન સાક્ષાત;
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વરે, પ્રાણી...
મ-કરીશ, માયા લગાર.

(૧૪)

સંયમ વિણ સંયતતા થાપે, પાપ શ્રમણ તે ભાખ્યો;
ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે, શુદ્ધ પ્રરૂપક દાખ્યો,
॥ ધન્ય તે મુનિવરારે ॥ ॥૩૦૫॥

ભાવાર્થ :- શાસ્ત્રમાં સર્વ વિરતિધર સાધુને સત્તર પ્રકારે સંયમ ધર્મનું આરાધન કરવાની આજ્ઞા છે. એટલે કે પ્રથમ પાંચે ઇન્દ્રિયોને વિષયોથી અળગી રાખવી, તેમજ પાંચ મહાવ્રતોનું-સમિતિ-ગુપ્તિ ધર્મે-પાલન કરવું, તેમજ તીવ્ર (જે બાહ્ય ભાવે પણ પ્રગટ જણાતા હોય તેવા) ક્રોધ-માન-માયા અને લોભ એ ચારે કષાય ભાવોનો ત્યાગ કરવો, તેમજ મન-વચન-અને કાય યોગથી પ્રતિજ્ઞા ભંગ થાય એટલે સાધુતાને લાંછન લાગે-તે રીતે પ્રવર્તન કરવું જોઇએ નહિ, આ સત્તર ભેદ સ્વરૂપી સંયમ-પ્રતિ જેઓમાં આવી બુદ્ધિ પણ હોતી નથી, તેઓમાં સંયમીપણું સ્થાપવું, એટલે તેમને સાધુ કહેવા, તેમજ કહેવડાવવા, તે-શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાનો ભંગ કરવા સમાન છે એમ જાણવું, પરંતુ જેઓ પ્રગટ પ્રમાણિકપણે-યથાશક્તિ જીનાજ્ઞાનુસારી, ધર્મકરણી કરતા હોય, પરંતુ પ્રરૂપણા તો એટલે ધર્મ-દેશના તો શુદ્ધ આપતા હોય, એટલે શ્રી જીનેશ્વર ભગવંતે જણાવેલ-ચૌદે ગુણસ્થાનકના સ્વરૂપને, નિશ્ચય-વ્યવહારે કરી, યથાર્થ-અવિરૂદ્ધપણે જણાવતા હોય તેવા શુદ્ધ-પ્રરૂપકને ઉત્તરાધ્યયન સૂત્રમાં આરાધક કહ્યા છે.

(૧૫)

એક બાળપણ કિરિયા નયે તે, જ્ઞાન નયે નવિ બાળા;
સેવા યોગ્ય સુસંયતને તે, બોલે ઉપદેશ માળા.
॥ધન્ય તે મુનિવરારે॥ ॥૩૦૬॥

ભાવાર્થ :- ઉપરની હકીકતને અનુલક્ષીને, તે, શ્રી ઉપદેશ માળામાં જણાવેલ છે કે જે કોઈ શુદ્ધ પ્રરૂપક સંવિજ્ઞ-પાક્ષિક ગીતાર્થ હોય; તે-કદાચિત્ ધર્મક્રિયા સ્થુળ થકી ઓછી (મંદ) કરતા હોય, એટલે કે બાહ્ય ભાવે પોતાની યથાશક્તિએ તપ-જપ કરતા હોય તો પણ. તે-શુદ્ધ પ્રરૂપક ગીતાર્થની અલ્પજ્ઞાની સંયમી સાધુએ પણ વૈયાવચ્ચ કરવી. આથી સ્પષ્ટ સમજવું જરૂરી છે કે શ્રી જીનેશ્વર ભગવંતે સ્થાપેલા મોક્ષ માર્ગમાં અજ્ઞાનપણે ધર્મક્રિયા કરવા કરતાં શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાનું પ્રથમ યથાર્થ જાણપણું કરવું-તે ઉત્તમ આત્માર્થી-આત્માઓ માટે વિશેષ ઉપકારક છે. આ માટે શાસ્ત્રમાં જાણે-આદરે-અને પાળેની, અષ્ટભંગીનું જે સ્વરૂપ બતાવેલું છે તેમાં જાણના ચારે ભાંગા ઉત્તરોત્તર શુદ્ધ કહ્યા છે. જ્યારે અજાણના ચારે ભાંગા અશુદ્ધ કહ્યા છે તેનું વિસ્તારથી સ્વરૂપ ગીતાર્થ ગુરૂની પાસેથી અવશ્ય સમજી લેવું.

(૧૬)

કિરિયા નયે પણ એક બાલ તે, જે લિંગી મુનિરાગી;
જ્ઞાન યોગમાં જસ મન વરતે, તે કિરિયા સૌભાગી.
॥ધન્ય તે મુનિવરારે॥ ॥૩૦૭॥

ભાવાર્થ :-અત્રે એ સમજવું જરૂરી છે કે-જે અજ્ઞાની આત્માઓ અજ્ઞાનપણે જીનાજ્ઞા વિરૂદ્ધ વર્તે છે, તેના કરતા જે પોતે યદ્યપિ અલ્પ ક્રિયાવંત (ક્રિયાનયે બાળ) છે, પરંતુ જેનું મન-જ્ઞાન યોગે કરી શુદ્ધ જીનાજ્ઞા પાળવા પ્રતિ ઉત્સાહિત થયેલું છે તે આત્મા-શુદ્ધ-સંવેગી મુનિઓના આચાર-લિંગાદિ પ્રત્યે-સાચા બહુમાને કરી, આકર્ષાયેલો રહેલો હોવાથી, તેને તે થકી યોગાવચંકતાએ ઉત્તમ સૌભાગ્યને પ્રાપ્ત કરવાવાળો જાણવો.

(૧૭)

બાલાદિક અનુકુલ ક્રિયાથી, આપે ઇચ્છા યોગી;
અધ્યાતમ મુખ યોગ અભ્યાસે, કેમ નવિ કહિયે યોગી.
॥ધન્ય તે મુનિવરારે॥ ॥૩૦૮॥

**ભાવાર્થ** :- જે કોઈ આત્મા વિધિ-નિષેધ પ્રતિ આજ્ઞાની (બાળ) હોવા છતા, કેવળ શ્રદ્ધાએ કરીને (જાણુની નિશ્રાએ) ક્રિયા-અનુષ્ઠાનો કરે છે તેને પણ જો યોગ શાસ્ત્રમાં ઈચ્છા યોગી કહ્યો છે, તો પછી પૂર્વે જણાવ્યા મુજબ જે જ્ઞાની-જ્ઞાનયોગે કરી, આત્મ શુદ્ધિ માટે, પરભાવને-પરસ્વરૂપે જાણી, અધ્યાત્મ એટલે આત્માભિમુખ થઇને વર્તે છે, તેને શું અધ્યાત્મ યોગી ન કહેવાય? અર્થાત્ તેને તો આત્મ-શુદ્ધિના અભિલાષે કરી યાને ઇચ્છાએ કરી, અવશ્ય અધ્યાત્મ યોગી જાણવો જોઈએ.

(૧૮)

ઉચિત ક્રિયા નિજ શક્તિ છાંડિ, જે અતિ વેગે ચઢતો;
તે ભવથિતિ પરિપાક થયા વિણ, જગમાં દિસે પડતો.
॥ધન્ય તે મુનિવરારે ॥૩૦૯॥

**ભાવાર્થ** :- જે કોઈ-આત્મા, બાહ્ય સ્વરૂપે તો, પોતાની તન-મન અને ધનાદિની શક્તિ, અને અભ્યંતર ભાવે પોતાના-સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ આદિ ગુણોની પરિણતિ, એ-બને શક્તિને, યથાસ્થિત સ્વરૂપે જાણ્યા સિવાય, જે કોઈ વિશિષ્ટ કાર્ય કરવાનો આરંભ કરે છે, એટલે કેવળ ઉત્સાહમાં આવીને, પોતાની શક્તિના પ્રમાણુથી અધિક-કાર્ય કરવા જાય છે, તે આત્મા છેવટે તો અવશ્ય તે થકી વિનાશને પામે છે-એમ જગતમાં પ્રત્યક્ષ જણાય છે-તે માટે ઉત્તમ આત્માર્થી આત્માએ પણ, પોતાની સંસાર પ્રતિ-ત્યાગની એટલે વિષય-વાસનાઓથી-મુક્ત પરિણતીના ક્ષયોપશમભાવને (પ્રમાણને) સારી રીતે જાણીને યથાશક્તિ હેયોપાદેયતાના માર્ગે આગળ વધવુ ઉચિત છે, અન્યથા વ્રત-પચ્ચક્ખાણરૂપ ત્યાગ, તેમજ આદર બંને પણ પરિણામે અનર્થકારી થાય છે.

શ્રી જૈનશાસનને વિષે, આત્મ-વિશુદ્ધિના અધિકાર સંબંધે-(૧૪) ચૌદ ગુણસ્થાનકોનું સ્વરૂપ શ્રી જીનેશ્વર ભગવંતોએ બતાવેલું છે તેમાં (૧) પહેલું (૪) ચોથું (૫) પાંચમું (૬) છઠ્ઠુ અને (૧૩) તેરમું એ પાંચે ગુણસ્થાનકને યોગ્ય-

વ્યવહાર, શાસ્ત્રોમાં વિસ્તારથી સ્પષ્ટપણે જણાવવામાં આવેલો છે તેમજ એ પાંચે અને બાકીના નવે ગુણસ્થાનકોની આત્મ-વિશુદ્ધિના ઉત્તરોત્તર અંતરંગ વિશુદ્ધ સ્વરૂપને કર્મના બંધ-ઉદય-ઉદીરણા અને સત્તાના સ્વરૂપ વિશેષથી પણ યથાર્થ-અવિરૂદ્ધ ભાવે જણાવેલ છે, એટલે-કે બાહ્ય તેમજ અભ્યંતર બને પ્રકારની આત્માની-ઉપાદાન શક્તિને યથાર્થ-અવિરૂદ્ધ ભાવે જાણીને-સાધ્ય સાધનદાવને-અનુસરનારો આત્મા કલ્યાણ સાધી શકે છે એમ જાણવું અન્યથા-શુભઆશયે કરેલી ધર્મ ક્રિયા થકી પણ, પોતેજ-પોતાના આત્માને, અનેક પ્રકારના અનર્થોનું ભાજન બનાવનારો થાય છે એમ જાણવું-આ માટે કહ્યું છે કે—

"જે વ્યવહાર મુક્તિ મારગમાં, ગુણઠાણાને લેખેજી;
અનુક્રમે ગુણ શ્રેણીનું ચઢવું, તેહી જ જીનવર દેખેજી"

(૧૯)

માચે મોટાઈમાં જે મુનિ, ચલવે ડાક ડમાલા;
શુદ્ધ પ્રરૂપણ ગુણવિણ ન ઘટે, તસ ભવ અરહટ માલા.
॥ધન્ય તે મુનિવરારે॥ ॥૩૧૦॥

ભાવાર્થ :- જે કોઇ સાધુ (મુનિ) કેવળ પોતાની મોટાઈનું પ્રદર્શન કરતો થકો, પોતાના ભક્ત-જનોની પાસે ઉત્સૂત્ર પ્રરૂપણા કરતો થકો અનેક પ્રકારના ઉત્સવ-મહોત્સવ આદિના કાર્યો કરાવતો થકો વિચરે છે. પરંતુ પોતે તો પાંચ પ્રકારના સ્વાધ્યાયાદિ વડે, શ્રી જીનેશ્વર ભગવંતની વાણીનું પાન-કરતો નથી, તેમજ પોતાના ભક્ત જનોને પણ શ્રી જીનવાણીને-સાંભળવા-ભણવાની યોગ્યા-યોગ્યતા સંબંધે યુક્તિ-પ્રયુક્તિએ કરી મનાઈ કરી અળગા રાખી, અજ્ઞાની રાખી રહેલ છે. આથી તો તેઓ વિષય-કષાયથી અળગા રહેવાની વાતથી પણ, વેગળાજ રહેતા હોય છે અને ધર્મના બહાને વિષય-કષાયનું પોષણ કરતા રહેતા હોવાથી તેઓને સંસાર પરિભ્રમણની એટલે સંસારમાં ભટકવાપણાની સ્થિતિમાં વધારો થતો હોય છે.

(૨૦)

નિજ ગણ સંચે-મન નવિ ખંચે, ગ્રંથ ભણી જન વંચે; .ત
લુંચે કેશ ન મુંચે માયા, તો વ્રત ન રહે પંચે...... ગમે
ધન્ય તે મુનિવરા રે ॥૩'

ભાવાર્થ :-કેટલાક સાધુઓ કેવળ પોતાના ગચ્છના મમત્ત્વવાળા-સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાઓ પ્રતિ-આદર-બહુમાન-પ્રીતિ ધરતા રહી-તેઓને પણ કેવળ પોતા-પ્રતિ-અનુરાગ ઉપજાવતા રહે છે અને માત્ર તેઓ-પરસ્પર સૂત્રાદિ પાઠનું કેવળ લોકભક્તિ અર્થે વાંચન-શ્રાવણ કરતાં રહે છે. પરંતુ મનને હિંસાદિ પ્રવૃત્તિથી તેમજ-વિષય-કષાયાદિથી નિવર્તાવવા પૂર્વક ક્ષયોપશમિક જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોની વૃદ્ધિ કરવાનો કયારેય લક્ષ પણ ધરતા નથી અને તેમ છતાં કેટલાક સાધુઓ તો કેશનો લોચાદિ તેમજ ઉગ્રવિહારાદિ કષ્ટ ક્રિયાઓ કરવા વડે પોતાનામાં વિશિષ્ટ-સાધુપણાનો આરોપ કરી, અને ભોળા જીવોને પોતા તરફ આકર્ષવા માટે કેવળ માયાએ કરી અનેકવિધ ધર્માનુષ્ઠાનોના બાહ્ય આડંબરો પ્રતિ ઉત્સૂક રહેતા હોય છે. તેઓ તે થકી પાંચે વ્રતોથી સાચેજ નષ્ટ-ભ્રષ્ટ થતા હોય છે.

(૨૧)

યોગ ગ્રંથના ભાવ ન જાણે, જાણે તો ન પ્રકાશે;
ફોગટ મોટાઈ મન રાખે, તસ ગુણ દૂરે નાસે.....
॥ ધન્ય તે મુનિવરારે ॥ ॥૩૧૨॥

ભાવાર્થ :- શ્રી જૈન આગમાનુસારે સ્થાન-ઉર્ણ-અર્થ-આલંબન અને નિરાલંબન એ પાંચ પ્રકારના યોગે કરી જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર અને વીર્યાચારમાં સમ્યક્-પ્રકારે એટલે પાંચ લક્ષણે કરી સહિત-ષટ્સ્થાનમાં શ્રદ્ધા કરીને છ આવશ્યકમાં પ્રવૃત્તિ કરીને, જેઓ પોતાના આત્મા ઉપર લાગેલા અષ્ટવિધ કર્મોના આવરણો દૂર કરવા વડે, પોતામાં સત્તાગતે રહેલા, અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્યાદિ ગુણોને, આવિર્ભાવે પ્રાપ્ત કરવા માટે ઉપર જણાવ્યા મુજબ શાસ્ત્રાનુસારે- વિધિ-નિષેધનું પ્રથમ જાણપણું કરીને, એટલે ગુણસ્થાનાનુસારે વ્યવહારમાં (૪) થા ગુણઠાણે ઇચ્છાયોગ (૫) પાંચમા ગુણસ્થાનકે યથાશક્તિ પ્રવૃત્તિયોગ (૬) છઠ્ઠા ગુણસ્થાનકે સ્થિરતાયોગ અને (૧૩) તેરમે ગુણસ્થાનકે સિદ્ધિ યોગની પ્રધાનતા વિચારીને તથાવિધ યથાયોગ્ય પ્રયત્ન કરતાં નથી, અને કેવળ પોત-પોતાની મનમાની ક્રિયાની મોટાઇમાં રાચી રહ્યા છે. એટલે આચાર્ય-ઉપાધ્યાય-સાધુ-શ્રાવકાદિ-બાહ્ય અલંકારો ધારણ કરીને, લોકોને તેમજ પોતાના આત્માને પણ છેતરી રહ્યા છે, તેઓને-નિર્ગુણી જાણીને તેઓનો-આત્માર્થી આત્મા-ઓએ-સંગ પણ કરવો જોઇએ નહિ,

(૨૨)

મેલે વેશે મહિયલ મહાલે બક પરે નીચો ચાલે;
જ્ઞાન વિના જગ ધંધે ઘાલે, તે કેમ મારગ ચાલે.
ધન્ય તે મુનિવરા રે ॥૩૧૩॥

ભાવાર્થ :–ઉપર જણાવ્યા મુજબ જ્ઞાન–રહિત–એવા કેટલાક સાધુઓ જેઓએ પ્રથમથી જ કપટ ક્રિયાનો આશ્રય કરેલો છે. તેઓ કેવળ અત્યંત મલીન વસ્ત્રો પહેરતા હોય છે. તેમજ કેટલાક સાધુઓ લોક દેખે તે વારે બગલાની પેઠે નીચું જોઇને ચાલે (એટલે–અન્યને જાણે પોતે ઇર્યાસમિતિનું પાલન કરવામાં સાવધાન છે એવું દેખાડે) પરંતુ પોતે ગીતાર્થની નિશ્રાએ શાસ્ત્ર ભણવાનો ખપ કરે નહિ તેમજ અન્યને પણ શ્રી જૈન–શાસ્ત્રોના અર્થના આચાર–વિચારને જણાવે નહિ. અને બહુજન હિતાય લોકહિતના નામે લોકંભક્તિ કરવા રૂપે, એટલે કેવળ અર્થ–પુરુષાર્થ–તેમજ કામ પુરુષાર્થ પોષક ધર્માનુષ્ઠાનો મોટા આડંબર પૂર્વક કરતા–કરાવતા હોય છે તેવા સાધુઓને તો શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રવર્તાવેલ મોક્ષ માર્ગ પ્રતિ શ્રદ્ધાવાળા પણ કેવી રીતે કહી શકાય ? અર્થાત્–માયાવી–અજ્ઞાનીઓ થકી તો, શ્રી જીનાજ્ઞાનું પાલન તેમજ અન્ય જીવોને જીનાજ્ઞામાં પ્રવર્તાવવાપણું કદાપિ શક્ય હોતું નથી એમ જાણવું.

(૨૩)

પર પરિણતિ–અપની કરી (પોતાની) માને, વરતે આરત ધ્યાને;
બંધ મોક્ષ કારણ ન પીછાને, તે પહેલે ગુણ ઠાણે......
ધન્ય તે મુનિવરા રે ॥૩૧૪॥

ભાવાર્થ :–પરપરિણતી પોતાની માને, એટલે કે–અન્ય જીવ યા અજીવ રૂપ પર દ્રવ્યના વિશિષ્ટ–ચમત્કારિક પરિણામમાં આસક્તિ ધરતો રહે, અને તે થકી–નિરંતર આરંભ–પરિગ્રહાદિમાં ઉજમાળ રહેતો થકો–આર્ત્ત–રૌદ્ર ધ્યાનમાં વર્તતો છતો, તીવ્ર કર્મબંધ કરતો રહે અને મોક્ષ–માર્ગના કારણ ભૂત–જ્ઞાન-દર્શન–ચારિત્રાદિ ગુણોને પ્રાપ્ત કરવા પ્રતિ, એટલે તેમાં શુદ્ધ–વૃદ્ધિ કરવા થકી-આત્માને–તુષ્ટ–પુષ્ટ કરવાનો ઉદ્યમ ન કરે, તેવા આત્માઓને પ્રથમ–મિથ્યાત્વ મોહનીય કર્મનો બંધ કરવાવાળા જાણવા, તેમજ વળી જેઓ બાહ્ય ભાવમાં ગમે

તેવી કષ્ટકારી-ધર્મકરણી કરતાં હોય તો પણ જે આત્માઓ, અન્ય-આત્માઓની -શુભ-અશુભ ક્રિયાઓમાં-રાગ-દ્વેષ કરતા હોય, તેમજ અન્ય આત્માઓના-સુખ-દુઃખમાં હર્ષ-શોક ધરતાં રહેતા હોય તેમજ પોતાને ઈષ્ટાનિષ્ટ પ્રાપ્ત-અપ્રાપ્ત જડ-ચેતન દ્રવ્યના સંયોગ-વિયોગમાં પણ રતિ-અરતિ ધરતાં થકાં રાગ-દ્વેષ કરી કેવળ પર દ્રવ્ય પરિણામમાં જ પોતાનું ચિત્ત પરોવેલું રાખતા હોય છે. તેવાં આર્ત્ત રૌદ્ર ધ્યાની આત્માઓ પૂર્વે જણાવ્યા મુજબ બાહ્ય સ્વરૂપથી ગમે-તેવી-ઉગ્ર-ધર્મક્રિયાઓ કરતાં હોય તો પણ, તેઓને પોતાના આત્મ-હિત પ્રતિ એટલે પોતાના આત્માને કર્મના બંધનથી મુક્ત કરવાના ઉપાયો પ્રતિ-વાસ્તવિક રીતે તો દુર્બુદ્ધિ એટલે વિપરીત-મતિ હોવાથી, તેઓને પ્રથમ મિથ્યાત્વ ગુણસ્થાનકે વર્તનારા જાણવા.

(૨૪)

**કિરિયા લવ પણ જે જ્ઞાનિનો, દૃષ્ટિ થિરાદિક લાગે;**
**તેથી સુજશ લહિજે સાહિબ, સીમંધર તુઝ રાગે......**
**ધન્ય તે મુનિવરા રે ॥૩૧૫॥**

**ભાવાર્થ** :-અત્રે કિરિયાલવ એટલે બાહ્ય સ્વરૂપે થોડી કિરિયા-પણ જ્ઞાનીની એટલે સમ્યગ્ દષ્ટિ આત્માની-જે ધર્મકરણી-તે-તો, તે-આત્માને અવશ્ય ઉપકારક થાય છે એમ કહ્યું છે કેમકે અજ્ઞાની એટલે સમ્યક્ત્વ રહિત-આત્માની બાહ્ય ભાવમાં મોટા સ્વરૂપની ધર્મક્રિયા પણ શુદ્ધ ઉપયોગવાળી નહિ હોવાથી, તે આત્મ શુદ્ધિનું કારણ બનતી નથી. આ સંબંધે યોગ શુદ્ધિની ભૂમિકાએ પણ (૫) પાંચમી સ્થિરા દષ્ટિ-થકી, ઉપરની દષ્ટિનો યોગ, આત્મ-શુદ્ધિનો હેતુ કહ્યો છે તેમજ સ્થાન-ઉર્ણ-અર્થ-આલંબન અને નિરાલંબન એ પાંચે યોગમાં પ્રથમના બેને ક્રિયાયોગી તેમજ પાછળના ત્રણ ભેદવાળાને જ્ઞાનયોગી કહ્યા છે, આથી સ્પષ્ટ સમજવું જરૂરી છે કે જે આત્મા-પરભાવની આસક્તિ તેમજ આશંસા રહિત-આત્મ શુદ્ધિના લક્ષપૂર્વક, શુદ્ધ-સાધ્ય-સાધન દાવે જે-જે કોઈ ધર્મ કરણી કરે છે તે થકી તે આત્મા-આત્મ વિશુદ્ધિને પ્રાપ્ત કરવાવાળો થાય છે. આ રીતે જણાવીને પ. પૂ. શ્રી. ય. જી. ઉ. એ કહે છે હે શ્રી સીમંધર-પરમાત્મા ! તમારી-શીખને અનુસરવાવાળા અવશ્ય-સુયશના આપવા-વાળા શુદ્ધ આત્મિક ગુણોને પ્રાપ્ત કરવાવાળા થાય છે. આ રીતે આ ઢાળમાં

આત્માર્થ સાધવા માટે ત્રણ શલ્ય રહિત એવી શુદ્ધ-ક્રિયા અને જ્ઞાન-શુદ્ધિ બંનેની પરસ્પર-અવિરૂદ્ધતારૂપ સાપેક્ષ ભાવની અનિવાર્ય આવશ્યકતા જણાવી. હવે સોળમી ઢાળમાં એ બંને પ્રકારની શુદ્ધિમાં સ્વ-પર-સંબંધે ભેદ જ્ઞાનની આવશ્યકતાની અનિવાર્યતા જણાવે છે.

આ માટે કહ્યું છે કે :-

ये यावन्तो ध्वस्तबन्धा अभूवन्, भेदज्ञानाभ्यास एवात्र मूलम्;
ये यावन्तोऽध्वस्त बन्धा भ्रमन्ति भेदज्ञाना भावएवात्र बीजम्.

અર્થ :-(૧) આજ સુધીમાં જે આત્માઓ કર્મના બંધનથી સર્વથા મુક્ત થયા છે, થાય છે, અને થશે તેના મૂળમાં ભેદ જ્ઞાનનો અભ્યાસ મુખ્ય જાણવો તેમજ જે-જે આત્માઓ હજુ સુધી સંસારમાં ચારે ગતિમાં ભ્રમણ (જન્મ-મરણ) કરી રહ્યા છે, તેનું કારણ તેમનામાં ભેદ જ્ઞાનના અભાવનું બીજ (મિથ્યાત્વ) પડેલું છે તેમ જાણવું.

—ઇતિ ઢાળ-પંદરમી સમાપ્ત—

जहा सुइ ससुत्ता पडिवावि न विणस्सइ;
तहा जीवे ससुत्ते संसारे न विणस्सइ.

અર્થ :-દોરો પરોવેલી સોય, પડી જવાથી ખોવાઈ હોય તો પણ તે સહેલાઇથી જડી જાય છે તેમ સમ્યક્ શ્રુત જ્ઞાનરૂપી દોરાથી પરોવાયેલો જીવ, સંસારમાં ખોવાઈ જતો નથી.

सयं सयं पसंसंता गरहंता परं वयं;
जउ तत्थ विउस्संति संसारं ते विउस्सिया.

અર્થ :-જેઓ (નય-પ્રમાણ જ્ઞાનના વિવેક વગર) પોતે-પોતાના વચનની કેવળ પ્રશંસા કરતા રહેતા હોય છે. અને અન્યના વચનોની કેવળ નિન્દા કરવામાં જ બંધાયેલા હોય છે તેઓ આ સંસારમાં બંધાયેલાં રહે છે.

## ઢાળ-૧૬ મી

(૧)

સ્વામી સીમંધરા તું ભલે ધ્યાઈએ,
આપણો આતમા જેમ પ્રગટ પાઈયે;
દ્રવ્ય ગુણ પજ્જવા, તુજ યથા નિર્મલા,
તેમ મુજ શક્તિથી, જઇવિ ભવ શામળા ॥૩૧૬॥

**ભાવાર્થ** :-હવે આ સોળમી ઢાળમાં પ. પૂ. શ્રી. ય. ઉ. જી ભવ્ય આત્માને જે રીતે શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ક્રિયાની એટલે આત્મા પોતે-પોતા થકી પોતાનું શુદ્ધ સ્વરૂપ આવિર્ભાવે પ્રાપ્ત કરી શકે છે. તે દાવ (યુક્તિ) દેખાડે છે.

પ્રથમ તો પરમ શુદ્ધ-પરમાત્મ સ્વરૂપી શ્રી તીર્થંકર પરમાત્માઓ, તે શ્રી સીમંધર સ્વામી આદિ, તેમજ બીજા શ્રી સિદ્ધ પરમાત્માઓ, જેમણે-પોતાના સકળ કર્મોનો ક્ષય કરી મોક્ષ-પદ પ્રાપ્ત કરેલુ છે. તેઓનું ધ્યાન કરે એટલે જેમણે-જેમણે-જે-જે સ્વરૂપથી (શુદ્ધ ભાવાલંબનથી) પોતાના આત્મગુણ વિશુદ્ધિની સાધના કરેલી છે. તેમને-તે-તે ગુણશ્રેણી સ્વરૂપથી તેના સમસ્ત હેતુઓ, (કાર્ય-કારણ ભાવ) સહિત દષ્ટાંતથી-યથાર્થ-અવિરૂદ્ધ ભાવે, સંવિજ્ઞ પાક્ષિક ગીતાર્થ ગુરૂ ભગવંતના યોગ થકી અવધારીને-અવલંબીને, તે-થકી-પોતાના આત્માને તથાવિધ શુદ્ધાશુદ્ધ સ્વરૂપે ઓળખીને પછી, પૂર્વે જે જે આત્માઓએ પોત-પોતાની આત્મ શુદ્ધતાને સમ્યગ્ ભાવે અવલંબીને અર્થાત્ (શુદ્ધ ક્ષયોપશમિક રત્નત્રયીના એકત્વ ભાવે કરી જે-જે-ભાવે પોતાની સત્તાગતે રહેલી પૂર્ણ શુદ્ધતાને-(ઘાતિ-અઘાતિ કર્મોનો સર્વથા ક્ષય કરી) ક્ષાયિક ભાવે, સ્વાધીન પણે-પ્રાપ્ત કરેલ છે તે-માર્ગ સ્થિતિનું (ગુણ સ્થાનક ક્રમારોહણ સ્વરૂપનું) અવલંબન લેવું. તેને શુદ્ધ પરમ ભાવનું ધ્યાન જાણવું. આ રીતે આત્મ શુધ્ધ્યર્થે શુદ્ધ પરમાત્મ ભાવને પામેલા પરમાત્માઓનું ધ્યાન-કરવાથી, નિશ્ચેથી પોતાનો આત્મા પણ અનુક્રમે તથાવિધ પરમાત્મ ભાવને પ્રાપ્ત કરવાવાળો થાય છે, એમ જાણવું.

આ સંસારમાં દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચારે ગતિમાં કર્માધીનપણે જન્મ-મરણને પ્રાપ્ત કરવાવાળા સર્વે સંસારી જીવો, મૂળ સ્વરૂપે તો, એટલે આત્મ દ્રવ્યપણે શુદ્ધ સત્તાએ કરીને તો, પરમાત્મ-સ્વરૂપી છે. તથાપિ-અનાદિ કાળથી સ્વ-સ્વ કર્માનુસારે ચારે ગતિમાં ભટકયા કરે છે. કારણ કે તેઓએ પોતે-જાતે જ

યોગ અને કષાયે કરી કર્મોના બંધનો વડે પોતાના આત્માની અનંત–ગુણની, શુદ્ધતાને મલિન કરેલી છે, તથાપિ પ્રત્યેક જીવને સર્વ પ્રદેશે પોતાની આત્મસત્તા (શક્તિ) અંશે તો, નિરાવર્ણ હોય છે જ. એટલે કે પોતાના જ્ઞાનાદિ ગુણોનો અલ્પાધિક ક્ષયોપશમ તો, દરેક જીવને અવશ્ય હોય છે જ, આથી જ તો પ્રત્યેક આત્મા પોતે–પોતાના જ્ઞાનાદિ ભાવે સમસ્ત પરિણમનનો કર્તા–ભોક્તા અને જ્ઞાતા હોય છે અન્યથા જીવ દ્રવ્ય સર્વથા–અજીવ થઈ જાય, જે કદી બન્યુ નથી, બનતું નથી, બનશે પણ નહિ, કેમકે કોઈ પણ મૂળ દ્રવ્ય અનાદિ–અનંત અનુત્પન્ન હોઈ (નિરંતર ઉત્પાદ, વ્યય તેમજ ધ્રુવ ભાવમાં પરિણામ પામતું હોવા છતાં) નિત્ય–અવિનાશી હોય છે. આમ છતા પ્રત્યેક દ્રવ્ય પ્રત્યેક સમયે–સમયે અનેકવિધ હેતુઓ સાપેક્ષ વિવિધ પરિણમનને પ્રાપ્ત કરતુ હોઈ, તે–તે સમયાનુવિધ પરિણમન સ્વરૂપે તો અનિત્ય હોય છે એટલે કે ઉત્પાદ વ્યય સ્વરૂપે વિનાશી હોય છે આથી સમજવું કે સ્વ–સ્વ ગુણોમાં પરિણામી પ્રત્યેક આત્મા, દ્રવ્યત્વે નિત્ય છે, તેમજ પર્યાય સ્વરૂપે અનિત્ય છે. આથી સ્પષ્ટ સમજાય તેમ છે કે સ્વ–સ્વ ગુણોના સમુદાય રૂપ પ્રત્યેક દ્રવ્ય, પ્રત્યેક કાળે ગુણ પર્યાયવત્ (એટલે કે ગુણ સત્તાએ નિત્ય અને પરિણમન સ્વરૂપે અનિત્ય) હોય છે. આ રીતે દ્રવ્ય–ગુણ અને પર્યાય એ ત્રણે નિત્યાનિત્ય ભાવે ભિન્નાભિન્ન હોવા છતાં દ્રવ્યત્વ સ્વરૂપે તો એક છે, તેમજ પોત–પોતાના અનેક ગુણના (અનેકવિધ–પરિણમન સ્વરૂપે) પર્યાય સ્વરૂપે અનેક સ્વરૂપીપણું છે. ઉપર જણાવેલ પરસ્પર વિરૂદ્ધ એવા સર્વભાવો પ્રત્યેક દ્રવ્યમાં એકી ભાવે રહેલા હોવા છતાં કથંચિત્–અપેક્ષા વિશેષે આધાર આધેય સ્વરૂપે રહેલા હોય છે એમ જાણવું. આ સાથે આ પણ સમજવું જરૂરી છે કે કોઈ પણ આત્મ દ્રવ્યના મૂળ ગુણો તો સહભાવી એટલે યાવત્ દ્રવ્યભાવી અર્થાત્ ત્રણ કાળે નિત્ય શાશ્વત હોય છે. જ્યારે પર્યાયો–તો ક્રમભાવી સ્વરૂપે પ્રત્યેક સમયે સમયે ભિન્ન ભિન્ન હોય છે તેમ છતાં આત્મદ્રવ્યના પર્યાય પરિણમન સ્વરૂપે તો કથંચિત્ અભિન્ન હોય છે. જ્યારે બે ભિન્ન દ્રવ્યોના એટલે આત્માના જ્ઞાનાદિ ગુણો સાથે પુદ્‌ગલ દ્રવ્યોના પરિણમનરૂપ તે વિભાવ પર્યાયો તો સ્વ–કાળ પૂરતાં જ તથા સ્વરૂપે નિત્યા નિત્ય હોય છે. આથી એ સમજવુ જરૂરી છે કે વિભાવ પર્યાયોને તો કોઈ ત્રિકાલિક નિત્ય–અવસ્થિત સ્વરૂપ હોતું નથી કેમકે પુદ્‌ગલ દ્રવ્યના સંયોગ સબંધરૂપ આધાર નષ્ટ થયે છતે તે સબંધી પર્યાયનુ નષ્ટત્વ અવશ્ય ભાવી જાણવું આથી એ સમજવું જરૂરી છે કે પ્રત્યેક સત્–વસ્તુ (જડ–ચેતન દ્રવ્યો સ્વતઃ

તેમજ: પરત:) કથંચિત્ ઉત્પાદ્-વ્યય-ધ્રુવ સ્વરૂપી-નિત્યાનિત્ય છે આથી પ્રત્યેક સંસારી આત્માર્થી આત્માએ આ વાત નિઃશંકપણે સમજવી જરૂરી છે કે હાલમાં પોતે કર્મના બંધનમાં જકડાયેલો છે, તેને કર્મના બંધનથી મુક્ત કરવા માટે પરમ-શુદ્ધ-પરમાત્માના-દ્રવ્ય-ગુણ-પર્યાય પરિણમનનું પોતાના ક્ષાયોપશમિક જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણો વડે આલંબન લઇને પોતે જ પોતામાં સત્તાગતે રહેલા પરમાત્મ ભાવને આવિર્ભાવે સ્વાધિનપણે, (ક્ષાયિક ભાવે) પ્રાપ્ત કરવાનો ઉદ્યમ કરવો જોઇએ.

(૨)

**ચાર છે ચેતનાની દશા અવિતથા,**
**બહુ શયન શયન જાગરણ ચોથી તથા;**
**મિચ્છ, અવિરત, સુયત, તેરમેં-તેહની,**
**આદિ ગુણઠાણે નયચક્રમાંહે થુણી. ॥૩૧૭॥**

**ભાવાર્થ** :- શ્રી જીનેશ્વર ભગવંતોએ સકળ સંસારી આત્માઓના કર્મોદય-જન્ય ચૌદ (૧૪) માર્ગણા સ્થાનો જણાવ્યા છે. તેમજ આત્મ-સ્વરૂપની શુદ્ધા-શુદ્ધતા વિશેષે ચૌદ (૧૪) ગુણસ્થાનકોનું સ્વરૂપ જણાવ્યું છે. તે ચૌદે (૧૪) ગુણસ્થાન સંબંધી, અત્રે માત્ર તેઓમાં આરાધક ભાવ એટલે મોક્ષ-પુરુષાર્થ પ્રતિના ઉદ્યમના સ્વરૂપને, ચાર-નિદ્રાના સ્વરૂપ વિશેષથી જણાવાયેલ છે.

પ્રથમના ત્રણ ગુણસ્થાનક વર્તી જીવોને બહુશયન એટલે નિદ્રામાં સૂતેલા જાણવા, કેમકે તેઓ આત્માર્થને જાણતા નથી, અને સાધતા પણ નથી, તેમજ ચોથા-અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ ગુણસ્થાનકવર્તી જીવોને, બીજી શયનદશા, તે-સુસ્વપ્ન-લબ્ધવત્, તંદ્રા દશામાં વર્તતા જાણવા, કેમકે તેઓ આત્માર્થને કાંઈક જાણે તો છે પરંતુ તેઓ આત્માર્થ સાધવાનો કોઈ ઉદ્યમ કરતા નથી, વળી જેઓ આત્માર્થને જાણે છે અને આત્માર્થ સાધવાને યથાશક્તિ ઉદ્યમ પણ કરી રહેલા છે, તેવા ૫-૬-૭ તેમજ ૮-૯-૧૦-૧૧-૧૨ ગુણસ્થાન વર્તી જીવોને, બાહ્ય-અભ્યંતર સ્વરૂપે ત્રીજી જાગરણ દશામાં વર્તતા જીવો જાણવા, તેમજ ચોથી ઉજાગર દશા તે દર્શના-વરણીય કર્મના તેમજ જ્ઞાનાવરણીય કર્મના સર્વથા ક્ષય થકી, તેરમા ગુણસ્થાનવર્તી સયોગી-કેવળીને તેમજ ચૌદમે ગુણસ્થાનકે અયોગી-કેવળી ભગવંતોને હોય છે, પ. પૂ. શ્રી. ય. ઉ. જી. એ આ વાત નય ચક્રમાંથી જણાવેલ છે, એમ જાણવું, તેમ છતાં,

બહુશ્રુતોએ આ ચાર પ્રકારની દશાને, યથાતથ્ય સ્વરૂપે જેમ ઘટે તેમ આત્માર્થ-સાધનતામાં, ઉત્તરોત્તર-વિશુદ્ધતા પ્રતિ યોજવી.

(૩)

ભાવ સંયોગ જા, કર્મ ઉદયાગતા,
કરમ નવિ, જીવ નવિ, મૂલ તે, નવિ-છતા;
ખડીયથી ભિત્તિમાં જેમ હોય-શ્વેતતા,
ભિત્તિ નવી ખડીય નવી તેહ ભ્રમસંગતા ॥૩૧૮॥

ભાવાર્થ :- આત્મ-તત્ત્વ યદ્યપિ સ્વરૂપે તો, અનંત-જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ અનંત ગુણોના પુંજરૂપ, અરૂપી, અસંખ્યાત પ્રદેશમય, અખંડ-અક્ષય-અગુરૂલઘુ ગુણમય, સ્ફટિક રત્ન જેવો નિર્મળ છે, તથાપિ કર્મ સંયોગે વિવિધ-પર્યાય સ્વરૂપે, આ સંસારમાં ચારગતિમાં જન્મ-મરણ કરતો થકો ભમ્યા કરે છે આ કર્મ તે જડ કાર્મણ વર્ગણાઓને પ્રથમ તો પોતે જ મિથ્યાત્વાદિ હેતુઓ વડે ગ્રહણ કરી, વિવિધ કર્મરૂપે પરિણામ પમાડી, તેને પોતાના આત્મ પ્રદેશની સાથે, ક્ષીર-નીરવત્ એકાકાર સ્વરૂપે સંયોગી કરેલી હોય છે, આથી જ તે તો વિવિધ કર્મોના ઉદયાનુસારે, આત્માને આ સંસારમાં તથાવિધ-સ્થાન-સ્વરૂપની (ગતિ-જાતિસ્વરૂપની) પ્રાપ્તિ થાય છે, આ કર્મ વર્ગણાને પ્રત્યેક સંસારી આત્માઓ, પ્રથમ તો પોત-પોતાના તીવ્ર-મંદ-યોગ પ્રવર્તન વડે અલ્પાધિક પ્રમાણમાં ગ્રહણ કરે છે અને તે યોગ પ્રવર્તનમાં જે-જે સ્વરૂપનો સંકલેશ એટલે રાગ-દ્વેષનો પરિણામ હોય છે, તે મુજબ ગ્રહણ કરેલ કાર્મણ વર્ગણામાં તેજવખતે પ્રકૃતિ-સ્થિતિ-રસ અને પ્રદેશ-બંધ એમ ચતુર્વિધ સ્વરૂપની રચના કરીને તેજ સમયે આત્મ પ્રદેશોની સાથે બંધ કરે છે. આથી તે કર્મો ઉદયમાં આવેથી તે જીવને તથા પ્રકારનો વિપાક આપે છે. આમ છતાં કર્મ-પરિણામ તે મૂળ સ્વરૂપે આત્માનું સ્વરૂપ નથી, તેથી કોઈપણ આત્માની, કોઈપણ કર્મ પરિણામ રૂપે-કાયમ માટે, તે સ્વરૂપે સ્થિતિ હોતી નથી. પરંતુ તત્ત્વભ્રાંત આત્માઓ તે કર્મજન્ય પરિણામ (સ્વરૂપ)ને પોતાનું સાચું સ્વરૂપ માની તેમાં સુખ-દુઃખના વિકલ્પે કરી મૂઢ ભાવે, રાગ-દ્વેષ કરતાં થકાં, વિશેષ પ્રકારે નવિન કર્મબંધ કર્યા કરે છે આ રીતે સંસારી આત્માઓ પોતાના રાગ-દ્વેષ રૂપ ભાવ કર્મ તેમજ યોગ કર્મે કરી નવીન કાર્મણ વર્ગણાને ગ્રહણ કરવા સાથે પ્રદેશ-પ્રકૃતિ-સ્થિતિ તેમજ અનુભાવ (રસ) રૂપે દ્રવ્ય કર્મોનો

આત્મ પ્રદેશોની સાથે–જે બંધ કરે છે, તે–દ્રવ્ય કર્મના ઉદયાનુસારે પ્રત્યેક સંસારી જીવને, તથાવિધ–સ્થાન સ્વરૂપ (જન્મ–જીવન અને મરણ) ની પ્રાપ્તિ થાય છે. આ રીતે દ્રવ્યકર્મથી–ભાવકર્મ અને ભાવકર્મથી દ્રવ્યકર્મના બંધનમાં જકડાયેલા સંસારી–આત્માઓ અનાદિ કાળથી અજ્ઞાન અને સંમોહે કરી તેને પોતાનું સાચું સ્વરૂપ માની ફરીફરીને કર્મની પરાધીનતામાં જકડાઈ સંસારમાં ભટકયા કરે છે. પરંતુ જે વારે જે કોઈ આત્માને સમ્યગ્જ્ઞાન થાય છે, તેને આ સત્ય સમજાય છે કે મારો આત્મા તો સમસ્ત કર્મ પરિણામથી ભિન્ન છે, આ સ્વરૂપ સમજવા માટે આ દષ્ટાંતને યથાર્થ સમજવાની જરૂર છે. જેમકે, કોઈ ઈંટોની ભીંત ખડી ચુનાથી ધોળી સફેદ કરી હોય, પરંતુ અંદર રહેલી સમસ્ત ઈંટો કાંઇ ધોળી બની નથી, છતાં ભીત ધોળી દેખાય છે. અને ધોળી કહેવાય પણ છે, જ્યારે હકીકતમાં તો ધોળાશ તે કાંઇ સમસ્ત ભીંતમાં નથી અર્થાત્ ભીત એટલે અંદરની ઈંટો તે કાંઇ ધોળી બની નથી, માત્ર ઉપરથી ધોળી યા તો જુદા–જુદા રંગે–રંગવાથી જુદા જુદા કાળે (સમયે) જેવી રંગેલી હોય તેવી લાગે છે, પરંતુ વસ્તુતઃ તો સમસ્ત ભીત તે કાંઇ તે રંગવાળી બનતી નથી, તેમજ ધોળાશ યા વિવિધ રંગો, તે કાંઈ, ભીંતરૂપ હોતા નથી, પરંતુ લોકવ્યવહારમાં તે–તે ભાવે તેનું આરોપણ કરાયેલુ હોય છે. એટલે ભીંત ધોળી છે, લાલ છે, પીળી છે, એમ કહેવાય છે.

પૂર્વે જે ભીંત ઉપરની ખડીના (રંગના) દષ્ટાંતે, જીવ અને કર્મનો સંબંધ જણાવ્યો, તે છદ્મસ્થ આત્માઓને બાહ્ય સંસારી આત્માના ચારે ગતિમાં ચિત્ર–વિચિત્ર સ્વરૂપે ભમવાપણાના સ્વરૂપને લઈને જણાવેલ છે. પરંતુ આત્મા અને કર્મનો સંબંધ તો ક્ષીરનીરવત્ (એકાકાર) છે. તેમ છતાં તે સંયોગ સંબંધ હોઈ, તેનો વિયોગ પણ થાય છે, અને આત્યંતિક ભાવે કરી પણ શકાય છે. આ સ્વરૂપને શ્રી કેવળી ભગવંતોએ પોતાના કેવળજ્ઞાને કરી, (જીવ દ્રવ્ય તેમજ અજીવ દ્રવ્યને પ્રત્યક્ષ ભાવે) જાણીને જણાવેલ છે.

(૪)

દેહ નવિ વચન નવિ જીવ નવિ, ચિત્ત છે,
કર્મ નવિ રાગ નવિ દ્વેષ નવિ ભિત્ત છે;
પુદ્ગલી ભાવ પુદ્ગલપણે પરિણમે,
દ્રવ્ય સવિ જુજુઆ એક હોવે કિમે ? ॥૩૧૯॥

**ભાવાર્થ** :-ઉપર જણાવ્યા મુજબ કર્મ સંયોગે પ્રાપ્ત શરીર દ્વારા એટલે કે મન-વચન-કાય યોગ દ્વારા કરાતી જીવની સમસ્ત પ્રવૃત્તિ તે મૂળ સ્વરૂપે આત્મ-તત્ત્વનું કાર્ય નથી, પરંતુ આત્માએ ગ્રહણ કરેલા કર્મોના ઉદયજન્ય-આત્માનું ઔદયિક પરિણમન છે અને તે થકી આત્મા નવીન કર્મબંધ કરે છે. આ સ્વરૂપમાં અવળી બુદ્ધિવાળા મિથ્યાદષ્ટિ આત્માઓ, પોતાના અજ્ઞાન અને સંમોહે કરી, કર્મોદયજન્ય પરિણામને પોતાનું સ્વરૂપ માની, તેમાં અહમ્ અને મમત્વ ભાવે કરી, વિશેષ સ્વરૂપે રાગ-દ્વેષ કરીને, અષ્ટવિધ કર્મના બંધનો પ્રાપ્ત કરે છે. તે માટે સૌ પ્રથમ સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત કરીને પ્રત્યેક આત્માએ પોતાના આત્માના-શુદ્ધ સ્વરૂપનું તેમજ આત્મ પરિણામ સાથે કર્મપરિણામી જડ-પુદ્ગલ દ્રવ્યોના સંયોગ સબંધી, સશ્લિષ્ટ ભાવે શરીરને, તેમજ અસંશ્લિષ્ટ ભાવે, પ્રાપ્ત સ્ત્રી-પુત્ર-ધનાદિકના સયોગને યથાતથ્ય ભિન્નાભિન્ન સ્વરૂપને નય-નિક્ષેપ પ્રમાણથી અવિસંવાદિ ભાવે જાણવુ જરૂરી છે. અન્યથા **તેમાં (જડ-ચેતનનો) સાચો વિવેક કરવો શકય બની શકતો નથી, આ માટે પ. પૂ. શ્રી. ય. ઉ. જી. એ પોતે જ જ્ઞાનસારમાં જણાવ્યું છે કે-**

" मिथो युक्त पदार्थानाम, संक्रम चमत्क्रिया;
चिन्मात्र परिणामेन, विदुषैवानुभूयते "

**અર્થ** :-બાહ્ય ભિન્ન ધન-સંપત્તિના યોગ-અયોગ સંબંધે તેમજ આત્માથી અભિન્ન શરીર સંબંધી મન-વચન-કાય યોગની શુભ-અશુભ પ્રવૃત્તિમાં હેતુભૂત-આત્મ-પરિણામ (ચિત્ત તે મનની ચચળતા) તે શુદ્ધ આત્મ-પરિણામ નથી પરંતુ પુદ્ગલજન્ય અર્થાત્ કર્મોદય જન્ય (ઔદયિક ભાવનો) આત્મ-પરિણામ છે એમ સ્પષ્ટ દેખાય છે, કેમકે આત્મા તે-તે સબધોથી અળગો થતો પ્રત્યક્ષ જોવાય છે તેમજ અનુભવાય પણ છે, આથી જ તો આ ખાસ સમજવુ જરૂરી છે કે, પ્રત્યેક જડ-ચેતન દ્રવ્યો, નિશ્ચય-સ્વરૂપે તો, પોત-પોતાના ગુણ-ધર્મમાં જ નિરંતર પરિણામ પામતાં હોય છે એટલે કે આત્મ-તત્ત્વ જ્ઞાનાદિ ગુણ-ધર્મમાં, તેમજ જડ-પુદ્ગલ દ્રવ્ય (વર્ણ ગંધ-રસ-સ્પર્શાદિ) ગુણ ધર્મે પુરણ-ગલન ભાવમાં પરિણામ-પામ્યા કરે છે, તેમ છતાં તે બન્ને દ્રવ્યોમાં વ્યવહારથી પર-પરિણામીપણું હોવાથી વ્યવહારે, જીવ દ્રવ્યો અને પુદ્ગલ દ્રવ્યોના સંયોગિક ગુણ ધર્મોના પરિણમનો (પર્યાયો)

આ જગતમાં વ્યવહાર પામતાં પ્રત્યક્ષ જોવાય છે. એટલે કે, તેઓના સંયોગ-વિયોગો પ્રત્યક્ષ જોવાય છે. **આથી એ પણ સ્પષ્ટ થાય છે કે સંયોગ સંબંધોનો વિયોગ અવશ્ય થાય છે,** પરંતુ આત્મ તત્ત્વમાં પોતાના જે સહભાવી અનંત જ્ઞાનાદિ ગુણો છે, તેનો વિયોગ આત્મામાંથી કયારેય થતો નથી. તેમજ કોઈપણ આત્મા-કોઈપણ અન્ય આત્મા સાથે-યા તો જડ-દ્રવ્ય સાથે કયારેય-એકત્વપણું પામતો નથી.

(૫)

**પંથી જન લુંટતાં, ચોરને જેમ ભણે,**
**વાટે કો લુંટિયે, તેમજ મૂઢો-ગિણે;**
**એક ક્ષેત્રે મળ્યા, અણુતણી દેખતો,**
**વિકૃતિએ જીવની, પ્રકૃતિ ઉલેખતો ॥૩૨૦॥**

**ભાવાર્થ** :-જેમ કોઇ રસ્તે ચોરે કોઇકને લુંટી લીધો હોય, અથવા તો જેમ લુંટારૂઓએ કોઇક ગામમાં ધાડ પાડી, તે ગામ લુંટી ગયા હોય, અથવા તો કોઇક ગામ આગમાં બળી ગયું હોય તેને જેમ લોકો આ રસ્તો લૂંટે છે, અથવા તો હું લુંટાયો એમ કહે છે, પરંતુ હકીકતે તો-તે રસ્તે રહેલા ચોરો, લોકોની ધનાદિ-મિલકત લુંટે છે. તેમજ આ ગામ લુંટાયુ યા બળી રહ્યું છે, એમ કહેવાય છે. પરંતુ હકીકતે તો, તેમાં રહેલી માલ-મિલકત લુંટાઇ છે, યા બળી રહી હોય છે, આ પ્રમાણે એક જ ક્ષેત્રમાં એટલે એક જ આકાશ પ્રદેશમાં રહેલા જડ-ચેતન રૂપ ભિન્ન-ભિન્ન દ્રવ્યો, જો કે પ્રત્યેક પોત-પોતાના ભાવોમાં જ પરિણામ પામી રહેલા હોય છે, તેમ છતાં-અન્યોન્ય આશ્રયે રહેલા ઉભય દ્રવ્યોના-એકત્વિક પરિણામમાં, પૂર્વે જણાવેલ લોક વ્યવહારના ઉપચાર વચનને, ઉપચાર સ્વરૂપે નહિ સમજનારા મૂઢ અજ્ઞાની આત્માઓ, સ્વ-પર આત્મતત્ત્વના જ્ઞાનાદિ ગુણ પરિણમનને અવગણીને કેવળ પુદ્ગલ દ્રવ્યોના-શુભાશુભ સંયોગ-વિયોગમાં સુખ દુઃખની કલ્પનાઓમાં રાચતા રહે છે. જ્યારે ઉત્તમજ્ઞાની આત્માઓ-તેને કર્મ પરિણામ રૂપે-પર સ્વરૂપે જાણીને તે થકી ઉદાસીન રહી, ઉલ્ટાની આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરે છે, "આ ભાવના સંબંધે તત્ત્વાર્થ સૂત્રમાં સ્પષ્ટ જણાવવામાં આવેલ છે કે"

"जगत् काय स्वभावौ च संवेग वैराग्यार्थम्"

(૬)

દેહ કર્માદિ સવિકાજ પુદ્દગલ તણાં,
જીવના તેહ વ્યવહાર માને ઘણાં;
સયલ ગુણઠાણ જીઅઠાણ સંયોગથી,
શુદ્ધ પરિણામ વિણ જીવકારય નથી. ॥૩૨૧॥

ભાવાર્થ :-આત્માને દેહનો સંબધ તેમજ દેહ દ્વારા થતું કાર્ય-તે મન-વચન-કાયયોગાદિની પ્રવૃત્તિ-તે સર્વે પુદ્દગલ દ્રવ્યના પરિણામ સ્વરૂપ છે. તેમ છતાં કેટલાકો તેને, આત્મ તત્ત્વનું સાચુ-શુદ્ધ વ્યવહાર્ય સ્વરૂપ સમજે છે. પરંતુ તેમનું તેમ માનવું તે મિથ્યા છે, કેમકે તે-આત્મ-તત્ત્વની મૂળ પ્રકૃતિનું પરિણમન સ્વરૂપ નથી પરતુ તે કર્મ સયોગી વિકૃતિ રૂપ પરિણમન છે. એમ પૂર્વે પાંચમી ગાથાના અર્થમાં સ્પષ્ટ જણાવાયુ છે, આથી જ તો ચૌદે ગુણસ્થાનક સ્વરૂપી આત્મ સ્વરૂપ, તેમજ સકળ જીવસ્થાનક તે, ચૌદ માર્ગણા સ્થાન સ્વરૂપી આત્મ સ્વરૂપ, તે આત્માનુ પરમ-શુદ્ધ સ્વરૂપ નથી, પરંતુ સકળ કર્મોનો ક્ષય કરી, જયારે આત્મા પૂર્ણ શુદ્ધ સ્વરૂપે સિદ્ધત્વને પ્રાપ્ત કરી-પોતાના અનંત-અક્ષય-જ્ઞાનાદિ ગુણોમાં અવ્યાબાધપણે સાદિ અનતમે ભાંગે પરિણામ પામતો રહે છે, તે જ તેનું પરમ શુદ્ધ સ્વરૂપ છે. એમ જાણવું જરૂરી છે. અન્યથા ક્ષાયોપશમિક તેમજ ઔદયિક ભાવમાં ઉપચારે પૂર્વાપર ભાવે-તરતમતાએ શુદ્ધા શુદ્ધતા વિચારવી; પરંતુ જ્યાં સુધી આત્મા કર્મના લેશ માત્ર સંબંધવાળો છે, ત્યાં સુધી તેને પરમ અવ્યાબાધ પરિણમન હોતું નથી, એમ જાણવુ. આથી સમજવાનું એ છે કે, ક્ષાયોપશમિક વ્યવહાર તોડવા યોગ્ય નથી, પરંતુ તે માંહેલા ઔદયિકભાવનું સ્વરૂપ છોડવા યોગ્ય છે, એટલે કે ઔદયિકભાવમાં રાગ-દ્વેષ કરવો યોગ્ય નથી એમ જાણી, તે-સંબંધે વિવેકી બની ઔદયિકભાવ પ્રતિ ઉદાસીન રહેવા પ્રયત્ન કરવો જરૂરી છે, કે જેથી આત્મ શુદ્ધિ થાય.

(૭)

નાણ દંસણ ચરણ શુદ્ધ પરિણામ જે,
તંત જોતાં ન છે જીવથી ભિન્ન એ;
રત્ન જેમ જ્યોતિથી કાર્ય-કારણ પણે,
રહિત એમ એકતા, સહજ નાણી મુણે ॥૩૨૨॥

**ભાવાર્થ** :–રત્નને જેમ તેની કાંતિનું સ્વરૂપતઃ અભિન્નપણું અનાદિ–અનંત ભાંગે હોય છે અર્થાત્ તે બન્નેમાં કાર્ય–કારણભાવી પૂર્વાપરપણું ક્યારેય હતું નહિ–હોતુ નથી-તેમજ હોઈ શકે પણ નહિ. કેમકે રત્ન અને તેની કાંતિ સહજ સ્વરૂપે ગુણ–ગુણી ભાવે એકી સાથે જ (આવિર્ભાવ-તીરોભાવ સ્વરૂપે) રહેલા હોય છે, તેમજ આત્મા પણ પોતાના અનંત–અક્ષય જ્ઞાનાદિ ગુણોમાં સહજભાવે આવિર્ભાવ-તીરોભાવ સ્વરૂપે પણ) અભિન્ન પરિણામી છે. પરંતુ કોઈપણ આત્મા ક્યારેય–અર્થાત્ કોઈપણ કાળે પોતાના ગુણ પરિણમન ભાવથી ક્યારેય ભિન્ન હતો નહિ, અને થશે પણ નહિ એમ જાણવું, પરંતુ હાલમાં વિવિધ પ્રકારનાં કર્મના આવરણને લીધે પ્રત્યેક સંસારી આત્માઓમાં ભિન્ન–ભિન્ન સ્વરૂપે પોતાના આત્માની કાંતિ અર્થાત્ જ્ઞાનાદિ ગુણોનું સહજ શુદ્ધ સ્વરૂપ કર્મ (પુદ્ગલ) પરિણામ વડે જે અવરાયેલું છે, તે શુદ્ધ ક્ષયોપશમિક ભાવ વડે, નિઃશંકપણે સમજાય છે.

(૮)

**અંશ પણ નવિ ઘટે, પૂરણ દ્રવ્યના,**
**દ્રવ્ય પણ કેમ કહું, દ્રવ્યના ગુણ વિના;**
**અકલ ને અલખ એમ જીવ અતિ તંતથી,**
**પ્રથમ અંગે વંદિઓ, અપદને પદ નથી ॥૩૨૩॥**

**ભાવાર્થ** : પૂર્વે જણાવેલા આત્માના–કર્મસંયોગી–દેહાદિ–પરિણમન (પર્યાયો) તેમજ યોગ પરિણમન તેમજ રાગ–દ્વેષાદિ પરિણમન આદિ પ્રત્યક્ષ અનુભવાતા જે–જે સ્વરૂપો છે, તે–તમામ પર્યાયો નિશ્ચય શુદ્ધનયની દૃષ્ટિએ, આત્માના નથી, તેમજ આત્માના અંશરૂપ પણ નથી, કેમકે આત્મા તો પૂર્ણ અનંત જ્ઞાનાદિ ગુણો સહિત અખંડ અવિનાશી અરૂપી દ્રવ્ય છે, તેથી તેનુ સાચું સ્વરૂપ તે કાંઈ ઇંદ્રિયાર્થક જ્ઞાનથી જણાય નહિ. વળી શુદ્ધ આત્મ દ્રવ્યમાં–કોઈ અન્ય દ્રવ્યનું ક્યારેય મળવાપણું પણ હોતું નથી પરંતુ અનાદિથી (ખાણમાં માટી અને સોનાના એકી સાથે હોવાપણાની જેમ) કર્મ સયોગ સંબંધે સંસારી આત્મા કર્માધીન પણે, ચતુર્ગતિ રૂપ સંસારમાં ભમતાં થકાં જુદા–જુદા રૂપવાળો, તેમજ યોગ કર્મે કરી વિવિધ ચેષ્ટાઓ કરતો જોવાય છે, તેમજ તે–તે વિવિધ કર્મ–(જડ–પુદ્ગલ દ્રવ્યો)ના વિયોગ થકી, આત્માને કર્મ પરિણામથી અળગો થતો

પણુ પ્રત્યક્ષ જોવાય છે અને જણાય છે આથી સ્પષ્ટપણે એ સમજવું જરૂરી છે કે, આત્મા તો-સર્વ પ્રકારના કર્મ પરિણમન ભાવથી (પર પરિણામીભાવથી) તત્ત્વતઃ ભિન્ન છે. આ સ્વરૂપમાં શ્રદ્ધા કરીને ઉત્તમ આત્માર્થી-આત્માઓ-પોતાની પરમશુદ્ધ અનંત આત્મ સત્તાને કર્મના બંધનમાંથી છોડાવી, પૂર્ણ શુદ્ધ અનંત જ્ઞાનાદિ ગુણોમાં સ્વાધીનપણે (ક્ષાયિક ભાવે) પરિણામ પામવારૂપ સિદ્ધપણાને પ્રાપ્ત કરવા માટેનો નિરંતર ઉદ્યમ કરે છે, આ સંબંધે પૂર્વે જે અનંતા આત્માઓએ જે રીતે સિદ્ધપદને પ્રાપ્ત કરેલ છે, તે રીતે તેમજ તેમના બતાવેલ માર્ગને-અનુસરીને, **જે કોઈ આત્માઓ કર્મપરિણામ જન્ય સ્વરૂપ વિશેષથી ભિન્ન, પોતાની અનંત-અક્ષય-જ્ઞાનાદિ અરૂપી ગુણ સત્તાનું ધ્યાન ધરવા પૂર્વક સ્વ-સ્વરૂપમાં રમણતા કરતા રહેશે, તે આત્માઓ નિશ્ચેથી પરમાત્મપદ-પ્રાપ્ત કરી, મુક્તિના શાશ્વત સુખોના, સાદિઅનંતમે ભાગે-ભોક્તા બનશે.**

(૯)

**શુદ્ધતા ધ્યાન એમ નિશ્ચયે આપનું,**
**તુજ સમાપત્તિ ઔષધ સકળ પાપનું;**
**દ્રવ્ય અનુયોગ સંમતિ પ્રમુખથી લહી,**
**ભક્તિ-વૈરાગ્યને, જ્ઞાન ધરિયે સહી, ॥૩૨૪॥**

**ભાવાર્થ :** પૂર્વે જણાવ્યા મુજબ પરમ શુદ્ધ, સિદ્ધ પરમાત્માના ધ્યાનાવલંબન વડે, જે કોઈ આત્માર્થી આત્માઓ, કર્મ-પરિણામથી પોતાની આત્મ સત્તાની ભિન્નતાને, તેમજ શુદ્ધતાને, યથાર્થ જાણીને, તેમાં પૂર્ણ શ્રદ્ધા કરીને, પછી પૂર્વે જે-જે આત્માઓ જે-જે ભાવે આશ્રવ ભાવોનો ત્યાગ કરીને, જે-જે ભાવે-સંવર-નિર્જરાનો આદર કરીને સિદ્ધિપદને વરેલા છે, તે માર્ગને યથાશક્તિ અવિરુદ્ધભાવે અનુસરવા વડે, સિદ્ધપદ પ્રાપ્તિનું ધ્યાન ધરતા રહે છે, તે આત્માઓ નિશ્ચેથી અનુક્રમે પોતાના તમામ કર્મના બંધનો તોડીને સિદ્ધ પદને પ્રાપ્ત કરે છે આ માટે સૌ પ્રથમ મુમુક્ષુ આત્માઓએ, દ્રવ્યાનુયોગના ગ્રંથો તે સંમતિતર્કાદિના ભાવોને ધારણ કરીને, જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ભાવે, પોતાના શુદ્ધ આત્મ-તત્ત્વની (કર્મના બંધનને તોડવારૂપ) આરાધના કરવા માટે, વિશ્નક્તિભાવે ષટ્ કારકતાએ

રત્નત્રયિની વિશુદ્ધિમાં ઉદ્યમી (લીન) બનવું જરૂરી છે. આ સંબંધે પ. પૂ. અધ્યાત્મયોગી શ્રી આનંદઘનજીએ સ્પષ્ટપણે જણાવ્યું છે કે .

"યુંજન કરણે હો અંતર તુજ પડ્યો રે, ગુણ કરણે કરી ભંગ;"
ગ્રંથ ઉક્તે કરી પંડિત જન કહ્યો રે, અંતર ભંગ સુઅંગ."

અર્થ :-કેવળ મન-વચન-કાય યોગની શુદ્ધાશુદ્ધતાએ તો આત્મા શુભાશુભ કર્મબંધ કરી સંસાર વધારતો રહે છે. જ્યારે પરમશુદ્ધ ક્ષાયિકભાવમાં પરિણામ પામી રહેલ એવા સિદ્ધ પરમાત્માનું સમભાવે કરી ધ્યાન કરવા વડે પોતાના કર્મના આવરણોને તોડીને જ્ઞાનાદિ અનંત સ્વગુણ સત્તાને, સ્વાધીન ભાવે પ્રાપ્ત કરનારો સમાધિસ્થ આત્મા પોતે એકાકી પોતાની સહજ શુદ્ધ અજર-અમર-અનંત-અક્ષય-સંપદાનો અવ્યાબાધપણે ભોક્તા બને છે.

(૧૦)

જેહ અહંકાર મમકારનું બંધનં,
શુદ્ધ નય તે દહે દહન જેમ ઇંધનં;
શુદ્ધ નય દીપિકા મુક્તિ મારગ ભણી,
શુદ્ધ નય આથ છે સાધુને આપણી ॥૩૨૫॥

ભાવાર્થ :-કેવળ શુભાશુભ યોગ ક્રિયાની પ્રવૃત્તિ-નિવૃત્તિમાં જ જો-આત્મ-શુદ્ધિની કારકતાનું લક્ષ છે, તો તે ક્રિયાઓ-અહંકાર અને મમત્વની પોષક બની-રાગ-દ્વેષની વૃદ્ધિ કરવાવાળી થાય છે. તે માટે સૌ પ્રથમ ક્ષાયિકભાવની આત્મ શુદ્ધિના સાધ્યને લક્ષમાં રાખીને, શુદ્ધ ક્ષયોપશમ ભાવની મુખ્યતાએ મન-વચન-કાયયોગની પ્રવૃત્તિ-નિવૃત્તિ રૂપ નિમિત્તતાએ-ઉત્તરોત્તર વિશુદ્ધ આત્મ-પરિણામે આત્મશુદ્ધિરૂપ સાધ્યને સાધતો-આત્મા જેમ બળતાં લાકડા (અગ્નિ)માં નાંખેલી વસ્તુ ભસ્મીભૂત થઈ જાય છે, તેમ ઉપર જણાવ્યા મુજબ શુદ્ધ-સાધ્યલક્ષી આત્માર્થી આત્મા પરમ યોગ શુદ્ધિએ-નિયોગ રૂપ અગ્નિમાં સમસ્ત સંચિત કર્મોને બાળીને, નિર્મળ થાય છે. આ સંબંધે ઉત્તમ સાધુ ભગવંતોએ તો, સૌ પ્રથમ શુદ્ધ-નિશ્ચય શુદ્ધિનું આલંબન લેઇને આત્માર્થ-સાધવાનો ઉદ્યમ કરવો જોઈએ. અન્યથા-સમસ્ત-યોગ પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ સાધના કેવળ સંસાર વધારનારી થાય છે, એમ જાણવું.

નિયોગ સાધનાનું સ્વરૂપ જાણવા માટે જ્ઞાનસારનું-નિયાગાષ્ટક જોવું.

(૧૧)

સકળગણિ પિટકનું સાર જેણે લહ્યું,
તેહને પણ પરમ સાર એહજ કહ્યું;
ઓઘ નિર્યુક્તિમાં એહ વિણ નવિ મિટે,
દુઃખ સવિ વચન એ પ્રથમ અંગે ઘટે. ॥૩૨૬॥

ભાવાર્થ :-ઉપર જણાવેલ સાધ્ય-સાધન દાવે આત્મ શુદ્ધિરૂપ પરિણામની કર્મ બંધનને તોડવા માટે જે અનિવાર્ય હેતુ છે, તે સ્વરૂપને જણાવતાં થકાં, શ્રી ઓઘ નિર્યુક્તિમાં, તેમજ શ્રી આચારાંગ સૂત્રમાં પણ, જણાવાયેલ છે કે જેમણે સકળ ગણિ પિટક એટલે ચૌદપૂર્વના સારને જાણ્યો છે, એવા ઉત્તમ આત્માર્થી-આત્માઓએ પોતાના-સાધ્ય-સાધન દાવના પરિણામમાં પ્રથમ વિભાવ-પરિણમનરૂપ અશુદ્ધતા ટાળીને સ્વસ્વભાવમાં પરિણામ પામવારૂપ શુદ્ધતા પ્રાપ્ત કરવાની આવશ્યકતાને અનિવાર્ય જાણે છે. અર્થાત્ પોતાના આત્મ-ભાવનું (સમ્યગ્-જ્ઞાન-દર્શન-ચારિત્રાદિનુ) સમસ્ત પરિણમન, આત્માર્થ સાધવા પ્રતિ-પ્રવર્તાવવું એજ આત્મશુદ્ધિનો સાચો મોક્ષમાર્ગ છે, એમ જાણે છે. અન્યથા આત્માર્થ-શૂન્યપણે કેવળ મન-વચન-કાય યોગની શુભાશુભ પ્રવૃત્તિ-નિવૃત્તિથી આત્મશુદ્ધિ થતી નથી, એમ તેઓ નિઃશંકપણે જાણતા હોય છે.

(૧૨)

શુદ્ધ નય ધ્યાન તેહને સદા પરિણમે,
જેહને શુદ્ધ વ્યવહાર હીયડે રમે;
મલિન વસ્ત્રે યથા રાગ કુંકુમ તણો,
હીન વ્યવહાર ચિત્ત એહથી નવિ ગુણો ॥૩૨૭॥

ભાવાર્થ :-હવે આત્માર્થી-આત્માઓને આત્માના પરમ શુદ્ધ-સ્વરૂપના ધ્યેયના લક્ષ્યને અવિચળ રાખવાનો ઉપાય બતાવતાં થકાં પ. પૂ શ્રી ય. ઉ. જી જણાવે છે કે-જે આત્માઓ શ્રી જીનેશ્વર ભગવંતોએ મોક્ષાર્થી આત્માઓ માટે બતાવેલ તેમજ શ્રી ચતુર્વિધ સંઘની સ્થાપના કરીને પ્રત્યક્ષપણે પ્રવર્તાવેલ, પંચાચારમાં, અતિચાર રહિતપણે પ્રવર્તે છે તેઓ કદાપિ આત્મ શુદ્ધિના સાધ્યથી ચલિત થતા નથી એટલું જ નહિ પરંતુ તે થકી ઉત્તરોત્તર આત્મ વિશુદ્ધિને પ્રગટ ભાવે અનુભવતાં થકાં શુદ્ધ સાધ્ય સાધન દાવમાં નિઃશંક ભાવે યથાતથ્ય વીર્યોલ્લાસ

વડે પ્રવર્તન કરવા વડે ઈષ્ટાર્થ સિદ્ધિને પ્રાપ્ત કરવાવાળા થાય છે. આમ છતાં જેઓ પ્રથમ નિશ્ચય દષ્ટિને હૃદયમાં સ્થાપ્યા વગર શ્રી જીનાજ્ઞાનું ઉલ્લંઘન કરીને, જે કોઈ શુભા-શુભ પ્રવૃત્તિ-નિવૃત્તિમાં પ્રવર્તે છે, તેઓમાં જેમ મલીન વસ્ત્ર ઉપર રંગ બેસે નહિ તેમ આત્મ શુદ્ધિ રૂપ સમ્યગ-જ્ઞાન-દર્શન-ચારિત્રનો કોઈ શુદ્ધ પરિણામ ઉત્પન્ન થતો નથી કિંતુ સવિશેષ દુરાગ્રહીતા વધતી જતી હોય છે. અને તે થકી તેઓ સ્વ-પરમાં રાગ-દ્વેષની વૃદ્ધિ-કરતાં-કરાવતાં રહી તથારૂપ મિથ્યાભાવમાં રાચતા હોય છે.

(૧૩)

જેહ વ્યવહાર સેઢી પ્રથમ છાંડતાં,
એક એ આદરે આપમત માંડતાં,
તાસ ઉતાવળે નવિ ટળે આપદા,
ક્ષુધિત ઇચ્છાએ ઉંબર ન પાકે કદા ॥૩૨૮॥

(૧૪)

ભાવ લવ જેહ વ્યવહાર ગુણથી ભળે,
શુદ્ધનય ભાવના તેહથી નવી ચળે;
શુદ્ધ વ્યવહાર ગુરૂયોગ પરિણતપણું,
તેહ વિણ શુદ્ધ નયમાં નવિ તે ઘણું ॥૩૨૯॥

**ભાવાર્થ** :-જેઓ જૈન નામ ધરાવીને, શ્રી જીનેશ્વર ભગવંતની આજ્ઞાએ વ્યવહાર શુદ્ધિના અનુક્રમ મુજબ-પ્રથમ જ્ઞાનાચારનું સેવન કરી, પછી તેમાં દર્શનાચારે-શ્રદ્ધા પ્રાપ્ત કરીને, પછી ચારિત્રાચાર, તપાચારમાં પ્રવર્તવું જોઈએ, એ સૂત્ર સિદ્ધાંતના સ્વરૂપનો અનાદર કરીને, જેઓ કેવળ પોતાની મતિ કલ્પનાએ, લોક દેખાદેખી લોક-રંજનાર્થે બાહ્ય વ્યવહાર શુદ્ધિ રૂપ ચારિત્રાચાર તેમજ તપાચારનું આચરણ કરે છે તેઓએ પૂર્વે જણાવ્યા મુજબ શુદ્ધ નિશ્ચય દષ્ટિ (એટલે આત્મ શુદ્ધિનો લક્ષ) પ્રાપ્ત કરેલ ન હોવાથી, તેઓમાં આત્મ શુદ્ધિ કરવાની ઓધે કરીને ઈચ્છા હોય તો પણ તેમની ઉતાવળે એટલે, વ્યવારના અનુક્રમને તોડીને કરાતા ચારિત્રાચાર-તેમજ તપાચારના વ્યવહારથી કોઈ આત્મ શુદ્ધિ થતી નથી એમ જાણવું.

તેમજ વળી આ સાથે એ પણ જાણવું જરૂરી છે કે-જેમને ભાવલવ, તે આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરવાનો, કિંચિત્ પરિણામ પ્રાપ્ત થયો છે, તેઓએ પણ,

પોતાના તે પરિણામની શુદ્ધિ-વૃદ્ધિ અર્થે સુગુરૂનો યોગ પ્રાપ્ત કરીને યથાશક્તિ-ચારિત્રાચાર તેમજ તપાચારનું સેવન કરતાં રહેવું જરૂરી છે. અન્યથા ગુરૂ તત્ત્વનો અનાદર કરીને સૂત્ર-અર્થ શૂન્યપણે સ્વમતિકલ્પિત ભાવે આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરવાનો પરિણામ, તે-મિથ્યા (વંધ્ય) જાણવો. ઉપર જણાવ્યા મુજબ જે કોઈ આત્માઓ પ્રથમ જ્ઞાન-દર્શન ગુણને પ્રાપ્ત કરીને આત્મ શુદ્ધિ કરવાનો (લક્ષ) ધ્યેય પ્રાપ્ત કરીને આત્મ શુદ્ધિના ઉપાય રૂપે-ચારિત્રાચાર-તપાચારમાં સુગુરૂની નિશ્રાએ, યથાશક્તિ પ્રવર્તન કરશે, તેઓ નિશ્ચેથી પોતાના સત્તાગત (તીરોભાવી) શુદ્ધ-આત્મ સ્વરૂપને, કર્મના બંધનથી મુક્ત કરવી, પોતાના આત્મ સ્વરૂપને (ક્ષાયિક ભાવે) સંપૂર્ણ સ્વાધીનભાવે પ્રાપ્ત કરવાવાળા થશે.

(૧૫)

**કોઈ નવિ ભેદ જાણે અપરિણત મતિ,**
**શુદ્ધ નય અતિહિ ગંભીર છે તે વતી;**
**ભેદ લવ જાણતાં કેઈ મારગ તજે,**
**હોય અતિ પરિણતી, પરસમય સ્થિતિ ભજે ॥૩૩૦॥**

**ભાવાર્થ** :-પ્રથમ તો જે અજ્ઞાનીઓએ આત્મ શુદ્ધિનો લક્ષ પ્રાપ્ત કર્યો નથી, તેમજ શ્રી જીનેશ્વર ભગવંતોએ બતાવેલ ગુણ સ્થાનક ભેદ-વિધિ-નિષેધનું સ્વરૂપ જાણ્યું નથી, આદર્યું નથી અને પાળ્યું પણ નથી એવા અપરિણામી જીવો ગમે તેટલી શુભ ક્રિયાઓ કરે, તો પણ તેઓ, કદાપિ તે થકી કોઈ આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી, પરંતુ જેઓએ જૈન શાસ્ત્રનો અભ્યાસ કરીને, ષટ્ સ્થાનનું સ્વરૂપ જાણ્યું છે, એટલે કે સંગ્રહ નયે કરીને, આત્માની તીરોભાવી શુદ્ધ સત્તાને જાણવા સાથે કર્મ પરિણામી વર્તમાન અશુદ્ધતાને પણ યથાર્થ સ્વરૂપે જાણી છે. તેમ છતાં પણ જેઓ પોતાની શુદ્ધ સત્તાને, શુદ્ધ-વ્યવહાર વડે, નિશ્ચય શુદ્ધતાને આવિર્ભાવે પ્રાપ્ત કરવાના ઉપાય રૂપ, સુગુરૂની આજ્ઞાએ શુદ્ધ-વ્યવહારમાં પ્રવર્તન કરવાનું છોડી દઇને કેવળ પોતાની મનસ્વી રીતે અર્થાત્ કેવળ શુદ્ધ નિશ્ચય નયના સ્વરૂપના શાબ્દિક વ્યવહાર વડે જ પોતાની આત્મ શુદ્ધિ પ્રાપ્ત કરવાની ઉત્કંઠા રાખે છે, પરંતુ વ્યવહાર સ્વરૂપે તો કેવળ વિભાવમાં રાચ્યા કરે છે. તેવા અતિપરિણત મતિવાળા જીવો પણ કદાપી આત્મ-શુદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી.

પૂર્વે અમોએ જ્ઞાન નયે એકાંત નિશ્ચય દૃષ્ટિવાળાને અતિ પરિણામી, તેમજ નિશ્ચયદૃષ્ટિ શૂન્ય વ્યવહારવાળાને, અપરિણામી જીવો જણાવ્યા છે. તેમજ ક્રિયા નયે એકાંત ઉત્સર્ગ માર્ગે જ પ્રવર્તન કરવું જોઇએ એમ સમજનારને અપરિણામી, તેમજ ઉત્સર્ગ માર્ગનો અપલાપ કરી કેવળ અપવાદ માર્ગે જ પ્રવર્તન કરે છે તેઓને અતિ પરિણામી જીવો જણાવ્યા છે. આ રીતે જ્ઞાન તેમજ ક્રિયા બંને નયમાં પણ ઉપર જણાવ્યા મુજબ એકાંત-આગ્રહી, એવા અતિ પરિણામી, તેમજ અપરિણામી જીવોને આરાધક જાણવાના નથી, પરંતુ જેઓ સમ્યક્પણે-પરસ્પર સાપેક્ષ ભાવે "ज्ञान क्रियाभ्याम् मोक्षः" એ સૂત્રાર્થમાં સમ્યગ્ ભાવે યથાર્થ પરિણામી છે તેઓને આત્મ શુદ્ધિની કારકતાએ નિશ્ચયથી આરાધકપણું હોય છે-એમ જાણવું અન્યથા જ્ઞાન-ક્રિયાના એકાંત પક્ષપાતી જીવો-અનાદિથી સંસારમાં રઝળે છે, અને રઝળતા રહેશે એમ જાણવું.

(૧૬)

તેહ કારણ થકી સર્વ નય નવિ કહ્યા,
કાલિક શ્રુત માંહે તીન પ્રાયે લહ્યા;
દેખી આવશ્યકે, શુદ્ધ નય ધુરે ભણી;
જાણિયે ઉલટી રીતિ બોટિક તણી. ॥૩૩૧॥

**ભાવાર્થ** :-ઉપર જણાવ્યા મુજબ શુદ્ધ સંગ્રહ નયની દૃષ્ટિએ આત્માની જે પરમ શુદ્ધતા છે તેને શુદ્ધ નિશ્ચય નય સ્વરૂપે સમજી લેવાની ભ્રાંતિએ અજ્ઞાની આત્માઓ અતિ પરિણામીપણું પામી ન જાય તેમ વિચારીને, શ્વેતામ્બર-મૂર્તિ-પૂજક તપગચ્છાદિ-ગચ્છોમાં, પ્રથમના ત્રણ નયના સ્વરૂપને એટલે નૈગમ-સંગ્રહ અને વ્યવહાર નયના સ્વરૂપને મુખ્યપણે કહેનારા-કાલિક શ્રુતનો જેમાં મુખ્યપણે-છ (૬) આવશ્યકની-કરણી, કરવા-કરાવવાનો વિધિ બતાવેલો છે તેનો અભ્યાસ પ્રથમ કરાવવામાં આવે છે, જયારે-બોટિક એટલે દિગમ્બર પરંપરામાં આથી ઉલટી રીતે, એટલે કે તેઓને પ્રથમ પાછળના ચાર નય, તે ઋજુસૂત્ર-શબ્દ-સંભિરૂઢ અને એવંભૂત નયે કરીને સંસારી આત્માઓની આત્મ પરિણામ-પરિણતિનું જે શુદ્ધાશુદ્ધ સ્વરૂપ છે. તેને પ્રથમ સમજાવવામાં આવે છે, અને પ્રત્યેક આત્માને શુદ્ધતા પ્રાપ્ત કરવા માટેના ઉપાયરૂપ વ્યવહારને, દરેકે દરેક જીવોને પોત-પોતાની શક્ય મરજી ઉપર છોડી દેવામાં આવે છે.

શ્રી જીનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ અર્થને જણાવનારા, સૂત્ર-સિદ્ધાંતમાં તો, સાતે નયના સ્વરૂપને, જ્ઞાન-ક્રિયા સાપેક્ષ સાધ્ય-સાધન દાવે, ઉત્સર્ગ-અપવાદ સ્વરૂપે, યથાર્થ અવિરૂદ્ધ ભાવે આરાધતો-આત્મા, આત્માર્થ સાધી શકે છે એમ સ્પષ્ટ જણાવેલું છે. અન્યથા પ્રથમ જણાવ્યા મુજબ એકાંત પક્ષપાતી જીવોને-અપરિણામી તેમજ અતિપરિણામી જીવો જણાવેલ છે.

(૧૭)

શુદ્ધ વ્યવહાર છે ગચ્છ કિરિયા થિતિ,
દુપ્પઃસહ જાવ તીરથ કહ્યું છે નીતિ;
તેહ સંવિજ્ઞ-ગીતાર્થથી સંભવે,
અવર એરંડ સમ કોણુ જગ લેખવે. ॥૩૩૨॥

ભાવાર્થ :- ઉપર જણાવ્યા મુજબ સ્પષ્ટતા કરીને, આ ગાથાથી પ્ર. પૂ. શ્રી ય. ઉ. જી જણાવે છે કે-ચરમ-તીર્થપતિ સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી મહાવીર પરમાત્માએ જણાવ્યુ છે કે, તેમનું શાસન એટલે તેમણે સ્થાપેલ શ્રી ચતુર્વિધ સઘની પરંપરા અર્થાત્ મોક્ષપદની આરાધના, આ પાંચમા આરાના છેડા સુધી, છેલ્લા દુપ્પસહ સૂરિ સુધી ચાલુ રહેવાવાળી છે. આ માટે શાસનપતિ શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીજીએ સ્થાપેલ શાસનને અદ્વેષ ભાવે અનુસરવું એ પ્રત્યેક આત્માર્થી-આત્મા માટે-મોક્ષ-માર્ગની આરાધના-પ્રતિનું અનિવાર્ય-અંગ છે એમ જાણવું. આથી સ્પષ્ટ સમજવું કે સંવિજ્ઞ પાક્ષિક-ગીતાર્થ-ગુરૂભગવંતને અનુસરતા, એવા સમસ્ત ચતુર્વિધ શ્રી સંઘને આરાધકપણું છે. અન્યથા મતિકલ્પિત ભાવે પ્રવર્તન કરનાર આત્માઓ તો સ્વચ્છંદાચારે ઉલ્ટી વિરાધકતા ઉપાર્જે છે.

(૧૮)

શાસ્ત્ર અનુસાર જે, નવિ હઠે તાણિએ,
નીતિ તપ ગચ્છની તે ભલી જાણિએ;
જીત દાખે જીહાં સમય સારૂ બુધા,
નામ ને ઠામ કુમતે નહિ જસ મુધા. ॥૩૩૩॥

ભાવાર્થ :- છેવટે-નિષ્કર્ષ રૂપે પ. પૂ. શ્રી ય. ઉ.જીએ જણાવ્યું છે કે-જે કોઇ આત્મા. શાસ્ત્રાર્થને અવિરૂદ્ધ ભાવે અનુસરે છે, અને અન્ય-આત્માર્થી

આત્માને પણ કોઈ પણ જાતના-કદાગ્રહમાં નાંખતા નથી તેવા ઉત્તમ આત્માઓનો સંગ કરવાથી-આત્માર્થ સધાય છે એમ જાણવું. કેમકે મોક્ષાર્થી આત્માઓ તો શાસ્ત્રાર્થને અનુસરીને મોક્ષ-પુરુષાર્થ-આદરતા હોવાથી તેઓ-દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સંબંધી યથાર્થ અવિરૂદ્ધ-વ્યવહારનો આશ્રય કરવાવાળા હોય છે. શ્રી જૈન-સિદ્ધાંતાનુસારે પાંચ પ્રકારના વ્યવહારો યથાસ્થાને-પરસ્પર-ભિન્ના-ભિન્ન સ્વરૂપે પ્રવર્તન પામતાં હોય-તો, ત્યાં સમ્યક્-ચારિત્ર કહ્યું છે. અન્યથા કોઈ પણ વ્યવહારના એકાંત પક્ષપાતમાં રાચવું તે મિથ્યા દુરાચારીપણું જાણવું.

ઉપર જણાવેલા અર્થને પોતા-સંબંધે જોડતાં થકાં પ. પૂ. શ્રી ય. ઉ. જી એ જણાવ્યું છે કે હાલમાં મેં શ્રી જૈન શ્વે-પૂ. તપગચ્છમાં શ્રી જીનેશ્વર ભાષિત સૂત્રાર્થ-સંબંધે નીતિ-રીતિનું મુખ્યપણે અનુસરણ થતું જોયું છે, જાણ્યું છે અને યથાશક્તિ પાલન પણ કર્યું છે તે થકી એ પરંપરામાં જે રીતે મોક્ષ માર્ગની અવિરૂદ્ધતા છે, તેને મેં નિર્દંભ ભાવે જણાવી છે.

(૧૯)

નામ નિર્ગ્રંથ છે પ્રથમ એહનું કહ્યું,
પ્રથમ અડ પાટ લગે ગુરૂ ગણે સંગ્રહ્યું;
મંત્ર કોટી જપી નવમ પાટે યદા,
તેહ કારણ થયું નામ કોટિક તદા. ॥૩૩૪॥

(૨૦)

પનરમેં પાટે શ્રી ચન્દ્રસૂરે કર્યું,
ચંદ્ર ગચ્છ નામ નિર્મળ પણે વિસ્તર્યું;
સોલમે પાટ વનવાસ નિર્મમ મતિ,
નામ વનવાસી સામંત ભદ્રો યતિ. ॥૩૩૫॥

**ભાવાર્થ** :- શ્રમણ ભગવંત શ્રી મહાવીર સ્વામીજીની પાટે, તેમના પાંચમા ગણધર શ્રી સુધર્મા સ્વામીજી બેઠા હતા, તે પાટે, આઠપાટ લગી થયેલાં આચાર્યો **નિર્ગ્રંથ-ગચ્છીઓ કહેવાયા છે**, તે પછી નવમી પાટે સુસ્થિત અને સુપ્રતિબદ્ધ નામના બંને આચાર્યોએ-સૂરિમંત્રનો એક ક્રોડવાર જાપ કરેલો, તેથી તેમનાથી **કોટિક-ગચ્છ ચાલ્યો હતો**, તે પછી પંદરમી પાટે, ૧૪ મી પાટે આવેલ વજ્ર-સેન આચાર્ય જેઓ ૧૩ મી પાટે આવેલ સાડા નવ પૂર્વધર **વજ્ર સ્વામીના**

શિષ્ય હતા. તેમના ચાર શિષ્યોમાંથી ચંદ્ર નામના આચાર્યથી ચંદ્ર-ગચ્છ ચાલ્યો છે, તે પછી સોળમી પાટે નિર્મમત્વ ભાવે વનવાસમાં રહેલા સામંત ભદ્રયતિએ કરી વનવાસી ગચ્છ પ્રવર્તેલ છે.

(૨૧)

પાટ છત્રીશમેં સર્વ દેવાભિધા,
સૂરિ વડ ગચ્છ તિહાં નામ શ્રાવણે સુધા;
વડતલે સૂરિપદ આપીઓ તે વતી,
વલીય તસ બહુ ગુણે જેહ વાધ્યા યતિ. ॥૩૩૬॥

ભાવાર્થ :- તે પછી અનુક્રમે પાંત્રીશમી પાટે, ઉદ્યોતન સૂરિ થયા છે. તેમણે વડ-વૃક્ષની નીચે એકી સાથે આઠ મુનિઓને આચાર્ય પદવી આપી છે. તેમનાથી વડ-ગચ્છ નીકળ્યો છે, અને તેમનાથી ઘણા યતિઓનો (સાધુ-ઓનો) માર્ગ પ્રવર્તેલ છે. તે-થકી (૮૪) ચોર્યાશી ગચ્છો તે વારે પ્રવર્તતા હતા. તે પછી-

(૨૨)

સૂરિ જગ ચંદ્ર જગ સમરસ ચંદ્રમા,
જેહ ગુરૂ પાટે ચઉ અધિક ચાલીસમા;
તેહ પામ્યું તપા નામ બહુ તપ કરી;
પ્રગટ આઘાટ પુરિ વિજય કમલા વરી. ॥૩૩૭॥

ભાવાર્થ :-ચુંમાલીશ (૪૪) મી પાટે જગતૃચંદ્ર સૂરિ થયા છે. તેમણે વર્દ્ધમાન આયબિલતપ, વિશેષે કરેલ તેથી રાણા-(રાજા) એ તેમને તપા નામનું બિરૂદ આપેલું તેથી તેમનાથી તપ-ગચ્છની શાખા નીકળી છે. વળી તેમણે વાદ-વિવાદમાં જીત મેળવી હીર બતાવ્યું હતું તેથી રાણાએ તેમને હીરલાનું બિરૂદ પણ આપ્યું હતું.

(૨૩)

એહ પટ નામ ગુણ ઠામ તપ ગણ તણા,
શુદ્ધ સદ્દહણ ગુણ રયણ એહમાં ઘણા;
એહ અનુગત પરંપર ભણી સેવતા,
જ્ઞાન યોગી વિબુધ પ્રગટ જગ-દેવતા. ॥૩૩૮॥

**ભાવાર્થ** :-ઉપર જણાવ્યા મુજબ પ્રથમ (૧) નિર્ગ્રંથ ગચ્છ (૨) કોટિક ગચ્છ (૩) ચંદ્રગચ્છ (૪) વનવાસી ગચ્છ (૫) વડ-ગચ્છ (૬) તપ-ગચ્છ એ રીતે તપગચ્છની પરંપરા જણાવી-જેમાં પૂર્વે જણાવ્યા મુજબ અનેક ગચ્છોમાં અનેક મહા-પુરૂષો જ્ઞાનીઓ થઈ ગયા છે, જેમના નામો અન્યત્ર જોવામાં આવે છે. તે અનુસારે તેમના અનુયાયી જ્ઞાનીઓને, આજે પણ જગતના તમામ ઉત્તમ પુરૂષો પૂજે છે.

(૨૪)

**કોઈ કહે મુક્તિ છે, વીણતાં ચીંથરાં,**
**કોઈ કહે સહજ જમતાં ઘર દહિથરાં;**
**મૂઢ એ દોય તસ ભેદ જાણે નહિ;**
**જ્ઞાન યોગે ક્રિયા સાધતા તે સહી. ॥૩૩૯॥**

**ભાવાર્થ** : પૂર્વે જે-નિશ્ચય નય દષ્ટિનું તેમજ વ્યવહારનય દષ્ટિનું સ્વરૂપ જણાવ્યું, અને તે બંનેમાં એકાંત પક્ષે અતિપરિણતપણું તેમજ અપરિણત પણું પણ સમજાવ્યું. હવે તે બનેમાં પૂર્વાપર ભાવે જેઓ એકાંત પક્ષમાં રાચતાં રહે છે, તેવા મૂઢ-મિથ્યાવાદીઓનું સ્વરૂપ જણાવતાં થકાં પ. પૂ. શ્રી. ય. ઉ. જીએ આ ગાથાથી સ્પષ્ટ જણાવ્યું છે કે, પ્રથમ તો જેઓ નિશ્ચય દષ્ટિ શૂન્ય કેવળ વ્યવહાર શુદ્ધિ વડે, એટલે પડિલેહણાદિ તેમજ પ્રતિક્રમણાદિ ક્રિયાઓ વડે, તેમજ કેવળ કાય ક્લેશરૂપ તપ-જપે કરી, નગ્ન ભાવે વિચરવાથી અથવા તો ફાટયા-તૂટયાં વસ્ત્રાદિક પહેરવા થકી-મોક્ષ માર્ગ સધાય છે, એમ માને છે. જ્યારે બીજા કેટલાકો જેઓ કેવળ આત્મ શુદ્ધિના લક્ષને કેવળ વાણી દ્વારા, આગળ ધરીને, મન માન્યા વિષય ભોગ-ભોગવતાં થકાં પણ મોક્ષ-માર્ગ સધાય છે, એમ માને છે, તેઓ બંને પણ, આત્માર્થ સાધી શકતા નથી એમ જાણવું. કેમકે શ્રી જૈન સૂત્ર સિદ્ધાંતાનુસારે તો, પ્રથમ મોક્ષ-માર્ગનું જ્ઞાન શ્રદ્ધાન પ્રાપ્ત કરીને, પછી તેને યથાર્થ અવિરૂદ્ધ ભાવે-અનુસરવાથી મોક્ષ-પ્રાપ્ત થાય છે એમ સ્પષ્ટ જણાવેલું છે.

(૨૫)

**સરળ ભાવે પ્રભો ! શુદ્ધ એમ જાણતાં,**
**હું લહું સુજશ તુજ વચન મન આણતાં;**
**પૂર્વ સુવિહિત તણા ગ્રંથ જાણી કરી,**
**મુઝ હોજો તુઝ કૃપા ભવપયોનિધિ તરી. ॥૩૪૦॥**

**ભાવાર્થ** :-છેલ્લે પ. પૂ. શ્રી. ય. ઉ. જી જણાવે છે કે હે પ્રભુ ! મેં આપની સર્વ-જીવ હિતકારિણી વાણીનું સ્વરૂપ સુવિહિત પૂર્વાચાર્યોએ રચેલા જે-જે ગ્રંથો મારા વાંચવામાં આવ્યા છે. તે થકી સરળ ભાવે એટલે કપટ રહિત-એકાંત પક્ષપાતીપણું ટાળીને મને જે સ્વરૂપે (સ્યાદ્વાદ-સ્વરૂપે) સમજાયું-તેને યથાર્થ પણે, તારી ભક્તિ કરવા રૂપે મેં પ્રકાશ્યું છે. તો મને તથાવિધ સત્યતાને અનુસરવા વડે, તારી કૃપાએ-મોક્ષ-માર્ગની અખંડ સાધના પ્રાપ્ત થશે એમ જાણું છું.

સોળમી ઢાળ સમાપ્ત

दुक्खं णज्जइ अप्पा, अप्पाणाउण भावणं दुक्खं;
भावियव सहाव पुरिसो, विसएसु विरच्चइ दुक्खं.

**અર્થ** :-પ્રથમ તો આત્મતત્ત્વનું સાચું સ્વરૂપ જાણવું દુષ્કર છે, અને જાણ્યા પછી, પોતાના આત્માની શુદ્ધિ કરવાની ભાવના કરવી દુષ્કર છે, અને પોતાના આત્મની શુદ્ધિ કરવાની ભાવના વાળાને પણ, પોતાના આત્માને વિષયોથી અળગો કરવો મુશ્કેલ છે.

## ઢાળ સત્તરમી (૧૭)

(૧)

આજ જીનરાજ મુજ કાજ સિદ્ધા સવે,
વિનતી માહરી ચિત્તધારી,
માર્ગ જે મેં લહ્યો તુજ કૃપા રસ થકી,
તો હુઇ સંપદા પ્રગટ સારી...આજ૦ ॥૩૪૧॥

ભાવાર્થ : પૂર્વે પોતાને, સ્યાદ્વાદ સ્વરૂપે શ્રી જીનેશ્વર પરમાત્માએ પ્રકાશેલ મોક્ષ-માર્ગની જે સ્વરૂપે યથાર્થ-શ્રદ્ધા પ્રતીતિ તેમજ રૂચી ઉત્પન્ન થઇ છે, તે સ્વરૂપે યથાર્થ પ્રકાશન કરવાના હર્ષ થકી પ. પૂ. શ્રી ય. ઉ. જીએ જણાવ્યું છે કે શ્રી વીતરાગ-પરમાત્માની કૃપારૂપ સમભાવની પ્રાપ્તિ વડે, મેં આ રચના કરી છે.

(૨)

વેગળો મત હુજે દેવ, મુજ મન થકી,
કમલના વન થકી જેમ પરાગો;
ચમક પાષણ જેમ લોહને ખેંચસે,
મુક્તિને સેહેજ તુઝ ભક્તિ રાગો...આજ૦ ॥૩૪૨॥

ભાવાર્થ :- વળી પણ કહે છે કે હે શ્રી વીતરાગ-પરમાત્મા! હવે મારે તમારા જેવું મારૂં શુદ્ધ પરમાત્મપણું પ્રાપ્ત કરવું છે, તે માટે જેમ, કમળના વન થકી કમળવાસ દૂર રહેતી નથી, તેમ મારી સાધનામાં-આપ હરપળે સાધ્ય રૂપે હાજર રહેશો.

(૩)

તું વસે જો પ્રભુ હર્ષભર હીયલડે,
તો સકળ પાપના બંધ ત્રૂટે;
ઉગતે ગગન સૂરય તણે મંડલે,
દહ દિશિ જેમ તિમિર પડલ ફૂટે...આજ૦ ॥૩૪૩॥

ભાવાર્થ :- વળી પણ કહે છે કે જો પ્રભુ તું મારા હૈયામાં અવિસંવાદી સાધ્ય સ્વરૂપે-સ્થિર રહે તો, મારા સકળ મોહના આવરણો દૂર થઈ જાય, જેમ સૂર્ય ઉગે તે વારે સકળ અંધકારના પડળો દૂર થઇ જાય છે તેમ.

(૪)

સીંચજે તું સદા વિપુલ કરૂણા રસે,
મુજ મને શુદ્ધ મતિ કલ્પવેલી;
નાણ-દંસણ કુસુમ ચરણ વર મંજરી,
મુક્તિ ફળ આપશે તે અકેલી........આજ૦ ॥૩૪૪॥

ભાવાર્થ :- વળી પણ કહે છે કે-હે પ્રભુ-તું મારા હૃદયમાં વાસ કરીને મારા મનને, કરૂણા રસે કરી નિરંતર સિંચન કરતો રહેજે, કે જે થકી હું મારા શુદ્ધ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોમાં રમણતા કરતો રહું. કેમકે તથાસ્વરૂપી એકત્વતાએ હું મોક્ષ-પદને નિશ્ચયથી પામીશ એવી મારી શ્રદ્ધા છે.

(૫)

લોક સન્ના થકી લોક બહુ વાઉલો,
રાઉલો દાસ તે સવિ ઉવેખે;
એક તુઝ આણસું જેહ રાતા રહે,
તેહને એહ નિજ મિત્ર દેખે.........આજ૦ ॥૩૪૫॥

ભાવાર્થ :- વળી પણ પ. પૂ. શ્રી ય. ઉ. જી કહે છે કે, ધર્મ-મર્મમાં મૂઢ-અજ્ઞાનીઓ તો, લોક-દેખાદેખી લોકરંજનના લોક ભક્તિરૂપ ધર્મમાં ગાડરિયા પ્રવાહની જેમ ઘેલા થઇને-પોત-પોતાના વિષય-કષાયોને પોષતા રહે છે, પરંતુ હું તો હે શ્રી વીતરાગ પરમાત્મા ! તેં પ્રરૂપેલા સંયમ (સત્તર પ્રકારના)ને સાચો મોક્ષ માર્ગ જાણીને, તેનો રાગી (આરાધક) થયો છું, તેથી કરીને હું તો કેવળ સાચા સંયમી આત્માઓને મારા સાથી જાણું છું. આ સંબંધે પ. પૂ. અધ્યાત્મ યોગીરાજ શ્રી આનંદઘનજીએ પણ જણાવ્યું છે કે,

"સૂત્ર અનુસાર જે ભાવિક કિરિયા કરે,
તેહનો શુદ્ધ ચારિત્ર પરીખો."

(૬)

આણ જીન ભાણ તુજ એક હું શીર ધરૂ,
અવરની વાણી નવિ કાને સુણિએ;
સર્વ દર્શન તણું મૂળ તુજ શાસનં,
તેણે તે એક સુવિવેક થુણિએ..........આજ૦ ॥૩૪૬॥

ભાવાર્થ :- વળી પણ પ. પૂ. શ્રી ય. ઉ.જી કહે છે કે હે પ્રભુ! મેં તારૂં શાસન પામીને, સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી વીતરાગ પરમાત્માની વાણી સાંભળીને જાણ્યું છે તે થકી આત્મ સિદ્ધિ અર્થે સકળ શુદ્ધ સમ્યગ્ દષ્ટિએ અર્થાત્ સ્યાદ્વાદ દષ્ટિએ પ્રવર્તતા એવા તારા શાસનની સેવા કરવાની (વ્યવહારથી) તારી આજ્ઞા હું માન્ય કરૂં છું.

(૭)

તુજ વચન રાગ, સુખ-સાગર, હું ગણું,
સકળ સુર-મનુજ સુખ એક બિંદુ;
સાર કરજો સદા દેવ સેવક તણી,
તું સુમતિ કમલિનીવન દિણિંદૂ......આજ૦ ॥૩૪૭॥

ભાવાર્થ :- પૂર્વે જણાવ્યા અનુસાર પ્રભુ વચન ઉપરના પરમ વિશ્વાસે કરી પ. પૂ. શ્રી ય. ઉ. જી કહે છે કે, હવે મને મોક્ષ-પ્રાપ્તિ માટેનો મારા હૃદયમાં જે હર્ષ-ઉમંગ પ્રગટયો છે, તે થકી હું આ સંસારમાં દેવના તેમજ મનુષ્યના સુખોને તુચ્છ જાણું છું તો હે પ્રભુ! તમો મને તમારી આજ્ઞામાં રહેવાનો નિરંતર પ્રકાશ આપતા રહી મારી સાર સંભાળ રાખતા રહેજો.

(૮)

જ્ઞાન યોગે ધરી તૃપ્તિ નવિ લાજીએ,
ગાજીએ એક તુજ વચન રાગે;
શક્તિ ઉલ્લાસ અધિકો હુસે તુજ થકી,
તું સદા સકળ સુખ હેત જાગે...આજ૦ ॥૩૪૮॥

ભાવાર્થ :- ઉપર જણાવેલા સમસ્ત વચનોના મુખ્ય ભાવને જણાવતાં થકાં પ. પૂ. શ્રી. ય. ઉ. જી આ ગાથાથી જણાવે છે કે, પ્રથમ જ્ઞાન યોગે કરી એટલે તમારી-મોક્ષ માર્ગે, પ્રવર્તન કરવા માટેની શુદ્ધ-સ્યાદ્વાદ શૈલીવાળી આજ્ઞાનું જાણપણું કરીને, તથાવિધ-વિધિ-નિષેધમાં યથાર્થ અવિરૂદ્ધ ભાવે પ્રવર્તન કરતો-આત્મા, આ સંસારમાં લજ્જા પામતો નથી એટલુ જ નહિ પણ-ગાજતો એટલે શોભા પામવાવાળો થાય છે. આથી વળી બીજા અનેક આત્માઓમાં પણ મોક્ષ માર્ગને અનુસરવાનો વિશેષ સ્વરૂપે ઉલ્લાસ પ્રગટે છે, તેમજ તેઓના અનેકવિધ શુભ-વ્યવહારે કરીને-

બીજા અનેક ભવ્ય આત્માઓને પણ યથાશક્તિ જૈન-માર્ગને, અનુસરવાની બુદ્ધિ પ્રાપ્ત થાય છે.

(૯)

વડ તપાગચ્છ નંદન વને સુરતરૂ,
હીર વિજયો જયો સૂરિ રાયા;
તાસ પાટે વિજયસેન સૂરિ સરૂ,
નિત નમે નરપતિ જાસ પાયા......આજ૦ ॥૩૪૯॥

ભાવાર્થ:-હવે પ. પૂ. શ્રી ય. ઉ. જી. પોતાની ગુરૂ પરંપરા જણાવે છે. વડ ગચ્છની અનેક શાખાઓમાં શ્રી જગત્ ચંદ્ર સૂરિથી તપ ગચ્છની શાખા પ્રસિદ્ધ થઇ છે. તેમાં શ્રી હીરવિજય સુરિ અનેક આચાર્યોમાં રાજા સરિખા થયા છે. તેમની પાટે વિજયસેન સૂરિ થયા છે. જેમને રાજા પાદશાહો નમસ્કાર કરતા હતાં.

(૧૦)

તાસ પાટે વિજય દેવ સૂરિ સરૂ,
પાટ તસ ગુરૂ વિજય સિંહ ધોરી;
જાસ હિત શીખથી માર્ગ એ અનુસર્યો,
જેહથી સવિ ટલી કુમતિ ચોરી...આજ૦ ॥૩૫૦॥

ભાવાર્થ :- વિજયસેનસૂરિની પાટે, વિજય દેવસૂરિ થયા છે અને તેમની પાટે, વિજયસિંહ સૂરિ થયા છે તેમની પાસેથી મેં શ્રી જીનેશ્વર ભગવંતે ભાખેલો શુદ્ધ સંવેગી સાધુ-ધર્મને જાણીને, તમામ પ્રકારની કુમતિને ટાળીને-મેં શ્રી ય. ઉ. જી.એ શુદ્ધ સંવેગી સાધુ ધર્મનો સ્વીકાર કર્યો છે, અને યથાશક્તિ સંયમ-માર્ગને અનુસરવાનો પ્રયત્ન પણ કર્યો છે.

(૧૧)

હીર ગુરૂ શીસ અવતંસ મોટો હુઓ,
વાચકોરાજ કલ્યાણ વિજયો;
હેમ ગુરૂ સમ વડે શબ્દ અનુશાસને,
શીસ તસ વિબુધવર લાભ વિજયો...આજ૦ ॥૩૫૧॥

**ભાવાર્થ** :- હીર સૂરિના સમુદાયમાં, કલ્યાણ વિજય ઉપાધ્યાય થયા છે જેઓ શબ્દાનુશાસનમાં હેમચંદ્રસૂરિ જેવા જ્ઞાની હતા, તેમના શિષ્ય લાભ વિજય પંડિત શિરોમણી હતા.

(૧૨)

શીસ તસ જિત વિજય જયો વિબુધવર,
નય વિજય વિબુધ તસ સુગુરૂ ભાયા;
રહિય કાશી મઠે જેહથી મેં ભલે,
ન્યાય, દર્શન વિપુલ ભાવ પાયા...આજ૦ ॥૩૫૨॥

**ભાવાર્થ** :- તે લાભ વિજય પંડિતના વળી પંડિતોમાં શીરોમણી એવા એક જીતવિજયજી અને બીજા નયવિજયજી એ બે શિષ્યો હતા, તેમાં મારા દીક્ષા ગુરૂ તો શ્રી જીતવિજયજી હતા અને વિદ્યા ગુરૂ શ્રી નયવિજયજી હતા. જેમની કૃપા થકી હું કાશીએ-અભ્યાસ કરવા ગયો હતો, અને ત્યાંથી મેં ષડ્-દર્શનની વિવિધ ન્યાય દષ્ટિનો અભ્યાસ કર્યો હતો.

(૧૩)

જેહથી શુદ્ધ લહિયે સકળ નય નિપુણ,
સિદ્ધ સેનાદિ કૃત શાસ્ત્ર ભાવા;
તેહ એ સુગુરૂ કરૂણાપ્રભો તુજ સુગુણ,
વયણ રયણાયરી મુજ નાવા...આજ૦ ॥૩૫૩॥

**ભાવાર્થ** :- ઉપર જણાવ્યા મુજબ શાસ્ત્રાભ્યાસ કરવા થકી હે શ્રી જીનેશ્વર પરમાત્મા, તમારી સ્યાદ્વાદ સ્વરૂપી અવિસંવાદી વાણીને મેં નય-નિક્ષેપ પ્રમાણ-સપ્ત ભંગાદિ સ્વરૂપે પૂર્વે થઈ ગયેલા પરમ-મહર્ષિઓ, તે શ્રી સિદ્ધ-સેનાદિ કૃત સમ્મતિ તર્ક તેમજ તત્ત્વાર્થાદિ સૂત્રો થકી યથાર્થ અવિરૂધ્ધ ભાવે ગ્રહણ કરી છે, તો તે અખંડ શુદ્ધ, રયણાયરી-નાવારૂપ-મારી બુદ્ધિ, જરૂરથી તમારી શુદ્ધ આજ્ઞાનું અખંડ પાલન કરનારી બનશે.

**સત્તરમી ઢાળ સમાપ્ત**

કલશ

ઇમ સકળ સુખકર દુરિત ભયહર, સ્વામી સીમંધર તણી;
એ વિનતિ જે સુણે ભાવે, તે લહે લીલા ઘણી.
શ્રી નય વિજય બુધ ચરણ સેવક, જશવિજય બુધ આપણી,
રુચિ શક્તિ સારૂ પ્રગટ કીધી, શાસ્ત્ર મર્યાદા ભણી. ॥૩૫૪॥

ભાવાર્થ :-છેવટે પ. પૂ. શ્રી ય. ઉ. જીએ જણાવેલ છે કે મુખ્યપણે તો મેં મારા ક્ષયોપશમાનુસારે મારી રૂચીને પ્રેરણા કરવા માટે, શ્રી સીમંધર સ્વામીની સ્તવના રૂપે, શ્રી જીનેશ્વર ભગવંતોએ મોક્ષાર્થી આત્માઓ માટે પ્રકાશેલ, ત્રિકાળાબાધિત મોક્ષ-માર્ગને, જણાવનારા શાસ્ત્રોને, અનુસરીને અવિરૂદ્ધ ભાવે, આ સ્તવનની રચના કરી છે, તેને જે કોઈ ભવ્ય આત્મા શુદ્ધભાવે કરી, આત્મ હિતાર્થે સાંભળશે યા ભણશે તે આત્મા શુદ્ધ-આત્મિક સુખને અવશ્ય પ્રાપ્ત કરશે.

जपो त मुक्ति न तपो द्विभेदं,
न संयमो नापि दमो न मौनम् ;
न साधनादिक पवनादिकस्य,
किन्त्वेक मन्तःकरणं सुदान्तम्.

ભાવાર્થ :-ઉપરના શ્લોકના અર્થ સંબંધમાં શ્રી આચારાંગ સૂત્રમાં સ્પષ્ટ જણાવેલ છે કે—

"उपसमसार सामण्णम्"

## સુવિચાર શ્રદ્ધેય પ્રશ્નોત્તર વાટિકા

### શ્રી વીતરાગેભ્યો નમઃ

**પ્રશ્નકાર–મેક્સિકન પ્રોફેસર**

**ઉત્તરકાર–શાંતિલાલ કેશવલાલ**

**જૈન સાહિત્ય સભા :** બુલિયન એક્ષચેન્જ બીલ્ડીંગ, રૂમ નં. ૫૫, મુંબઇ નં. ૨ ના તરફથી મેક્સિકન પ્રોફેસરના (૨૧) પ્રશ્નોની યાદી પ્રચારવામાં આવેલી હતી, (૧) જે ઇસ્વીસન ૧૯૫૯ના જાન્યુઆરી મહિનામાં યુનેસ્કો દ્વારા મનીલામાં (ફીલીપાઇન્સમાં) ધાર્મિક પરિષદ ભરાયેલી તેમના દ્વારા પૂછાયેલી પ્રશ્નાવલીને જૈન સાહિત્ય સભાની વિદ્વાન સંપર્ક સમિતિએ તેના ઉત્તરો માંગતી જાહેર માંગણી કરી હતી, **યદ્યપિ આવા અસંબંધક પ્રચાર પ્રશ્નો પ્રતિ ઉદાસીન રહેવું એજ ઉચિત હતું,** તથાપિ સમસ્ત જૈનો પ્રતિ ઉત્તર માંગતી આ જાહેર જાહેરાતે મને આ ઉત્તર આપવા રૂપ પ્રયાસ કરવાની ફરજ પાડી હતી–જે અમોએ તે વખતે પત્રિકારૂપે પ્રસિદ્ધ કરેલી, તેની આ બીજી આવૃત્તિ છે.

संप्रति दुपमाः काले, दृशमाश्चर्य भावतः,
विरुद्धाचारिणो लोका, वर्तन्ते च पदे पदे;
सत्प्ररुपणया मुग्धा, धर्मं मर्म वदन्ति नः
तेषां ज्ञापनायैव, कृतं प्रश्नोत्तरं मया (१)

દુઃષમ કાળમાં જેમ અનેક બાબતોમાં ગીલેટ ચઢાવવા જેવું એટલે કૃત્રિમ વિશેષતા આપવાનું વિજ્ઞાન–વિકસતું જાય છે, તેમ **અધર્મના સ્વરૂપોને ધર્મરૂપે** ગણાવવાના પ્રચાર–પ્રયાસો થઇ રહ્યા છે. તેમજ શુદ્ધ **ધર્મના સ્વરૂપને અધર્મ રૂપે** ઓળખાવવાની યુક્તિ–પ્રયુક્તિઓ યોજાઈ રહી છે. તેને યથાર્થ સ્વરૂપે કિંચિત્ આ પ્રશ્નોત્તરીમાં રજુ કરવામાં આવી છે. આની ઉત્તમ ધર્માર્થીઓએ દૃઢધારણા કરી લેવી એવી મારી નમ્ર વિનંતી છે.

ચરમતીર્થપતિ વીતરાગ, સર્વજ્ઞ શ્રીમહાવીરસ્વામીજીએ પ્રરૂપેલ શુદ્ધ ધર્મને આરાધ્યભાવી આજ્ઞાવર્તી જૈનબંધુઓ મેક્સિકન પ્રોફેસરના પ્રશ્નોના આ ઉત્તરને સિદ્ધાંતથી **અવિરૂદ્ધ** જાણવા પ્રયાસ કરે એ જ અભ્યર્થના.

**પ્રશ્ન**–(૧) તમારો ધર્મ તમારા અનુયાયીઓને ધાર્મિકવસ્તુને બાધ ન આવે એ રીતે વૈજ્ઞાનિક **વિકાસનો** અભ્યાસ અને ઉપયોગ કરવાની છૂટ આપે છે ?

**ઉત્તર**–(૧) **જૈનો** સકળ જગતના સર્વ જીવોના (વિકાસ–પ્રક્રિયા) પુરૂષાર્થને ચાર વિભાગથી જાણે છે. તે આ પ્રમાણે (૧) ધર્મપુરૂષાર્થ (૨) અર્થપુરૂષાર્થ (૩) કામપુરૂષાર્થ (૪) મોક્ષપુરૂષાર્થ. આ ચારે પુરૂષાર્થમાં, ધર્મપુરૂષાર્થને મોક્ષપુરુષાર્થના

કારણપણે જાણે છે. અને અર્થપુરૂષાર્થને કામપુરૂષાર્થનું કારણ માને છે માટે આત્મહિતની દૃષ્ટિએ અર્થપુરૂષાર્થ તથા કામપુરૂષાર્થ બન્નેને ત્યાજ્ય જાણે છે અને ધર્મ પુરૂષાર્થ તથા મોક્ષપુરૂષાર્થ બંનેને આદરવાયોગ્ય ગણે છે

પ્રશ્ન-(૨) પૂર્વ અને પશ્ચિમમાં વર્તમાન સમાજ રચનાની અંદર થઈ રહેલા ફેરફારની તમારા ધર્મ પર મુખ્ય અસરો શું થઈ છે?

ઉત્તર-(૨) સકળ જગતના સર્વકાળે થતા સઘળાએ ફેરફારોને તેના હેતુઓ સાથે તેના સાર-અસાર સ્વરૂપથી યથાર્થ જાણવા માટે-આ હકીકતને સંવિજ્ઞ ગીતાર્થ ગુરૂ પાસેથી સમજવા પ્રયત્ન કરવો જરૂરી છે. કેમકે સકળજગતના સર્વભાવોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના પારિણામિક, ઔદયિક, ક્ષયોપશમિક અને ક્ષાયિક ભાવો (ફેરફારો)ને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવના સંબંધથી તેઓ જ યથાર્થ (અવિરૂદ્ધ) જાણે છે.

પ્રશ્ન (૩) જગતના લોકોમાં ઐક્યની જરૂરી ભૂમિકા રચાય તે માટે તમારો ધર્મ જુદી જુદી સંસ્કૃતિઓમાં રહેલા આધ્યાત્મિક તત્ત્વોની જાગૃતિ માટે પ્રોત્સાહન આપે છે ખરો?

ઉત્તર-(૩) જૈનો જગતના સર્વજીવોની અનેકવિધ-વિવિધ અવસ્થાઓમાં પણ તેઓ પ્રતિ મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય, અને કારૂણ્ય ભાવનાની વર્તના વડે, સાચીઐક્યતાસાધક-આધ્યાત્મિકજાગૃતિના નિરંતર પ્રોત્સાહક છે.

પ્રશ્ન-(૪) તમારા ધર્મમાં ધ્યાન અને મંત્રને લગતી જે હકીકતો જણાવી છે તેની તેના અનુયાયીઓના રોજના જીવન પર કોઇ વાસ્તવિક અસર થાય છે ખરી?

ઉત્તર-(૪) જે જે જીવોને જેવી જેવી શુદ્ધાશુદ્ધ રૂચી હોય છે, તે તે જીવોનું તેને અનુસરતું પ્રર્વતન હોય છે. અને જે જે જીવોનું જેવા પ્રકારનું શુદ્ધાશુદ્ધ પ્રવર્તન છે તેને તેવો શુદ્ધાશુદ્ધ અનુભવ હોય છે.

પ્રશ્ન-(૫) તમારો ધર્મ સાધુ જીવનને લગતાં ત્યાગ અને નિગ્રહને લગતાં મંતવ્યો તથા વિશિષ્ટ ધાર્મિક સમાજોના મુખ્યપદ વિષે શો ખ્યાલ ધરાવે છે?

ઉત્તર-(૫) જૈનો પર પ્રત્યયિક સંબંધના ભાવવાળા કોઈપણ વિશિષ્ટ પદને ક્ષુલ્લક જાણતા થકાં, તથાસ્વરૂપના ત્યાગી-ઉત્તમ આત્માઓના પરમ આત્મશુદ્ધિ સ્વરૂપના પાંચ વિશિષ્ટ પદોને શાશ્વત જાણે છે. અને તેને જ આરાધ્ય ગણે છે.

પ્રશ્ન-(૬) વ્યક્તિના જીવનમાં જ્યારે જન્મ-મરણ, દુઃખ-સુખ અને જીવનના ધ્યેયને લગતાં મૂળભૂત પ્રશ્નો ખડા થાય છે ત્યારે તમારો ધર્મ તેમાં શું ભાગ ભજવે છે?

ઉત્તર-(૬) નિષ્ઠાશૂન્ય ધર્મવિહીનજીવોના જીવનમાં કોઇ કાળે દુઃખોનો (પ્રશ્નોનો) અસંભવ નથી, તેમજ ધર્મીઆત્માઓના જીવનમાં દુઃખનો ડર કે સુખનો લોભ હોતો નથી.

પ્રશ્ન-(૭) તમારો ધર્મ ધનસંગ્રહ પ્રત્યે કેવું વલણ ધરાવે છે અને આ જગતમાં મનુષ્યને માટે કઈ જાતની પ્રગતિની કલ્પના કરે છે?

ઉત્તર-(૭) ધનનો સંગ્રહ મનુષ્યના સ્થૂળ જીવનની પ્રગતિમાં સહાયક છે, તેમજ **શુદ્ધધર્મની પ્રગતિમાં બાધક છે.** મનુષ્ય જીવનની પ્રગતિ ધર્મની પ્રગતિ વડે અંકાય અને ધર્મની પ્રગતિ જીવનમાંથી અધર્મીપણાના સ્વરૂપને દૂર કરવા વડે અંકાય.

પ્રશ્ન-(૮) વીસમી સદીમાં વિજ્ઞાન અને ઉદ્યોગ ધંધાના ક્ષેત્રમાં થયેલા વિકાસે બુદ્ધિમાનો માટે જે કોયડાઓ ઉભા કર્યા છે તેમાં તમારો ધર્મ શું વલણ ધરાવે છે.

ઉત્તર-(૮) બુદ્ધિમાનોમાં પણ જ્યારે જ્યારે વિષય ભોગોની વાસનાઓને વિકસાવતુ વિજ્ઞાન વિકસતું જાય છે, ત્યારે ધર્મના શુદ્ધ સ્વરૂપનો હ્રાસ થતો જાય છે.

પ્રશ્ન-(૯) પ્રાચીન સમાજ રચનાની પ્રણાલિકામાં આધુનિક કાળે જે ફેરફારો થઈ રહ્યા છે તેના પ્રત્યે તમારો ધર્મ કેવું વલણ ધરાવે છે? તે આ ફેરફારોનો નિષેધ કરે છે, તે પ્રત્યે ઉદાસીન રહે છે, કે તેની હિમાયત કરીને તેનું **આધ્યાત્મિક મૂલ્યાંકન કરે છે?**

ઉત્તર-(૯) કોઈ પણ કાળે સાચી **આધ્યાત્મિકતા** વડે, **ધર્મીસમાજમાં તાત્વિક અસમાનતા હોતી નથી.**

પ્રશ્ન-(૧૦) મૂળભૂત સમાજરચના જેવી કુટુંબ પ્રથામાં થઇ રહેલા ફેરફારો અંગે તમારો ધર્મ પરંપરાગત મૂલ્યાંકનોનો સ્વીકાર કરે છે? કે તેનું તદ્દન નવું મૂલ્યાંકન કરે છે? જો તે આવું મૂલ્યાંકન કરતો હોય તો તે કયા પ્રકારનું છે અને તે પિતા માતા અને બાળકના બનેલા કુટુંબનું કયા પ્રકારનું વિશેષ મૂલ્યાંકન કરે છે?

ઉત્તર-(૧૦) જગતમાં સર્વજીવોની અનેકવિધ વિવિધતા વડે **અનેક પ્રકારની સમાજરચના સર્વકાળે હોય છે.** તેમાં ધર્મ કોઇને બાધા ઉપજાવતો નથી. પરંતુ પ્રત્યેક વિવિધતામાં પણ ધર્મ, ધર્માશથી જોડાઇ, પોતાના શુદ્ધસ્વરૂપની એકવિધતા વડે શુદ્ધતા અને ઐકયતા લાવે છે.

પ્રશ્ન-(૧૧) તમારો ધર્મ નીચેના પ્રશ્નોનો ઉકેલ કેવી રીતે કરે છે?

અ-ઉદ્યોગીકરણને લીધે પવિત્ર લક્ષણો ધરાવતા સમાજનો થઈ રહેલો નાશ

આ-ખેતીવાડીની પ્રથામાં થઇ રહેલા અનેકવિધ સુધારા

ઇ-ઉદ્યોગ ધંધાના વિકાસ સાથે વધી રહેલું બેકારીનું પ્રમાણ.

ઈ-મિશ્ર લગ્નો.

ઉત્તર-(૧૧) અ-ઉદ્યોગીકરણને લીધે નહિ, પરંતુ **સુસંસ્કૃતિનું** ઉન્મૂલન **કરવા વડે** સુખ-શાંતિના કારણરૂપ પવિત્ર લક્ષણ ધરાવતા સમાજનો નાશ થઇ રહ્યો છે.

આ–કોઈ પણ ફેરફારને સુધારા કે કુધારા સ્વરૂપે જાણવા માટે **"નીવડે વખાણ"** એ ઉક્તિને ધ્યાનમાં રાખવી જોઈએ.

ઇ–ઉદ્યોગમાં ધંધના (અપ્રમાણિકતાના) વિકાસથી બેઇમાની, બેકારી અને બેઇજ્જતી વધે છે.

ઈ–મિશ્રલગ્ન એટલે **વિજાતીય ઐક્ય.**

**પ્રશ્ન–(૧૨)** તમારા ધર્મનું વલણ નીચેના પ્રશ્નો અંગે કેવું છે ?

અ–ઉત્પાદન વધારવા માટે વ્યક્તિઓની ભૌતિક જરૂરીઆતોમાં વધારો કરવો.

આ–રાષ્ટ્રની ઝડપથી વધી રહેલી વસ્તી અને ગ્રામ્ય જનતાની વસ્તીમાં થઈ રહેલો વધારો.

ઇ–સામાજિક ન્યાય મેળવવાના પ્રયત્નોમાંથી ઉભી થતી સમસ્યાઓ.

**ઉત્તર–(૧૨) અ–ભૌતિક જરૂરીયાત અને ઉત્પાદન કોઈપણ કાળે, કોઈપણ સ્થાને અપ્રમાણ હોતા નથી.**

આ–કોઇ પણ સ્થાનમાં **વસ્તીનો વધારો કે ઘટાડો** ઇષ્ટ કે અનિષ્ટ હોવાના કારણો કયા છે ? તેને પ્રથમ સાચા સ્વરૂપે જાણી પછી વિવેક દૃષ્ટિ વાપરવી જોઈએ.

ઇ–ઉત્તમ આત્માઓને સમાજ પાસેથી કોઈ ન્યાય મેળવવાનો હોતો નથી. પરંતુ સમગ્ર જગતને **પોતાના જીવનથી** ન્યાય આપવાનો હોય છે.

**પ્રશ્ન–(૧૩)** તમારો ધર્મ સમાજની દરેક વ્યક્તિમાં નાગરિકની ભાવના અને જનતા પ્રત્યેની જવાબદારીનું ભાન જાગ્રત કરે છે ખરો ?

**ઉત્તર–(૧૩)** ધર્મી આત્માઓ બીજા **ધર્મી કે અધર્મી** આત્માઓ પ્રત્યેની યથાર્થ જવાબદારીના સાચા ભાન સહિત સદા જાગૃત હોય છે.

**પ્રશ્ન–(૧૪)** તમારો ધર્મ વર્તમાન યુગના જુદા જુદા આધ્યાત્મિક અને સાંસ્કૃતિક પ્રવાહો વચ્ચે વિચાર વિનિમય કરવાની જરૂર પર ભાર મૂકે છે ખરો ? તે દરેક પ્રમાણભૂત સંસ્કૃતિઓમાંથી કાયમી અને વિશ્વ વ્યાપી તત્ત્વોને શી રીતે બહાર લાવે છે ?

**ઉત્તર–(૧૪)** આધ્યાત્મિકતાનો **વિનિમય** થઈ શકતો નથી તેમજ સકળ તત્ત્વો સદ્–અસદ્ સ્વરૂપે જગતમાં **સદા સર્વત્ર વ્યાપી છે.** પરંતુ આંધળાને જેમ પ્રકાશનું સ્વરૂપ સમજાવવું અશકય છે, તેમ શુદ્ધ તત્ત્વોની શ્રદ્ધાથી ભ્રષ્ટ થયેલાઓને વસ્તુ તત્ત્વનું યથાર્થ સ્વરૂપ સમજાવવું અશકય છે

**પ્રશ્ન–(૧૫)** તમારા ધર્મનું પાલન અને સત્ય શોધનની ઇચ્છા તમને **અન્યની** ધાર્મિક જાગૃતિ સામે સહનશીલ થવાનું શીખવે છે ખરો ? અને તે તમને કેટલીક સમાન બાબતોમાં **બીજા** ધર્મવાળાની સાથે રહીને કામ કરવાની મંજુરી આપે છે ખરો ?

**ઉત્તર–(૧૫)** શુદ્ધ યમ–નિયમાદિ ધર્મના પાલન પૂર્વકનું–પરમસત્યનું શોધન. સ્વ–પર શુદ્ધિકારક જ હોય છે.

પ્રશ્ન-(૧૬) તમારો ધર્મ બધા મનુષ્યોના ભ્રાતૃભાવને ઉત્તેજન આપે છે ખરો ? જો આપતો હોય તો તે માનવ સમાજની આગળ કયા આદર્શો રજૂ કરે છે ?

ઉત્તર-(૧૬) જૈન ધર્મમાં બલાત્કારે કે ભીખારીપણે ભાગ માંગવા માત્રના ભ્રાતૃભાવને સ્થાન નથી પરંતુ જૈનો **ઉત્તમ આદર્શની સંસિદ્ધિના કારણોના વિનિમયપણાવડે** શુદ્ધ ભ્રાતૃભાવને સદા, સર્વત્ર ઉત્તેજન આપનાર હોય છે.

પ્રશ્ન-(૧૭) એવી માન્યતાનો સામાન્ય રીતે સર્વત્ર સ્વીકાર કરવામાં આવે છે, કે વિજ્ઞાન ઉદ્યોગના યુગ પહેલા માનવ સંસ્કૃતિનું ઘડતર કરવામાં ખાસ કરીને પૂર્વમાં ધર્મે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, તો હાલની રચનાત્મક કળા, સ્થાપત્ય, શિલ્પ, ચિત્રકળા, નવલકથા અને વર્તમાન લેખન-શૈલી પર તેની શી અસર થઈ છે ?

ઉત્તર-(૧૭) ધર્મ સદા સકળ કળાઓનો પોષક અને રક્ષક છે. તેમજ અધર્મ નિરંતર સકળ કળાઓનો શોષક અને ભક્ષક છે.

પ્રશ્ન-(૧૮) વિશ્વ સમાજની રચના પ્રત્યે પ્રગતિ કરવા માટે જુદા જુદા ધર્મો કયાં સુધી અને કેવાં સાધનોથી ફાળો આપી શકે તેમ છે ?

ઉત્તર-(૧૮) પ્રશ્ન બીજાના જવાબમાં જે સ્વરૂપને ગીતાર્થ ગુરુ ભગવંત પાસેથી જાણી લેવા સૂચન કર્યું છે, તેનું યથાર્થ સ્વરૂપ સમજવાથી જ આ પ્રશ્નનો સાચો ઉત્તર પ્રાપ્ત થઈ શકે.

પ્રશ્ન-(૧૯) તમારા ધર્મનું નીચેના પ્રશ્નો પ્રત્યે કેવું વલણ છે ?

અ-વર્તમાન સમાજમાં કુટુંબની સ્થિતિ અને ધર્મ તેમાં બાળકોની કેળવણી અને પત્નીનું સ્થાન.

આ-અણુવિકસિત દેશોમાં ચાલી રહેલો અર્ધ ભૂખમરો.

ઉત્તર-(૧૯) અ-સર્વજીવોને ધર્મના યથાતથ્ય સંબંધથી ભિન્નભિન્ન સ્વરૂપ, સ્થાન, સ્થિતિ અને સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

આ-કોઈ પણ સ્વરૂપનું અજ્ઞાન, તે તે સ્વરૂપ સંબંધી દુઃખનું કારણ જરૂર છે.

પ્રશ્ન-(૨૦) ઉદ્યોગ ધંધામય બનેલી દુનિયામાં ધર્મ અને ધ્યાનના સ્થાન પરત્વે તમારા ધર્મનું દૃષ્ટિબિંદુ કેવું છે ?

ઉત્તર-(૨૦) ધર્મનું સ્વરૂપ અદૃષ્ટ મૂળ સમાન છે, જેમ અદૃષ્ટ એવા મૂળથી જ વૃક્ષના થડ, ડાળા, પત્ર, ફૂલ, ફળ વિગેરે વિવિધ અંગો પોષાય છે, તેમ જગતના સર્વ શુદ્ધ વ્યવહારોના મૂળમાં ધર્મ રહેલો હોય છે જ.

પ્રશ્ન-(૨૧) અન્ય ધર્મો કે વાદોએ પ્રેરેલી ભિન્નભિન્ન સંસ્કૃતિઓ વચ્ચેની સહાનુભૂતિભરી પ્રશંસાને તમારો ધર્મ કઈ દૃષ્ટિએ નિહાળે છે ?

ઉત્તર-(૨૧) શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ વીતરાગ ધર્મને જૈનો, **આનાકાંક્ષિત, અક્ષય, અભેદ, અચળ અને અબાધિત સ્વરૂપે જાણે છે.**

વીરસંવત ૨૫૧૧-વિક્રમ સંવત ૨૦૪૧ સન-૧૯૮૫ સુજ્ઞેષુ કિં બહુના

લિ. સિદ્ધાંત પાક્ષિક પંડિત શાંતિલાલ કેશવલાલ

મોક્ષાર્થ સાધક સમ્યક્ત્વ ગુણના (અન્વય-વ્યતિરેકભાવે) શાસ્ત્રાનુસારી (૬૭) બોલની, પ-પૂ-શ્રી-ય-ઉ-જી રચિત-સજઝાય, આત્માર્થી આત્માએ, સદ્ગુરૂ પાસે અર્થ સહિત કંઠસ્થ અવધારવી અનિવાર્ય-આવશ્યક છે.

ઢાળ (૧) લી-ચાર પ્રકારની સદ્દહણા

ચઉ-સદ્દહણા, તિ-લિંગ છે, દશવિધ-વિનય વિચારો રે;
ત્રણ-શુદ્ધિ, પણ-દૂષણાં, આઠ-પ્રભાવક ધારો રે;

ત્રુટક

પ્રભાવક-અડ, પંચ-ભૂષણ, પંચ-લક્ષણ જાણીયે,
ષટ્-જયણા, ષટ્-આગાર ભાવના,-છવ્વિહા મન આણીયે;
ષટ્-ઠાણ સમકિતતણા સડસઠ, ભેદ એહ ઉદાર એ,
એહનો તત્ત્વ વિચાર કરતાં, લહીજે ભવ પાર એ;

ઢાળ (૧) ચાલુ

ચઉવિહ સદ્દહણાં તિહાં, જીવાદિક પરમત્થો રે;
પ્રવચનમાંહિ જે ભાખિયા, લીજે તેહનો અત્થો રે.

ત્રુટક

તેહનો અર્થ વિચારીએ, એ પ્રથમ સદ્દહણા ખરી;
બીજી સદહણા તેહની જે, જાણે મુનિ ગુણ જવહરી.
સંવેગ રંગ-તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે-બુધા;
તેહની સેવા કીજીએ જીમ, પીજીએ સમતા-સુધા.

ઢાળ (૧) લી ચાલુ

સમકિત જેણે ગ્રહી-વમ્યું, નિન્હવ ને અહાછન્દારે;
પાસત્થા ને કુશીલિયા, વેષવિડંબક-મંદારે.

ત્રુટક

મંદા-અન્નાણી, દૂર છંડો, ત્રીજી સદ્દહણા કહી;
પરદર્શનીનો સંગ ત્યજીએ, ચોથી સદ્દહણા કહી.
હીણાતણો જે સંગ ન ત્યાજે, તેહનો ગુણ નવિ રહે;
જ્યું જલધિજલમાં ભળ્યું, ગંગા-નીર, લૂણ પણું લહે.

ઢાળ (૨) જી-ત્રણલિંગ

ત્રણ લિંગ સમકિત તણાં રે, પહેલું શ્રુત અભિલાષ;
જેહથી શ્રોતા રસ લહે રે, જેહવો સાકર-દ્રાક્ષ રે,
આણી ધરીએ સમકિત રંગ.

જિમ લહીએ સુખ અભંગ રે, પ્રાણી! ધરીએ સમકિત રંગ.
તરૂણ-સ્ત્રી-સહ પરિવર્યો રે, ચતુર ભાવે સુરગીત;
તેહથી રાગે અતિઘણે રે, ધર્મ સુણવાની (રીત) પ્રીત રે. પ્રાણી?
ભૂખ્યો-અટવી ઉતરી રે, ચહે-ઘેબર દ્વિજ-ચંગ;
ઇચ્છે તિમ જે ધર્મને રે, તેહિજ બીજું લિંગ રે પ્રાણી?
વૈયાવચ્ચ ગુરૂ-દેવનું રે, ત્રીજું લિંગ ઉદાર;
વિદ્યાસાધક-પરે, કરે રે, આળસ નવિય લગાર-રે. પ્રાણી?

ઢાળ (૩) જી દશભેદ-તે, દશ જણાનો (૫) પાંચ પ્રકારે વિનય કરે

અરિહંત તે જિન વિચરતાજી, કર્મ ખપી હુઆ સિદ્ધ;
ચેઇય જિન પડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ.
ચતુરનર! સમજો વિનય પ્રકાર, જિમ લહીએ સમકિત સાર-ચતુર૦
ધર્મ ક્ષમાદિક ભાખિયોજી, સાધુ તેહના ગેહ;
આચારજ-આચારનાજી, દાયક નાયક જેહ-ચતુર૦
ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણહાર:
પ્રવચન સંઘ વખાણીએ જી, દર્શન સમકિત સાર-ચતુર૦
ભગતિ બાહ્ય પ્રતિપત્તિથી જી, હૃદય પ્રેમ બહુમાન;
ગુણથુતિ અવગુણ ઢાંકવાજી, આશાતનની હાણ-ચતુર૦
પાંચ ભેદે એ દશ તણોજી, વિનય કરે અનુકૂલ;
સીંચે તેહ સુધારસેજી, ધર્મ વૃક્ષનું મૂળ-ચતુર૦

ઢાળ (૪) થી ત્રણ પ્રકારે શુદ્ધિ

ત્રણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહેલી મન-શુદ્ધિ રે;
શ્રી જિન ને જિનમત વિના રે, જૂઠ-સકળ, એ-બુદ્ધિ રે;
ચતુર! વિચારો ચિત્તમાંરે.
જિન ભગતે જે નવિ થયું રે, તે બીજાથી કેમ? થાય રે
એવું જે મુખે ભાખીયે રે, તે વચન-શુદ્ધિ કહેવાય રે; ચતુર;
છેદ્યો-ભેદ્યો વેદના રે; જેહ-સહેતો અનેક પ્રકાર રે;
જિન-વિણ પર-સુર નવિ નમે રે, તેહની કાયા-શુદ્ધિ ઉદાર રે, ચતુર

ઢાળ (૫) મી—પાંચ દૂષણ પરિહરો

સમકિત-દૂષણ પરિહરો, તેહમાં પહેલી છે શંકા રે
તે જિન વચનમાં મત-કરો, જેહને છે-સમ, નૃપ-રંકા રે
સમકિત-દૂષણ પરિહરો.

કંખા તે કુમતની વાંછના, બીજું દૂષણ ત્યજીએ;
પામી સુરતરૂ પરગડો, કિમ ? બાઉલ ભજીએ, સમકિત.
સંશય ધર્મનાં ફળતણો. તે વિતિગિચ્છા નામે;
ત્રીજું દૂષણ પરિહરો, નિજ–શુદ્ધ, પરિણામે સમકિત.
મિથ્યામતિ-ગુણ વર્ણના. ટાળો ચોથો દોષ;
ઉનમાર્ગી થુણતાં હુવે, ઉન્માર્ગનો પોષ; સમકિત.

ઢાળ (૬) ઠ્ઠી–આઠ પ્રકારના–પ્રભાવક

આઠ પ્રભાવક પ્રવચનમાં કહ્યા, પવયણી (પ્ર–વચનીક) ધુરિ જાણ;
વર્તમાન શ્રુતના-અર્થનો જે, પાર લહે ગુણ ખાણ;
ધન ધન શાસન મંડન મુનિવરા.
ધર્મકથી તે બીજો જાણીએ, નંદિષેણ પરે જેહ;
નિજ ઉપદેશેરે-બુઝવે, ટાળી હૃદય સંદેહ;-ધનધન૦
વાદી ત્રીજો રે-જે-તર્ક-નિપુણ, મલ્લવાદી પરે જેહ;
રાજદ્વારે રે-જય કમલા વરે, ગાજંતો જિમ મેહ-ધનધન૦
ભદ્રબાહુ પરે જેહ સુ-નિમિત્ત કહે, પરમત જીપણકાજ;
તીમ નિમિત્તી રે ચોથો જાણીયે, શ્રી જિનશાસન રાજ-ધનધન૦
તપ ગુણે ઓપે રે, રોપે ધર્મને, ગોપવે નવિ જિન આણ;
સમતા શોધંતો, નવિ કોપે કદા, પંચમ, તપસીને જાણ-ધનધન૦
છટ્ઠો, વિદ્યા રે-મંત્ર તણો બલિ, જિમ શ્રી વયર મુણિંદ;
સિદ્ધ, સાતમોરે, અંજન યોગથી, જિમ કાલિક મુનિચંદ-ધનધન૦
કાવ્ય, સુધારસ મધુર અર્થ ભર્યા, ધર્મ-હેતુ કરે જેહ;
સિદ્ધસેન પરે રાજા-રીઝવે, અટ્ઠમ, કવિવર તેહ...ધનધન૦
જવ નવિ હોવે પ્રભાવક એહવા, તવ, વિધિ શું-અનેક;
જાત્રા-પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવક છેક-ધનધન૦

ઢાળ (૭) મી સમકિતના પાંચ ભૂષણો

સોહે સમકિત જેહથી, સખિ ! જીમ આભરણે દેહ;
ભૂષણ પાંચ તે મન વસ્યાં, સખિ ! તેહમાં નહિ સંદેહ;
મુજ સમકિત-રંગ અચળ હોજો રે;
'પહેલું કુશળપણું' તિહાં, સખિ ! વંદન ને પચ્ચક્ખાણ;
કિરિયાંનો વિધિ અતિ ઘણો, સખિ ! આચરે જેહ સુ-જાણ....મુજ.
બીજું તીરથ સેવના, સખિ ! તીરથ, તારે-જેહ;
તે ગીતારથ મુનિવરા, સખિ ! તેહશું કીજે-નેહ...મુજ.

ભગતિ કરે ગુરૂદેવની, સખિ ! ત્રીજું ભૂષણ હોય;
કિણહિ ચલાવ્યો નવિ ચલે, સખિ ! ચોથું એ ભૂષણ જોય...સુજ.
જિન શાસન અનુમોદના, સખિ ! જેહથી સંત-રીઝંત;
કીજે તેહ પ્રભાવના, સખિ ! પાંચમું ભૂષણ ખંત...સુજ.

ઢાળ (૮) મી અંતરંગ-પાંચલક્ષણ

લક્ષણ પાંચ કહ્યાં સમકિત તણાં, ધુરિ ઉપશમ અનુકૂળ; સુગુણનર૨૦
અપરાધીશ્યું પણ નવિ ચિત્ત થકી, ચિંતવીએ પ્રતિકૂલ;
સુગુણનર ! શ્રી જિનભાષિત વચન વિચારીએ.
સુરનર સુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવસુખ એક; સુગુણનર
બીજુ લક્ષણ તે અંગીકરે, સાર-સંવેગશું ટેક; સુ-શ્રી જિન૦
નારક ચારક સમ, ભવઉભગ્યો, તારક જાણીને ધર્મ; સુગુણનર
ચાહે નિકલવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ; સુ-શ્રી જિન
દ્રવ્ય થકી દુઃખિયાની જે દયા, ધર્મહીણાની રે-ભાવ; સુગુણનર
ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શકતે મન-લાવ; સુ-શ્રી જિન
જે જિન ભાખ્યું તે નહિ અન્યથા, એહવો જે દઢ રંગ; સુગુણનર
તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ; સુ-શ્રી જિન

ઢાળ (૯) મી છ (૬) પ્રકારે જતના કરે

પરતીર્થી-પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યાં વળી જેહ;
વંદન પ્રમુખ તિહાં નવિ કરવું, તે જયણા ષટ્ ભેદ રે
ભવિકા ! સમકિત યતના કીજે
વંદન તે કર જોડન કહિયે, નમન તે શીશ નમાડયે;
દાન ઈષ્ટ અન્નાદિક દેવું, ગૌરવ ભગતિ દેખાડે રે; ભવિકા !
અનુપ્રદાન તે તેહને કહીએ, વારંવાર જે દાન;
દોષ કુપાત્રે પાત્ર મતિએ, નહિ અનુકંપા માન રે; ભવિકા !
અણ બોલાયે જેહ બોલવું, તે કહીએ આલાપ;
વારવાર આલાપ જે કરવો, તે જાણો સંલાપ રે; ભવિકા !
એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહાર;
એહમાં પણ કારણથી જયણા, તેહના અનેક પ્રકાર રે; ભવિકા !

ઢાળ (૧૦) મી શુદ્ધ વ્યવહાર સંબંધે છ (૬) આગાર

શુદ્ધ ધર્મથી નવિ ચલે, અતિ દઢ ગુણ આધાર-લલના
તો પણ જે નહિ એહવા, તેહને એ આગાર-લલના
બોલ્યું તેહવું પાળીએ, દંતીદંત સમબોલ-લલના

સજ્જન પ્રતિ દુર્જન ઘણા, કચ્છપ કોટિને તોલ-લલના
રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ-લલના
તેહથી કાર્ત્તિકની પરે, નહિ મિથ્યાત્વ સંયોગ-લલના
મેળો-જનગણનો કહ્યો, બળ-ચોરાદિક જાણુ-લલના
ક્ષેત્ર પાલાદિક દેવતા, તાતાદિક-ગુરૂ ઘાત-લલના
વૃત્તિ દુર્લભ-આજીવિકા, ને-હીપણુ કાંતાર-લલના
તે છે તે દૂષણ નહિ, કરતાં અન્ય આચાર-લાલના

ઢાળ (૧૧) મી સમ્યક્ત્વ ગુણમાં શુદ્ધિ-વૃદ્ધિના કારણરૂપ (૬) છ ભાવના
ભાવી જે-રે, સમકિત જેહથી રૂઅડું, તે ભાવના રે-ભાવો, મન કરી પરવડું:
જો સમકિત છે, તાજું-સાજું મૂલ રે, તો વ્રતતરૂ દીએ રે શિવફળ અનુકૂલ રે

ત્રુટક

અનુકૂલ મૂલ રસાલ સમકિત, તેહ વિણ મતિ અંધ રે,
જે કરે કિરિયા-ગર્ભ ભરિયા, તેહ જૂઠો ધંધ રે;
એ પ્રથમ ભાવના ગુણો રૂઅડી, સુણો બીજી ભાવના,
બારણું સમકિત-ધર્મપુરનું, એહવી તે પાવના.

ઢાળ (૧૧) મી-ચાલુ

ત્રીજી ભાવના રે સમકિત જો દૃઢ સહી, તો મોટો રે ધર્મપ્રસાદ ડગે નહિ;
પાયે ખોટે રે મોટે મંડાણ ન શોભીએ, તેણે કારણ રે સમકિત શું ચિત્ત થોભીયે.

ત્રુટક

થોભીએ ચિત્ત નિત્ય એમ ભાવી, ચોથી ભાવના ભાવીએ,
સમકિત-નિધાન, સમસ્ત ગુણનું, એહવું મન લાવીએ:
તે વિના છુટાં રત્ન સારિખા, ગુણ-મૂળ-ઉત્તર સવે,
કિમ રહે? તાકે જેહ હરવા, ચોર ચહે-ભવો ભવે.

ઢાળ (૧૧) મી ચાલુ

ભાવો પંચમી રે ભાવના, શમ-દમ સાર રે,
પૃથ્વી પરે રે સમકિત તસ આધાર રે;
છઠ્ઠી ભાવના રે ભાજન સમકિત જો મિલે,
તો શ્રુત-શીલનો રે રસ-રંગ નવિ ગળે.

ત્રુટક

નવિ ગળે સમકિત ભાવના રસ, અમિય સમ સંવર તણો,
ષડ્ ભાવના એ કહી, એહમાં, કરો આદર અતિ ઘણો:
ઈમ ભાવતાં પરમાર્થ જલનિધિ, હોય નિતુ ઝાકમઝોલ એ,
ધન પાવન પુણ્ય પ્રભાવ પ્રગટે, ચિદાનંદ કલ્લોલ એ.

ઢાળ (૧૨) મી સમ્યક્‌ત્વ પ્રાપ્તિના હેતુભૂત ષટ્‌સ્થાનીય બોધનું કિંચિત્‌-સ્વરૂપ

ઠરે જિહાં સમકિત, તે-થાનક, તેહનાં ષટ્‌ વિધ કહીયે રે,
તિહાં પહેલું થાનક છે, ચેતન, લક્ષણ આતમ લહી રે.
ખીરનીર પરે પુદ્‌ગલ મિશ્રિત, પણ છે, તેહથી અલગો રે,
અનુભવ હંસ ચંચૂ જો લાગે, તો નવિ ભાવે બિલગો રે.
બીજું થાનક નિત્ય આતમા, જે અનુભૂતિ સંભારે રે,
જીમ વાસન સહ બાળક વર્તે, પૂર્વ ભવ-અનુસારે રે.
દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાયા રે,
દ્રવ્ય થકી અવિચલિત અખંડિત, નિજ ગુણ આતમ રાયા રે.
ત્રીજું સ્થાનક 'ચેતન કર્તા, કર્મ તણો છે, યોગે રે,
કુંભકાર છે કુંભતણો જીમ, દંડાદિક સંયોગે રે.
નિશ્ચયથી નિજ ગુણનો કર્તા, અનુપચરિત વ્યવહારે રે,
દ્રવ્ય કર્મથી નગરાદિકનો, તે ઉપચારે પ્રમાણો રે.
ચોથું થાનક 'ચેતન ભોક્તા', પુણ્ય પાપ ફળ કેરો રે,
વ્યવહારે તિમ નિશ્ચય દૃષ્ટે, ભુંજે નિજ ગુણ ન્યારો રે.
પાંચમું થાનક છે પરમ પદ, અનંત અક્ષય સુખ સ્વામી રે,
દેહ રહિત પણ નિજ ગુણ શુદ્ધે, અવિચળ-સિદ્ધિ-વિલાસી રે.
છટ્ઠું થાનક મોક્ષતણો છે, સંજમ-જ્ઞાન ઉપાયો રે,
જો સહજે લહીએ તો સઘળે, કારણ નિષ્ફળ હોવે રે.
કહે જ્ઞાનનય જ્ઞાન જ સાચું, તે વિણ જૂઠી કિરિયા રે,
ન લહે રૂપું રૂપું અજાણે, છીપ ભણી જે ફિરિયા રે.
કહે ક્રિયાનય કિરિયા વિણ જે, જ્ઞાન તેહ શું કરશે રે,
જલ પેસી કર-પદ ન હલાવે, તારૂ તે કિમ તરશે રે,
દૂષણ ભૂષણ છે ઈહાં બહુલા, નય એકેકને વાદે રે.
સિદ્ધાંતી તે બિહું નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે,
ઈણિ પરે ૬૭ સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહે રે,
રાગ દ્વેષ ટાળી મન વાળી, તે શમ સુખ અવગાહે રે.
જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઈ નહીં તસ તોલે રે,
શ્રીનય વિજય વિબુધ પય સેવક, વાચક જસ ઈમ બોલે રે.
શિવમસ્તુ સર્વ જગત', પરહિત નિરતા ભવન્તુ ભૂત ગણા:
દોષાઃ પ્રયાન્તુ નાશં', સર્વત્ર સુખી ભવન્તુ લોકા:

નોટ : શુદ્ધિપત્રકમાં ન આવેલ પ્રેસ-દોષ-ભૂલોને સુજ્ઞવાંચકોએ સુધારી લેવી.
સિદ્ધાંત પાક્ષિક પંડિત શાંતિલાલ કેશવલાલના જયજીનેંદ્ર સ્વીકારશો